

સંથાલ ગામડુ
ચિત્રકાર • ભાનુ સ્માર્ત

૭૩૦૧



'માધુર્ય છે કરુણ ગાન મહીં જ એક.'
ચિત્રકાર • ઈશ્વરદાસ

આ જાન્યુઆરીમાં મુંબઈમાં ભરાયેલા 'બૉમ્બે આર્ટ સોસાયટી'ના વાર્ષિક પ્રદર્શનમાંનાં બે ચિત્રો
(ફોટો • સોસાયટીના સૌજન્યથી)

વર્ષ ૨૦ કુમાર અંક

જાન્યુઆરી • ૧૯૪૩

# મહાભારત કારજ કરવા

ગોકુળમાંથી સંચર્યા ગિરધારી,
મધુવનનો મારગ નિરધારી;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

ધમકે ઘોડીલાની ઘુઘરમાળા,
ફરકે ધ્વજપટ ગગને વિશાળા,
ગીત ગાતી વિલપે વ્રજબાળા;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

જસોદામાનાં નેણલાં ઝરતાં,
નન્દજી નીર પાંપણમાં ભરતા,
ગોકુળ ગામનું ગૌરવ સરતાં;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

હરિને વ્રજની વેલડીઓ નમતી,
શીંગ ઢાળી ગાવડીઓ પ્રણમતી,
રમતી વાયુલહરો અનુગમતી;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

સૂનાંસૂનાં ગોકુળ ગોપીવાટ,
વિરહે વિધુરી વૃન્દાવનની વાટ,
ન્હાનો પડશે હરિને આ વિરાટ;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

જગજૂનો જમનાજીનો આરો,
ભણે ભુવનભુવન ભણકારો,
પૃથ્વી બોલે પધારો' પધારો';
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

સાધુજનને રક્ષાછત્ર ધરવા,
ભરી ધરતીનો ભાર ઊતરવા,
મહાભારત કારજ કરવા;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી;
માનવવંશમાં પુણ્ય પાથરવા;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

Zinabhai Ratanji Desai

આંખે મોતીઓ ઉતરાવવાથી લખવા વાચવાની ઉદ્દેશા ચાર માસ સુધી દાક્તરી મના હતી તે દરમ્યાન રચાએલા ચાળીસેક કાવ્યો, જે 'પ્રજ્ઞાચક્ષુના પ્રજ્ઞાબિન્દુ'ના નામથી ટૂંક વખતમાં પ્રકટ થનાર છે તેમાનું એક. ગોકુળ છોડી મથુરા જતા કૃષ્ણનાં કાવ્યોમા વ્રજવાસીના વિરહનુ જ વર્ણન મોટે ભાગ અપાય છે કુમારવય પૂરી કરીને યુવાના કર્તવ્યક્ષેત્રનો સાદ સાંભળી નીકળતા શ્રી કૃષ્ણના જીવનકાર્યનું સૂચન એ આ ગીતનો નવો વિચારભાગ છે.

(રાગ • ગરુડે ચડી આવજો ગિરિધારી)

# દિલનો મર્મ

• ઝૂલણા •

ઓ મહાંભોધિ! ભાભોમની ઓ ધરા!
આજ પામું પુનર્યોગ પાછો,
હૃદયની સર્વ ક્લાન્તિ ટળે આજ ને
આંખનો ઓગળે સૌ અજંપો.
જિંદગી માહ્ય જિંદાદિલી જે મળી,
આર્દ્રતા અંકુરી જે ઉગાવે,
દષ્ટિનો કોણ, કર્તવ્યદીક્ષા મળી
સ્વપ્ન મેં સર્વ પામ્યો તું અંકે.
પામવાને પુનઃ શરણ એ અંકનું
અંટકાઆરની ઉત્પલા, ઓ!
આવતો એજ ગદ્‌ગદસંમોહથી
ઝૂતે શતધા થવા વત્સલા ઓ!
રમ્ય નિર્ઘોષ પ્રતિઘોષ પાડી રહી
ફરફરે હૃદય કે લહાવી,
નગરથી બરકસી રજનીની ના ખરે
મધુભરી રમ્ય રે રૌપ્ય પ્યાલી.
ગર્વથી ગેંદ ઉછાળતી બાનુની
દોરતા થાકથી લાલ થાતી,
એ ઉષા ને રમતિયાળ સંધ્યા ય શી
મૌન બે ગૂઢ સંગીત ગાતી.
જોઈ ઉન્માદતા મત્ત હું યે બનુ
ધારતો અધૃતિ ના ધરાઉં
દશ્યસમૃદ્ધ થાતાં જ બહુગરી
જ્વાળી સર્વ એઃ હું જ હારૂં.
થનગને હૈયુ ચતુરતની સોડમે
બન્ય શી પ્રકૃતિની ઉજાણી
ખગગણો ગર્વ ભરતા દિશા ગૌરવે
હુંય આભાર કરું આજ વાણી.
ગાજતા ઓ સખા! મૂક ઓ માવડી!
આજ દિલનો બધો મર્મ કે'તો;
જીવનાન્તે જ આરામ હો જ્યાં થતો
યોગ-અબ્ધિ-ધરિત્રી ત્રિભેટો.

અશોક હર્ષ

# ન જાણે!

• મિશ્રોપજાતિ •

માલે મળ્યા જે મરજીવા આદમી
અતાગ અબ્ધિ તલેથી શોધતાં
અમોલ મોતી; કહિ તે ન જાણે
રાચન્ત જેઓ તટછીપલાંથી.

જશભાઈ કા. પટેલ

# ઉદાર નમ્ર

• વૈતાલીય •

ફળરે પથવાટની નીચે, ફળફૂલે તરુવેલડી લચે;
વિજયે શિરવીરતા ઝુકે હૃદયે ઉચ્ચ ન નમ્રતા મૂકે.

'ભાનુ'

# 'કુમાર' ચાલુ રહે છે

'કુમાર'પ્રેમી જનતાને જાહેર કરતાં મને આનંદ થાય છે કે મારા ડિસેમ્બરના નિવૃત્તિનિવેદન પછી અમે જે મિત્રોએ મળી 'કુમાર' ચાલુ રાખવાની અપીલ બહાર પાડી હતી તેને સફળતા પ્રાપ્ત થાય એવો પ્રતિધ્વનિ બધી દિશાએથી મળ્યો છે. પરિણામે અમે આ નીચેની યોજના તૈયાર કરી જનતા આગળ રજૂ કરીએ છીએ, અને તેને પૂરેપૂરી વધાવી લેવામાં આવશે એવી આશાથી જ 'કુમાર'નો આ અંક આગળ ધપાવ્યો છે.

એમાં પંચાણું ટકા તો સફળતા મળશે જ એવી ખાતરી સાથે આ કામનો આરંભ કર્યો છે, છતાં ભારે મુશ્કેલીઓ કે કોઈ અણધારી આફતને લઈ તે યોજના મુલતવી રાખવી પડશે તો બહાર પડેલા અંકોનું લવાજમ બાદ કરી બાકીનું ગ્રાહકોને પાછું મોકલી દેવામાં આવશે. એવું કંઈ ન બને તેનો આધાર ઝડપથી આ યોજનામાં જોઈતી મૂડીનો જમાવ થવા પર છે. તેથી આશા છે કે પ્રત્યેક 'કુમાર'-શુભેચ્છક પોતાથી બનતો નાણાંકીય ફાળો આ સાથેના ફૉર્મમાં ભરી મોકલી અમને ઉપકૃત કરશે

'કુમાર કાર્યાલય લિમિટેડ' સ્થપાયા પછી તેના વહીવટ અને આર્થિક જવાબદારીનો સર્વ ભાર તો કંપની ઉઠાવી લેશે; છતાં કુમાર અને કુમાર કાર્યાલયના હિતોમાં હું મારી શક્તિ અનુસાર પૂર્ણ રસ લઈ તેની ઉન્નતિ અને ઉત્કર્ષમાં સાથ આપતો જ રહીશ અને તેની પ્રત્યેક સફળતામાં આનંદ માનીશ.

ર. મ. રાવળ

## કુમાર કાર્યાલયની પુનઃરચનાની યોજનાની રૂપરેખા

[આ પ્રૉસ્પેક્ટસ નથી]

(૧) 'કુમાર કાર્યાલય લિમિટેડ' એ નામની એક જૉઇન્ટ સ્ટૉક કંપની કાયદા મુજબ રજિસ્ટર કરાવી ઊભી કરવી.

(૨) મજકુર કંપનીની મુદ્દતાવાર થાપણ રૂ. ૧,૦૦,૦૦૦ (એક લાખ)ની, દરેક રૂ. ૨૦ (વીસ)ની દાર્શનિક કિંમતના ૫,૦૦૦ (પાંચ હજાર) શેરોમાં રાખવી; અને તે પૈકી હાલ રૂ. ૬૦,૦૦૦ (સાઠ હજાર)ની દાર્શનિક કિંમતના ૩૦૦૦ શેરો કાઢવા

(૩) આ કંપની હાલના કુમાર કાર્યાલયની તમામ અસ્કયામત—કુમાર પ્રોસેસ સ્ટુડિયો નામનું બ્લૉકો બનાવનારું ખાતું તથા કુમાર પ્રિન્ટરી નામનું છાપખાનું તે બંનેની સર્વ મશીનરી, ઍપૅરેટસ, સાધન-સરંજામ, ફર્નિચર વગેરે સાથે, તેમજ 'કુમાર' માસિક તેના બધા બ્લૉકો, લાયબ્રેરી, પાછલી ફાઇલો, અંકો, તેમાંનાં ચિત્રો ને લખાણો તથા તેના કૉપીરાઇટો અને/અથવા તે છાપવા-છપાવવાના નિર્ણિત થએલા હક્કો વગેરે સાથે, તથા કુમાર કાર્યાલયનાં બધાં પ્રકાશનો, આલ્બમો વગેરે તેના કૉપીરાઇટો સાથે, તેમજ કાગળો, શાહી, કેમિકલ્સ તથા બીજી સામગ્રીનો સ્ટૉક સ્ટોર્સ વગેરે જે કંઈ હશે તે તમામ સાહિત્ય—તેના હાલના માલિક શ્રી રવિશંકર મહાશંકર રાવળ પાસેથી ખરીદી લેશે.

(૪) ઉપર મુજબની કુમાર કાર્યાલયની હાલની અસ્કયામતની કિંમત, હાલના બજારભાવને અનુસરી, નિષ્ણાતો નક્કી કરશે; અને જે કિંમત ઠરાવવામાં આવશે તે કિંમતે નવી કંપની તે ખરીદશે.

(૫) એ પ્રમાણે જે ખરીદ કિંમત શ્રી રવિશંકર રાવળને આપવાની નક્કી થાય તે પેટે, શ્રી રવિશંકર રાવળને, કાઢવામાં આવેલી થાપણના ½ ભાગના શેરો આપવામાં આવશે, અને બાકીનો અવેજ તેમને રોકડેથી, યોગ્ય વાર્ષિક હપ્તાથી, ભરપાઈ કરી આપવામાં આવશે; અને તેવી બાકીની રકમ માટે શ્રી રવિશંકર રાવળ કંપનીના પ્રથમ હકના લેણદાર ગણાશે.

(૬) શ્રી રવિશંકર રાવળ, તેમનો 'કુમાર' અને કુમાર કાર્યાલય સાથેનો જેવો સંબંધ હતો તેવો જ સંબંધ નવી કંપની સાથે તેમજ તેની તમામ પ્રવૃત્તિઓ સાથે પણ ચાલુ રાખશે. કાર્યાલયનાં હિત તથા ઉત્કર્ષમાં તથા તેની તમામ પ્રવૃત્તિઓમાં સંપૂર્ણ સાથ ને સહકાર આપવાની તેમણે ખાતરી આપી છે. ઉપરાંત, ભવિષ્યમાં કાર્યાલયની પ્રવૃત્તિ સાથે હરીફાઈ કરે તેવી બીજી કોઈ પ્રવૃત્તિમાં કોઈ રીતે નહિ જોડાવાની તેમણે કબૂલાત આપી છે એ વગેરેના બદલામાં નવી કંપની તરફથી શ્રી રવિશંકર રાવળને યોગ્ય માસિક પુરસ્કાર આપવામાં આવશે; અને આ પુરસ્કાર શ્રી રવિશંકર રાવળની હયાતીની મુદત, અથવા તો કુમાર કાર્યાલય લિમિટેડની નવી પ્રવૃત્તિ શરૂ થાય ત્યારથી દસ વર્ષ સુધી, એ બન્નેમાં જે વધારે મુદત હોય તે મુદત સુધી આપવામાં આવશે.

---

- હું નિવૃત્ત જીવન ગુજારું છું, છતાં વેપારી મિત્રો વચ્ચે શેરો વેચવા માટે બનતી મહેનત કરીશ. (ડુંગરશી ધરમશી સંપત-કરાંચી)
- તમે લિમિટેડ કરવા ઠરાવ્યું હોય તો બની શકશે એટલી જરૂર મદદ કરીશ. (સરોજબેન ચોધ-મુંબઇ)
- લિમિટેડની યોજના જરાયે ખોટી નથી. I am wholly with you (ડૉ. કાન્તિલાલ હ. પંડ્યા-આગ્રા)

'કુમાર'ની મોકૂફી જાહેર થતાં ગુજરાતના સમસ્ત વાચક જગતમાં એક અણધાર્યો વિક્ષોભ ઉત્પન્ન થયો હતો, અને શુભેચ્છક સામયિક પત્રો ઉપરાંત સંખ્યાબંધ કાગળો દ્વારા સમભાવનો જે ધોધ વહ્યો હતો તેણે 'કુમાર'ને સંજીવન આપવાના વિચારોમાં સમર્થ પ્રેરણા આપી છે. તે સર્વનો ઋણસ્વીકાર કરી તેમાંના કેટલાક ઉદ્‌ગાર અહીં આપીએ છીએ.

● 'કુમાર'નું પ્રકાશન મુલતવી રાખવા વિષેનું નિવેદન વાંચતાં અત્રેના યુવાનોમાં ભારે દુઃખ થયું છે અમારી લાગણી દર્શાવતો તાર કર્યો છે . . . . . . . . . ફરીફરી વિનતિ છે કે 'કુમાર'નું પ્રકાશન બંધ કરવાના નિર્ણયમાં ફેરફાર કરી, રત્નોને છાને ખૂણેથી બહાર લાવવાનો પોતાનો વ્યવસાય તે ચાલુ રાખે તેમ કરો. તે માટે જરૂરી સાથ–શક્ય તેટલો બધો–અમો મોકલવા ખાત્રી આપીએ છીએ. (શ્રી ભારત નવયુવક મંડળ-મોભાસા)

● I do trust that 'Kumar' which has done such good work will not cease publication and that it will be possible to divise a reasonable scheme to continue its publication.
(Ambalal Sarabhai)

● I can not tell with what pain I read your editorial in the December 'Kumar' It is a heavy burden and not only is your strength not robust but you also carry many other responsibilities on your shoulders in addition to the editing of 'Kumar'.

I do hope that some of Ahmedabad's millionairs will realise that the loss of 'Kumar' will be a grave blow to culture and education and many others will feel the same.
(Rev. George Wilson)

શેર વગેરેની માહિતી આપશો જેથી હું મારાથી બનતી મદદ કરી શકું.
(અમૃતલાલ કાલિદાસ, શેરબ્રોકર-મુંબાઇ)

---

(૭) કુમાર કાર્યાલય લિમિટેડનો વહીવટ ડાયરેક્ટરોની બોર્ડની સામાન્ય દેખરેખ નીચે શ્રી બચુભાઇ રાવત મૅનેજિંગ ડાયરેક્ટર તરીકે કરશે; અને તેમનો મૅનેજિંગ ડાયરેક્ટર તરીકેનો કંપની સાથેનો કરાર યોગ્ય શરતોથી કંપનીના ડાયરેક્ટરો કરી આપશે.

(૮) કુમાર કાર્યાલય લિમિટેડના પાંચ અથવા તેથી વધારે સંખ્યાના શેરો ભરનારને ચાલુ (૧૯૪૩ની) સાલ માટે 'કુમાર' માસિક કાંઇ પણ લવાજમ લીધા વિના આપવામાં આવશે.

આ યોજનામાં કોઇ કાંઈ સૂચના કરવા માગતા હોય તો તેમના તરફથી તેની સૂચના, આ અંક મળ્યા પછી આઠ દિવસની અંદર લખી મોકલવામાં આવશે તો તેના પર યોગ્ય વિચાર કરવામાં આવશે.

અમને આશા છે કે 'કુમાર' તરફ આજ સુધી જનતાએ જે સહાનુભૂતિ દર્શાવી છે તે અખંડ રાખી આ પુનઃરચનાને તે સાથ આપશે અને ભવિષ્યમાં તે અવિરતપણે ચાલુ રાખશે.

**ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી  હરિનારાયણ ગિ. આચાર્ય  બાબુરાવ કે. મહેતા**
**રવિશંકર મ. રાવળ  બચુભાઇ પો. રાવત**

---

[અહીંથી કાપીને ભરી મોકલવું]

**શ્રી ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી તથા શ્રી રવિશંકર મ. રાવળ** **[ખાનગી]**
કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ.

**વિ. આપ હાલના કુમાર કાર્યાલયને જૉઇન્ટ સ્ટૉક કંપનીના રૂપમાં ફેરવી નાખી, તેના, દર રૂ. ૨૦) વીસનો એક એવા લિમિટેડ લાયેબિલિટીના શેરો કાઢવાના છો, એમ સમજીને લખવાનું કે આપ જે કંપની ઊભી કરવાના છો તેમાં અમો શેર નંગ ........ અંકે ........ રાખવા માગીએ છીએ. તો કંપની રજિસ્ટર થયેથી અમારી માગણી મુજબના શેરો અમારા તરફથી લેવા માટે જરૂરી વ્યવસ્થા કરવા આપને વિનતિ છે.**

**અરજી સાથે આપવાના દર શેર દીઠ રૂ. ૧૦ (દસ) લેખે રૂ. ........ અંકે રૂપિયા ........ આ સાથે મોકલ્યા છે.**

**પૂરૂ નામઃ** ........ **લિ.**

**સરનામું:** ........

........

**ધંધોઃ** ........ (સહી)

---

● ગમે તેમ, 'કુમાર' ચાલુ રહે એ જ મારે તો જોઈતુ હતુ મારી સહાય, ઇનશાહલ્લાહ, આપીશ. (યુસુફ એ કે. કૈઝુલ્લાભાઈ-સૂરત)

● અમારાથી બનતો બધો સાથ અમો સહર્ષ આપીશું.
(છો. લ માંકડ-વિદ્યાધિકારી પોરબંદર)

● 'કુમાર' બંધ થવા વિષેનો વિચાર જ અમને અસહ્ય લાગેલો. હવે અમે અમારાથી બનતું કરીશુ. (સુમનભાઇ શેઠ-કરજણ)

# ઉષઃકાળ નજીક આણનાર સમર્થ ભારતશ્રેષ્ઠી

મુંબાઈની સેંટ ઝેવીઅર્સ કૉલેજમાંથી બી. એ.નો અભ્યાસક્રમ પૂરો કર્યા વિના જ યુવાન વાલચંદ પોતાને ઘેર સોલાપુર આવ્યા, કારણ કે તે જ વર્ષે તેમના બે ભાઇ મૃત્યુ પામવાથી વડીલોને મદદ કરવાની તેમને જરૂર લાગી. હીરાચંદ શેઠને સુતરાઉ માલની દુકાન હતી અને તેમનો વેપાર પણ ઠીક ચાલતો હતો. એ જ દુકાનમાં વાલચંદ બેસવા લાગ્યા. થોડા સમય બાદ તાલીકોટામાં પોતાના આડતિયા શેઠ લાડાજી મુંદ્રાજીની પાસે કેટલાક દિવસ જઇને રહ્યા અને ત્યાં હિસાબકિતાબ, માલની પરીક્ષા તથા વેપારી ઉથલપાથલ ઇત્યાદિ બાબતોમાં અનુભવ તથા માહિતી સંપાદન કર્યાં પણ વડીલના ધંધામાં વાલચંદનું મન જોઇએ તેટલું ખૂંચ્યું નહિ. કંઈ નવીન સ્વરૂપની કામગરી કરી બતાવવાની તેને મહત્ત્વાકાંક્ષા હતી, પણ શું કરવું તે સૂઝતું નહોતું

એવામાં સોલાપુરની મિલના એક મૅનેજરે હજરતખાન નામના એક ફાયરમૅનને વાલચંદની ઓળખાણ કરાવી. હેતુ એ હતો કે હજરતખાનને વાલચંદ કંઈક રકમ ધીરે અને તે મદદ લઈ હજરતખાન મિલને બાળવાના લાકડાં પૂરાં પાડવાનો કૉન્ટ્રૅક્ટ કરે. સમય વીત્યે તે યોગ્ય હપ્તાથી રકમ પાછી ભરી આપે. જો કે રકમનો આંકડો મોટો નહોતો, તેમ એ વ્યવહારમાં જોખમ પણ બહુ નહોતું; છતાં વાલચંદનો આ વ્યવહાર વડીલો અને લાગતાવળગતાને ગમ્યો નહિ. તેમને મતે ઉધડ કે કૉન્ટ્રૅક્ટનું કામ પ્રતિષ્ઠિત નહોતું અને તે વખતના હિસાબે તેમની માન્યતા ખોટી પણ નહોતી. તોપણ કંઇક નવીન–કંઇક વિશેષ કરી બતાવવાને ઉત્સુક થએલા વાલચંદે વડીલોનો વિરોધ અયોગ્ય છે એમ કહી આગ્રહથી હજરતખાનને મદદ કરી. ખાનસાહેબે થોડા જ વખતમાં સર્વ રકમ સવ્યાજ પાછી આપી (આ જ ખાનસાહેબ પાછળથી મોટા કૉન્ટ્રૅક્ટર થયા, મક્કાની હજ કરી આવ્યા અને સરકાર પાસેથી ખાનબહાદુરનો ખિતાબ પામ્યા. સર અબ્દુલ લતીફ તેમના જ પુત્ર થાય.)

પણ હજરતખાન માર્ફત થએલી લાકડાની એ ઈજારદારીમાં વાલચંદની કામગીરી કોઇ પ્રત્યક્ષ સ્વરૂપે નહોતી. એથી માત્ર પોતાની દુકાનના વ્યાપારી વર્તુલ બહાર તેને નજર કરવાની તક મળી એટલું જ. કૉન્ટ્રૅક્ટનું કામ પ્રત્યક્ષ જવાબદારીથી કરવાનો યોગ તો તે પછી થોડા દિવસે મળ્યો. સોલાપુરના રેલ્વે એન્જીનીઅરની ઑફિસમાંના માજી કારકૂન શ્રી ફાટક સાથે વાલચંદને પરિચય થઇ ગયો. બાર્શી લાઇટ રેલ્વેની મેડગાથી તળવળની સાત માઇલની રેલ સડક તૈયાર કરવાનો કૉન્ટ્રૅક્ટ ફાટકે મેળવ્યો હતો. તેને વાલચંદ પાસેથી આર્થિક મદદ લેવાની જરૂર પડી. આ વખતે પણ વડીલોએ કચકચ કરી, પણ વાલચંદે તો આત્મવિશ્વાસથી આ નવીન ઉદ્યોગમાં ભૂસકો માર્યો. નવાઈની વાત તો એ હતી કે ફાટક કે વાલચંદ બેમાંથી કોઇ એન્જીનીઅરિંગ લાઇનના જ્ઞાતા નહોતા, છતાં કેવળ હિંમતથી જ એ કામગરી તેમણે યશસ્વીરીતે પાર પાડી.

બંનેને ધાર્યાં કરતાં વધુ નફો મળ્યો. ૧૯૦૫ની સાલથી ફાટક અને વાલચંદ ભાગીદારીથી કામ કરતા થયા અને ૧૯૧૫માં ભાગીદારી મૂડીથી ફાટક ઍન્ડ વાલચંદ લિમિટેડ નામની કંપની તેમણે સ્થાપી. બાર્શી લાઇનના પહેલા કામ પછી નવાંનવા મોટાંમોટાં કામો વાલચંદને મળવા લાગ્યા. દોષ વગરના અને ટકાઉ કામ કરનારા તરીકે તેમણે લોકમત મેળવ્યો અને સરકારી–બીનસરકારી તેમજ ઇતર સંસ્થાઓ રચનાત્મક કૌશલ (કન્સ્ટ્રક્શનલ એન્જીનીઅરિંગ)ના કામો



## શેઠ વાલચંદ હીરાચંદ

વિશ્વાસથી તેમને સોંપાવા લાગ્યા અને ધંધો વધી ગયો

**મોટાંમોટાં** કામો સફળતાથી પાર ઉતારવામાં વાલચંદ શેઠની પાસે પોતાની વિશિષ્ટ રીત છે. સરકાર તરફનું કામ હોય ત્યાં પત્રવ્યવહાર થાય, મંજૂરી માટે સત્તર કારકૂન અને અઢાર ફાઈલ ફેરવાય, તે પછી સાહેબની સહી થાય – એ બધામાં ખૂબ કાળવ્યય થાય છે. તે ઉપરાંત કામ અને તેની રકમની મંજૂરી માટે જે કષ્ટ અને સંયમ ભોગવવા પડે તેની કલ્પના જ કરી લેવી. તે બધા પર કાળવ્યય કરવાની પદ્ધતિ તેમને બિલકુલ પસંદ નથી. જાતે હાજર થઇ બધી વાતના ખુલાસા જલદી કરી ઝડપથી કામ આટોપવામાં જ તેઓ માને છે. બીજા આસ્તેકદમ કામ કરનારા કૉન્ટ્રૅક્ટરો તેમની સાહસિક વૃત્તિને તો શુદ્ધ મૂર્ખતા કહ્યા વિના રહે નહિ. મુંબઈની હાર્બર ઍન્ડ લાઇનનું કામ તેમણે લીધું ત્યારે કંઈક કૉન્ટ્રૅક્ટરો બોલ્યા કે 'આ શેઠ પોતાનો જરીનો ફેંટો વેચીને જવાના' પણ એ આગંગળ ભવિષ્ય તદ્દન ખોટું ઠર્યું. તેમના કામની ઝડપ આશ્ચર્યકારક હોય છે. એકવાર તેમણે એક રેલ્વેનો મોટો કૉન્ટ્રૅક્ટ રાખ્યો હતો. રેલ્વેના ઇજનેર તપાસ કરવા આવ્યા ત્યારે અર્ધ ઉપર કામ પૂરું થઈ ગએલું! એ કામ પર એકબે મહિના લાગશે એવો રેલ્વે ખાતાનો અંદાજ હતો, પણ આપેલી મુદ્દત કરતાં બે દિવસ વહેલું તે પાકું કામ થઇ ગયું

ગયા મહાયુદ્ધ વખતે એક ઠેકાણે બરાક બાંધવાનું કામ તેમણે હાથ પર લીધું. કૉન્ટ્રૅક્ટ મંજૂર થવાનો કાગળ હાથમાં આવતાં જ તે પોતાના અંગના માણસોને લઈ બાંધકામની જગ્યા પર રેલ્વેમાં ગયા. ત્યાં એક દુકાનમાંથી થોડી બિસ્કિટ લેવા એક ટાંગામાં બેસી નીકળ્યા. ટાંગાવાળા સાથે સહજ વાતચીતમાં ટાંગો અને ઘોડો વેચાતા લઈ લીધા અને ટાંગાવાળાને નોકર રાખી લીધો. બિસ્કિટ લઇને આવ્યા એટલે એ જ ટાંગામાં ફરીને ગામમાંના ખાલી ઘર ભાડે રાખી લીધાં

અને મુંબાઈ તાર કરી માણસોને તૈયાર થઈ આવવા જણાવ્યું. અહમદનગરથી તાર કરી વધારે ટાંગા મગાવ્યા. ઠરાવેલે સમયે એન્જીનીઅર, મજૂર, સામાન અને માલ આવી લાગ્યાં ને કામચાલુ થઈ ગયું.

**ભોરઘાટમાંથી** આપણે ઘણાએ પ્રવાસ કર્યો હશે અને તેનો પ્રચંડ બોગદો જોઈ આશ્ચર્ય થયુ હશે, પણ એ કામ વાલચંદ શેઠનું છે એ હકીકતની જાણ આપણામાંનાય ઘણાને નહિ હોય. પહેલાં ત્યાં રીવર્સિંગ સ્ટેશન હતું; એટલેકે ગાડીને ચક્કર મારી જવું પડતું તેમાં ગાડીને ચડવા ઊતરવાની બહુ મુશ્કેલીઓ હતી અને વખતને અપવ્યય થતો તેથી એક સીધો બોગદો (છિદ્ર) પર્વતમાં પાડવાની યોજના રેલ્વેએ કરી. તે વિષે વાલચંદ સાથે વાત કરતા જી.આઈ.પી.ના ચીફ એન્જીનીઅર બોલ્યા: 'આ કામ ઉપાડનાર કુશળ કારીગર હિંદુસ્તાનમાં નથી; પણ ઈંગ્લંડમાં પ્રસિદ્ધ થતા એન્જીનીઅર્સ એસોસીએશન જર્નલમાં એ કામના એક નિષ્ણાતે લખેલો લેખ મેં જોયો છે. એ માણસને હિંદુસ્તાનના બોગદાના કામની આવડત છે અત્યારે મને તેનું નામ યાદ નથી' આટલું જાણતા જ વાલચંદે ઇંગ્લંડમા તે પત્રના સંચાલકને તાર કરી તે નિષ્ણાતનું નામ, ઠેકાણું અને હોદ્દો વગેરે મેળવ્યાં અને તે ગૃહસ્થ આફ્રિકાના નૈરોબી શહેરમાં કામ કરતા હતા ત્યાં તાર કરી પુછાવ્યું કે આ કામગરી માટે તે હિંદુસ્તાન આવવા ખુશી છે કે નહિ! જવાબ મળ્યો કે તે એન્જીનીઅરની પત્ની રજામાં ઇંગ્લંડ જવા ઇચ્છે છે તેથી તે હિંદમા આવવા ખુશી નથી.

તે પર વાલચંદ શેઠે ક્ષણ પણ વિલંબ ન કરતાં તારથી પૈસા કસી તેને સકુટુંબ હિંદુસ્તાન આવવાની સર્વ તજવીજ કરી આપી; ઉપરાંત તેના પગારની રકમ વગેરે માટે મોટી રકમ તેના નામથી બેંકમા જમા કરી આપી આ પ્રમાણે લાયક માણસની ઊણપ દૂર કરી તેમણે આવશ્યક યંત્રસામગ્રી ભેગી કરવા માડી તેમાંયે અડચણો ઘણી પડી, છતાં પૈસા કરતા કામની કિંમત વધારે છે એમ માની કસર કર્યા વિના સર્વ સામાન એકઠો કર્યો. આમ, સર્વ તૈયારી અલ્પાવધિમાં થએલી જોઇ રેલવે એન્જીનીઅર ચકિત થઇ ગયો, પણ તેણે એક નવો ભય બતાવ્યો કે રેલવે ખાતા મારફત જ આ કામ થવું જોઇએ એવુ જો સરકારી ફરમાન થાય તો તેમા જરૂરી સર્વ સાધન તમારી માલિકીનાં હોવાથી ખાતાની સ્થિતિ વિચિત્ર થાય. પરંતુ આ આકસ્મિકતાથી પણ વાલચંદ ડગ્યા નહિ. તેણે સર્વ સાધન મૂળ કિંમતે રેલવે ખાતાને સ્વાધીન કરી એ અડચણ દૂર કરવાની તત્પરતા બતાવી! પછી સરકારી તંત્ર તરફથી કાંઈ વાંધો ન લેવાયો ને તે કામ વાલચંદ શેઠને જ મળ્યુ અને પૂર્ણપણે પાર ઊતર્યું. બાંધકામના એક અનન્ય-સાધારણ નમૂના જેવો ભોરઘાટનો એ બોગદો જગતભરમાં અમર થયો અને તે સાથે વાલચંદ હીરાચંદનું નામ પણ સર્વતોમુખી બન્યું.

**૧૯૨૮માં** મુંબાઈના સંવર્ધન માટે નિરનિરાળી યોજનાઓ ગવર્નર જ્યૉર્જ લૉઇડે કાઢી. તેમાં મુંબાઈ શહેરની ગલીઓનો નાશ કરવો, રસ્તા મોટા કરવા, પાણીના સાધન સુધારવાં, બૅકબેનો દરિયો પૂરી ત્યાં ઉચ્ચ વર્ગ માટે ઇમારતો કરવી, એવી અનેક પ્રકારની પુનઃરચના તે યોજનામાં હતી. ગોરા લોકોના હાથમાં આ યોજના સોંપવી એવો પ્રાંતીય સરકારનો હેતુ સરકારી પત્રોમાં સ્પષ્ટપણે દેખાતો હતો પણ એની સામે વાલચંદ શેઠે સવિસ્તર ચર્ચાપૂર્વક આંકડા સાથે એક પરિણામકારક પત્રક મુંબાઈના 'બૉમ્બે ક્રૉનિકલ'પત્રમાં પ્રકટ કર્યું.

તે પત્રે ખુદ ગવર્નરનું ધ્યાન ખેંચ્યું અને મુંબાઈમાં એક મોટી કન્સ્ટ્રકશન એન્જીનીઅરિંગ ફર્મ કાઢવાની જરૂર સર દોરાબ તાતાની આગળ જણાવી. તાતાએ એ કામ ખુશીથી સ્વીકાર્યું અને તેમાં સહભાગી થવા વાલચંદ હીરાચંદને આમંત્રણ આપ્યું. તેમણે આ સખિ આનંદથી વધાવી અને 'તાતા કન્સ્ટ્રકશન કંપની લિમિટેડ'ના મૅનેજિંગ ડાયરેક્ટર થયા. મુંબાઈ શહેરનાં ઘણાં પ્રચંડ કામો આ કંપની મારફત વાલચંદ શેઠના સંચાલન નીચે પાર પડયાં

તાનસાતળાવનું પાણી શહેરમા આણવાનું કામ કાળા લોકોને હાથે પાર પડવાનું જ નહિ, ગોરા લોકોનું જ એ કામ, એવું ઘણા બોલતા, પણ વાલચંદ શેઠે એ કામગીરી સરસરીતે પાર પાડી. પછી એ કંપનીમાંથી તાતા છૂટા થયા એટલે પ્રીમીઅર કન્સ્ટ્રકશન કંપનીના નામથી વાલચંદ શેઠે મોટાંમોટાં કામ કર્યાં. નર્મદા નદી પરનો જી આઇ. પીનો પૂલ, ઇરાવદી પર માંડલે નજીકનો પૂલ વગેરે તેની સિદ્ધિઓ છે

**'પ્રીમીઅર'**નું એક પ્રશંસનીય કામ તે હિંદી હ્યૂમપાઇપનાં કારખાનાં છે વાલચંદ શેઠ ઇંગ્લંડમાં હતા ત્યારે એ પાઇપના જનક હ્યૂમ સાહેબ સાથે તેમણે સંબંધ બાંધ્યો ને તેના હાથ નીચે શિક્ષણ લેવા પોતાના એન્જીનીઅરોને મોકલ્યા, એટલું જ નહિ પણ ખુદ હ્યૂમ સાહેબને હિંદુસ્તાનમાં તેડાવીને મૃતપ્રાયઃ થએલો એ ધંધો સજીવન કર્યો. આજે તો હિંદમાં બનેલી હ્યૂમ પાઇપો એક લાઇનમાં સાંધો તો ગંગોત્રીનાં પાણી રામેશ્વર સુધી સહજમા લઈ જવાય!

**પૂલો** બોગદા, પાઇપો, ઈમારતો વગેરેનાં બાંધકામોથી વાલચંદ શેઠના કાર્યક્ષેત્રો મર્યાદિત નથી ખેતીનો ધંધો પણ તેમને રાષ્ટ્રીય મહત્વનો લાગ્યો છે અને નાસિક જિલ્લામા માલેગાંવ પાસે રાવળ ગામમાં મોટા પ્રમાણ પર ને આધુનિક સાધનોથી તેમણે ખેતી કરાવી છે શેરડી, કપાસ, તમાકુ, મરચાં, કેળા ઈત્યાદિનો ઉછેર ત્યા થાય છે અને તેમનું મોટું સાકરનું કારખાનું પણ ત્યાં જ છે. ખેતીના કામમા તેમની પૂર્ણ માહિતી હોવાથી, આજના વાઇસરૉય લૉર્ડ લિનલિથગોના પ્રમુખપદ નીચે ૧૯૨૬ની સાલમા આવેલા બાદશાહી કમિશન આગળ ખેતીસુધારણા ઉપર તેમણે મહત્વની સાક્ષી આપી હતી. હિંદી સાકરને સરકારી સંરક્ષણ અપાવવાના કામમા વાલચંદ શેઠનો પરિશ્રમ મુખ્ય કારણભૂત થયો છે. રાવળ ગામ પ્રમાણે જ પૂના જિલ્લામાં કલબ આગળ તેમનું સાકરનું કારખાનુ છે ને તે અતિ વિસ્તારમાં હોઇ ત્યા આધુનિક પદ્ધતિએ તેમણે 'વાલચંદ નગર' વસાવ્યું છે.

**બારામતીની** પાસે આવેલી આ વસાહતમાં દર વર્ષે લાખો મણ સાકર તૈયાર થાય છે. ત્યાંની વ્યવસ્થા તેમના નાના બંધુ શેઠ ગુલાબચંદ સંભાળી રહ્યા છે અને વડીલ બંધુને સંતોષ થાય એટલો વિસ્તાર અને વ્યવસ્થા કરવાની શક્તિ તેમણે બતાવી છે.

યોજનાચાતુર્ય ધનવિપુલતા, સ્થાપત્યની નવી કલ્પના, ઉચ્ચ પ્રકારની રસિકતા, શુદ્ધ સહાનુભૂતિ, દરેક પ્રકારની બારીક નોંધણી, વધની આકાંક્ષા અને વિશાળ વિસ્તારનો એક હાથે વહીવટ, વગેરે બાબતોથી અધિકાધિક ખીલી ઊઠેલી ગોઠવણવાળી એ વસાહત મુલાકાતયોગ્ય બની છે.

પ્રત્યેક ઠેકાણે પાણીનાં ખળખળાટ વહેણો અને શેરડીના લીલાછમ વાડીવાળી આ ભૂમિ આજની છેલ્લી પદ્ધતિ મુજબ ગ્રામીણ મુલકમાં નગરસમૃદ્ધિનું ઉત્થાન પામી રહી છે. કારખાનાના અધિકારીઓ અને કામદારોનાં ઘર જોતાં, શોઈ હવા અને નીરોગિતાનો એવો સંગમ વિરલ જ જણાય વસાહતમા રહેઠણ—અરધૂરણના ઓટા નથી, ઠેરઠેર ઉપવન બગીચા બનાવ્યા છે, કૂવા બનાવ્યા છે અને એટલા લોકોની જરૂરિયાત પ્રમાણે એક બજાર પણ બાંધ્યું છે

કારખાનાનું ક્ષેત્રફળ ૪૦ ચોરસ માઈલ અથવા ૨૭ હજાર એકરનું છે. એટલા વિસ્તાર પર વિવિધ પ્રકારનાં કામો ચાલતા હોવાથી જુદી-

# સક્કર બૅરેજઃ સિંધની સૂકી ધરતીને પરિપ્લાવિત કરતી માનવીએ સરજેલી મોટામાં મોટી યોજના

સિંધમા સક્કર શહેર પાસે આવેલા અને એ પ્રાંતની એંશી લાખ એકર કરતા યે વધુ જમીનને પાણી પૂરું પાડતા 'લૉઈડ બૅરેજ' (જે સામાન્યરીતે સક્કરબૅરેજના નામથી ઓળખાય છે)ના જંગી બંધની યોજના માનવીએ સરજેલી મોટામાં મોટી ઈરીગેશન યોજના ગણાય છે દૂરદૂરથી વહી આવતી સિંધુ નદીનુ પાણી એ બંધ વડે રોકીને તેને કેવી રીતે ઉપયોગમા લેવામા આવે છે તે બાજુના કાલ્પનિક ચિત્રમા બતાવવામા આવ્યુ છે બંધમા ૬૬ કમાનો છે, ને તે દરેકમા એક એક દરવાજો છે, જે, નદીમા પૂર આવે ત્યારે વધારાના પાણીને વહી જવા દેવા માટે જરૂર પડે તેમ ખોલી નાખવામા આવે છે આમ, એ બંધથી રોકાઈને બનેલા એ વિરાટ જલાગારમાનું પાણી, બે પડખે સામસામે કિનારે બાંધેલા બે નાના બંધના દરવાજાઓ પાસે, મોકળીને પહેલી ત્રણ ત્રણ મોટી નહેરો વાટે અસંખ્ય નાની નાની નહેરોમા વહેવડાવી દૂરદૂરની ધરતીને પરિપ્લાવિત કરવા ખેંચી જવામાં આવે છે, અને એ રીતે ૩૫,૦૦૦ માઈલની નહેરો વાટે સિંધની હમ થયેલી ધરતી દર વરસે ૨૫ લાખ ટન વધુ અનાજ ઉપજાવતી થઈ છે (Courtesy The World of Wonder)

જુદી વસતિ ત્યાં બંધાઈ છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ પણ ત્યા છે ને શિક્ષણ તદ્દન મફત છે. અંગ્રેજીને દેશી પદ્ધતિના દવાખાનાં પણ છે અને કામદારવર્ગમાત્રને તેમજ આસપાસનાં ગામડાંના રહીશોને ઔષધ મફત મળે એવી સગવડ કરી છે. પ્રસૂતિગૃહની સ્વતંત્ર વ્યવસ્થા કરી તે માટે નિષ્ણાત નર્સો નીમવામા આવી છે. ત્યાં ગરીબ ઘરની સ્ત્રીની સુવાવડ પાચ રૂપિયામા થાય છે અને અધિકારીવર્ગને ૧૫ રૂપિયા પડે છે. સંધ્યાકાળે નગરના બધા લોકોને રમતગમત માટે એક પટાંગણ અને ક્રીડામંદિર, તેમજ જિમખાના, વાચનાલય વગેરે બાંધવામાં આવ્યાં છે નજીકમાં અતિથિગૃહ પણ બંધાયું છે. ડિસ્કલ સ્ટેશનથી વાલચંદ નગર સુધી જવાને શેઠની મોટર સર્વિસ છે અને એ ૪૦ માઈલના ક્ષેત્રમાં બધી તરફ ફરફર સરળ બનાવવા ૧૮ માઈલનો રેલવે રસ્તો પણ પાડવામાં આવ્યો છે. નીરાનદીની બંને બાજુએ શેરડીનાં ખેતરો હોવાથી નદીની ડાબી જમણી બંને બાજુથી નહેરોનાં પાણીનો ભરપૂર લાભ મળે છે

ગંજના ગંજ શેરડી પીલાય ત્યારે ત્યાં અમાપ ચાગો તૈયાર થાય. તેનો ઉપયોગ કરી લેવા દુગ્ધાલયની કલ્પના શેઠને સ્ફૂરી ને પરિણામે આધુનિક ઉપકરણોથી સજ્જ એક ડેરી કાઢી ત્યાં ૪૫૦ જેટલી ભેંસો રાખી છે ને ત્યાંથી ૧૦ મણ દૂધ રોજ રાતે મુંબાઈ રવાના થાય છે.

અહીંનું સાકરનુ કારખાનુ તો એક પ્રચંડ યોજના છે રેલવેના ડબામાંથી કારખાનાના મોમા શેરડી પડ્યા પછી તેની સાકર બનતા સુધી જે વિવિધ પ્રકારના સંસ્કાર થાય છે તેની વિગત તો પ્રત્યક્ષ જોનારને જ સમજાય. આ કારખાનામા દર સાલ ૫૦ લાખ મણ શેરડી પીલાય છે અને પાંચ લાખ મણ સાકર તૈયાર થાય છે.

ત્યાંના સ્ટોર હાઉસ (સર્વ સંગ્રહ મંદિર)મા એક ખીલીથી માંડી લોખંડના પાટડા સુધી કારખાનામા જે કંઈ જોઈએ તે મળે એવી વ્યવસ્થા છે. ત્યાના અધિકારીમાં સમયસૂચકતા અને વ્યવસ્થા અવશ્ય જોઈએ અને એવા માણસો ત્યાં મળી રહ્યાં છે

ગુલાબચંદ શેઠની હિંદુત્વનિષ્ઠા મશહૂર છે. પહેરેગીરોના પોશાક સુદ્ધાં માવળી ઢબના જ રાખ્યા છે. જ્યાંત્યાં આર્ય સંસ્કૃતિનું દૃષ્ટિબિંદુ સાચવવા પ્રયત્ન દેખાય છે. તેમના હાથ નીચે ૧૮ ખેતીવાડીના પદવીધરો, ૧૦ મિકેનિકલ એન્જીનીઅરો, ૧૨ રસાયન પદવીધરો, ૧૦ સાદા પદવીધરો, ૩ કાયદાબાજો, ૨ મેડિકલ ગ્રેજ્યુએટ, ૨ વૈદ્ય, ૨ સિવિલ એન્જિનીઅરો, ૧ વેટરનરી સર્જન (પશુ ચિકિત્સક), ૨૨ શિક્ષક અને ભિન્ન કામદારવર્ગના કંઈ નહિ તો

૭ હજાર માણસો—એટલી માનવવ્યવસ્થા છે, જે એકલા હાથે સાચવવી મુશ્કેલ છતાં ગુલાબચંદ શેઠ સરળતાથી નિભાવે છે.

**હિંદુસ્તાનમાં** વિમાનનું કારખાનું કાઢવાની બાબતમાં પણ સરકારી ધોરણના ખીલા આડા આવતા. પરંતુ લશ્કરી દૃષ્ટિએ આ દેશમાં વિમાન તૈયાર કરવાની જરૂરિયાત જણાવાથી વાલચંદશેઠને વિમાનનું કારખાનું શરૂ કરવાની સરકારે પરવાનગી આપી તે વખતે સાનફ્રાન્સિસ્કોથી વાલચંદશેઠ વિમાનમાં આવવાના હતા. ચીની સરકારને વિમાન પુરવઠો કરનાર અમેરિકન વેપારી મિ. પૉવેલ એ જ વિમાનમાં ચીન જવાના હતા એવા ખબર એમણે વર્તમાનપત્રમાં વાંચ્યા, એટલે વિમાન ઉપર જ મિ. પૉવેલ જોડે તેમણે નાતો બાંધ્યો અને પ્રવાસના પાંચમા દિવસે મનિલાથી હિંદુસ્તાનના સર સેનાપતિ પર તાર કર્યો કે મારી સાથે મિ. પૉવેલ આવે છે, એટલે હિંદુસ્તાનમાં વિમાનનું કારખાનું શરૂ કરવા બાબત અમને મુલાકાત આપો. પણ નસીબના લખમાં હોય એટલાં વિઘ્ન સરકારી કામમાં હોય છે તે તાર પહોંચ્યો કે નહિ તેના ખબર પણ સરકાર તરફથી તેમને મળ્યા નહિ. ૧૯૩૯થી ૧૯૪૦ સુધીમાં સરકારી બરફ પીગળ્યો, ત્યારે પૉવેલ સાહેબને મુલાકાત માટે લાવવાની મંજૂરી મળી. વિમાન અને કારખાનાની મંજૂરી મળતાં જ વાલચંદ શેઠને તેની સર્વ સિદ્ધતા અત્યંત ત્વરાથી કરાવવી પડી અને તે પણ વીજળીક ઝડપે.

સિંધિયા સ્ટીમ નૅવીગેશન કંપનીની તેમણે કરેલી ઉત્પત્તિ પણ એવી જ આકસ્મિકરીતે થઈ. ૧૯૧૯ના જાન્યુઆરીમાં વાલચંદ શેઠ દિલ્હીથી આવતા હતા. ગ્વાલિયર સ્ટેશને તેમને ઇલેક્ટ્રિકલ એન્જિનીઅરિંગ સાથે સંબંધ ધરાવતા વૉટ્સન નામના એક ગૃહસ્થ ભેટી ગયા. તેની સાથે વાત કરતાં શેઠ સમજ્યા કે સિંધિયા સરકારે ખરીદેલું 'એસ.એસ. લૉયલ્ટી' નામનું જહાજ વેચવાનું છે. બોરીબંદર સ્ટેશને ઊતરતાં જ શેઠજીની સવારી સીધી ગોદીમાં પહોંચી. ત્યાં જહાજની તપાસ કરી અને કિંમત વિષે ચોક્કસી કરી, સર લલ્લુભાઈ સામળદાસ, હીરાચંદ દેવચંદ, નરોત્તમ મોરારજી વગેરે મિત્રો સાથે વાતચીત કરી જહાજનું ખરીદીખત તે જ દિવસે કરી નાખ્યું અને તે પછી ૨૭મી માર્ચ ૧૯૧૯ને રોજ સિંધિયા સ્ટીમ નૅવીગેશન કંપનીની સ્થાપના થઈ. ૫ મી એપ્રિલે લૉયલ્ટી જહાજનો વાલચંદ સહ પ્રથમ પ્રવાસ થયો. તે પછી ઇંગ્લંડની વૅલેસ શિપિંગ કં. પાસેથી છ વાફર જહાજો લીધાં. ગોરા લોકોની વાફરની માલિકી કાળા આદમીના હાથમાં જાય તે ઇંગ્લંડના શિપિંગ કૉન્ટ્રોલરને રુચ્યું નહિ. તેણે શક્તિ પ્રમાણે અડચણો નાખવા ખૂબ પ્રયત્નો કર્યા, પણ તેમાં ફળીભૂત થયો નહિ

હવે જહાજોનો વ્યવહાર વાલચંદશેઠની દેખરેખ નીચે શરૂ થયા પછી પી. ઍન્ડ ઓ. કંપનીના પ્રમુખ લૉર્ડ ઇંચકેપે તેનાં બધાં જહાજો ખરીદી લેવા ઇચ્છા બતાવી, પણ અમારી 'માતૃભૂમિના કિનારા પર અમારાં જહાજો હંકારવાનો અમારો હક છે' એમ કહી શેઠ સાહેબની માગણી તેમણે નકારી. લૉર્ડ ઇંચકેપ તે પર ચીડાઈ પડ્યા ને બોલ્યા: 'માતૃભૂમિ? કોની માતૃભૂમિ? અમે બ્રિટિશ સામ્રાજ્યના પુત્રો. તમારા જેટલો જ હિંદી કિનારા પર આવવાનો અમારો હક છે પણ સિંધિયા કંપનીએ તેને દાદ દીધી નહિ. પછી જહાજોનાં ભાડાં કમી કરીને પણ પી. ઍન્ડ ઓ. કંપનીએ સ્પર્ધા કરી જોઈ, પરંતુ એ પ્રત્યેક અડચણ ટાળીને વાલચંદ શેઠે કંપનીને સધ્ધર કરી અને ઈ. ૧૯૩૯માં સરદાર વલ્લભભાઈ પટેલને હાથે કંપની સમૃદ્ધિના કળશરૂપ તેની ભવ્ય ઇમારત 'સિંધિયા હાઉસ'નું ઉદ્ઘાટન થયું.

વહાણવટાની સાથે વહાણનું બાંધકામ પણ વાલચંદ શેઠે અંગીકાર કર્યું અને ૧૯૪૧ની ૨૧મી જૂને વિઝગાપટ્ટમમાં બાબુ રાજેન્દ્રપ્રસાદને હાથે જહાજની ગોદીનું ખાતમુહૂર્ત મોટા ઠાઠથી કર્યું.

**વાલચંદ હીરાચંદના** કાર્યોની આ તો કેવળ સાદી રૂપરેખા થઈ. પ્રભાવી વ્યક્તિમત્તા, સંઘટનાચાતુર્ય અને નિમંત્રણકૌશલ્ય એવા ગુણોના બળે તેમણે પ્રચંડ કામગીરીઓ કરી બતાવી છે. ૧૯૧૫ના માર્ચ માસમાં તેમણે ૨૧ દિવસો તો એકસરખા ગાડીમાં જ કાઢ્યા હતા. કામ નિમિત્તે જગતભરમાં તેમણે પ્રવાસ કર્યો છે ને સૃષ્ટિસૌંદર્ય જોવાને હિંદુસ્તાન આખો જોઈ નાખ્યો છે. યુરોપમાં પ્રવાસ કરતાં ફીલ્ડ માર્શલ ગોઅરિંગને તે મળવા ગયા હતા અને હિટલર સાથે ચાહ પણ લીધી છે. હિંદમાં કામને અંગે ઘણીવાર પગપાળા ચાલી નાખ્યું છે. કામને અંગે જમે તે મુશ્કેલી તેમણે સહન કરી લીધી છે.

પોતાના ધંધાના અનુભવોનું વર્ણન વાલચંદ શેઠ બહુ રંગથી કરે છે અને ગમ્મતના પ્રસંગો પર એક નાના વિદ્યાર્થી જેટલા આનંદથી ખડખડાટ હસે છે. સોલાપુરનાં ગધેડાની વાત કહેતાં તે હજુ પણ મજા આણે છે. મુંબાઈના એક બાંધકામ માટે ઈંટો વહેવા સારુ વાલચંદ શેઠે સોલાપુરનાં ગધેડાં મંગાવ્યાં. સોલાપુર હતાં ત્યારે એ ગધેડાં ત્યાંના ઉકરડા પર આનંદથી તબિયત ભોગવતાં, પણ મુંબાઈમાં તેમની દયની દશા થવા લાગી અને તેમનાં પેટ પૂરવાની તેના માલિકોને તકલીફ થવા લાગી, એટલે ઠરાવેલી રીતે કામ નહિ કરવાનું ધોરણ તેમણે ગ્રહણ કર્યું. આ પરથી વાલચંદ શેઠને કોર્ટમાં જવું પડ્યું. કોર્ટે માલિકોની માલમત્તા જપ્ત કરવાનો હુકમ આપ્યો. પ્રતિવાદી પાસે ગધેડાં સિવાય કંઈ જ સ્થાવર જંગમ મત્તા નહોતી, એટલે બેલીફને ગધેડાં જપ્ત કરી તેની પાછળપાછળ મુંબાઈના રસ્તા પર ચાલતા જવું પડ્યું! આ વાત કરતાં તેમનો હાસ્યરસ પૂર બહારમાં વહે છે.

વાલચંદ શેઠ મૂળ ગુજરાતી હોવા છતાં તેમનો જન્મ અને પરંપરાગત નિવાસ મહારાષ્ટ્રમાં હોવાથી મહારાષ્ટ્રના સાહિત્યમાં પણ તેમની ખૂબ અભિરુચિ છે પરંતુ તેઓની ભારતવ્યાપી કામગીરીએ આજે તો આખા દેશને એટલાં ગૌરવ અને પ્રગતિ અર્પ્યાં છે કે તે સમસ્ત ભારતના બની ગયા છે અને હિંદની ઔદ્યોગિક ઉન્નતિનો ઉષઃકાળ નજીક છે એવું એમણે સિદ્ધ કર્યું છે. ર. મ. શ.

('કિર્લોસ્કર'માંના શ્રી બા. રૂ. ગલગલી તથા 'સહ્યાદ્રિ'માંના શ્રી શ્રીપાદ મહાદેવ માટેના લેખો ઉપરથી)

---

## ગણિતગમ્મત

ત્રણ મિત્રો એક શહેરની હૉટેલમાં એક માસ માટે એક ઓરડી ભાડે લેવા ગયા. તેમની પાસે કંઈ સામાન નહોવાથી નોકરે તેમની પાસેથી ત્રીસ રૂપિયા આગોતરું ભાડું લીધું અને એક ઓરડી આપી. પણ મૅનેજર પાસે તે ભાડું જમા કરાવવા ગયો ત્યારે મૅનેજરે કહ્યું કે એ ઓરડીનું ભાડું તો પચીસ રૂપિયા છે, માટે પાંચ રૂપિયા પાછા આપી આવ. નોકરે વિચાર્યું કે નવા ભાડૂતોને ઓરડીના ખરા ભાડાની ખબર નથી, એટલે તેણે એ પાંચમાંથી બે રૂપિયા પોતાના ગજવામાં મૂક્યા અને પેલા ત્રણ મિત્રોને એક એક રૂપિયો પાછો આપ્યો. એ રીતે પ્રત્યેક મિત્રને ૯ રૂપિયા ભાડું આપવું પડ્યું. એ ત્રણના નવ નવ ગણીને ૨૭ અને નોકરે ગજવે કરેલા ૨ ગણીને કુલ ૨૯ રૂપિયા થયા. પણ પેલાઓએ ગણ્યા તો ૩૦ રૂપિયા આપેલા! ત્યારે બાકીનો ૧ ક્યાં ગયો? તમે શોધી કાઢશો?

('બાલક'માં ભોલેશ્વર શુક્લ)

# વિજય—એક સામાન્ય શત્રુ પરનો . . .
## . . . પણ તે મેળવવા નનીને અસામાન્ય પ્રયત્ન કરવો પડ્યો

નનીગોપાલના આન્તરજીવનનો ગુપ્ત ઇતિહાસ પ્રગટ કરતાં ભય એ લાગે છે કે એના બાહ્ય ને આન્તરજીવનની આ વિષમતા લોકો માનશે ખરા? પ્રશાન્ત સરોવરને તળિયે જ જીવલેણ જન્તુઓ ફરતા હોય છે એની કિનારે ઊભેલાઓને શી ખબર? એનું સુંદર, સુગઠિત અને કિશોર મોં જોઇ કોઇને મન સરખી યે ન આવે કે કોઈ દુર્જેય નિર્બળતા સાથે એ નિરંતર યુદ્ધ કરી રહ્યો હશે

જે ચીજ નનીના દેહ-મનમાં અચળ આસન જમાવીને બેઠી હતી, એનું નામ હતું 'ભય'. આહાર, નિદ્રા, ભય વગેરે કેટલીક વસ્તુઓ જીવ માત્ર માટે સ્વાભાવિક ગણાય છે કોઈએ એમાંથી મુક્તિ મેળવી હોય એવું સાંભળ્યું નથી. પણ આમાની 'ભય' નામક વસ્તુએ નનીને તો નાનપણથી જ જરા વધુ દબાવી રાખ્યો હતો.

કેમ કરીને અને ક્યારે આ ભય પહેલવહેલો દેખાયો એ કહેવું મુશ્કેલ છે. બિલાડીને જોઇને કે અંધારાથી ડરીને બાળક પહેલવહેલું ક્યારે ભયભીત બને છે એ તો એના વિશેષજ્ઞો જ કહી શકે

નની જ્યારે સાત વર્ષનો હતો ત્યારે એ રહેતો હતો તે શહેરમા એક સરકસ આવેલું એના જૂની દોસ્ત વિશુએ આવીને એના કાનમા કહ્યું: 'નની, વાઘ જોવા જવું છે? સરકસમાં ઘણા વાઘ આવ્યા છે એક પૈસો આપીએ તો જોવા દે છે. જા, તારી બા આગળથી બે પૈસા લઈ આવ. આપણે બે ય જઇએ' નની ઉત્સાહથી ઝટપટ ઇઇને ઊભો થઈ ગયો ને બોલ્યો 'ત્યારે તો હમણાં લઈ આવું છું'

વિશુએ એને ચેતાવી દીધો: વાઘ-બાઘનું નામ ન લેતો હો, નહિ તો નહિ જવા દે કહેજે કે બરફનો ગોળો ખાવો છે

પૈસા લઈ બંને મિત્રો રવાના થયા. ને પછી થોડીવારે નની એકલો રોતોરોતો ઘેર પાછો આવ્યો! એના કપડાની દશા જોઈ એની બાએ છતા પહેલા તો એને ખૂબ ઠમઠોર્યો. પણ પછી સાન્જ પડી ગઈ હોવા નવરાવીને હળવો ફૂલ જેવો કરી દીધો રોવાનું કારણ પૂછતાં ખબર પડી કે નનીને જોઈ એક વાઘ ઘુરક્યો હતો ને એથી ડરીને નીચે પડી જતાં એના કપડાં બગડ્યા હતા એ રડ્યો પણ હતો એ ડાઘે જ

નનીના જીવનમાં જાહેર રીતે ડર્યાનો આ પહેલો પ્રસંગ હતો એ પછી એ પોતાની બીકને છુપાવી રાખતો શીખ્યો હતો.

આમ છતા એનાં હૃદયમા સુખ નહોતુ. જેમજેમ એ મોટો થતો ગયો તેમતેમ એને ડરાવતી વસ્તુઓની સંખ્યા પણ વધવા લાગી અને ધીરેધીરે એ એવો થઈ ગયો કે મોટેરાઓ પાસે જતા પણ એના પગ ધ્રુજવા લાગતા હેડમાસ્તરના મોં સામે જોતાં એના મોતિયા મરી જતા. જ્યાંજ્યાં એ નજર નાખે ત્યાંત્યાં એને જાણે ભય જ હાક કરતો ઊભેલો દેખાતો.

જ્યારે એ દશેક વર્ષનો હતો ત્યારે એક દિવસ એ નિશાળેથી એકલો ઘેર પાછો ફરતો હતો. ત્યા રસ્તામા કોઇકે એને સાદ પાડ્યો. એણે પાછા ફરીને જોયું તો રતન દેખાયો. રતન નની કરતાં ઉંમરમાં વર્ષેક મોટો હતો, પણ સળેકડા જેવો દુબળો ને અત્યન્ત તોફાની છોકરો હતો. નની સાથે એને બહુ બનતુ નહિ. એને આવતો જોઈ નનીની છાતી ધડકવા લાગી. એક વાર એણે વિચાર્યું કે અહીંથી નાસી છૂટું ! પણ ભયનો બાહ્ય દેખાવ એણે ઠીકઠીક છુપાવ્યો. એ ભાગ્યો તો નહિ પણ જડની જેમ ઊભો રહ્યો

બીજી કંઈ જ વાતચીત કર્યા વિના રતન બોલ્યો: 'તારુ વિમાન દે'.

નનીએ ખૂબ મહેનત કરીને, બુદ્ધિ વાપરીને જાડા પૂંઠાનું એક વિમાન બનાવ્યું હતુ, હવામાં ઘા કરતાં એ ફરતુંફરતુ ઉપર ચડતુ ને પછી ધીમેધીમે નીચે આવતુ. આજે એને પૂરેપૂરું તૈયાર કરી એ નિશાળમા લાવ્યો હતો અને એનું એ અદ્ભુત રમકડું તથા તેની આવી આશ્ચર્યજનક ક્રિયા જોઇને નવાઈ પામતા સૌ મિત્રોમાં એ ઇર્ષ્યા અને પ્રસંશાનું પાત્ર બન્યો હતો.

એને મૂંગોમૂંગો ઊભેલો જોઇને રતન દાંત પીસીને બોલ્યો: 'નથી દેવું? જલદી આપી દે નહિ તો .....'

મહામહેનતે રોવુ અટકાવી નની બોલ્યો: 'મેં બનાવ્યુ છે, તને શા માટે આપી દઉં?'

'નથી આપવું? ઠીક ત્યારે ઊભો રહે' ને આટલુ બોલી રસ્તા પરથી મુઠ્ઠી ધૂળ ઉપાડી રતન બોલ્યો. 'હમણાં આંખમા ધૂળ ઉડાડીશ—કાણિયો બની જઇશ સીધી રીતે આપી દે, કહું છું!'

અને રસ્તા પર વિમાનનો ઘા કરતા નની બોલ્યો 'લઇ લે' લઇ લે!' બહુ મોટી ચીજ છે ને' હું બીજુ બનાવી લઇશ'

ને એ ઉપાડી હસતો હસતો રતન બોલ્યો: 'ખબરદાર, જો તું જો બીજું બનાવીશ તો હાથ ભાંગી નાખીશ. હું એકલો જ વિમાન ઉડાડીશ, બીજા કોઇને નહિ ઉડાડવા દઉં.' ને આટલુ બોલી હાથ, પગ ને આખું યે અંગ ઉછાળતો સીટી વગાડતો રતન ચાલ્યો ગયો

નની ઘેર આવી ચોપડીઓ ફેંકી દઇ બિછાનામા મોં ઘાલી સૂઈ રહ્યો માત્ર વિમાનના શોકમા જ એ આમ ઉદાસ બની પડી રહેલો એમ નહોતું પણ ખરાબ માણસના હાથથી પોતાની સંપત્તિનું રક્ષણ કરવાની બીજા બાળકોના જેવી લડવાની પણ એનામાં તાકાત—હિંમત નહોતી એની શરમ જ એને સૌથી વધુ પીડતી હતી.

આવા નાનામોટા પ્રસંગો બાદ કરતા એને સૌથી વધુ ભયાનક બનીને સતાવતો 'સાહેબ'—'ગોરો'. આ ભય ક્યાંથી જન્મ્યો એ તો કોણ જાણે, પણ લાલ મોઢું ને સફેદ ચામડી જોતાંજ એના હોશકોશ ઊડી જતા ને વિના કારણે એની છાતીમા ફાળ પડતી. એ ખુદ પોતાને સમજાવવા યત્ન કરતો કે 'ડરવા જેવુ કંઇ નથી, સાહેબ મને ખાઇ જવાનો નથી' પણ તેમ છતા એ ડરતો તો બંધ ન જ થયો. ન ઉપરના બાપદાદાના વખતના લક્ષ્મી ગોરાઓના કાળના એના કોઇ ત્રાસિત વડવાઓનું લોહી હજુ યે એના લોહીમા વહેતુ હતુ કે જેમા એની નિર્બળતાની બધી યે હકીકત તણાઈ જતી હતી?

નિશાળના હેડમાસ્તરે જ્યારે એના બાપુને કહ્યું કે 'નની જેવો શાન્ત, શિષ્ટ ને નિરુપદ્રવી બીજો કોઇ છોકરો અમારી શાળામા નથી; સારી ચાલચલગત માટેનું ઇનામ આ વર્ષે હું એને આપવાનો છું' ત્યારે શરમ અને આત્મગ્લાનિથી નનીને મરવા જેવુ થયું. એની આન્તરિક શિષ્ટતા માટે અપાતુ આ ઇનામ પોતાને ખરી રીતે તો પોતાની ભીરુતા માટે અને ખરાબ આચરણ ન કરી શકવાની અશક્તિ માટે અપાતું ઇનામ લાગ્યુ. જોકે આવી સીધી સમજણ એનામા નહોતી, છતાં એની અતિ વેધક શરમ એનું હૈયુ વીંધી નાખતી હતી.

પોતાની જે નિર્બળતા ને એણે આજ સુધી મહામહેનતે લોકોની નજરથી દૂર રાખી હતી તે આ ઇનામ મળતાંની સાથે જ સૌની નજરે ચડી જશે, કોઇ પણ એ વાતથી અજાણ્યું નહી રહે, આમ વિચારી એને પોતાનું માથુ દીવાલમાં અફાળવાનું મન થયુ ઇર્ષાળાએ મોઢ વ.ત

એના મગજમાં ઘૂંટાવા લાગી કે આ કરતાં તો મિશન સ્કુલના રતના જેવા છોકરાને મારવા બદલ સોટીની સજા થઇ હોત તો કેવું સારું થાત?

અને આમ ભયભીત અને આનંદ વિનાના દિવસો નનીનાં જવા લાગ્યા.

એ સોળ વરસનો થયો ત્યારે એક એવો બનાવ બન્યો કે જેથી એને જીવન ઉપર ધિક્કાર છૂટ્યો. ફરીને શહેરમાં એક સરકસ આવ્યું. આ વખતે વાઘ જોવાનો નહોતો, પણ નિશાળના છોકરાઓ ભેગા મળીને ખરેખરું સરકસ જ જોવા ગયા હતા. એ દિવસે બપોરના ખેલમાં સ્કુલના છોકરાઓ માટે ખાસ ઓછા ભાવ હતા ને એથી નની પણ આઠ આનાની ટિકિટ લઇ એક રૂપિયાવાળી ખુરશીમાં બેઠો હતો. એને એક સરસ જગ્યા મળી આવી એટલે મિત્રોથી જરા દૂર હોવા છતાં તે જગ્યાએ જ એ બેઠો.

સરકસ શરૂ થવામાં બહુ વાર નહોતી. લગભગ આખો તંબૂ ભરાઇ ગયો હતો એ વખતે પાટલૂનના ખિસામાં હાથ ઘાલી એક ગોરો છોકરો ફરતોફરતો એની પાસે આવ્યો ને બોલ્યો: 'એઇ, ઊઠ, ઊભો થા; આ મારી જગ્યા છે.'

નની મૂંઝાતો કંપતો એના મોં સામે તાકી રહ્યો ગોરો છોકરો ખુરશીના હાથા પર હાથ મૂકી એને હલાવતા બોલ્યો 'સાંભળે છે કે? આ મારી ખુરશી છે, ઊઠ.'

છતાં નની કંઈ જ ન બોલ્યો. એનું ગળું જાણે સુકાઈ ગયું હતું.

ને ત્યારે પેલો ગોરો છોકરો ગળેથી એનું પહેરણ પકડી, એને ઊભો કરી ખુરશી પર બેસી ગયો!

નનીને ત્યારે પોતાની ચારે બાજુ અંધારું જ દેખાયું. થોડી વાર કંગાળની જેમ સૂનમૂન ઊભો રહી, દાઢી પર હાથ ફેરવતો એ બહાર જવા નીકળ્યો સરકસ જોવા આવેલા સૌની આંખ આ દૃશ્ય નિહાળી રહી હતી. એનું ખમીસ પકડી વિશુએ એને પોતા તરફ ખેંચી ધીરેથી કહ્યું: 'મૂકી દીધો. કંઈ જ બોલ્યો નહિ? હુ હોત તો...'

પોતાની ખુરશીમાં સંકોચાઇને એક બાજુ બેસતા વિમલ બોલ્યો: 'આવ નની, આવ; અહીં બેસ' પણ ખૂબ મહેનતે મોંમાંથી અવાજ કાઢીને નની માત્ર આટલું જ બોલી શક્યો: 'ના, ના, હું ઘેર જઉં છું.'

એ રાત્રે તે ઊંઘી ન શક્યો મોડી રાત્રે એકવાર એને ઇચ્છા થઈ કે ચીસ પાડીને મોટેથી રડી લઉં; પણ ઓશીકું છાતીએ દાબી મહા મહેનતે એણે એ ઇચ્છા રોકી. ઓચિન્તો એકવાર પથારીમાંથી ઊઠી ઘરના ખૂણામાંથી એક હૉકીસ્ટીક ઉપાડી બંને હાથે જોર કરી એણે એ ભાંગી નાંખી અને પાગલની જેમ મનમાં ને મનમાં એ બોલ્યો: 'હું શા માટે આવો છું? શા માટે હું આવો છું? ડરપોક! બીકણ!! અરે બધાય મને જોઈ ગયા! બધાયે હસ્યા! કાલે નિશાળે કેમ કરીને જઇશ?'

આ બનાવ પછી, કોણ જાણે કેમ, નની એવો બની ગયો કે કાચબાની જેમ એ પોતામાં જ સમાએલો રહેતો. મિત્રો સાથે વાતચીત કે હસવું રમવું એણે લગભગ બંધ કર્યું હતું હમેશાં એ એકલોએકલો જ ફરતો ને મનમાં ને મનમાં કંઈક ગણગણ્યા કરતો।

એક દિવસ આ જોઇને વિમલ બોલ્યો 'વિશુ, જો તો, નની કેવો થઈ ગયો છે? કોઈ સાથે વાત પણ નથી કરતો.' વિશુએ જાણકારની અદાથી જવાબ આપ્યો 'એ તો પરીક્ષા માટે વાંચે છે. તારી જેમ ફાંકેબાજ નથી. એના બાપુએ એને કહ્યું છે કે આ વખતે પહેલો નંબર આવીશ તો સોનાનું કાંડાઘડિયાળ અપાવીશ.'

પણ વિશુનું અનુમાન તદ્દન ખોટું હતું. કાંડાઘડિયાળના લોભે નની પાઠ ગોખતો હતો એમ નહોતું. એ બડબડ કરી માત્ર બકતો જ હતો કે હું ડરપોક નથી; મારામાં હિંમત છે; હું કોઈથી ડરતો નથી, હવે જો કોઈ મારી સાથે ચાલાકી કરશે એને હું જોઈ લઈશ; વગેરે. જાણે સતત વ્યાકુળ રહેતું પિંજરનું પંખી ખુલ્લી હવાનો મુક્તિ-મંત્ર જપતું હતું.

મહિનાઓ પછી એક દિવસ વિશુએ આવીને કહ્યું 'નની, ચાલ મેદાને. આજે મિશન સ્કુલ સાથે આપણી ફુટબૉલની મૅચ છે.'

લોકોના ટોળામાં કે જ્યાં અનેક માણસો ભેગા મળવાના હોય એવે ઠેકાણે જતા નની ડરતો. તેથી એ આંતરિક ભયનો સામનો કરી મનમાંથી જરા એ જોર કરીને બોલ્યો: ચાલ.

મેદાનમાં ભીડ જામી હતી બીજા જોનારાઓ ઉપરાંત બંને નિશાળના છોકરાઓ ટોળેટોળાં આવીને ઊભા હતા. વધુ સારું રમે છે એનો આખરી નિર્ણય હજુ નહોતો થયો. અને એ ક્યારે થશે એ પણ નહોતું કહેવાતું.

રમત શરૂ થઇ. બંને પક્ષના જોનારાઓ પોતાપોતાના પક્ષને જોર ચડાવવા લાગ્યા એ લોકો ક્યારેક તિરસ્કાર કરીને રોષભર્યા અવાજે, તો ક્યારેક વિનતિભર્યા કરુણ સ્વરે રમનારાને ઉત્સાહિત કરવા લાગ્યા. પણ જીતવું બંને પક્ષ માટે સમાન આકરું હતું. બેમાંનું કોઇ જ ગોલ આપી શકતું નહોતું જોનારાઓ રમત જોતાં જોતાં ગજબ રીતે ઉશ્કેરાઈ ગયા; પરસેવે રેબઝેબ થઈ ગયા.

આખરે રમત પૂરી થવામાં જ્યારે પાંચેક મિનીટની વાર હતી ત્યારે નનીની નિશાળવાળાઓએ એક ગોલ દીધો અને 'ગો...લ' 'ગો અ...લ' 'ગો અ...લ' શબ્દે આકાશ ગજાવતાં, છત્રી, જોડાં વગેરે ઉછાળીને આ વિજયનો આનંદ પ્રગટ થયો.

જ્યાં ઊભો રહી નની આ રમત જોઈ રહ્યો હતો, ત્યાં, એની પાસે જ એક આઠેક વર્ષનો છોકરો કૂદતો—નાચતો બૂમો પાડી આ વિજયનાદ કરતો હતો: 'ગો...લ.'! ગો...લ.!!' 'ગો...લ!!! હુર્રે! મોટાભાઇએ ગોલ દીધો; હુર્રે! ગો...લ! ગો...લ!!'
રમત ફરી શરૂ થઈ ગઈ, તોપણ છોકરાઓનો ગોકીરો તો ચાલુ જ હતો.

ત્યાં પાસે જ ઊભો રહીને મિશન સ્કુલનો એક ખ્રિસ્તી છોકરો પણ રમત જોઇ રહ્યો હતો. મિશન સ્કુલે ગોલ ખાધા પછી એ જરા ઢીલો પડી ગયો હતો. એના ઉપર આ નાનકડા છોકરાનો આવો આનંદ એને અસહ્ય લાગ્યો. એણે એના વાળ ખચખચાવીને એને દબડાવ્યો 'એઈ, ચૂપ રહે!'

પણ પેલા બાળકનો અદમ્ય ઉલ્લાસ આથી તો ઉલટાનો વધ્યો. એ જોરથી ચીસ પાડી ઉઠ્યો 'ઓ . ઓ. મને મારે છે રે . .'

પેલા ખ્રિસ્તી છોકરાએ જરા ઠીકઠીક કરીને એનો કાન ખેંચીને કહ્યું: 'ચૂપ રહે, નહિ તો એક કિક મારીશ, તો જઇને પડીશ પેલા ઝાડ પર.'

પેલા બાળકની આસપાસમાં કોઇ ઓળખીતું નહોતું એથી નનીને

જોતાં જ એ રડી પડયો: 'ઓ નનીભાઈ, જુઓને, આ મને મારે છે"

નનીને લાગ્યું, કોઈએ જાણે પોતાનું ગળુ દબાવી રાખ્યુ છે. એના હૈયામાં ગભરાટ થવા લાગ્યો ને એનુ મો એકદમ પૂણી જેવુ સફેદ થઈ ગયું ધ્રૂજતા સાદે એણે પેલા ખ્રિસ્તી છોકરાને કહ્યુ: 'એને છોડી દે; એવા નાના છોકરાને શા માટે મારે છે?'

ખ્રિસ્તી છોકરાએ મોં બગાડીને કહ્યુ: 'નાનો છોકરો? કમબખ્ત' હરામી!! રાસ્કલ!!! આમ બોલી એણે નાના છોકરાના લમણાગા એક મુક્કો માર્યો. ને પેલો બાળક ખૂબ જોરથી રડી પડયો.

સૌનુ ધ્યાન ત્યારે રમત તરફ જ હતું, એથી આ બાજુના આ નાટક તરફ કોઇએ ધ્યાન ન આપ્યુ.

અસ્વાભાવિક એવો જરા ગુસ્સો કરીને નની બોલ્યો: 'મૂકી દે કહુ છું, નહિ તો સારૂ નહિ થાય"

અને પેલા રોતા બાળકને મૂકી ખ્રિસ્તી છોકરો નનીના મો પાસે મોં લાવી બોલ્યો: 'લડવું છે? આવ ત્યારે"

કેમ કરીને આ દ્વંદ્વયુદ્ધ શરૂ થયુ. આ નનીને બરાબર યાદ નથી પણ ઓચિન્તાનું એણે જોયું કે પોતે પેલા ખ્રિસ્તી છોકરા સાથે બથ્થ-બથા આવી ગયો છે!

થોડી વારમા તો એમની ફરતી છોકરાઓનુ એક ટોળું રચાઈ ગયુ. ફુટબૉલ જોવા આવેલાઓમાં ઘણા આ નવો ખેલ જોવા આવી ઊભા.

ખ્રિસ્તી છોકરો થોડીક મુક્કાબાજી જાણતો હોય એમ લાગ્યુ, કારણ પહેલેથી જ એણે મુક્કીઓ મારીને નનીનું નાક-મો બાગી નાખવાની શરૂઆત કરેલી. છતા નની મરણિયો થઈને બાઝી જ રહ્યો. બંનેની ઉમર લગભગ સામાન હતી શરીર અને બળ પણ સમાન જ લાગતાં હતા. ને તેથી લડાઈ-કુસ્તી સારી જામી હતી

એકવાર નની આંટી મારી, ખ્રિસ્તી છોકરાને ભોંભેગો કરી, એની છાતી પર ચડી બેઠો તે એના મોઢા ઉપર ને માથા પર આણુકેળ-વાએલ હાથે ગડદાબાજી કરીને એને કાબુમાં લેવા મથતો હતો, પણ ખ્રિસ્તી છોકરે એને ઉછાળી મૂકયો, ને બને હાથે મુક્કાબાજી ચલાવી નનીનાં પેટ અને મોનો ખુરદો બોલાવવો શરૂ કર્યો. નની પડુપડુ થઇ ગયો હતો.

પણ નનીના મનમાં હવે લેશમાત્ર ભય નહોતો. યુદ્ધના ઉલ્લાસે એ મસ્ત થયો હતો. હાર-જીત તો અતિ ગૌણ વસ્તુ છે, યુદ્ધમા જ પરમ સાર્થકતા છે, એ મહદ્ સત્યે નનીની રગેરગમાં ત્યારે નૃત્ય આરંભી દીધુ હતુ.

ઓચિંતાનો એક મોટો કુદકો મારી નની ખ્રિસ્તી છોકરાના શરીર પર પડયો. અને બંને હાથે રીંછની જેમ દબાવીને એને કચડવો શરૂ કર્યો—ધૃતરાષ્ટ્રે જેમ લોહ-ભીમને કચડયો હતો, લગભગ એ જ રીતે.

ખ્રિસ્તી છોકરો વધુ મુક્કાબાજી કરવા અશક્ત બનતા હવે નનીની બાથમાથી છૂટવા તનતોડ મહેનત કરવા લાગ્યો. પણ નનીએ એને એવી રીતે બાથ ભીડી હતી કે ધીરેધીરે એની ભીંસ વધુ ને વધુ મજ-બૂત બનવા લાગી.

ધીમેધીમે ખ્રિસ્તી કિશોરનું મોં ઢીલું પડવા લાગ્યું. એણે છેલ્લી-



વાર બંધનમુક્ત થવાનો એક પ્રયોગ કરી જોયો. ને પછી હાંફતા હાંફતા કહ્યુ: 'બસ, હવે છોડી દે; Pax, હું હાર્યો.'

નનીએ એને એવો છોડયો કે તુરત એ બન્ને જણા જમીન ઉપર બેસી ગયા ને હાંફવા લાગ્યા.

પહેલાં ખ્રિસ્તી છોકરાએ હાથ આગળ ધરી કહ્યુ: 'તારા શરીરમા જોર તો ખૂબ છે! બૉક્સિંગ જાણતો હોત તો કયારનો યે તેં મને પટકી નાખ્યો હોત'

એની સાથે હાથ મેળવતાં નની ઉમંગપૂર્વક બંગાળી-અંગ્રેજીમાં બોલ્યો: 'અને તુ બહુ સારૂ બૉક્સિંગ જાણતો લાગે છે? કેવો મુક્કો માર્યો હતો? આ જો હોઠ કપાઇ ગયો છે'

ખ્રિસ્તી કિશોર હસીને બોલ્યો. 'તારે શીખવું છે? મને બહુ સારૂ તો નથી આવડતુ, છતા તને તો શીખવી શકીશ જ.

નનીએ ખૂબ આગ્રહ કરી કહ્યુ: 'હા, શીખીશ, અને કાલથી જ શરૂ કરીએ, કેમ?'

'જરૂર; પણ તારૂ નામ શું?'

'મારૂ નામ નની, નની ગાંગુલી.'

'ને મારૂ નામ ડિક—ડિક ફ્રાન્કલીન.'

ડિકના ચાલ્યા ગયા પછી નનીનો મિત્રવર્ગ એને ઘેરી વળ્યો. ફુટબૉલ મૅચ ત્યારે પૂરી થઈ હતી.

વિશુએ ગર્વપૂર્વક એનો વાંસો થાબડતાં કહ્યુ: 'શાબાશ ખલીફા' હિંમત બતાવી ખરી! હુ તો પહેલેથી જ જાણતો હતો કે ભલે નની ચૂપચાપ રહે, પણ અંદરથી તો એ પાક્કો ગુંડો છે. પણ નની, તારી આ આંખ તો સૂજી ગઇ લાગે છે"

નની એક આંખે અને ફૂલી ગએલા હોઠે વિશુ સામે જોઈ ખડ-ખડાટ હસીને બોલ્યો: 'અરે એમાં શું? એ તો કાલે મટી જશે. પછી પણ માણો ડિક! સરસ છોકરો છે, કેમ?

એ દિવસે શોરબકોર કરતા, ગીતો ગાતા ગાતા ઘેર પાછા ફરતાં નનીએ જીવનમા પહેલવહેલો પરિપૂર્ણ મુક્તિનો સ્વાદ ચાખ્યો. આજ દિવસ સુધી જે રાક્ષસ એને મુઠ્ઠીમાં દબાવી કચરી નાખવા મહેનત કરી રહ્યો હતો, એનો આજે પોતાના સ્વહસ્તે વધ કરી જાણે વિજય-માળ પહેરી એ ઘેર પાછો ફરતો હતો. રમણિક મેઘાણી

(શરદેન્દુ બન્દ્યોપાધ્યાયની બંગાળી વાર્તા ઉપરથી)

## મેંદીનાં પાન

પૈસાના વારસા વિનાનાં બાળકો પુરૂષાર્થી થશે અને સંકુચિતતા તથા જૂનવાણી વારસા વિનાના બાળકો સમર્થ થશે આજમાંથી જ આવતી કાલ પેદા થાય છે. આજનું કર્યુ અને કર્યું માણસો આવતી કાલે ખાય છે. આજનો મહિમા અદ્ભુત છે.

મિત્ર તો મને પ્રિય છે જ; પણ હું તો દુશ્મનને ય ઉપયોગી ગણું છું. હું જે કરી 'શકું' તે મિત્ર મને બતાવે છે, અને દુશ્મન, મારે જે કરવું 'પડે' તે. (મિશર)



આ લેખમાળામાં આવતાં સ્થળો દર્શાવતો લેખકે પોતે આલેખેલો કચ્છનો નકશો

# કચ્છનાં કીર્તિમંદિરો

## [૧] કચ્છડો

'ભલ ઘોડાં ગુણિયલ સ્ત્રિયાં વડ કચ્છ વણ્યાં
પંનિ એ ધોરાં અસવાર પેને હિયા'.

લાખા ફુલાણીના મુખમાંથી સરી પડેલી આ પંક્તિએ મિસાલનું કચ્છ અત્યારે છે? તો ચોમાસામાં વરસાદ પછી લીલીછમ બનતી કચ્છની ભૂમિનુ પ્રાકૃતિક સૌંદર્ય માણવા આપણને કેટલો સમય મળે છે? કત્તર કચ્છી ઘોડા કોણ કુછેરે છે? અને કચ્છની ગુણિયલ સ્ત્રીઓને તેમની ગુણપરીક્ષા કરાવવાના મોકા કોણ આપી શકે તેમ છે? નહિ તો, એ ખરૂં જ હશે કે કચ્છની એ ત્રણે વસ્તુઓથી મનને ક્યારે પણ તૃપ્તિ થવાની નહિ

### વંકા કચ્છની વિશિષ્ટતા

દરિયા અને રણથી વીંટળાએલા અને કર્કવૃત્તથી ચીરાતા કચ્છના ડુંગરાળ અને સૂકા, સપાટ અને ફળદ્રુપ ભૂમિભાગોમાં હવામાનની ઘણી વિશિષ્ટતાઓ માલુમ પડે છે ને તેની જ વિશિષ્ટ ખાસિયતો કચ્છની વસતિ ધરાવે છે. 'વંકી કચ્છ ધરા ને વંકા વાણીય વચ્છ.' કચ્છનો આકાર વાંકો, સ્વભાવે સાલસ અને મીઠા છતાંય અતડા અને અક્કડ દેખાઈ આવતા કચ્છી માણુઓ પણ વંકા; અને તેમની કડકાઈભરી કચ્છી બોલી પણ વાંકી. હિંદના નકશામાં હિંદથી સ્પષ્ટપણે આવી આકારથી અલગ દેખાઈ જુદો તરી આવતો 'કચ્છડો' ગુજરાતનો જ એક ભાગ હોવા છતાં ય ગુજરાતથી નિરાળો પડી રહે છે.

આપણી રાષ્ટ્રીયતાના શેષ જેવું કચ્છને પોતીકા કચ્છી સિક્કાનું ચલણ તથા તેનાં વિશિષ્ટ તોલમાપ રાખવાની ને હથિયારો વાપરવાની સ્વતંત્રતા છે; ને જેના બંદરો, વહાણવટીઓ તથા વેપારીઓ હજી પણ જીવંત છે એવા કચ્છને તેના પોતાના ખાસ પ્રકારના સંસ્કાર, રીતરિવાજ, રહેણીકરણી ને લોકસાહિત્ય હોવું એ સહજ છે. આપણી સર્વસામાન્ય માન્યતા મુજબ બધા દેશો ને બધી પ્રજાઓને તેમનો ભૂતકાળ ભવ્ય દેખાય છે તેમ કચ્છને પણ સાહસ, શૌર્ય અને મહત્વાકાંક્ષાભર્યો ગૌરવવતો પ્રાચીન ઇતિહાસ હોવો જ જોઇએ.

### પ્રાચીન ઇતિહાસ

કચ્છનો અતિ પુરાતન ઇતિહાસ જાણવાનાં લભ્ય એવા ઐતિહાસિક સાધનોમાં કચ્છનો પહેલો નામોલ્લેખ રામાયણ અને મહાભારતમાં મળે છે. રામાયણના યુદ્ધકાંડમાં કચ્છ, તેના રણસાગર અને કચ્છમાં વસતી આભીર (હાલના આહીરો) પ્રજાનો ઉલ્લેખ આવે છે. રામાયણ, ભાગવત અને મત્સ્ય પુરાણમાં કચ્છનાં પ્રસિદ્ધ તીર્થો નારાયણસરોવર

## આપણા પ્રાંતના એ ઓછા ઓળખાએલા અંગની પ્રાચીન ઐતિહાસિક સમૃદ્ધિ દ્વારા તેના સાંસ્કૃતિક ગૌરવનો પરિચય આપતી લેખમાળાનો પહેલો હપતો

લેખક-રામસિંહજી રાઠોડ ડી. ડી. આર

ને કોટેશ્વરનું માહાત્મ્ય આપ્યું છે. મહાભારતના સભાપર્વમાં કચ્છને 'ઔદુમ્બર' કહી તેને કોટેશ્વર કે કચ્છેશ્વર નામે રાજધાની હોવાનુ કહ્યુ છે. શ્રી કૃષ્ણે હસ્તિનાપુરથી વળતાં કચ્છના રણુસાગરમાં સાલ્વનો વધ કર્યો હતો.

કિનારાના પ્રદેશ તરીકે કચ્છનું જે મહત્ત્વ છે તેને કારણે તેને પરદેશોની પ્રજા જોડે જે સબધ રહેતો આવ્યો છે તેનો, પુરાતન ગ્રીક લખાણો અને અરબી તવારીખોમાં ઠીક ઉલ્લેખ મળે છે. ઈ.સ.પૂ. ૩૨૫માં સિકંદરનું સૈન્ય કચ્છના રણુસાગરમાંથી પસાર થયાની નોંધ ગ્રીક પ્રવાસપોથીઓમાંથી નીકળે છે. સિકંદરના આગમન પછી ગ્રીક-લી બૅક્ટ્રીઅન ધાટીના મંદિરો, કિલ્લા ને કૂવાઓની બાંધણીની અસર કચ્છના પુરાવશેષો પર પણ પકડી જોવામાં આવે છે. નંદ, મૌર્ય અને શુંગ વંશનાં મહારાજ્યોની અસર નીચે યે કચ્છ આવેલું.

### પુરાતન તવારીખ

ઈ.સ.પૂર્વે ૧૪૨થી ૧૨૪ સુધી કચ્છ મિનાન્ડરના ગ્રીક રાજ્યનો એક ભાગ ગણાતું, પણ પછી ઈ.સ.પૂ. ૧૨૦માં શકોએ[1] કચ્છનો કબજો લીધો. ઈ.સ.પૂ. ૫૬માં વિક્રમાદિત્યે તેમને હરાવી નસાડયા. ત્રીસેક વર્ષના ગાળા પછી પાછા શકોએ ક્ષુત્રપ નહપાનની સરદારી તળે પોતાનું રાજ્ય સ્થાપ્યું. એ રાજ્યનો ઈ.સ.ની પહેલી સદીમાં પાર્થિયનોએ[1] નાશ કરી પોતાની સત્તા જમાવી. ઈ.સ. ૭૭માં પ્લિનીએ પોતાના લખાણમાં કચ્છીઓને ઓદામ્બરી (Odambari) તરીકે ઓળખાવ્યા છે. ઈ.સ. ૧૫૦માં ટૉલેમીએ Odambariનું વર્ણન આપેલું છે તે કચ્છનું મુખ્ય શહેર હોવાનું માનવામાં આવે છે. તેણે કાંઠી[2] અને કંથકોટનો[3] ઉલ્લેખ પણ કરેલો છે. ઈ.સ. ૨૪૬માં પેરિપ્લુસનો કર્તા કચ્છના હાલના રણનું[4] (જે તે વખતે છીછરો સમુદ્ર હતો) તેને Eirinon (ઇરણમ્-ઈરણ-ઇરિનોન-ખારવાળો પ્રદેશ) કહી વર્ણન આપે છે. પેરિપ્લુસના લેખકના સમય પછી ઈ. ૧૪૦થી ૩૮૦ સુધીમાં સૌરાષ્ટ્રના[5] રુદ્ર રાજાઓએ કચ્છને પોતાને કબજે રાખ્યું. તે પછી કચ્છ ગુપ્ત સામ્રાજ્યની સત્તા હેઠળ આવ્યું. પાંચમી સદીના અંતે કચ્છ વલ્લભી રાજાઓની સત્તા તળે હતું અને સાતમી સદીમાં કચ્છ સિંધનો ભાગ ગણાતું. ચીના મુસાફર હ્યુયાનત્સાંગે પણ પોતાના પ્રવાસ વર્ણનમાં (ઈ.સ. ૬૪૦ લગભગ) કચ્છનો નિર્દેશ કરેલો છે અને કોટેશ્વરને કિત્સીફેલો કહી ઓળખાવ્યું છે.

### મધ્યયુગનો ઇતિહાસ

આઠમી સદીની શરૂઆતમાં (૭૧૪ લગભગ) તેહુના પરમાર રાજાના મૃત્યુ પછી કચ્છ ચાવડાઓને સોંપવામાં આવ્યું. આ પછી તરતજ કાઠીઓ સિંધમાંથી કચ્છમાં ઊતર્યા. કાઠીઓએ કચ્છના દક્ષિણ અને મધ્યભાગનો કબજો મેળવી પાવરગઢમાં પોતાનું મુખ્ય મથક રાખ્યું હતું. કચ્છની પૂર્વમાં આ સમયે ચાવડાઓની સત્તા હતી. પંચાસર અને અણહિલવાડનાં રાજ્યોની મદદથી આઠમી અને નવમી સદી દરમ્યાન ચાવડાઓની સત્તા વધતી જઈ ને જામી. દસમી સદીમાં જ્યારે મૂળરાજ સોલંકી ગાદીએ આવ્યો ત્યારે ચાવડાઓને અણહિલવાડમાંથી હાંકી કાઢવામાં આવતાં તેઓ કચ્છમાં આવી ભરાયા. કલ્યાણના ચાલુક્યોએ જ્યારે મૂળરાજ સોલંકીને (લગભગ ૯૫૦માં) નસાડયા ત્યારે તે કંથકોટમાં મામું જમાવી બેઠો હતો. આ સમય દરમ્યાન જ્યારે આરબોના આવવાની શરૂઆત થઈ ત્યારે કચ્છના થોડા પ્રદેશ પર સિંધના એક ભાગ તરીકે આરબોનુ વર્ચસ્વ હતું. અલ્બેરૂની (૯૭૦-૧૦૩૯) પોતાની નોંધમાં કચ્છ વિષે વર્ણન કરે છે અને દસમી તથા અગિયારમી સદીની અરબી તવારીખોમાંથી કચ્છના ચાંચિયા વહાણોને લગતી અને બીજી નોંધો નીકળે છે. અગિયારમી સદીની શરૂઆતમાં (૧૦૨૬માં) અણહિલવાડના ભીમદેવ પહેલાએ (૧૦૨૨-૧૦૬૪) મહમદ ગઝનીથી નાસીને કંથકોટમાં આવી રક્ષણ મેળવેલું. તેણે વાગડનો કબજો રાખેલો. અગિયારમી સદીના અંતે સમાઓ કચ્છ પર ફરી વળ્યા, પણ તેઓ પોતાની સત્તા જમાવી શક્યા નહિ. અણહિલવાડના સિદ્ધરાજ જયસિંહના[6] (૧૦૯૪-૧૧૪૩) મહારાજ્યનો કચ્છ એક ભાગ હતો. ભીમદેવ બીજાએ (૧૧૮૦ લગભગ) કચ્છમાંથી મદદ મેળવેલી. તેરમી સદીમાં મોડેથી પછી વાઘેલાઓએ[7] (૧૨૪૦-૧૩૦૪) કચ્છમાં પોતાની સત્તા પ્રસારી હતી. આ પછીનો કચ્છનો ઇતિહાસ તો ક્રમબદ્ધ જાણીતો છે. સિંધના સમા મોડ અને મનાઈ, ફૂલ અને લાખા ફુલાણીએ કચ્છમાં પોતાની સત્તા વિસ્તારી તથા લાખા ફુલાણીએ સંપૂર્ણપણે કાઠીઓને કબજે કર્યા

અને ત્યારથી કચ્છના વર્તમાન રાજ્યકર્તા યદુવંશી જાડેજાઓનો ઇતિહાસ શરૂ થાય છે.

### કચ્છ—એક ભૌગોલિક એકમ

કચ્છની ભૌગોલિક અલગતાને લીધે કચ્છ બહારના લોકો કચ્છના રણ અને અખાતના નામોલ્લેખ સિવાય તેના કચ્છ વિષે બહુ ઓછું જાણે છે. આંતરિક અને બાહ્ય નજરે કચ્છ એક ભૌગોલિક એકમ હોઈ તેના સામાજિક અને રાજકીય ઇતિહાસની વિશિષ્ટતા નિરાળી પડી રહે છે. કચ્છનું જે ભૌગોલિક નિયુક્ત સ્થાન છે તેની અસર કચ્છની પ્રાકૃતિક અવસ્થા ઉપરાંત તેના સામાજિક અને આર્થિક જીવન ઉપર પણ થાય છે. હિંદમાં બહુ ઓછે ઠેકાણે હશે તેવી (દ્વીપના બંનેય અને બીજા) ડુંગરાઓની લાંબી ધારોની હારની હાર ક્ષિતિજ પર દષ્ટિમર્યાદામાં લંબાતી જતી આંખને આરામ આપે છે, ઊંચી ભેખડોવાળા ઊંડા નદીનાળા; દ્વીપ પ્રદેશની ખીણોમાં અને આજુબાજુમાં જ્યાં જમીનના અંતસ્તરમાં ઉપર જ મધુર પાણી મળે છે ત્યાંના ફળદ્રુપ વિસ્તારો અને ખેડવાણ મેદાનો; દરિયાકિનારાના પ્રદેશો કાંઠાળાં રુક્ષ અરણ્યો અને વિસ્તૃત રણમેદાનો; આ બધું કચ્છની ભૂપૃષ્ઠરચનામાં વિવિધતા આણે છે અને કચ્છના સૃષ્ટિસૌંદર્યના દશ્યમાં ચિત્રમય રમ્યતા લાવી તેને આકર્ષક બનાવે છે. કચ્છનું હવામાન ઉનાળામાં મધ્યમ હોય છે અને શિયાળાનો પાછલો ભાગ ખુશનુમા હોવાથી તંદુરસ્તી બક્ષનારી છે. વર્ષાઋતુ અનિયમિત છે અને વરસ ચોમાસું કરવાનું આવે છે. કચ્છમાં કવચિત્ જ અતિ વરસાદનો આપત્તિ તેની પરા-

---

૧ એમના સમયના કેટલાક સિક્કા પુંવરાના ગઢમાંથી મળી આવેલા છે તથા ઇસ્વીસનના પ્રારંભના સૈકાઓના ક્ષત્રપ કાળના શિલાલેખો કચ્છમાં આંધૌ તરફથી મળી આવેલા છે જે ભુજના મ્યુઝિયમમાં છે.

૨ કાંઠી-કચ્છમાં દક્ષિણે આવેલો દરિયાકિનારાનો ફળદ્રુપ પ્રદેશ.

૩ કંથકોટ-વાગડનો એક ડુંગરી કિલ્લો.

૪ જુઓ 'કચ્છનું રણ': 'કુમાર' ૨૦૦મો અંક.

૫ ગિરનારના રુદ્રદામાના શિલાલેખમાં કચ્છને 'અશ્વકચ્છ' કહ્યો છે.

૬ ભદ્રેસરમાં સિદ્ધરાજના સમયનો શિલાલેખ છે.

૭ રવનો શિલાલેખ, ૧૨૭૩.



❑ 'મને પૂર્ણ વિશ્વાસ છે કે જગત એક દિવસ ગાંધીજીને સાચા રૂપમા સમજશે, અને આ અંધકારમય વિશ્વમાં પ્રકાશ આણનાર તરીકે ગણીને તેમને વંદશે. દુનિયામા અનાચાર ખૂબ વધી પડે છે ત્યારે ક્યાંક ને ક્યાંક, કોઇ ને કોઈ મહાનુભાવ પરમાત્માનો દિવ્ય પ્રકાશ લઇને અવતરે છે અને જગતની ભ્રમિત જનતાને સત્પંથે દોરે છે. ❑ ગાંધીજી એ જ કોટિની વ્યક્તિ છે એમના દુ ખોમા ભારતનુ હણાએલું ગૌરવ મૂર્તિમંત થાય છે. એમના સત્યાગ્રહમા આપણા દેશનુ ગભીર-જ્ઞાન પ્રકટ થાય છે ❑ ગાંધીજી આજ સ્વતંત્ર નથી. એમના શરીરનો કદાચ નાશ થશે, પરતુ એમનામા ઈશ્વરી જ્ઞાનની જે સ્વર્ગીય જ્યોત ઝળકે છે તે તો કદિ નથી બુઝાવાની.

સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્

થાય છે, તેથી જમીનની ફળદ્રુપતા અને ભેજનો નાશ થાય છે પરિણામે ખારપાટનો ફેલાવો થઇ રણવિસ્તારની અસર વધતી જ રહી છે એવા કચ્છના કેટલાક વિસ્તારો હમણાના જમાનાની અસરથી બિલકુલ પર હોઈ ત્યા રગરિયાં ગાડામા કે ઊંટ-ઘોડા પર મુસાફરી કરતા મધ્યયુગી જીવનનું વાતાવરણ અનુભવતા આપણે સૈકાઓ પહેલાના ભૂતકાળમા વિહરતા હોઇએ એવુ લાગે. અહીં વસતી આહિર, સધાર, રબારી, ચારણ, મેઘવાળ અને એવી બીજી કચ્છની આદિનિવાસી જાતિઓના જીવનધ્યેય, રીતરિવાજ, સામાજિક બંધારણો તથા સંસ્કૃતિમા, ધર્મ અને લોકસાહિત્યમાં તરી આવતી તેમની પુરાતન ખાસિયતો આપણને ઇતિહાસના ઊંડાણમાં એ પ્રજાઓના ભૂતકાળ તરફ ખેંચી જાય છે તેમની વચ્ચે વેરણછેરણ પડેલા આપણા પુરાવશેષો, પુરાતન સાહિત્ય, ઇતિહાસ, ભાષા અને એવાં અન્ય સ્મારકોના સંશોધન, સપાદન અને સંરક્ષણ થવાની આવશ્યકતા છે.

### કચ્છનું વિશિષ્ટ ભૂસ્તર[૮]

ઇતિહાસનો અભ્યાસ આપણને પુરાવસ્તુશાસ્ત્રનું જ્ઞાન મેળવવા જિજ્ઞાસુ બનાવે છે અને પુરાતત્ત્વનો સંપૂર્ણ અભ્યાસ કરવા ભૂસ્તરનું જ્ઞાન આવશ્યક બને છે; એટલે એ બધાં શાસ્ત્રો પરસ્પરાવલંબી રહી એવા સંકળાએલા છે કે એક વિષયનો અભ્યાસ કરવા આપણને એ બધા વિષયોનું જ્ઞાન અનિવાર્ય થઈ પડે છે. કચ્છનું ભૂસ્તર તદ્વિદોને અભ્યાસ અને સંશોધનની મહત્ત્વની સામગ્રી પૂરી પાડી વિશિષ્ટ વિષય બની રહે છે. ભૂસ્તરીય માપણીના સંશોધન ને અભ્યાસમાટે કચ્છ અતિ ઉત્તમ પ્રદેશ પુરવાર થએલો છે, તેમજ ત્યાંના ભૂસ્તરનાં પડો અને પથ્થરોનો અભ્યાસ નવા દૃષ્ટિબિંદુથી સમગ્ર હિંદના ભૂસ્તરને લાગતા મહત્ત્વના પ્રશ્નો પર અસાધારણ પ્રકાશ પાડે છે. ત્યાના મુખ્યમુખ્ય ભૂસ્તરીય વિભાગો તો સ્પષ્ટ અને સાદા છે. સુર નદીથી શરૂ કરી ઠેઠ કચ્છના પૂર્વ છેડા સુધી દક્ષિણમાં જળમળથી બનેલી (recent alluvium) જમીનની પટ્ટી છે. તે પછી ટર્શીયરી (tertiary)નો વિસ્તાર આવેલો છે; જેનાઉપર પટબંધ ટ્રેપ (stratified trap) અનિયમિતપણે પણ પશ્ચિમેથી શરૂ થતા ઠેઠ અંજાર સુધી સરાર આવેલા છે. તેની પછી ઉપરના ભાગે જ્યૂરાસિક (મધ્યયુગી પડો) તેની ઉપલી અને નીચલી શ્રેણીઓ આવેલી છે વાગડમાં તો આ જ્યૂરાસિક પડોની પડખે જ જળમળથી બંધાએલી જમીન આવેલી છે તેની ઉપર રણના રણ (કહેવાતા) એટલે પચ્છમ, ખડીર અને બેલામા દક્ષિણેથી ઉત્તરમા જતા જળમળની બનેલી જમીન, ટર્શીયરી અને જ્યૂરાસિક એમ અનુક્રમે ભૂસ્તરની પડરચના આવેલી છે કચ્છના ભૂસ્તરના આ પડોમા જે સમયે તે બંધાયા તે તે સમયમાં થએલાં પ્રાણીઓ અને વનસ્પતિના અમૂલ્ય અને બીજે અલભ્ય એવા કેટલાક અશ્મીભૂત અવશેષો સમાયા છે જે તે યુગની પૃથ્વીની સ્થિતિ તથા તેના પ્રાચીન ઇતિહાસ પર સારો પ્રકાશ પાડે છે. આર્થિક નજરે પણ ભૂસ્તરનું આ જ્ઞાન અતિ ઉપયોગી પુરવાર થાય છે.

### સમૃદ્ધ ભૂતકાળના અવશેષો

દરેક દેશની પ્રજાને તેના ભૂતકાળનુ જ્ઞાન તેના ભાવિ ઘડતર અને વિકાસમા માર્ગદર્શક થઇ પડે છે અને આપત્કાળમા આ ભૂતકાલિન જ્ઞાન સહારો તથા આશ્વાસન આપી રહે છે. એટલે જ એવી પુરાતન સમૃદ્ધિનો ઉદ્ધાર થવાની અગત્ય આટલી બધી વધે છે કચ્છના પ્રાચીનઇતિહાસના સળંગ અંકોડા મળતા નથી, તેમજ કચ્છ 'કચ્છ' તરીકે અસ્તિત્વમાં આવ્યું ત્યારથી તેની પુરાતન પૂરી હકીકત પણ ઉપલબ્ધ નથી. પ્રાગૈતિહાસિક કાળના પથ્થરયુગના અને તે પછીના કાળના પુરાવશેષો કચ્છના ઊંડા જળમળથી બંધાએલા તેના રણકંધીપરના અને અન્ય ભૂમિભાગોમાં દટાએલા પડયા હોવાની સભાવના છે તથાપણ તેની તપાસ હજુ હવે કરવાની છે. પુરાતત્ત્વની નજરે કચ્છના ઐતિહાસિક અવશેષોનું સંપૂર્ણ સંશોધન નથી થયું; નહિ તો સંભવ છે કે ધરતીકંપો, જ્વાળામુખી, પુરાણા વરુણસમુદ્ર કે આનર્તસાગરનુ સૂકાવું, તથા હિમાલય અને તેની નદીઓની અસર નીચે થએલ કચ્છની ભૂમિ ને રણના બધારણના સજોગો જોતા તેમાં ક્યાક મોહેંજો-ડેરો જેવી સંસ્કૃતિના અવશેષો દટાએલા મળી આવે.

જમીનમાં સંતાઇ ગએલી એવી પુરાસમૃદ્ધિની વાત જવા દઇએ તોપણ અત્યારે કચ્છમા પુરાતન ઇતિહાસની મહત્ત્વની સામગ્રી પૂરી પાડે તેવા ખુલ્લા પડેલા કેટલાક પુરાવશેષો છે અને તે રક્ષણના અભાવે વેડફાઈ જતા જોઈ દિલ દ્રવી ઊઠે છે. પુરાણકાલિન નારાયણસરોવર, કોટેશ્વર, ક્ષત્રપકાળના આંધો-જ્યાથી એ સમય-

[૮] આપણા પ્રસિદ્ધ ભૂસ્તરવેત્તા શ્રી ડી. એન. વાડિયાના પ્રમુખપદે આ વર્ષે વડોદરામા ભરાએલી ઇંડિયન, સાયન્સ કૉંગ્રેસના ૨૯માં અધિવેશનમાં તેના ભૂસ્તરવિભાગના અધ્યક્ષ ડૉ. રાજનાથનું પ્રવચન પણ 'કચ્છના ભૂસ્તરના મધ્યયુગી પડો' ઉપર હતું.

## નરભક્ષી સિંહ્મા !

આફ્રિકાનાં જંગલોમા રેલવે નાખવાના માનવપ્રયત્નોને અવરોધતા માણસખાઉ સિંહોને જેર કરવાના સાહસભર્યા પુરુષાર્થની સળંગ વાર્તા,-શ્રી હરિનારાયણ આચાર્યની કલમે.

આવતા અંકથી શરૂ થશે

ના ક્ષીગની શિલાલેખો[૯] મળ્યા છે, આઠમા શતકમાં પ્રચલિત એવી સૂર્યપૂજાના પ્રતીક જેવા કેરાકોટ–કોટાયનાં સૂર્યમંદિરો, પદ્ધરગઢ અને કેરાકોટનાં શિવાલયો, દારાના સમયની મસ્જિદો ને એવા મહત્વના અન્ય ઐતિહાસિક અવશેષો કચ્છમા છે. આપણી કેટલીક નોંધો, પ્રબંધો, તવારીખો અને દફતરો સિવાય તત્કાલીન વિદેશી સાહિત્યમાં પણ આપણા પ્રાચીન ઇતિહાસને લગતી નોંધો મળી રહે છે; પણ એ લિખિત સામગ્રી કરતાં પણ શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, મુદ્રાઓ, પાળિયાઓ વગેરે પ્રાચીન ઇતિહાસની સધ્ધર સાબિતિઓ પૂરી પાડે છે. પુરાતન સંસ્કૃતિના જ્ઞાનની આ પ્રકારની બહુવિધ સામગ્રી ઉપરાંત સ્થાપત્ય અને ભાસ્કર્ય જે સમયે એ ઘડાયું હોય તે કાળની સંસ્કૃતિની એ સાચી પ્રતિકૃતિ હોઈ તે વખતના રીતરિવાજ, રહેણીકરણી અને સમૃદ્ધિનો સચોટ ખ્યાલ આપે છે.

પુરાતન સંસ્કૃતિના જ્ઞાનની આ પ્રકારની વિવિધ સામગ્રી કચ્છમાં અસ્તવ્યસ્ત, અવ્યવસ્થિત અને અરક્ષિત પડી છે તેનો ઉદ્ધાર અને સત્કાર થવાની જરૂર છે. પણ તે થવાનો સુઅવસર આવે તે પહેલાં આજે તો એ કચ્છનાં કીર્તિમંદિરો સરખા તેના એ ખંડેરોમાના રખડપાટ કરી તેના ભૂતકાળની થોડી અવનવી ઝાંખી કરીએ. (ચાલુ)

૯ હિંદસરકારના ડાયરેક્ટર જનરલ ઑવ્ આર્કીઓલોજી રાવબહાદુર ડૉ. કે. એન દીક્ષિતે મને કહેલું કે કચ્છમાંથી આજ લગીમાં મળી આવેલા બધા શિલાલેખોમાં આ શિલાલેખો અત્યંત મહત્ત્વના છે આમાં ઉલ્લેખાએલા રાજા ચસ્તન અને તેના પૌત્ર રૂદ્રદામાના વિ-ચક્ષણ નિર્દેશ વિષે વિવરણ કરતું પુષ્કળ સાહિત્ય છે. તેઓ ૧૯૧૫મા ભુજ આવેલા ત્યારે ભૂજના મ્યૂઝિયમમાં તેમણે એ શિલાલેખો જોએલા અને ભુજથી ખાવડા જતા તેમણે પોતે ક્ષત્રપકાળનો એક વધારે શિલાલેખ શોધી કાઢેલો.

## હરપ્રતિમા (પૂઠા ઉપરના ચિત્ર)ની કલપત્રી

કુમારી શકુન્તલા દીવાનનો ચિત્રલેખા તરીકેનો પરિચય તો 'કુમાર'ના વાચકોને અગાઉ અંક ૧૩૨,૧૪૭,૧૫૩ તથા ૨૧૦માના પૂર્ણરંગી ચિત્રોથી મળી ચૂક્યો છે. આ ઊગતી પ્રતિભાને સુપોષણ આપવામાં તેના મામા શ્રી સર ચીનુભાઈનો પ્રધાન પુણ્યભાગ છે. તેના કલાશિક્ષણમાં શ્રી રવિશંકર રાવળ અને કનુ દેસાઈએ અનુક્રમે ફાળો આપી તેની ચિત્રકળા વિકસાવી છે.

થોડા વખત પર ભારતીય શિલ્પી શ્રી મહાપાત્રે સર ચીનુભાઈના આવાસમા રહી કેટલીક શિલ્પકૃતિઓ તૈયાર કરી ત્યારે એ કાર્ય પ્રત્યક્ષ નિહાળવાની આ ચકોર વિદ્યાર્થિનીને જે તક મળી તેમાથી નવી પ્રેરણા લઇ તેણે શિલ્પની દિશામાં પણ હાથ ચલાવ્યો ત્યાર બાદ તેની તાલીમમા કલાકાર શ્રી રસિકલાલ પરીખનો સાથ મળ્યો અને રંગરેખા જેવી જ મનોહર શૈલીમા તેણે જે કેટલીક મૃણ્પ્રતિમાઓ (માટીની મૂર્તિઓ) સરજી છે તે પૈકી આ તાજેતરમા બનેલી છે પૂઠા ઉપર આપેલું ચિત્ર તો કેવળ તેનો એક ખંડમાત્ર છે. અસલ પ્રતિમા ૨॥×૩ ફુટનું સમૂહશિલ્પ છે જેમા નંદી ઉપર સજોડે બિરાજેલાં હરગૌરીને આકાશમા વિહરતાં બતાવ્યા છે પુરુષ અને પ્રકૃતિની જોડ જેવાં દેવદંપતીની એ મૂર્તિ એક સુંદર દર્શન બની છે. તેમાં શિવની પ્રતિમા જેવી ધીરગંભીર છે, તેવી જ ગૌરીની પ્રતિમા લાલિત્યમય સુઘટિત અને સુંદર છે એ આખું શિલ્પ એકસાથે પ્રકટ કરતા આ મુખાકૃતિઓ નાની બની જાય અને તે કૃતિનું કૌશલ પૂર્ણ રૂપે ન સમજાય તેથી અમે ખંડચિત્રથી તેને એક પછી એક રજૂ કરવાનું ઉચિત ધાર્યું છે. આવતા અંકે ગૌરીનું વદન આપીશું અને તે પછી આખા યે શિલ્પનો ખ્યાલ આપતી છબી પણ આપીશું ૨.



## ટુચકા

'કહેવાય છે કે આ ગામમાં ચોરનો ત્રાસ ઘણો છે. રાત્રે ઊંઘતા રહીશું તો આપણો આ ઘોડો ચોરાઈ જવાનો ભય છે. માટે તું સુઇ જા અને હું ઘોડાની ચોકી કરતો જાગીશ.' શેઠે પોતાના ભાડૂત નોકરને કહ્યું નોકર બોલ્યો, 'અરે સાહેબ, આપ એ શું બોલ્યા ? હું આપનો સેવક ઊંઘ તાણું અને આપ ઉજાગરો કરો? આપ સુખેથી ઊંઘ લો, હું કાળજીપૂર્વક ચોકી કરીશ.'

પહોર રાત વીતતાં શેઠે જાગીને પૂછયું, 'અલ્યા શું કરે છે ? ઘોડો તો સલામત છે ને ? કેમ, કંઇ વિચારમાં છો ?' નોકરે જવાબ વાળ્યો, 'ઘોડો તો સલામત છે. તે વિષે આપ બેફિકર રહો. હું તો માત્ર એ વિચાર કરતો બેઠો છું કે અસંખ્ય તારાઓથી ભરેલું આ વિશાળ આકાશ કોઇ જાતના આધાર વગર કેવી રીતે લટકી રહ્યું હશે !' શેઠે નોકરને ચેતવતાં કહ્યું, 'પણ તું તારી આ વિચારસૃષ્ટિમાં વિચરતો હો ત્યારે ઘોડો ઊપડી જાય નહિ.' નોકરે ખાત્રી આપી કે 'શેઠજી, ઘોડા બાબત આપ તદ્દન નિશ્ચિંત રહો તેની જવાબદારી મારે માથે '

એક ઊંઘ કરી વળી જાગીને શેઠે પૂછયું, 'કાં ? શું વિચાર કરે છે ? ઘોડો ક્યાં છે ?' નોકર બોલ્યો 'ઘોડો આ બાંધ્યો; પણ હું તો એ અચંબામાં પડી ગયો છું કે આટલી બધી વજનદાર પૃથ્વી પાણીની સપાટી ઉપર કેવી રીતે તરી શકતી હશે !' શેઠે ખિજાઇને કહ્યું, 'પણ તું આમ વિચારસાગરમાં ડૂબકા મારતો હો ત્યારે મારો ઘોડો ઊપડી જશે તો હું શું કરીશ ?' નોકરે તુરત જવાબ આપ્યો, 'શેઠ સાહેબ, આપ સુખેથી ઊંઘ લો; આ સેવક જાગતો જ બેઠો છે. ઘોડાને હું જરા યે આંચ આવવા નહિ દઉં '

વહેલી પરોઢે જાગીને શેઠે પૂછયું, 'કાં ભાઈ ? શા વિચારમા પડી ગયો છે ? ઘોડાને કાંઈ વાંધો તો આવ્યો નથી ને ?' ફિલસૂફીની દર્શાવતા નોકર બોલ્યો, 'સાહેબ, માત્ર એટલો જ વિચાર મને મૂંઝવે છે કે હવે આ જીન મારા માથા ઉપર મૂકવું કે આપના માથા ઉપર; કારણકે ચોર ઘોડાને હંકારી ગયા, પણ જીન રહેવા દીધું છે !'

(ફારસી ઉપરથી) હિંમતલાલ લીલાધર ગાંધી

*

આંદામાન ટાપુઓ પર કાળાપાણીના કારાવાસની જ્યારે પહેલવહેલી સ્થાપના કરવામા આવી ત્યારે ત્યાના આદિવાસીઓ પોતાના ટાપુના આ નવા આવનારા વસાહતીઓ પર જે હુમલા કરતા, તેમાં તેઓ હાથકડીમાં જકડાએલા કેદીઓ તરફ તીર ફેંકતા નહિ,—એવી માન્યताથી કે આ બંધનમા પડેલા લોકો કાંઇ આપણી ભૂમિ આંચકી લેવા આવ્યા ન હોય; એટલે હાથકડી વિનાના નાનાગોરા રખવાળ અમલદારો પર જ તેઓ આક્રમણ કરતા. આ થી છેવટે, આ ત્રાસમાંથી બચવા રખવાળોએ પણ જાતે બેડીઓ પહેરીને કામ કરવાની સત્તાવાળાઓ પાસેથી મંજૂરી મેળવી (ए. એસ. મૅન)

## એમ? કેમ

### માણસો ઘોરે છે શા માટે ?

નાસિકામાર્ગમાં કંઇ કચરો, નડતર કે ખામી હોય ત્યારે માણસ ઘોરે છે અને ઊંઘમાં તેનાં નસકોરાં બોલે છે એ અવાજ આપણો તાળવો જ્યાં લટકે છે ત્યાં તાળવાના કોમળ ભાગે આવેલા પડની ધ્રૂજવાથી થાય છે. ઊંઘમાં શરીર આરામ લેતું હોઈને બધા સ્નાયુઓ ઢીલા બને છે ત્યારે એ પડની ધ્રૂજવાની સરળ બને છે. સામાન્યતઃ ઘોરતી વખતે માણસનું મોં ખુલ્લું રહે છે, પણ એ નિયમ નથી.

# મૃત્યુંજયની પ્રીતિ

(૧)

રમણીય સ્થળે આવેલાં બૌદ્ધમન્દિરોમાં સુરક્ષિત રહેલી કળાનો પરિચય કરવા અને પ્રખ્યાત દૃશ્યો જોઈને ઓળખવા સારુ પગે ચાલીને પ્રવાસ કરવાની જપાનમાં રીત છે. આ પ્રમાણે એક તરુણ કલાર્થી ડુંગરા ઉપર થઈને ક્યોતોથી નરા જવા નીકળ્યો હતો, ત્યાં એક દિવસ સાંઝે એ ભૂલો પડ્યો. ચાંદની હતી નહિ અને ચીડના પડછાયાથી એને ફરતુ અંધારું વ્યાપી ગયું હતું. પવનના સુસવાટ ને કંસારીના કઠોર ઠોરા વિના કાંઈ શબ્દ કાને પડતો નહિ. એક ટોચે ચડીને જુએ છે તો ચારે કોર ટેકરીઓ ને ટેકરીઓ વિના કાંઇ ન મળે. આકાશના ચંદરવા નીચે રાતવાસો કરીશ એમ એ ચિતવતો હતો ત્યાં તળેટીએ આવેલા કોઈ ઘરમાંથી દીવાનું અજવાળુ આવતુ એણે જોયુ. ત્યાં જઈને એ ણે બારણું ખખડાવ્યુ.

'કોણ છે?' એક સ્ત્રીના મધુર કંઠમાંથી સાદ નીકળ્યો.

'કલાર્થી છું ડુંગરમાં ભૂલો પડ્યો છું અહિ રાતવાસો કરવા મળે તો ઠીક, નહિ તો પાસેના ગામડાનો માર્ગ બતાવવા કોઈ આવે તો ય કૃપા '

'આજ રાતે ગામડે પહોંચવું કઠણ છે; મારગ ભયકર છે '

થોડી વારે બારણા ઉઘડ્યા, ને એક બાઈ કાગળનું ફાનસ લઈને આવી તે એ ણે અભ્યાગતના મોઢા સામું ધર્યું. ધારી ધારીને એને જોયા પછી બાઈ કહે, 'ખમો, પાણી લઈ આવુ.' પાણી આવ્યું એટલે ર્થાર્થીએ પગ ધોયા, અને ઘરમા પ્રવેશ કર્યો. હવે એને સ્ત્રીનું મુખ જોવાની તક મળી તો તેના લાવણ્યથી એ ચકિત થઈ ગયો.

વિલક્ષણ મીઠાશવાળે સ્વરે તે બોલી: 'હુ હવે એકલી છું, ને અતિથિસત્કાર કરતી નથી, પણ આજ રાતે આથે પ્રવાસ કરવામા તમને જોખમ છે. પડોશમા ખેડૂત છે, પણ એને ઘેર ભોમિયા વિના જવાય એમ નથી. એટલે સવાર લગી તમે અહિં રહો. સોઈ જોઇએ એવી નથી, પણ તમને ગાદલુ આપીશ. અને મને લાગે છે તમે ભૂખ્યા હશો થોડીક ખીચડી છે, બહુ સારી તો નથી પણ જેવી છે એવી તમારી આગળ ધરીશ.'

પ્રવાસી તદ્દન ભૂખ્યો હતો, એટલે એ ણે ખીચડી સ્વાદથી ખાધી. ખાતા ખાતાં એણે જોયું તો ઘર નાનુ પણ અત્યત ચોક્ખુ હતુ. ઓરડામા થોડીક વસ્તુ હતી તે સસ્તી પણ સુન્દર હતી. બારિયા ઉપર કાગળના ચાકળા હતા તેમા વાસન્તીલતા, સાગરતરગ, ગિરિમાળા, મેઘરાજ, ગગનવિહારી તારા, શરત્પૂનમનો ચન્દ્રમા, નદીઓના નીર, મંદમંદ વાતો પવન,—આવું આવુ સૂચવતા સુરેખ ચીનાઈ અક્ષરો હતા એક પડખે નાનકડી બાજોઠડી ઉપર નાનકડુ દેવાલય હતું, એનાં ઉઘાડા બારમાંથી દેવ થએલા માનવનો સ્મારક શિલાપટ્ટ દેખાતો હતો, અને એની આગળ દીવો કરીને વનલતાનાં ફૂલ ધરેલા હતા. આ ઘરદેરી ઉપર દયાદેવીનું સુન્દર ચિત્ર ટાંગેલું હતુ.

કલાર્થીએ વાળુ કરીને ચળૂ કર્યું એટલે તરુણી બોલી 'ગાદલું સારુ નથી, ને મચ્છરદાની કાગળની છે ગાદલું મારુ છે, પણ આજ રાતે મારે ઘણાં કામ છે, અને ઊંઘવાનુ વેળુ મને નહિ મળે; એટલે જોઇએ એવી સગવડ કાંઇ નથી તો ય તમે હવે આરામ કરો.'

હવે એ સમજ્યો કે બાઈ કોણ જાણે કેમ પણ તદ્દન એકલી છે, ને દયાળુ બહાનું કાઢીને એ નું એક ને એક ગાદલુ પોતાને સૂવા આપે છે. ભોંય ઉપર હું મે જથી સુઇશ, ને મચ્છરની મને બીક નથી એમ એણે કહ્યું. પણ મોટી બહેન પ્રમાણે બાઈએ કહ્યુ કે 'હું કહું એમ તમારે કરવાનું છે ' એમ કરીને એણે ગાદલું ભોંયતળિયે પાથર્યું, મચ્છરદાની બાંધી, અને દેવસ્થાન કોર પથારી આડો મોટો પડદો ટાંગ્યો.

પ્રવાસી બહુ થાકેલો હતો, એટલે સૂતા ભેગી એને નિદ્રા આવી ગઈ. પણ થોડી વારે કાંઇક વિલક્ષણ અવાજથી એ જાગી ગયો. એ અવાજ પગરવ જ હતો, પણ ધીમે ચાલતા પગનો નહિ. પરંતુ વેગથી ઘૂમતા પગનો ધમધમાટ હતો. એને થયુ કે કદાચ ચોર આવ્યા હોય. પોતા આગળ તો કાંઇ હતુ નહિ પણ એનુ આતિથ્ય કરનારી બાઈને કારણે એને ચિન્તા થઈ. મચ્છરદાનીની ચારે કોર વચ્ચે ભૂખરી જાળનું ચોરસ જાળિયું હતુ, એમાંથી એ ણે જોયું. પણ પડદો એને આડો આવ્યો એટલે ઝટઝટ લુગડા પહેરી, મચ્છરદાની બહાર નિકળીને એ પડદાની કોરે ગયો, ડોકિયું કરીને જોયું, તથા જોઇને સ્તબ્ધ થઈ ગયો.

દીવાવાળી દેરડી આગળ સરસ વસ્ત્ર પહેરીને તે તરુણ સ્ત્રી એકલી નૃત્ય કરતી હતી. એનો અદ્ભુત નાચ જોઈને કલાર્થીને ઘડીક તો શંકા પડી કે આ તે કાળા માથાની માનવી છે કે કોઇ દેવાંગના. પોતાને ન જોવાનું પોતે જોઈ રહ્યો છે અને પોતે તરત પડદા પાછળ ચાલ્યા જવું જોઇએ એમ એને થયું, પણ નૃત્યના દેખાવથી એ મુગ્ધ બનેલો હતો. આવું નૃત્ય એણે કદાપિ જોયેલ નહોતું, ને જેમ એ ણે તે વધારે જોયું તેમ તેનો પ્રભાવ એના ઉપર વધારે પડ્યો નર્તકીએ એકાએક નાચ બધ કર્યો, અને અતિથિને જોઈને ચમકી

અતિથિએ ક્ષમા માગી અને કહ્યુ, કે 'મોડી રાતે ઉતાવળે ફરતા પગના ધબકારા સાંભળીને હું જાગી ગયો ને મેં જે જોયુ તેથી આશ્ચર્ય થયું. તમે કોણ હશો, આવું અલૌકિક નૃત્ય કરતા તમને ક્યાથી આવડ્યુ હશે એની મને જિજ્ઞાસા થઈ નાચ તો મેં બહુ જોયા છે, પણ તમારા જેવી નર્તકી મેં કદાપિ જોઈ નહોતી, એટલે મારી આંખને હું પાછી ખેંચી ન શક્યો.'

પ્રથમ તો બાઈને રીસ ચડી, પણ પછી તે બોલી, 'મને એકલી નાચતી જોઈને તમે મને ગાંડી ધારી હશો એટલો જ મને ખેદ છે હવે તમે જે જોયું એનો અર્થ હુ તમને કહુ. રાજધાનીની હું મુખ્ય નર્તકી હતી, પણ મારા ઉપર અનુરક્ત એક જુવાનને સગે લઈને ધન તથા માનથી દૂર ભાગી. ડુંગરામાં નાનકડું ઘર બાંધ્યું, ને ત્યાં એકબીજાને સારુ જ કેટલા ય વર્ષ રહ્યાં. મારો નાચ જોવાનું એને બહુ ગમતું. નિત્ય સાંઝે એ પોતાનો પ્રિય રાગ વગાડે અને હુ નાચું. પણ એક શિયાળે એ માંદો પડ્યો, ને મેં બહુ બહુ પરિચર્યા કરી તો યે એનો દેહાન્ત થયો ત્યારથી એની સુપ્રિય સ્મૃતિને વરેલી હું અહિં રહું છુ, એનું શ્રાદ્ધ કરુ છું, અને ચરણે દિને દિને નિવેદ ધરુ છુ. ને રાતે પહેલાંની પેઠે એને પ્રસન્ન કરવા નૃત્ય કરું છુ. તમે થાક્યા-પાક્યા ઊંઘ્યા હતા ત્યાં તમારી નિદ્રાનો ભંગ કર્યો એ અવિનય કહેવાય, પણ તમે ઘસઘસાટ ઊંઘી ગયા છો એમ જાણ્યું ત્યા લગી હું ખમી, અને પછી હળવે પગે નાચી. આમ અજાણતાં તમારા આરામમાં વિક્ષેપ પાડ્યો તેની ક્ષમા કરજો.'

એમ કહીને એણે ચા કર્યો તે મહેમાને પીધો ને પછી બાઈએ એને નિદ્રા કરવા કહ્યું. એ સૂઈને ઊઠ્યો ત્યાં દિવસ ઠીકઠીક ચડી

ગયો હતો, ને રોટલા થઈ ગયા હતા તે ખાઈને કૃતાર્થ નિકળ્યો. નીકળતા પહેલા એણે કાંઇક પૈસા આપવા માંડ્યા તે બાઈએ ન લીધા ને કહ્યુ, 'મેં આપ્યુ એના પૈસા લેવા જેવુ છે નહિ; મેં કર્યું છે તે કેવળ ભાવથી કર્યું છે, એટલે અહિ અગવડ પડી હોય તે વિસરવા પ્રયત્ન કરજો, અને એની આગળ બીજાને આપવા જોગ કાઇ હતુ નહિ તેનો સદ્‌ભાવ જ સંભારજો.'

બાઈના સૌન્દર્ય તથા સૌજન્યથી વિસ્મિત થયેલો પ્રવાસી એનો અનુગ્રહ માનીને નિકળ્યો. બાઈએ બતાવેલી કેડીએ ચડીને એ ડુંગર ઉતર્યો, તથા પરિચિત રસ્તો એને તરત જડી ગયો

(૨)

ઉપલી વાતને કઈક વર્ષ વીતી ગયાં જુવાન પ્રવાસી હવે વૃદ્ધ થયો હતો, પણ વૃદ્ધ થયા પહેલાં તે પ્રખ્યાત તથા ધનવાન ચિતારો બન્યો હતો, ને રાજધાનીમા સુન્દર ઘર ચણાવીને એમા રહેતો હતો.

એને ઘેર એક દિવસ એક ડોશી મળવા આવી. ભીખારણ હશે એમ જાણીને ચિત્રકારના નોકરોએ એનો ભાવ પૂછ્યો નહિ, ને 'શેઠ સાઇકલોમાં નથી, કેદી પાછા આવશે તે કોણ જાણે,' 'શેઠ માંદા છે,' 'કામમા છે,' એવા ગપ્પા મારીને એને અનેક ધક્કા ખવરાવ્યા તો પણ બાઈ તો નિત્ય એક નાનકડી પોટલી લઈને આંટો આવી જ જાય; એટલે નોકરોએ ચિતારાને વાત કરી ચિતારો કહે, 'મને પહેલાં કહેવુ હતુ ને' એમ કહીને એ બહાર ગયો ને વૃદ્ધાને માનસહિત પૂછ્યું કે શુ જોઈએ છે. બાઈ કહે, 'મારે પૈસા કે ખાવાનું ન જોઇએ, પણ મારે એક ચિત્ર ચિતરાવવુ છે.' ચિત્રકાર બાઈને ઘરમા તેડી ગયો ત્યા તેણે પોટલી છોડીને જરી ગયેલા ને રગ ઉપટી ગયેલા કાળાન્તરનાં સોનેરી ભરતકામવાળા રેશમી કપડા કાઢ્યાં

ત્યાં તો બહુ દિવસ પહેલાનો પ્રસંગ ચિત્રકારને સાભર્યો, ને એ બોલ્યો, 'ક્ષમા કરજો કે હું ઘડીક તમારી મુખમુદ્રા ભૂલી ગયો હતો, પણ આપણો મેળાપ થયો એને ચાળીશ ચાળીશ વર્ષ થઈ ગયાં હુ તમારે ઘેર પરોણો થઈને આવ્યો હતો, તમારુ એકનુ એક ગાદલુ તમે મને પાથરી દીધુ હતુ, મેં તમારુ નૃત્ય જોયુ અને તમે તમારો વૃત્તાન્ત મને કહ્યો. તમારું નામ હું વિસર્યો નથી.'

એમ કરીને એણે બાઈનુ નામ લીધુ બાઈએ પોતાનો પાછલો ઇતિહાસ કહ્યો. નિર્ધનતાને લીધે એને ઘર વેચી નાખવું ને રાજધાનીમા આવવું પડ્યું. એક તો સ્નેહસ્મરણવાળું ઘર ગયુ, વળી અવસ્થા તથા અશક્તિને લીધે હૃદયનાથ આગળ પોતે નાચી શકી નહિ એનુ એને મન દુ:ખ હતું. એટલે હવે એને નર્તકીના કપડાં તથા મુદ્રાવાળું પોતાનુ ચિત્ર ચિતરાવીને દેરડી આગળ ટાંગવું હતુ. ચિત્રકાર કહે, 'તમારુ ચિત્ર હું આનંદપૂર્વક ચિતરી દઈશ પણ આજ આંધુ દેખાય નહિ એવું થોડુક કામ છે તે થઈ જાય એટલે કાલ તમે અહિ આવજો, અને તમારી ઇચ્છાનુસાર હું તમારું ચિત્ર કરીશ'

'પણ મને દુ:ખદાયક એક વાત મેં તમને નથી કરી. તે એ કે ચિત્ર ચિતરામણ દાખલ દેવા સારુ આ નકામાં ચીર વિના મારી આગળ કાઇ નથી.'

'એની કાંઇ ચિન્તા નહિ તમારુ મારી આગળ ઋણ છે તે થોડુ ઘણુ ચૂકવવાની આ તક મને મળી છે, એટલે કાલ તમે કહેશો તેમ ચિત્ર ચિતરી દઈશ'

બાઈ ચિતારાને પગે લાગી ને બોલી, 'મને માફ કરજો, પણ હજી એક વાત મારે કહેવાની છે. આજ હું છુ એવી નહિ, પણ જુવાન હતી અને જેવી હતી એવી છબી ચીતરવાની છે'

'મને રૂડી રીતે સાભરે છે. તમે બહુ સુન્દર હતા'

'મને એવી ચીતરજો કે જે ભગ્ન આત્માને સારુ મેં આપને આ કષ્ટ આપ્યું છે એ આત્મા ચિત્ર જોઈને તૃપ્ત થાય, અને હું નાચી શકી નથી એની મને ક્ષમા કરે.'

'ભલે. કાલ કોઇ રાજરાજેશ્વરનું ચિત્ર ચીતરતો હોઉં એટલી સંભાળપૂર્વક હું તમારી છબી આળખીશ'

(૩)

બીજે દિવસે સુંવાળા ધોળા રેશમ ઉપર ચિત્રકારે બાઈની તરુણ અવસ્થાનુ ચિત્ર કાઢ્યું, એને સરસ કપડા ઉપર ચોડ્યું, હાથીદાંતનાં તોલા સહિત દેવદારની લાકડીઓ લગાડી, ટાંગવા સારુ હીંગની દોરી બાંધી અને ધોળા લાકડાની નાનકડી ડાબલીમાં તે મૂકીને બાઈને આપ્યુ પૈસા પણ આપવા માંડ્યા, પણ તે એણે ન લીધા.

નવલખા મોતીસમાં આંસુ સારતી તે બોલી 'ના, ના. મારે કાઇ ન જોઇએ. એક ચિત્ર જ જોઇતુ હતુ હવે મારે કાઈ તૃષ્ણા રહી નથી એક વાતનું મને દુ:ખ છે કે તમને આપવા સારુ આ ચીથરા વિના મારી આગળ કાઇ નથી. એ તમે લઈ લ્યો. ભગવાન્ તમારુ કલ્યાણ કરો'

ચિત્રકારે સ્મિત કરીને કહ્યુ, 'મેં તમને કાઇ કરી દીધુ નથી લુગડા હુ લઉ તેથી તમને સંતોષ થાય એમ હોય તો લઈ લઈશ, ને એને જોઇને તમારા ઉપકારનુ સ્મરણ કરીશ. પણ હવે કહો કે તમે ક્યાં રહો છો, એટલે ચિત્રને એને ઠેકાણે પહોચતુ કરુ'

તમારા જેવાને આવવા જેવુ મારુ ઘર નથી એમ કહેતીક ને બાઈ ચાલતી થઈ.

ચિત્રકારે એક શિષ્યને કહ્યુ, 'આ બાઈ ન જાણે એમ એની વાસે વાસે જા, અને એ ક્યા રહે છે તે જોઈ આવ.' એટલે એ જુવાન બાઈની પાછળ ચાલ્યો બહુ વારે એ પાછો આવ્યો, ને કહે, 'જ્યા અપરાધીને શૂળીએ ચડાવે છે એ ઠેકાણે નદીના પટ લગી હુ બાઈની પાછળ પાછળ ગયો. ત્યા એક ઝુંપડામા એ રહે છે જગ્યા ઉજ્જડ ને અસ્વચ્છ છે.'

'એ અસ્વચ્છ ઠેકાણે મને તુ કાલ તેડી જાજે,' ચિત્રકાર કહે 'હુ બેઠો છુ ત્યા લગી એ બાઈને અન્નવસ્ત્ર ને આશરાની ખોટ ન પડવી જોઇએ.' એમ કરીને એણે પોતાની જુવાનીમા બનેલો પ્રસગ કહી સંભળાવ્યો.

(૪)

ત્રીજે દિવસે ગુરુશિષ્ય નગર બહાર આવેલે એ ગોઝારે ઠેકાણે ગયા. જઈને બાઈનું બારણું ખખડાવ્યુ. સાદ દીધા, પણ કાઇ ઉત્તર ન મળ્યું, એટલે ચિત્રકાર એકલો માલીકોર ગયો. જઈને જુએ છે તો જાણે નિદ્રાધીન ન હોય એવી દશામા ફાટલતૂટલ કપડાં પહેરીને પ્રેમની જોગણ પડી છે. એના મોઢા આગળ ચાળીશ વરં પહેલાની ઘરદેરી છે, ને દેરી પાસે દીવી પ્રકટાવેલી છે. દેરીની સામી ભીંતે પોતે ભેટ આપેલુ ચિત્ર ટાંગેલુ છે. આ વિના ભિક્ષુણીનાં વસ્ત્ર, દંડ અને કમંડલુ હતા. ઘરમા બીજું કાઇ ન મળે.

પણ આ વસ્તુ જોવા ચિત્રકાર રહ્યો નહિ; એને તો શધનારીને જગાડવી હતી, એટલે એનુ નામ લઈને એને એણે ત્રણ વાર બોલાવી.

પછી એણે જાણ્યું કે બાઈનો તો જીવ ઊડી ગયો છે, ને પોતા કરતાં વધારે બળવાન્ ચિત્રકારના હસ્તસ્પર્શને પ્રતાપે એના મુખ ઉપરથી શોકરેખા ભૂંસાઈ ગઈ છે, ને કોઈ અનિર્વચનીય માધુરી રેલી ઊઠી છે.

દેસાઇ વાલજી ગોવિન્દજી

[લાફ્કાડિઓ હર્નના અંગ્રેજી પરથી]

---

શિક્ષક–હુ નાનો હતો ત્યારે કદિ જુઠુ બોલ્યો નથી.
જયંતી–ત્યારે શરૂઆત ક્યારથી કરી, સાહેબ ?

# પંઢરપુર

## એક નાનો પરિચય-પ્રવાસ

પૂનાથી ઊપડયા ત્યારે તો રાયચુર થઈને મદ્રાસ જવાનો અમારો વિચાર હતો. કુર્દુવાડી પહોંચ્યા ત્યારે, ત્યાંથી પંઢરપુર જવાય છે એવા ખબર પડી. પંઢરપુર જવાનો વિચાર ઘણા વખતથી હતો ત્યાં આ તક મળી ગઈ, એટલે ઝાઝો વિચાર કર્યા વગર અમે સામાન બાંધી કુર્દુવાડી જ ઊતરી પડયા!

કુર્દુવાડીમાં અમને લગભગ પોણાત્રણ કલાક મળ્યા. આખું ગામ જોયું. વિશાળ જગ્યા સાથેની નિશાળ બહુ સરસ લાગી. એક બીજી વસ્તુએ અમારૂં ધ્યાન ખેંચ્યું: ગામના ચોરા પાસેના લીમડા ઉપર હિંદુ ધ્વજ ને મુસ્લિમ ધ્વજ એકસાથે ફરકી રહ્યા હતા. અમને થયું કે એ બંનેની ઉપર એક ત્રિરંગી ધ્વજ હોત તો કેવું સારૂં થાત!

પંઢરપુર જવા માટે કુર્દુવાડીથી જુદી ગાડીમાં બેસવું પડે છે. બીજા 'પ્લાટફારમ' પર જઈ, ટિકિટ લઈ, અમે ગાડીની રાહ જોતા ઊભા. પણ ગાડી આવી એ જોઈને અમે ઠરી જ ગયા. 'બાપુની ગાડી' જેવી ગાડી અહીં પણ હશે એમ અમે ધાર્યું ન હતું!

ગિરદી ઠીક હતી. મોટામોટા ચાલ્લા અને હાથે તથા મોઢે, અણઘડ રીતે ત્રોફાએલા ત્રાજવાવાળી ભોળી ને શ્રદ્ધાળુ—અતિ શ્રદ્ધાળુ સ્ત્રીઓ, બીડીના ફંઠાં ફૂંકતા, સફેદ કે રંગબેરંગી ફેંટા વીંટાળેલા પુરુષો, ને અર્ધા નાગા, આગળ ચોટલી ને પાછળ મૂંડો એવાં માથાંવાળા બાળકોથી અમારો ડબો ચિકાર હતો. એમની જ જાતિના, પણ પૂના કે સોલાપુર જઈ ફેંટો ને શર્ટ પહેરતા શીખી આવેલા એકબે જુવાનો પણ હતા. બધાના ચહેરા પર એક જાતનો સાત્ત્વિક આનંદ દેખાતો હતો. અમારા 'ગુજરાતીપણા'થી અમે સૌથી જુદા તરી આવતા હતા. કલબલાટ બહુ હતો. છતાં અસહ્ય ન હતો. ઘણા અમારી સામે તાકીતાકીને—કંઈક માનભરી નજરે—જોતા હતા. પાંડુરંગને મળવા જતાં તેમના દિલમાં જે આનંદ થયો હતો તે અમારા હૃદયમાં કેમ નહિ ઉદ્ભવ્યો હોય એનો અમે વિચાર કરતા હતા. એમના દિલમાં શા વિચારો ચાલતા હશે એ તો ઈશ્વર જાણે! રસ્તો કપાતો હતો. સ્ટેશનો બહુ સારાં ન હતા. બોડિંગ કંઈક સારૂં હતુ. અમારી ગાડીની જાત 'ફાસ્ટ' હતી અને એ ગાડીમાં કુર્દુવાડીથી પંઢરપુરનો તેત્રીસ માઈલનો રસ્તો માત્ર બે કલાકમાં કાપી, અમે બરોબર બાર ને પાંત્રીસે પંઢરપુર પહોંચ્યા. ગાડી સમયસર ઉપડી ને સમયસર પહોંચી હતી!

પંઢરપુરના સ્ટેશનની અંદર મજૂરો અને બહાર મહારાજો ઊભા હતા. ભોજનગૃહ કે ધર્મશાળામાં ઊતરીશું તો બધી વસ્તુની સંપૂર્ણ માહિતી નહિ મળે એમ સમજી, એકાદ ગોરને ત્યાં જ ઊતરવાનું નક્કી કરી અમે બહાર નીકળ્યા. માખીઓ ગોળને ઘેરી વળે એમ ગોરદેવોએ અમને ઘેરી લીધા. અમે કંઈક અમારા જેવો 'નવા જમાનાનો' લાગતો એક ગોર પસંદ કર્યો અને તેને દૂર લઈ જઈ કહ્યું:

'જુઓ, અમે કંઈ ધાર્મિક માન્યતાથી અહીં નથી આવ્યા. માત્ર બધું જોવા આવ્યા છીએ. તમારી પાસેથી દરેક વસ્તુની જાણકારી મેળવી શકાય ને વળી સામાન્ય રીતે લૉજ કરતાં ઘરનું ભોજન સારૂં એમ સમજી તમારે ત્યાં આવીએ છીએ.

'ચાર્જ'નું નામ સાંભળી મહારાજ કંઈક ચમક્યા. આવા યજમાન અગાઉ કોઈ મળ્યા હતા કે નહિ તેનો એ વિચાર કરવા લાગ્યા. થોડી આડીઅવળી વાત કરી આખરે કહે 'શેઠ! આ તીર્થમાં આવું હોય નહિ. તમે રાજી થઈને જે આપવું હોય તે આપજો અમે ખુશીથી સ્વીકારી લઈશું.' અમે કહ્યું 'એ બધું બરોબર! પણ પાછળથી કશી તકરાર ન જોઈએ.'

એમણે કશો જવાબ ન આપ્યો. છ આનામાં એક ટાંગો એ ઠરાવી લાવ્યા ને અમે એમને ઘેર ગયા. બે ત્રણ નાની ગલીઓમાંથી પસાર થયા બાદ એક નાના માળના ઘરમાં અમે દાખલ થયા. ઘર સુઘડ અને સ્વચ્છ હતુ. એમની વહુ ને પિતાએ અમને આવકાર આપ્યો અને જરા વાર પછી કપડાં લઈ અમે નદીએ ઊપડયા.

મધ્યાહ્નને પણ નદીનું દૃશ્ય આકર્ષક હતું. સવારમાં, ઊગતા સૂર્યનાં ગુલાબી કિરણોથી નદીનો આખો પટ છવાઈ જતો નદીમાંની હોડીઓની ધજાઓ ને મંદિરનાં શિખરો એ નવતેજમાં ચમકી ઊઠતા. થોડે દૂરની ઝાડીમાંથી મીઠી સૌરભ ફેલાતી. આરતીના ઘંટારવ ને બ્રાહ્મણોના ગાયત્રીમંત્રોચ્ચારથી વાતાવરણમાં અનોખું સંગીત રેલાતું. શ્રદ્ધા અને ભક્તિનું સાત્ત્વિક વાતાવરણ, ત્યાં મનને અપૂર્વ શાન્તિ આપતું. નદીનું સમગ્ર દૃશ્ય આંખ અને હૃદયને ગમતુ ને ભાવતું હતુ. સાંજે પણ એ જ મનોહર કલામય દૃશ્ય આંખને જોવા અને હૃદયને અનુભવવા મળતુ હતુ. અમારા નસીબમાં તે બેમાંથી એક પણ દૃશ્ય જોવા અનુભવવાનું નહિ લખાયું હોય. મધ્યાહ્નને પણ કેટલાક લોકો નહાતા હતા, કેટલાક પોતે નાહી રહ્યા પછી પોતાનાં કપડાંને નવડાવતા હતા. ગુજરાતી સ્ત્રીઓમાં સામાન્ય રીતે જે શરમ ને સંકોચ આવે સ્થાને દેખાય છે તે અહીંની સ્ત્રીઓમાં, પ્રમાણમાં ઓછા દેખાયાં

નદીનાં નીર શીતળ હતાં. મધ્યાહ્ને એમાં નાહવું આહ્લાદક હતુ તેમાં યે ચંદ્રભાગામાં નાહવું એ અમારે મન એક અપૂર્વ લહાવો હતો. ચંદ્રભાગા એ મહારાષ્ટ્રની લાડકી નદી એને ભીમા પણ કહે છે અમે નાહ્યા, ખૂબ ખૂબ નાહ્યા ને પછી ટાઢમાં ધ્રૂજતા પાછા ગોરને ઘેર ગયા.

જમવાનું તૈયાર હતુ. રોટલીનો આકાર ને દાળનો સ્વાદ વિચિત્ર હતાં. વૃદ્ધ ગોરે તો આગ્રહ કરીને પીરસાવ્યું. ભાવે એવું તો ન હતું, છતાં ભૂખ મટાડવા અમે જમ્યા.

કાકાસાહેબે પંઢરી વિષે લખેલું તે યાદ હતું. એ બધું જોવા ઉત્સુક હતા, એટલે જમીને જરાક આરામ લઈ અમે પાછા એક નાના છોકરા સાથે ઊપડયા. સ્ટેશનવાળા ગોર તો ક્યાં ગુમ થઈ ગયા એ જ સમજાયું નહિ. નદી પર જઈ આખી હોડી કરી. સામે કાંઠે શ્રી મહાપ્રભુજીની બેઠક છે; પણ ત્યાં જવાનો અમારો વિચાર ન હતો એટલે સીધા ગોપાળપુર ઊપડયા.

નાવ ધીરેધીરે પાણી કાપતી આગળ વધતી હતી. વચ્ચે નદીમાં એક મંદિર આવ્યું. દર્શન કરી અમે આગળ વધ્યા. ગોપાળપુર બહુ સરસ હતું. ત્યાં આગળ જઈને જમવાનો મહિમા બહુ લાગ્યો. કેટલા યે સ્ત્રી-પુરુષ બાળકો ત્યાં હોંશથી ખાતા હતાં. સામે સંખ્યાબંધ હોડીઓ પોતપોતાના બેસારૂઓની રાહ જોતી ઊભી હતી. રંગબેરંગી નાનીમોટી ધજાઓ ફરફરાટ કરતી હતી. દેખાવ બહુ સુંદર ને હૃદયંગમ હતો. ત્યાંથી થોડે દૂર પગે ચાલીને અમે સંત સખુબાઈનું ઘર જોવા ગયા. એક ઘંટી ને એક સાંબેલું એમ બે ચીજ અમને બતાવવામાં આવી. જનાબાઈનું સ્મારક પણ ત્યાં જ હતું. કેટલીક સ્ત્રીઓએ તે સ્થાનનો કબજો લીધો હતો અને ગમે તે બહાને જનાર પાસેથી તે પૈસા કઢાવતી હતી. અમે તો કશું આપ્યા વગર જ પાછા ફર્યા. એ જગ્યા બહુ આકર્ષક ન લાગી. પાછા હોડીમાં અમે પંઢરપુર આવ્યા. જવાઆવવાનું એકંદર અંતર ભાગ્યે જ માઈલ હશે; છતાં એ જળપ્રવાસમાં બહુ મજા પડી.

## ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ (બી. બી. ફનીબંદા)

સંત તુકારામે જ્યા પોતાનાં કાવ્યોને પત્થર સાથે બાંધી ડુબાડી દીધાં હતા ને સરસ્વતીની કૃપાથી એ પાછા તરતાં થઇ ગયાં હતાં તે કુંડમાં આજે પણ પત્થરની હોડી તરે છે! ઘણા લોકો ત્યાં ઊભા હતા, પણ કુંડ પરનો માણસ, પૈસા લીધા વગર હોડી તરતી દેખાડવાની ના પાડતો હતો! અમે જઇને છ પૈસા આપ્યા. પેલાએ હોડી પાણીમાં મૂકી, જરા વાર તરાવી, ને પછી, વગર પૈસે આ ચમત્કાર જોતા માણસો તરફ દંઈક તિરસ્કારભરી નજર ફેંકતાં પાછી કાઢી લીધી. થોડીવાર આગતેગ ફરી અમે વિઠોબાનાં દર્શને ઊપડયા.

વિઠોબા મહારાષ્ટ્રીઓના લાડકા દેવ. પાડુરંગ નામ સાંભળતાં જે રોમાંચ મહારાષ્ટ્રીય હિંદુ અનુભવે તે ભાગ્યે જ બીજા કોઈ પ્રાન્તનો હિંદુ અનુભવે વિઠોબાને ગુજરાતીઓ વિઠ્ઠલનાથના નામે ઓળખે છે—પંઢરપુરને ઘણા વિઠ્ઠલનાથજી જ કહે છે મદિરનો બાહ્ય દેખાવ આકર્ષક છતા ગુજરાતના મદિરો જેવો વૈભવવત ન લાગ્યો. મહારાષ્ટ્રની સામાન્ય ગરીબાઈ એમા કારણભૂત હોય એ બનવાજોગ છે. છતાં એ ગરીબાઇમાંથી જન્મેલી સાદાઈ શોભામય હતી મંદિરના પ્રત્યેક સ્તંભ સાથે કોઈ ને કોઇ સંતનું નામ અંકિત હતુ હિંદુ ધર્મનો એક સ્તંભ તે મંદિર ને તે મંદિરના કેટલાક સ્તંભો એટલે સંતો' સંતો ને ભક્તો એ ગરીબોના, આમ પ્રજાના, બધા વર્ગોના પ્રતિનિધિઓ. વિઠ્ઠલનાથ તો ગરીબોના જ દેવ! મંદિરમાં ગરીબ ભોળાં સ્ત્રીપુરુષો પાડુરંગનાં દર્શને હર્ષઘેલાં થઈ આમતેમ ફરતાં હતાં

અમારા 'નાના ગોરે' અમને ચેતવી દીધા હતા કે તમારે મંદિરમાં જે ધરવું હોય તેનો અર્ધો ભાગ પહેલા ધરજો નહિ તો ધાર્યાં કરતાં બમણું દેવું પડશે; કારણકે અહીં બે પૂજારી છે ને બંનેને સરખું આપવું પડે છે' અમારે તો કોઇને કંઈ જ આપવું ન હતુ' અમે મંદિરમા દાખલ થયા અમારો 'દેખાવ' જોઇને પૂજારીજીએ જગ્યા કરી! અમે ધરાઇધરાઇને વિઠોબાનાં દર્શન કર્યાં વિઠોબાની નાની, કાળી મૂર્તિ હૃદયંગમ—મનમોહક છે અમારા એ 'દેખાવ'થી જ, અમને છેક મૂર્તિ પાસે જઈ, 'ચરણસ્પર્શ કરવાનો લાભ' મળ્યો! દર્શન કરી અમે બહાર નીકળવા લાગ્યા પૂજારીજી વિસ્મયથી અમારી સામે જોઈ રહ્યા. કદાચ મનમા એકબે 'ચોપડાવી' પણ હશે. આખરે, 'હશે, ભક્તોને એ ય ખાટ; ક્યાં રોજ આપવુ છે?' એમ વિચારી બંનેને યથાશક્તિ આપી અમે બહાર નીકળ્યા ને બજારમાથી કંકુ, કાળો અબીલ, સાકરદાણિયા વગેરે નહોતુ લેવું તો ય નાના ગોર'ના ખાસ આગ્રહથી લઇ, ગોરને ઘેર ગયા.

સાંજની ગાડીમા અમારે પાછા જવું હતુ ગોરે ભાતુ કરી આપ્યુ. થોડી વાર પછી, સ્ટેશન જવાની તૈયારી કરી અમે જરા બેઠા ત્યાં વૃદ્ધ ગોર એક ચોપડો લઈ આવ્યા. અમારાં નામઠામ લખ્યાં ને ભવિષ્યમાં જ્યારે પંઢરપુર પાછા જઇએ ત્યારે એમને જ ત્યાં ઊતરીએ એવી ખાત્રી લખાવી. અમારી પત્નીઓનાં નામ પણ ઉપરની રીતે જ લખાવ્યાં. વાત આટલેથી જ અટકે એમ નહોતી ભવિષ્યમાં અમારે છોકરા થાય ને તે જાત્રા કરવા પંઢરપુર આવે તો તે પણ એને જ ત્યાં ઊતરે એવી બાંહેધરી લેવા માંડી! અમે કહ્યુ 'હવે બસ થયું અમે માત્ર અમારૂં કહી શકીએ. અમારા સંબંધે કશી 'ગૅરંટી' આપતાં અમારાં માબાપ અચકાય છે; અમે તો કંઇક માનીએ છીએ, પણ અમારાં છોકરાંનું અમે કહી શકતા નથી. ગોર કહે આ તો એક રૂઢિ છે કોણ આવે છે ને કોણ જાય છે?' ગોરને દક્ષિણા આપી તેણે કશી કચકચવગરઆનંદથીને સ્વીકારીતેથી એકરૂપિયો વધારે આપ્યો ગોર બહુ રાજી થયા. પછી થોડી વાર ગામમાં ફરી આવ્યા. ગામ બહુ સારૂ નથી. ત્યાંનું જાણીતું અનાથાશ્રમ જોવા જવાની તક ન મળી.



અને પાછા એ જ 'ફાસ્ટ'માં કુર્દુવાડી આવ્યા ત્યારે થાકીને લોથ થઈ ગયા હતા.

'મન્જુલ'




### હરીફાઇનું પરિણામ

પહેલું ઇનામ: મોકૂફ; બીજું ઈનામ: 'માલિકની રાહ જોતાં'—જયંત લાલન (મુંબાઇ), ત્રીજું ઇનામ: 'ગોવાળણી' ચંદુભાઇ ભટ્ટ (અમદાવાદ) નોંધપાત્ર: (૧) 'મમતા'–ચંદ્રકાંત શાહ (અમદાવાદ); (૨) 'સ્વાશ્રય'—નરેન્દ્ર વ્યાસ (અમદાવાદ) (૩) 'ભૂખ્યા જિરાફ' જયંત લાલન (મુંબાઇ)

ચિત્રોની સંખ્યા જૂજ હોવા છતાં થોડા ચિત્રો સારાં જણાયાં છે. બીજું ઈનામ જીતનાર ભાઇ જયંત લાલનના ચિત્ર 'માલિકની રાહ જોતાં'નુ દૃશ્ય ઘણું આકર્ષક છે ઝાડોની ઘટામાં પડતાં સૂર્યનાં કિરણોના પ્રકાશ સામેનુ વાતાવરણ કુદરતી સૌંદર્યથી ભરેલું છે. માલિકની રાહ જોતો રખેવાળ સાથેનો ઘોડો મુખ્ય વસ્તુ બનતાં છતા એ વાતાવરણમા યોગ્ય સ્થાન સાચવી રહે છે. ફિનિશિંગની ખામીને લીધે જ ચિત્ર પહેલી પંક્તિમાં આવી શક્યુ નથી ઘોડાના મોં આગળ ઝાડનાં પાંદડા ઉપર પડતુ તેજ તથા ઘોડાવાળાના હાથ નીચેનું મોટું સફેદ ટપકું બૅકગ્રાઉન્ડ સાથે મેળવી દેવાની જરૂર છે પ્રકાશ સામે લેવાતાં આવાં ચિત્રો હમેશાં ઘણાં આકર્ષક બનતાં હોઇ પ્રદર્શનોમા બહુ પ્રશંસા મેળવે છે. ત્રીજું ઈનામ જીતનાર ભાઇ ચંદુભાઇ ભટ્ટની 'ગોવાળણી' પોર્ટ્રેટ તરીકે ઠીક છે. માત્ર પ્રિન્ટની ટેકનીક ખામીભરેલી હોવાને લીધે તે સહેજ ઝાંખો આવ્યો છે. પાત્રનું હાસ્ય ઘણુ કુદરતી જણાય છે અને ફોકસિંગ તથા તેજછાયા ચિત્રને અનુકૂળ છે.

ભાઇ ચંદ્રકાંત શાહના 'મમતા'નો વિષય સારો છે, પણ આવા વિષયમા જોઈતી સ્વાભાવિકતા નથી જણાતી. છોકરાના હાથનો ભાગ કૅમેરાની નજીક હોવાથી wrong perspectiveને લીધે વધારે મોટું પ્રમાણ દેખાડે છે. માથાના ભાગ આગળથી પસાર થતી ક્ષિતિજરેખા બૅકગ્રાઉન્ડના બે ભાગ જુદા પાડતી હોઇ આકાશનો ધોળો ભાગ વધારે ધ્યાન ખેંચે છે આવી ખામી ચિત્ર પાડતી વખતે કૅમેરાના ઍન્ગલની ફેરફારી કરવાથી સુધારી શકાય છે. ખોળામા બાળકને રાખી, ઉદરનિર્વાહનો શ્રમ ખેડતી માતાનો સુંદર ખ્યાલ ભાઈ નરેન્દ્ર વ્યાસનું ચિત્ર આપે છે; પણ ચિત્રની બૅકગ્રાઉન્ડ, ફોકસિંગ અને પ્રકાશ ખામીભરેલાં છે. બૅકગ્રાઉન્ડની ખામી 'ડિફરેન્શ્યલ ફોકસિંગ'થી દૂર થઇ શકે તેવી છે. દરેક ચિત્ર પાડતી વખતે પ્રકાશ અનુકૂળ છે કે નહિ તેના ઉપર ખાસ ધ્યાન રાખવાની જરૂર છે. જો સમય અનુકૂળ ન હોય તો જુદાજુદા વખતે તે દૃશ્યની મુલાકાત લઇ જ્યારે પ્રકાશ ચિત્રનું ખરૂં સૌંદર્ય દેખાડતો લાગે તેવા સમયે જ તે લેવાનું જોઇએ. જયંત લાલનનાં 'ભૂખ્યાં જિરાફ' પ્રાણીચિત્રના પોર્ટ્રેટનો સારો નમૂનો છે. સળિયામાથી ડોકિયાં કરતા એ પ્રાણીની ચટાપટાવાળી લાંબી ડોક અને લલકારા મારતી બહાર નીકળી આવેલી જીભ એ પ્રાણીની સારી ખાસિયત બતાવે છે. ટેકનિક અને છાયાપ્રકાશ પણ સારાં છે. ડાબી બાજુનો નીચેનો ભાગ હજી વધારે ઘેરો જોઇએ. બી. બી. ફનીબંદા



# સંસારનાં શહેરો

## ૩૮—પૉંડીચેરી

બંગાળાના ઉપસાગરથી પ્રક્ષાલિત હિંદના પૂર્વ તરફના કોરોમંડલ કિનારા ઉપર, મદ્રાસ ઈલાકાના દક્ષિણ આર્કટ પ્રાંતની સીમાઓથી વીંટળાએલું, ૧૧૩ ચોરસ માઈલના વિસ્તારનું, એક સામાન્ય પરગણા જેવડું નાનકડું પૉંડીચેરીનું એ ફ્રેન્ચ સંસ્થાન, આજે તો, હિંદમાં સામ્રાજ્ય સ્થાપવાના ફ્રેન્ચ લોકોના કરુણાન્ત પ્રયત્નોના અવશેષ સમું રહેલું છે ને ઇતિહાસે અવળું જ પાસું ફેરવ્યું હોત તો, જે કદાચ આજે મુંબાઈ કે કલકત્તા જેટલું મહત્ત્વ ધરાવતું હોત એ, તેના રાજનગર પૉંડીચેરીનું મહત્ત્વ તો આજે માત્ર ત્યાં વસતા હિંદના સુપુત્ર અને સંત શ્રી અરવિંદ ઘોષને લીધે જ હિંદીઓના મનમાં રમતું રહ્યું છે

મદ્રાસની દક્ષિણે રેલવે રસ્તે ૧૧૨ માઈલ દૂર આવેલા એ નગરનો ઇતિહાસ હિંદમાં મ્હોરી ગએલી ફ્રેન્ચ પ્રજાની મહત્ત્વાકાંક્ષા જેટલો જ જૂનો છે. ઈ. ૧૬૮૩ સુધી એ એક નાચીઝ ગામડું જ હતું પણ ફ્રાંકવા માર્ટિને ભાવિ શક્યતાઓ જોઈને જિંજીના ગવર્નર પાસેથી એ સ્થાન મેળવી ત્યાં વસાહત ઊભી કરી દસ વર્ષ બાદ ૧૬૯૩માં વલંદાઓની નજર એ પર ખૂંચી અને તેનો કબજો લીધો, પણ ૧૬૯૭માં તો ફ્રેન્ચોએ તે પાછું મેળવી ત્યાં પાકી કિલ્લેબંદી કરી લીધી.

એ પછી અરધીક સદી સુધી શાન્ત વિકાસ સાધીને હિંદમાં ફ્રેન્ચ સત્તાનો મજબૂત અડ્ડો બનેલું પૉંડીચેરી એવી જ બીજી મહત્ત્વાકાંક્ષી અંગ્રેજ સત્તાનું લક્ષ્ય બન્યું અને ૧૭૪૮થી ૧૮૧૬ સુધીની લગભગ પોણી સદી સુધી તે એ બે સત્તાઓની અથડામણના કેન્દ્રસમું જ બની રહ્યું. ૧૭૪૮માં ઍડમિરલ બૉસ્કાવેને તેને નિષ્ફળ ઘેરો ઘાલ્યા પછી ૧૭૬૧માં તેના વીર રક્ષક લાલી પાસેથી કર્નલ સર આયરકૂટે તે જીતી લીધું; ૧૭૬૩માં તે ફ્રેન્ચોને આપવું પડ્યું, પણ ૧૭૭૮માં હેક્ટર મનરોએ તે જીતી લઇ તેની કિલ્લેબંદીનો નાશ કર્યો. ૧૭૮૩માં તે ફરી ફ્રેન્ચોને સોંપાયું ને ફરી ૧૭૯૩માં અંગ્રેજોએ તે લીધું. ૧૮૦૨ની એમીએન્સની સંધિની રૂએ તે ફ્રેન્ચોને પાછું સોંપાયું અને ૧૮૦૩માં ફરી પાછું લેવાયું અને ૧૮૧૬માં તે ઉજડેલું ફ્રેન્ચોને હાડના અવશેષ રૂપે સોંપવામાં આવ્યું એક કરતાં વધુ વખત તેનો સંપૂર્ણ નાશ થએલો. ઈ. ૧૭૪૨થી માંડીને ૧૭૫૪ સુધીની ડુપ્લેની સુબાગીરી તેનો સુવર્ણકાળ હતો. નેપોલિયને હિંદના વિજયની પોતાની યોજનામાં પૉંડીચેરીને એક મથક બનાવવાનું નક્કી કરેલું

પૉંડીચેરીનું સામાન્ય સૈન્ય બ્રિટિશ સરકાર સાથેના કરાર મુજબ નક્કી થએલું હોઇને, ત્યાંના ગવર્નરના બંગલાનું રક્ષણ થઇ શકે એટલું જ હોય છે. ત્યાં પહેલાં જે મોટો કિલ્લો હતો તે પણ અંગ્રેજો સાથેની સંધિ મુજબ તોડી નાખવામાં આવ્યો છે.

હિંદી ફ્રેન્ચ સામ્રાજ્યના એ પાટનગરમાં કોઇ વર્તમાનપત્ર બહાર નથી પડતું. ચૂંટણીના પ્રસંગે તત્કાળપૂરતાં બેએક પત્રો નીકળે છે ને સેંકડે પાંચ ટકા ભાગ્યેલાઓ સરકારી ઉમેદવારોના પક્ષમાં પોતાનો મત નોંધાવી આવે છે.

દેખાવમાં પૉંડીચેરી હૉલીવૂડના એકાદ ટુકડા જેવું લાગે છે તેની રચના યોજનાપૂર્વકની છે રંગબેરંગી મકાનો ને શેરીઓમાં ઊગતું ઘાસ એની વિશેષતા છે આ વિભાગ પહેલાં માત્ર યુરોપિયનો માટે અબાધિત રહેલો, પરંતુ હવે ત્યાં ઊતરતી કક્ષાના લોકોને પ્રવેશ મળે છે. શહેરના પૂર્વ ભાગમાં ઉત્તર-દક્ષિણ એક નાની નહેર વહે છે. એ નહેરની પૂર્વ તરફનો ભાગ વ્હાઇટ ટાઉન અને પશ્ચિમ તરફનો બ્લૅક ટાઉન કહેવાય છે. વ્હાઇટ ટાઉનમાં ઉચ્ચ વર્ગ રહે છે, બ્લૅક ટાઉનમાં મધ્યમ વર્ગના 'નેટિવો' રહે છે. કાળાગોરાનો ભેદ અહીં હજી પણ છે અને એ બંનેની પ્રતિષ્ઠા તથા હક્કોમાં ફેર છે.

અત્યાર સુધી પૉંડીચેરીની મુલાકાત લેનારાઓ ઘડિયાળો, ફાઉન્ટન પેનો, જાપાની રેશમ, હીરા, કૉકેન, જરીભરત વગેરેની પુષ્કળ દાણચોરી બ્રિટિશ હિંદમાં કરતા, પણ બ્રિટિશ સરકારે હવે તે સામે સખ્ત પગલાં લીધાં છે ને દાણચોરીની તપાસમાં પૉંડીચેરીને કિનારે મોટરબોટો ફરતી રહે છે, રેલવે પર મજબૂત વાડો બાંધી લેવામાં આવી છે અને મુસાફરોની સખ્ત તપાસણી થાય છે.

હિંદમાંનાં સમસ્ત ફ્રેન્ચ સંસ્થાનોની પૉંડીચેરી રાજધાની હોઇને તેનો ગવર્નર ત્યાં રહે છે અને પ્રીવી કાઉન્સિલ તથા જનરલ કાઉન્સિલ નામની બે સભાઓ વડે વહીવટ ચલાવે છે ફ્રેન્ચ સેનેટ અને ચેમ્બરમાં તેને પ્રતિનિધિત્વ છે. ચોખા, ભોંયસીંગ, ગળી વગેરે અહીંની મુખ્ય પેદાશ છે લગભગ અરધા લાખની તેની વસતિ છે

પૉંડીચેરીમાં જે થોડાંક દર્શનીય સ્થળો છે તે બધાં વ્હાઇટ ટાઉનના ભાગમાં જ આવી જાય છે. બિબ્લિઓથેક પુસ્તકાલય, રોમન કૅથૉલિક ચર્ચ, કાયઘર, કૉલેજ, બંદરનો ધક્કો તથા પાસેની દીવાદાંડી અને સર્વથી સુંદર તો ત્યાંનો ઘૂઘવતો સમુદ્ર, ને સમુદ્ર પરનો પર્યટન પથ 'કોરસ રોયાલ' ખાસ જોવા જેવા છે.

ધક્કા પર જવાના રસ્તા પાસે જ એક મોટા ગોળ ચોકમાં ઊંચી બેઠક પર ડુપ્લે સમુદ્ર પર નજર નાખતો ઊભો છે. તેના એક હાથમાં એની રાજકીય બુદ્ધિમત્તાના પ્રતીક રૂપ કાગળનો બીડો છે, બીજો હાથ તલવારની મૂઠ પર છે, અને તેની નીચે મુકાએલી ખુરશી પર દ્રવ્યના થેલા પડ્યા છે. એ અતિમાન પૂતળાની ભવ્ય મુદ્રા સત્તા અને બુદ્ધિમત્તા બંને બતાવે છે. ફ્રેન્ચોની નિષ્ફળ ગએલી સામ્રાજ્યભાવના જાણે ડુપ્લેમાં મૂર્ત થએલી છે એનું મોં સમુદ્રાભિમુખ છે એ કેટલું સૂચક છે? હિંદની ભૂમિ પરથી નજર વાળી લઇ દરિયાપાર સિધાવી ગએલી પોતાની મહત્ત્વાકાંક્ષાને એ નિહાળી રહ્યો નથી?



શિક્ષક—નટુ, તારી સામે ઉત્તર દિશા છે, તારી ડાબી બાજુએ પશ્ચિમ અને જમણી બાજુએ પૂર્વ છે તો હવે તારી પાછળ શું છે?

નટુ—સાહેબ, મારી પાછળ લેંઘામાં એક મોટું થીગડું છે. મારી બાને પણ મેં કહ્યું હતું કે તે દેખાઈ જશે

પહેલો—શિક્ષકને પગાર શાનો મળે છે?

બીજો—કેમ, એવું પૂછો છો?

પહેલો—વર્ગમાં મહેનત તો બધી અમારે જ કરવી પડે છે.

# પંચતંત્રની વાર્તાઓ

## —પાંચમું તન્ત્ર · અપરીક્ષિતકારિતા—

હવે આ અપરીક્ષિતકારિતા નામે પાંચમું તન્ત્ર આરંભાય છે, જેનો આ પહેલો શ્લોક છેઃ

**કુદૃષ્ટ કુપરિજ્ઞાત કુશ્રુત કુપરીક્ષિત ।**
**ન કરો કામ તે ભાઈ નાપિતે અહિં જે કર્યું ॥૧॥**

તે આમ સંભળાય છેઃ પાટલિપુત્ર નગરમાં મણિભદ્ર નામે શેઠ રહેતો હતો. દૈવવશાત્ તે નિર્ધન તથા અપમાનપરંપરાનું પાત્ર બન્યો, એટલે એક દિવસ રાતે વિચાર કર્યો, 'આ દરિદ્રતાને ધિક્કાર છે, એટલે હું અનશન કરીને મરું.' આમ નિશ્ચય કરીને સૂતો, ત્યાં નિશાવસાને સ્વપ્નમાં પદ્મનિધિએ ભિક્ષુરૂપે દર્શન દીધાં ને કહ્યું, 'હે શેઠ, હું તારા પૂર્વપુરુષોએ ભરેલો ભંડાર છું, એટલે આ જ રૂપે સવારે તારે ઘેર આવીશ, અને આવું એટલે મને માથામાં લાકડી મારજે, જેથી હું સોનાનો બનીશ.'

સવારે જાગી સ્વપ્ન સંભારીને ચિન્તાચાકડે ચડેલો મણિભદ્ર વિચાર કરે છે. 'અહો, આ સ્વપ્ન સાચું હશે કે ખોટું કોણ જાણે. અથવા હું કેવળ ધનની ચિન્તા કરું છું, એટલે ખોટું જ હશે.' એવામાં વાળંદ ઘેર આવ્યો, અને સ્વપ્નસૂચિત ભિક્ષુ પણ એકાએક પ્રકટ થયો. એને મણિભદ્રે માથામાં ડાંગ મારી એટલે એ સોનાનો થઈને ભોંય ઉપર પડ્યો. શેઠે વાળંદને ઘરમાં તેડી જઈને કહ્યું, 'લે આ ધન અને વસ્ત્ર પણ આદ, આ વૃત્તાન્ત તારે કોઈને કહેવો નહિ.'

વાળંદે ઘેર જઈને વિચાર કર્યોઃ 'ધનપ્રાપ્તિનો આ ઠીક ઉપાય છે. આ બધા બાવાને માથે દંડો માર્યો એટલે એ સોનાના થાય છે. એટલે હું પણ સવારે બહુ બાવાને બોલાવી માથે લાકડી ફટકારું, એટલે મારે પુષ્કળ સોનું થાય.'

સવારે ઊઠીને વાળંદે ખેરનો મોટો દંડો સજ્જ કર્યો અને બાવાને અખાડે જઈને જમવાનું નોતરું દઈ આવ્યો. બપોરે જેવા બાવા જમવા આવ્યા એવી એને માથે વાળંદે લાકડીઓ મારી. એમાંથી કેટલાક મરી ગયા, ને કેટલાકનું માથું ફૂટ્યું એટલે રાડેરાડ કરી મૂકી. એ સાંભળીને ગામનો કોટવાલ કહે, 'અરે, નગરમાં આ મોટો કોલાહલ શેનો થાય છે? એટલે જાઓ ને જુઓ.' કોટવાળનાં માણસ આવીને જુએ છે તો લોહીલોહાણ થએલા બાવાઓ પલાયન કરતા હતા. એને પૂછ્યું એટલે એણે વાળંદની યથાસ્થિત વાત કરી. રખવાળો વાળંદ તથા બચેલા બાવાઓને ધર્માધિકારી આગળ લઈ ગયા. આણે વાળંદને પૂછ્યું, 'અરે આ ભૂંડું કામ તેં કેમ કર્યું?' વાળંદ કહે, 'શું કરું? મણિભદ્રશેઠને ઘેર મેં આવો બનાવ જોયો.' એમ કરીને એણે મણિભદ્રની વાત કરી. શેઠને બોલાવીને ધર્માધિકારી કહે, 'હે શેઠ, તેં કોઈ ભિક્ષુને માર્યો છે?' શેઠે ભિક્ષુની બધી વાત કરી. એટલે ધર્માધિકારી કહે, 'અહો, આ દુષ્ટ કુપરીક્ષિતકારી અવિચારી વાળંદને શૂળીએ ચડાવો.'



જ્યારે જેવા બાવા જમવા આવ્યા એવા જ વાળંદે તેમના માથા પર દંડા મારવા શરૂ કર્યા.

કુદૃષ્ટ કુપરિજ્ઞાત  કુશ્રુત કુપરીક્ષિત।
ન કરો કામ તે ભાઇ  નાપિતે અહિં જે કર્યું ॥

અથવા આ ઠીક કહેવાય છે:

અર્થતત્ત્વ ન જાણે ને  ક્રોધને વશ થાય જે।
મિત્રથી ભ્રષ્ટ તે થાતો  બ્રાહ્મણી નોળિયા થકી ॥૨॥

મણિભદ્ર કહે, 'એ કેમ?' ધર્માધિકારી કહે:

### કથા ૧

એક ઠેકાણે દેવશર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો. એની પત્નીને પુત્ર અવતર્યો તે જ દિને નકુલીએ નોળિયાને જન્મ આપ્યો, એને પણ બ્રાહ્મણીએ પાળીપોષીને મોટો કર્યો. પણ સ્વજાતિદોષને લીધે કદાચ પોતાના છોકરા વિરુદ્ધ આચરણ કરે એવા ડરથી એ તેનો વિશ્વાસ ન કરતી. એકવાર દીકરાને શય્યામાં સુવરાવી બેડું લઈને એણે પતિને કહ્યું, 'ઉપાધ્યાય, હુ પાણી ભરવા જાઉં છું તમે છો-કરાને નોળિયાથી સાચવજો' બ્રાહ્મણી ગયા પછી બ્રાહ્મણ પણ ઘર રેઢું મૂકીને ભિક્ષાર્થે નીકળી ગયો.

એવામાં કાળો નાગ દરમાંથી નીકળ્યો નોળિયાએ એને જન્મ-વેરી જાણી ભાઇને બચાવવા એની સાથે યુદ્ધ કરીને મારી નાખ્યો. પછી લોહીયાળે મોઢે વધામણી ખાવા જાણે માની સામો ગયો એને જોઈને માને થયું કે આ દુરાત્માએ મારા દીકરાને માર્યો. અને કોપાયમાન થઈને એના ઉપર પાણીનો કુમ્ભ નાખ્યો. આમ નોળિયાને મારી વિલાપ કરતી એ ઘેર આવી તો છોકરો અખંડ સૂતો હતો, ને પડખે કાળો સર્પ કટકેકટકા થઈને પડ્યો હતો. તે જોઈને પુત્રવધશોકથી બ્રાહ્મણી માથું કૂટવા મંડી.

(ચાલુ)  દેસાઇ વાલજી ગોવિન્દજી

# Our Friends Abroad

પરદેશી મિત્રોના પત્રો

Gridely (Cansas) U. S. A.
૫ મી માર્ચ ૧૯૪૦

પરમ પ્રિય કાન્તિલાલ

તમારો પત્ર આજે મળતા મને બહુ સુખાનુભવ થયો. તે ઘણો જ રસપ્રદ હતો. પણ તેમાંના કેટલાક શબ્દો હું સમજી શક્યો નથી. તમે લખો છો તે જરીનું બિઝનેસ શું છે? અમારા કાન્સાસ પ્રાંતમા મુખત્વે ઘઉંનો પાક થાય છે. તે સાથે તેનાં ભરચક લીલાંછમ ઘાસનાં જંગલો (બીડ) ઢોરઢાંખર માટે ખાસ ઉપયોગી છે.

તમારી શાળાની વાતમાં મને બહુ રસ પડ્યો છે, પણ ત્યાં છોકરીઓની સંખ્યા આટલી ઓછી કેમ હોય છે? અમારી શાળામાં ૧૨૫ વિદ્યાર્થીઓમાં અરધા ઉપરાત છોકરીઓ જ છે.

અને તમે ધંધાની બાબતમાં શાનુ શિક્ષણ લો છો? હું વેપારી નામું, ટાઇપિંગ, શૉર્ટહૅન્ડ વગેરે શીખુ છુ. મે મહિનામા મારો હાઈ-સ્કૂલ-કોર્સ પૂરો થશે અને જૂનમાં હું કૉમર્શિયલ બિઝનેસ કૉલેજમા જવાનો છું. આ કૉલેજ મારા ઘરથી ૧૫૦ માઈલ છેટે શહેરમાં છે.

તમે વરસમાં કેટલા દિવસ શાળામાં જાઓ છો? અમે નવ મ-હિના શાળામાં ભણીએ છીએ અને ત્રણ માસની અમને રજા મળે છે. મને તમે જણાવશો કે હિંદવાસીઓ કેવા છે? અમારા પ્રદેશમાં અમે ઘણી ચીજો બનાવીએ છીએ. અહીં સર્વસાધારણ વિનોદ તો સીનેમાના ચિત્રો જોવાનો જ છે. વળી દરેક ઘરમા રેડિયો તો હોય છે જ. શાળામાં એકવાર રવિવારનો વર્ગ મળે છે અને તેમા અમે સ્તુતિ તેમજ પ્રાર્થના કરીએ છીએ હું પોતે ક્રિશ્ચિયન ઍપૉસ્ટૉલિક સંપ્રદાયના દેવળમા જાઉં છુ. ઘણીવાર રજાઓમાં અમે કાર્ડ પાર્ટી કરીએ છીએ, અને કેટલાક નાચમાં જાય છે. ઉપરાંત અમારી શાળામાં ફુટબૉલ અને બાસ્કેટબૉલની રમતો ચાલે છે અને વખતોવખત બીજી શાળાઓની સાથે હરીફાઇઓ યોજાય છે

તમારે ત્યાં અહીં જેવી વાહનોની સગવડ ખરી કે? અહીં તો લગભગ દરેક કુટુંબ પાસે મોટર હોય છે જ. ઉપરાંત, લાંબા અંતરો માટે બસો ને ટ્રેઇનો પણ ઘણી; ને શ્રીમંતવર્ગના લોકો તો એરોપ્લેનો યે રાખે છે. મેં હજુ સુધી એક જ વાર વિમાની પ્રવાસ કર્યો છે.

અમારૂં નાગરિક જીવન તમારા કરતાં જુદી જાતનું હોય એમ લાગે છે. તમે સાંભળ્યું હશે કે અમેરિકનોને દરેક બાબતની ઉતાવળ બહુ હોય છે. વિવેક બતાવવામાં યે ઉતાવળા! પણ એ તો અતિ-શયતાની વાત થઇ. અમારા નાગરિક જનો દેશને તેમજ સરકારને બહુ વફાદાર રહે છે. અને અમે બધા લગભગ સમાનતા ભોગવીએ છીએ

તમારા શહેરની વસતિ કેટલી છે? હિંદમા નાતજાત બહુ છે એવું મેં સાંભળ્યું છે હજુ પણ એવું છે ખરૂં?

તમારા ટિકિટ-સંગ્રહમા તમે વપરાએલી ટિકિટો સંઘરો છો? જો તમે એવી રાખતા હો તો હું ઘણી મોકલી આપીશ. હિંદી તો હુ જાણતો જ નથી હિંદી હિંદની રાષ્ટ્રભાષા છે? અહીં તો બહુ ભાગે દરેક જણ અંગ્રેજીમાં જ બોલે છે. તમે કોઇ પરદેશી પેઢીનું સરનામુ મંગાવ્યુ તે શા માટે? એવા સરનામા આપનારી કોઈ સંસ્થાનું નામ તમે માગો છો? જરા વધુ ખુલાસાથી લખો તો સમજાવી શકું.

તમે કોઈ ચિત્ર મોકલશો તો બહુ આનંદ થશે. હું ઘાની જાતના ચિત્રો ભેગા કરૂં છું. આ સાથે મેં એકઠી કરેલી જુદીજુદી બાબતોની છાપલીઓ મોકલું છુ તે પરથી અમેરિકા વિષે તમને ખ્યાલ મળશે

કાન્તિલાલ! તમને સમજાય નહિ એવું કાંઈ મારાથી લખાયુ હોય તો તમે પ્રશ્નો પૂછતાં અચકાશો નહિ હું બહુ આનંદથી જવાબ આપીશ મારા હાથદસ્કત તમને બરોબર ઉકલ્યા તો હતા ને? હવે હું તમારા કાગળોની ઉતાવળથી રાહ જોઈશ,–અને તમે લખેલા સુંદર ચિત્રોની પણ.

હૃદયપૂર્વક તમારો અમેરિકન મિત્ર
એલ્સી ફર્ન બાહર

True friends are like diamonds
precious and rare;
False friends are like autumn leaves
found everywhere.

---

શિક્ષક–હાથી અને માંકડમાં શો ફેર?

વિદ્યાર્થી–માંકડ હાથીને વળગે છે, હાથી માંકડને વળગી શકતો નથી.

~

મુસાફર–એ મહેરબાન જરા બતાવશો, કે ઈસ્પિતાલે કેવી રીતે પહોંચવું?

મહેરબાન–સહેલ; આ રોડની ગાડીઓની વચમાં જઈ ઊભા રહો, અને પહેલી જ મોટર તમને ઈસ્પિતાલ ભેગા કરશે.



# માધુકરી

**રસાયન**

ગયો ભય, ગયો વિષાદ, ગબડી પડી સાંકડી
દિવાલ, વદને ઉષા અરુણરંગ હવે ઊગે,
વિમુક્ત નવ પ્રાણ અંગભરમાં ભલે ઊભરે
અજેય પુરુષાર્થ ઊર્ધ્વ ગતિએ હવે ઉદ્ગમે,
અબાધિત પદો ધપે વિજયના મહા ડગરે,
અમે મરણનું રસાયન બનાવીને પી ગયા,
થયા અજરકાય ને અમર આત્મઓજે ભર્યા —પૂજાલાલ

## તપસ્વી જયકૃષ્ણ ભણસાળી

ઇ. ૧૯૨૧ની વાત છે એ વેળા અમદાવાદ કૉંગ્રેસના અવસર પર ગુજરાતી 'નવજીવન'માં કામ કરવા માટે મુંબાઈથી એક તેજસ્વી નવયુવક આવ્યો. મુંબાઇ યુનિવર્સિટીનો એ એમ. એ., એલએલ. બી. હોવા ઉપરાંત ત્યાંની એક કૉલેજમાં અધ્યાપક પણ બની આવ્યો હતો. આવતાંવેંત તેણે પોતાના હસમુખા સ્વભાવ ને યુવકોચિત ઉત્સાહથી સહકારીઓના દિલ જીતી લીધા. ધીરેધીરે તે ગાંધીજીના નિકટવર્તી કાર્યકરોમાં ભળી જઇને સાબરમતી આશ્રમના એક વિશેષ અંગ રૂપ બની ગયો. એનું નામ જયકૃષ્ણ ભણસાળી. શેષજીવન યુરોપમાં ગાળનાર આપણા પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ ને વિદ્વાન પંડિત શ્યામજી કૃષ્ણવર્મા તેના મામા થાય. તેમણે તેને એમ. એ. થયા પછી આગળ અભ્યાસ માટે યુરોપ બોલાવેલા, પણ અસહકારના આંદોલનમાં એ વિચાર છોડી તે ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક બની ગયા. જોકે તે યુરોપ જઈ આવ્યા ખરા, પણ ત્યાંના રંગઢંગમાં એમને ચેન ન પડ્યું અને તરત પાછા આવતા રહેલા.

૧૯૨૨માં મહાત્માજીને તેમના 'નવજીવન'ના ત્રણ લેખો માટે છ વર્ષની ઐતિહાસિક સજા થઈ ત્યારે ભણસાળીજીને પણ 'નવજીવન'ના પ્રકાશક તરીકે સાથે કારાવાસ મળેલો. જેલમુક્તિ પછી થોડો સમય આશ્રમમાં ગાળ્યા બાદ તેઓ સંસારી માણસો સાથેનો સંબંધ તોડીને પોતાના આત્માના કલ્યાણ અર્થે હિમાલયને પંથે પડ્યા.

હિમાલયની આખી યાત્રા તેમણે પગપાળા કરી. તે દરમિયાન તેમને ઘણું કષ્ટ પડ્યું, ઘણું દેહદમન પણ કર્યું. એ યાત્રા દરમ્યાન તેમણે સામાન્ય આહાર છોડી કડવા લીમડાનાં પાંદડાં અને કાચો લોટ ફાકીને જીવન ટકાવી રાખ્યું, અને આ ક્રમ હિમાલય છોડ્યા પછી ઠેઠ સેવાગ્રામ આશ્રમમાં તે પહોંચ્યા ત્યાંસુધી, એટલેકે કેટલાંયે વર્ષો સુધી, ચાલુ જ હતો. હિમાલયની યાત્રાની દરમ્યાન તેમને સખ્ત કમળો થયો હતો, શરીર ક્ષીણ થઈ ગયું હતું, માત્ર તેમનો દૃઢ નિશ્ચય ક્ષીણ થયો નહોતો. આવી સખત માંદગી ને અશક્ત શરીર લઈને લાકડીના ટેકે સદાવ્રતમાંથી મળતા લોટ અને અડદની દાળ (જે કમળાના દરદી માટે ઝેર રૂપ ગણાય) કાચાં ફાકીને જીર્ણ શરીરે હિમાલયની સખ્ત ઠંડીમાં તે યાત્રા પૂરી કર્યે જ જંપ્યા.

કેટલાક વર્ષો સુધી તેમણે મૌન લીધેલું અને તેને માટે પોતાના બંને હોઠ ત્રાંબાના વાળાથી તેમણે શીવી લીધેલા. કેટલીક જગ્યાએ તેમને ઢોંગી માનીને પોલીસ કનડતી, અને તેમને તો મૌન હતું. હોઠ પણ શીવેલા હતા એટલે હિંદની પોલીસની મીઠી માવજતનો પણ તેમને ઠીકઠીક અનુભવ મળેલો. હિમાલયથી પાછા ફરતી વખતે તેમણે એક વખત પંદર દિવસના નિર્જળા ઉપવાસ ઉનાળાની સખ્ત ગરમીમાં, માળવા જેવા રાન પ્રદેશમાં એક ગરીબની ઝૂંપડીમાં કરેલા. બીજી વખત પચાવન દિવસના ઉપવાસ તેમણે કરેલા.

આમ, પગે ચાલીને પર્યટણ કરતાકરતા, શીવેલે હોઠે એક વખત તેઓ મહાત્માજી પાસે વર્ધામાં આવી પહોંચ્યા. તેમને તો ખબર



('વિશ્વવાણી'માંથી)

તપસ્વી જયકૃષ્ણ ભણસાળી

વિભાગમાં પણ જણાય છે. વ્રતચારીઓ એમ માને છે કે જે માણસનું જીવન આનંદમય અને શિસ્તમય નથી તે માણસનું જીવ્યું વૃથા છે. તાલબદ્ધ સંગીત સાથે કસરત અથવા નૃત્ય કરવાથી જીવન શિસ્તમય અને આનંદમય બને છે એમ વ્રતચારીઓ માને છે, તેથી તેમની પ્રવૃત્તિઓમાં સંગીત અને નૃત્યને ખૂબ મહત્ત્વ અપાય છે.

વ્રતચારી બની વખતે નીચે પ્રમાણે પ્રતિજ્ઞાઓ લેવાની હોય છે [આ પ્રતિજ્ઞાઓ બંગાળના વ્રતચારી માટે છે; દરેક પ્રાંત પોતાને માટે એ પ્રમાણે પ્રતિજ્ઞા ઘડી શકે] (૧) હું બંગાળને ચાહું છું, ભારતને ચાહું છું અને જગત આખું મને ગમે છે. હું બંગાળની સેવા કરીશ, ભારતની સેવા કરીશ અને આખા જગતની સેવા કરીશ (૨) વ્રતચારીના પાંચ વ્રત હું ગ્રહણ કરીશ. 'વ્રતચારી' શબ્દમાં રહેલા ચાર અક્ષરનો અર્થ છે. 'વ્ર' એટલે વ્રત (વ્રત); 'ત' એટલે તરુણતા; યુવાવસ્થાને જીવન્ત બનાવવી. 'ચા' એટલે ચાઈ (ઈચ્છવું); એટલે કે એનો અર્થ એમ થાય છે કે સશક્ત શરીર અને ઉદારમનની ઈચ્છા રાખવી. 'રી' એટલે રીતિમત એટલે કે નિયમાનુસાર. વ્રતચારીએ પોતાના વ્રત નિયમસર પાળવાનાં એટલે તેનું બધું કામ રીતિમત હોવું જોઈએ વળી વ્રતચારીએ ભૂખ લાગ્યા સિવાય ખાવું નહિ, ખરાબ ભાષા (અરધી બંગાળી ને અરધી અંગ્રેજી) બોલવી નહિ, કોઈ જાતનો બગાડ કરવો નહિ. એ એમની 'મના'ઓમાંની કેટલીક છે.

આ વર્ષ ઉપર પોતાની પ્રવૃત્તિઓ અધૂરી મૂકીને શ્રી દત્ત ૫૫ વર્ષની ઉંમરે સ્વર્ગસ્થ થયા. તેમના મરણ પછી પણ વ્રતચારી પ્રવૃત્તિ ટકી રહેશે એમ આશા છે.

—સૌદામિની મહેતા

(જ્યોતિર્ધર)

## આધુનિક ગુજરાતી ચિત્રકલાના સત્કારનો એક આરંભ

ગઈ તા. ૮મી જાન્યુઆરીએ વડોદરા રાજ્ય તરફથી ગુજરાત કલાસંઘના કલાકારોના ચિત્રોનું પ્રદર્શન સ્ટેટ મ્યુઝિયમ અને ચિત્રાલયના મકાનમાં શ્રીમંત પ્રતાપસિંહરાવ ગાયકવાડે ખુલ્લું મૂક્યું હતું અને તે સમયે તેમણે આ નવીન કલાને રાજ્ય તરફથી આશ્રય તથા ઉત્તેજન મળે એવી શુભેચ્છા દર્શાવી ગુજરાતની ચિત્રકળાના ઇતિહાસમાં એક નવો પ્રસ્તાવ કર્યો હતો. આ પ્રસંગની પાછળ વડોદરાના દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારી, વિદ્યાધિકારી શ્રી જયોતીન્દ્ર મહેતા અને ચિત્રાલયના ક્યૂરેટર શ્રી દેવકરનો ભારે ઉત્સાહ હતો. તે ઉપરાંત પ્રો. મંજુલાલ મજમુદારે ૧૧મા સૈકાથી લઈ ૧૮મી સદી સુધીની ગુજરાતી ચિત્રકળાની અસલ પ્રતો ગોઠવી આજની ચિત્રકળા સાથે તેનો ક્રમબદ્ધ ઇતિહાસ રજૂ કર્યો હતો તે એ પ્રદર્શનનું વિશેષ આકર્ષણ હતું. પ્રદર્શન ૧૯મી સુધી ખુલ્લું રાખવામાં આવ્યું તે દરમિયાન વડોદરાની પ્રજાએ ટોળાંબંધ હાજરી આપી અતિશય રસ બતાવ્યો હતો. ગુજરાતના કલાકારો માટે એ પ્રસંગ ગૌરવ લેવા જેવો બન્યો છે ને તેમના કેન્દ્રરૂપ અમદાવાદ પણ ધન્યવાદપાત્ર બન્યું છે.

પ્રદર્શનને અંગે ક્યૂરેટર તરફથી એક સચિત્ર કૅટલૉગ પ્રસિદ્ધ થયું હતું તેની પ્રસ્તાવનામાં વિદ્વત્તાભર્યું વિવેચનથી પશ્ચિમ હિંદની ચિત્રકળાની તવારીખ વર્ણવી હતી, જે એ પ્રસંગનું ખાસ સ્મરણ બનશે.

નવીન ચિત્રકળા વિષે તેમાં લખ્યું છે કે સૈકાઓની ચિત્રકળાનો વારસો પામ્યા છતાં આ યુગના આરંભમાં રાજા રવિવર્માએ પશ્ચિમની કળાની અસરથી પૌરાણિક જ ચિત્રો પ્રચાર્યાં. તેની છાયામાં આવ્યા સિવાય કોઈ પણ ચિત્રકાર રહ્યા નહોતો. કલાસર્જનના દરેક પ્રયત્નમાં યુરોપના કલામંદિરોની ઠુકરા બીજ ઉપર હિંદનો કલાકાર નિર્વાહ કરવા મથામણ કરતો, પણ રાષ્ટ્રના સમાજ અને લોકજીવનમાંથી પ્રેરણા લઈ સ્વતંત્ર રીતે પોતાના કલાસર્જન કરવા તે અચકાતો અને

ઉપર: પ્રદર્શનના મુખ્ય પ્રયોજકો: વડોદરાના દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારી, શ્રી. જ્યોતીન્દ્ર મહેતા, ક્યૂરેટર શ્રી દેવકર અને કલાકારો. નીચે: શ્રી રવિશંકર રાવળ ના૦ મહારાજા પ્રતાપસિંહરાવને પ્રદર્શન બતાવે છે.

યુરોપી સિદ્ધાંતવાળા ટીકાકારોથી ડરતો. પરંતુ બંગાળમાં શ્રી ઈ. બી. હેવલ અને શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરે એ સાંકળો તોડી નાખી રાષ્ટ્રીય સ્વરૂપની કળાનું મંડાણ બાંધ્યું ત્યાર પછી કળામાં અજન્તા, રજપૂતાની, મુઘલ અને લોકરૂઢિની કળાનો વિચાર તથા પ્રચાર વધવાં લાગ્યાં. પશ્ચિમના ટીકાકારોએ પણ પૂર્વની તેમજ પ્રાકૃતિક કળાઓની મીમાંસા કરવાની રૂઢિ બદલી. એથી કળામાં મૌલિક ચિંતન અને દૃષ્ટિ કેટલાં છે તે જ કસોટીનું સાધન બન્યાં.

ગુજરાતમાં શ્રી રવિશંકર રાવળે આજથી પચીસ વર્ષ પહેલાં એ દિશામાં સૌ પહેલો અખતરો આરંભ્યો. તેમનું પોતાનું કલાશિક્ષણ યુરોપીય પદ્ધતિ પર થયું હોવા છતાં એતદ્દેશીય પરંપરા અને લોકજીવન તથા સાહિત્યમાંથી પ્રેરણા લઈ ઘણા આત્મભોગે અને સતત પ્રયત્ને એમણે થોડા જુવાનોમાં એક નવી દૃષ્ટિ ઊભી કરી. કલાના અભ્યાસ માટે મોટી ઉંમરનો કે યુરોપી પૂતળાં વગેરે સામગ્રી હોવી જોઈએ એવો ખ્યાલ તદ્દન દૂર થયો છે. કળા માટે ઉત્સાહવંત, કલ્પનાશીલ, સાધનહીન એ તરુણોએ શ્રી રાવળની પાસે એક જ આશ્રમમાં દીક્ષા લઈ નવીનની કલાકૃતિઓ ઉપજાવી ગુજરાતની નવ કળાનો ઇતિહાસ આરંભ્યો છે. પોતાના જીવનવ્યવસાયમાંથી ભરપૂર સમય અને ધનનો ભોગ આપી, 'કુમાર' નામનું સરકારરૂપે માસિક ચલાવી તેમણે ઓગણીસ વર્ષથી ગુજરાતની જનતામાં કળાના અંકુર વિકસાવ્યા છે અને હજારોને કળાનો આનંદ માણતાં શીખવ્યું છે. સર્વ શ્રી કનુ દેસાઈ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ, છગનલાલ જાદવ અને બીજા અનેક સહચારીઓથી 'ગુજરાત કલાસંઘ' એક શિલ્પ કલાપીઠ બની શકે એમ છે. (પ્રજાબંધુ)

# આ માસ ઇતિહાસમાં

## જાન્યુઆરી

અંગ્રેજી ભાષાના સર્વવ્યાપીત્વને લીધે પૃથ્વીના સમસ્ત પશ્ચિમ ગોળાર્ધ પર-અને આજે લગભગ આખા જગત પર પ્રચલિત બની ગયેલી પશ્ચિમી વર્ષગણનાના પહેલા માસ જાન્યુઆરીનું મૂળ લૅટિન નામ જાન્યુઆરીઅસ. રોમન પૌરાણિક દેવતા જૅનસના નામ પરથી તે પડેલું છે. આપણા બ્રહ્માની પેઠે સર્વ ઉત્પત્તિના આદિ સ્રષ્ટા અને સર્વ જન્મના અધિદેવ તરીકે રોમન પુરાણોમાં તેની ગણના થાય છે. ગણેશની પેઠે દ્વાર પર પણ તેની પ્રતિષ્ઠા થતી ને સર્વ સ્થાનોના રક્ષક દ્વારપાલ દેવ તે ગણાતા. તેને બે મુખ કલ્પવામાં આવ્યાં છે, જેમાંનું એક ભૂતકાળ-માં ને બીજું ભવિષ્યમાં દૃષ્ટિ કરે છે. તેના નામ પરથી પડેલો વર્ષની શરૂઆતનો માસ જાન્યુઆરી પણ ગત વર્ષના ભૂતકાળ ને નૂતન વર્ષના ભાવિ પ્રતિ દૃષ્ટિપાત કરતો હોય છે

ઇ.સ. પૂર્વે ૭૧૩માં ન્યૂમાએ રોમન વર્ષગણનામાં ફેરફાર કરીને શરૂઆતમાં જાન્યુઆરી ને ફેબ્રુઆરી એ બે માસ ઉમેર્યા ત્યારથી તે અસ્તિત્વમાં આવ્યો. તે પહેલાં વર્ષનો આરંભ માર્ચથી થતો. ઇંગ્લંડમાં તો ૧૭૫૨ સુધી વર્ષની શરૂઆત માર્ચની ૨૫મીથી થતી ને વર્ષથી ખાસ કાયદો કરીને ત્યાં વર્ષની શરૂઆત જાન્યુઆરીથી ઠરાવવામાં આવી.

**તા. ૧** આફ્રિકાના નાઇજીરિયાનું 'નાઇજર-પ્રોટેક્ટરેટ' રાજ્યબંધારણ ઘડાયું, ૧૯૦૦

**તા. ૩** સરળ સાહિત્ય આમજનતામાં પ્રચારવાનો ગુજરાતમાં પહેલો ને પ્રશસ્ય પ્રયત્ન કરનાર ભિક્ષુ અખંડાનંદનું મૃત્યુ, ૧૯૪૨.

**તા. ૬** પ્રભુપ્રેરિત તારણહાર તરીકે ફ્રાન્સમાં સમાદર પામેલી ઑર્લીઅન્સની વીરકુમારી જોન ઑવ આર્કનો જન્મ, ૧૪૧૨.

**તા. ૧૩** લાલીની સરદારી નીચે ફ્રેન્ચોએ મદ્રાસમાં જ્યૉર્જટાઉનનો કબજો લઇ શહેરને ઘેરો ઘાલ્યો, ૧૭૫૯. પણ ત્યાર બાદ અંગ્રેજ નૌકાકાફલાએ આવી ઘેરો ઉઠાવ્યો અને ફ્રેન્ચોને હરાવ્યા.

**તા. ૧૬** કચ્છના મહારાવ ખેંગારજીનું અવસાન, ૧૯૪૨.

**તા. ૧૯** ઈસ્ટ ઇંડિયા કંપનીએ એડન જીતી લીધું, ૧૮૩૯.

**તા. ૨૩** કુમારજગતને રોચક નીવડેલી પરાક્રમકથાઓ અને સ્વદર્શી નવલોના અંગ્રેજ લેખક ચાર્લ્સ કિંગ્સલીનું અવસાન, ૧૮૭૫

**તા. ૨૮** મુંબાઈમાં વ્યોમેશચન્દ્ર બૅનરજીના પ્રમુખપદે કૉંગ્રેસ—હિંદી રાષ્ટ્રીય મહાસભા—ની પહેલી બેઠક ભરાઈ, ૧૮૮૫.



**આ મહીનાની વ્યક્તિવિશેષ**
**પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ**

અમેરિકન પ્રજાસત્તાકના ઇતિહાસમાં ઉપરાઉપરી ત્રણ વાર તેના એકધારા પ્રમુખ તરીકે ચૂંટાવાનું બહુમાન પામનાર, ફ્રાંકલિન ડેલાનો રૂઝવેલ્ટ અમેરિકાનો આજનો યુગપુરુષ છે. એની અનન્ય લોકપ્રિયતા વરતારની હકીકત પણ એટલી જ છે, અને આજે તો એ જગતનો પણ યુગપુરુષ છે અગાઉ થઈ ગયેલા અમેરિકાના એવા જ લોકપ્રિય પ્રમુખ થીઓડોર રૂઝવેલ્ટનો એ છઠ્ઠો પિત્રાઇ થાય.

ઈ ૧૮૮૨ના જાન્યુઆરીની ૩૦મી તારીખે હાઇડપાર્ક મુકામે તેનો જન્મ થયો. ૧૯૦૪માં હાર્વર્ડ યુનિવર્સિટીમાંથી ગ્રૅજ્યુએટ (બી.એ.) થઈ કોલંબિયામાંથી ૧૯૦૭માં તે એલએલ.બી. થયો અને એ જ વર્ષમાં ન્યૂયૉર્કમાં વકીલાત શરૂ કરી. તેમાં એ ઠીક દોલત કમાયો.

પણ એને તો જુદી જ કમાણી કરવી હતી, એટલે ૧૯૧૦માં એ જાહેરજીવનમાં અને રાજકારણમાં પડ્યો, અને ૧૯૧૦થી ૧૩ સુધી ન્યૂયૉર્કની સેનેટના સભ્ય તરીકે ચૂંટાઇ ત્યાં કામ કર્યું. ૧૯૧૩માં એ પદનું રાજીનામું આપી નૌકાખાતાના ઉપમંત્રી તરીકે નીમાયો જ્યાં તેણે ૧૯૨૦ સુધી યશસ્વી કામગીરી બજાવી. ગયા મહાયુદ્ધ વખતે યુરોપના સમુદ્રોમાં લડતા અમેરિકન કાફલાના નિરીક્ષક તરીકેની એની સફળ કારકિર્દિની રાજકીય વર્તુળોમાં સારી કદર થઈ અને યુદ્ધ તથા નૌકાદળને વિખેરી નાખવાનું કામ પતી ગયા પછી તરત ૧૯૨૦માં અમેરિકાના ડેમોક્રેટિક (લોકવાદી) પક્ષના ઉપ-પ્રમુખ તરીકે તેની વરણી કરી લેવામાં આવી.

જીવનની સીડીના ઉપરાઉપરી પગથિયાં ચડ્યે જતા ફ્રાંકલિનની પ્રવૃત્તિઓમાં આ વખતે (૧૯૨૧માં) લકવાની કારમી બીમારીએ અચાનક વિક્ષેપ નાખ્યો. એની સામે પોતાની હંમેશની જિંદાદિલીથી વિજય મેળવી એ ઊભો તો થયો, પણ જિંદગીભરનો તે અપંગ બની ગયો આજે તેના શરીરનાં નીચેનાં અંગોને બનાવટી ટેકા આપી એ ચાલતા રાખે છે.

સાજો થઇને એણે ફરી પાછી પોતાની મજલ ચાલુ કરી ૧૯૨૮માં એ ન્યૂયૉર્કનો ગવર્નર ચૂંટાયો, જે દરમ્યાન તેને જાહેર બાબતો સામે અગાઉના કોઇ પણ ગવર્નર કરતાં ઘણું વધારે ઝૂઝવું પડેલું અને તેની ખૂબ આકરી કસોટીઓ પણ તેમાં થઈ પણ ફ્રાંકલિન એવો યુદ્ધકુશળ છે કે એ બધામાંથી પાર ઊતરી ઉત્તરોત્તર સફળતા મેળવતો જ ગયો અને અંતે તે પ્રત્યેક અમેરીકનને મન ઊંચામાં ઊંચું ને ગૌરવભર્યું ગણાતું પદ પામ્યો તેના જ શબ્દો છે કે વિજયપદ પર પહોંચવાને પગ કરતાં હૃદયબળ અને મનોબળ જ ખાસ જરૂરનાં છે

૧૯૩૬ના ઑગસ્ટની ૧૮મીએ એ કૅનેડા ગયો, ત્યારે ઑન્ટારિયોની ક્વિન્સ યુનિવર્સિટીએ તેને ડૉક્ટર ઑવ લૉઝની પદવી આપી.

ઊંચો, દેખાવડો, પહોળા જડબાંને ભૂરી આંખોવાળો અમેરિકાનો એ પ્રથમ પુરુષ આરામનો એટલો જ દરિયાઈ જીવનનો શોખીન છે પક્ષાઘાતની ત્રાસજનક બીમારી સાથે ઝૂઝીને ઊભો થયા છતાં હજી ય રોજ એકએ કલાકની એની કસરત તો ખરી જ ને તેના પગ આબાદ હોત તો એ પક્કો વહાણવટી બન્યો હોત તોપણ હજી યે એ જ્યારે નવરો પડે ત્યારે પોતાની પ્રિય હોડીમાં દરિયાઇ સફરે ઉપડે છે એના ખાનગી પુસ્તકસંગ્રહમાં પણ દરિયાઇ સાહિત્ય જ ભરેલું છે

---

એક રાજાએ પોતાના કોઈ અમલદાર વિષે જરા ઘસાતો અભિપ્રાય ઉચ્ચાર્યો ત્યારે પેલાના ઉપરી અમલદારે વાંધો લેતાં જણાવ્યું કે 'નામદાર, પણ એ દસ દસ લડાઇઓમાં મારી સાથે હતો.'

'તેમાં શું થયું ?' રાજાએ કહ્યું 'આ ખચ્ચર પણ દસ લડાઇમાં જઈ આવ્યું છે. પણ લડાઈ વિષેનું તેનું જ્ઞાન તો હજુ એટલું જ છે.'

અંતરની એરણ પર કોની પડે હથોડી ચેતન રૂપ?
કાળ તણી ધરતીમાં ખોદી કોણ રહ્યું જીવનના કૂપ?

ફરીદપુરના ન્યાયાધીશે એક નામી લુટારાને સજા કરી, તેથી ફફડેરાઇ લુટારાએ કહ્યુ કે જેલમાંથી છૂટી આનું વેર લઇશ. અને એણે છૂટ્યા બાદ, ખરેખર, ન્યાયાધીશનો બંગલો સળગાવી મૂક્યો, જેમાં તમામ સ્થાવર-જંગમ મિલ્કત સાફ થઇ ગઇ અને ન્યાયાધીશ માત્ર પોતાના નાના પુત્ર સાથે પહેર્યે લુગડે બચી શક્યા. લુટારો તરત પકડાયો, પણ આ વખતે પશ્ચાત્તાપથી ગળગળા થઇ તેણે પ્રાર્થના કરી કે મને કોઇ નોકરી અપાવો તો આ ધંધો મૂકી દઉંગ. 'વારુ; તો તું આજથી જ મારે ત્યાં નોકર, ને આ છોકરાને નિશાળે લઈ જવા-લાવવાનું તારૂં કામ.' એ ન્યાયાધીશ તે જગદીશચન્દ્ર બોઝના પિતા ભગવાનચન્દ્ર; છોકરો તે જગદીશચન્દ્ર પોતે.

અનેકાર્થી શબ્દ 'પાયો'=ટેબલ, ખુરશી કે ખાટલાનો પગ; જે મૂળ ચણતર પર ઈમારત ઊભી કરવામાં આવે તે, ઘોડાનું: સુખડી બનાવવા માટે કરેલો ઘી-ગોળનો પાક, જે બાજુ પર ત્રિકોણ ઊભો રહે છે તે બાજુ, ચોથો ભાગ, આધાર અથવા મૂળ

કહેવતોના અર્થ 'હડફામાની ગાળી'. વધુપડતી અગમચેતી રાખનારા કે કલ્પિત દુઃખે દુઃખી થનારા માટે વપરાતી આ કહેવત વિષે એવી વાત છે કે ખાટલા નીચે પૈસાનો હડફો રાખી સૂઈ રહેલા વાણિયાને અચાનક યાદ આવ્યું કે ઘરાકની બીક થવાથી પોતે કલમ ઘડતા ગાળી(છરી) હડફામાં ઊભી મૂકી દીધેલી તે એમ ને એમ એમાં રહી ગઈ છે. હવે અકસ્માત ધરતીકંપ થાય, ને ખાટલો તૂટે, ને પોતે હડફા પર પડે, ને તેથી હડફાનું પાટિયું તૂટે તો છરી પોતાના બરડામાં પેસી જાય તો પોતે મરી જાય! એવું જોખમ ખેડવું સારૂં નહિ. એમ વિચારી તરત ઊઠી, હડફો ઉઘાડી છરીને સીધી મૂકીને પછી એ નીરાંતે સૂતો.

ગણિતગમ્મત: કોઈ પણ રકમ ધારો તેને પાંચ વડે ગુણો જે આવે તેમાં તમારી ધારેલી રકમનો એકઅંકી સરવાળો ઉમેરો. હવે જે આવે તેમાંથી ધારેલી રકમ બાદ કરો અને પછી આવેલી રકમમાંથી તમારી ધારેલી રકમનો એકઅંકી સરવાળો બાદ કરો. પછી જે રકમ આવે તેમાંથી ફરી પાછી ધારેલી સંખ્યા બાદ કરો. જે રકમ આવે તેને બે વડે ભાગો. અને આવેલી રકમમાંથી તમારી ધારેલી રકમને અર્ધી કરી બાદ કરો. જે રકમ આવશે તે તમારી ધારેલી રકમ'(કા. મ. તો.)

વાગેલેરા નામક આ જર્મન સ્ત્રી, દેખાય છે તેવી અપંગિની જ છે. તેને હાથ કે પગ કશું નથી. છતાં તે પ્રસન્નચિત્ત રહે છે ને કહે છે કે જે વસ્તુ ઈશ્વરે આપી નથી તેનો સોગ શો?

'યુકૅલિપ્ટસ ગ્લૉબ્યુલસ' નામનું એક ઝાડ ઑસ્ટ્રેલિયામાં થાય છે, જેનું લાકડું સૂકું હોય તો યે પાણીમાં ડૂબી જાય છે.

ઈસ્કંદરિયા (ઍલેક્ઝાન્ડ્રિયા)ની એક શ્રીમંત મુસ્લિમ વિધવાને ભિખારીઓનો એટલો બધો શોખ હતો કે ઇ.સ.૧૮૧૩માં મરતી વેળા તેણે પોતાની મિલ્કતમાંથી દર વરસે બાવન ભિખારીઓને મક્કાની હજ કરાવવાનું વસીયતનામું કર્યું. અને એ મુજબ આજ ૧૩૦ વરસથી દર વરસે બાવન ભિખારીઓને મક્કાની હજે લઈ જવામાં આવે છે (રિપ્લી)

હજામતના અસ્ત્રાના પાળ લાગે ગાલે ઘસાઈને ટૂકા થઈ જાય, અને અસ્ત્રો હજામત માટે નકામું લાગે, તો પણ તે નાખી ન દેતા કૅનવાસનાં સફેદ બૂટ ઉપર ચૉક (ખડી) લગાવવા માટે સરસ કામ આપશે

બારણું ઉઘાડ્યા પછી તે આપમેળે બંધ થઇ જાય એવી યોજના માટે આ બાજુએ બતાવ્યાં તેવાં બે મિજાગરાં વપરાય છે, તેની યુક્તિ તેના દાબમાં છે, જે સામાન્ય મિજાગરાં જેમ સીધો ન હોતાં પેચની ઢબે ત્રાંસો છે. એને લીધે બારણું ઉઘડે ત્યારે જમીનથી તે સહેજ અદ્ધર થાય છે, અને તેને છોડી દેતાં પોતાના જ વજનથી બારણું એ ત્રાંસા પેચને લીધે પાછું આપમેળે નીચે ઊતરી પોતાની મૂળ સ્થિતિએ આવી જાય છે. આવા મિજાગરાનાં બારણાં આપમેળે બંધ થવા ઉપરાંત તેનો બીજો લાભ એ છે કે તેને લીધે બારણાં ઉઘાડની રેખા અદ્ધર ઉંચકાઈ જતા હોવાથી જમીન પરની જાજમ કે સાદડીને ઘસારો લાગતો નથી.

ચીનમાં માનપાનની જગ્યા ડાબી બાજુએ મનાય છે. આપણી પેઠે માથેથી ટોપી ઉતારવી એ તોછડું લેખાય છે, શોકને માટે સફેદ રંગ મનાય છે, ઘર ને શેરીમાર્ગ મોટે ભાગે દક્ષિણાદા મુખના હોય છે,—એટલે સુધી કે ધ્રુવકાંટાની સોય પણ દક્ષિણ-દર્શિની જ હોય છે! પ્રાગુદાથી પૂર્વ દિશાની પવિત્ર દિશા તરીકે દક્ષિણ દિશા ત્યાં પવિત્ર ગણાય છે.

સાઇકલની ફૂગ્ગાની ટ્યૂબમાં પડેલું છિદ્ર (puncture—પંક્ચર) શોધવાની તસ્દીમાંથી બચવા માટે પહેલેથી તેમાં ટેલ્કમ પાઉડર ભરી રાખવો. તેથી તે છિદ્રમાંથી પવન સાથે પાઉડર નીકળવા માંડશે, અને છિદ્ર તરત દેખાઈ આવશે. અને વળી ભેજવાળી ઋતુમાં એ પાઉડર ટ્યૂબને અંદરથી ચોંટીને સડી જતી પણ અટકાવશે.

[illegible]

દક્ષિણનો ભાગ
ના ઉપર આવે-
લો એ દેવાય
વાસ પણ હો
આપ ઉપર દે
ગરે ધણીએ
પત્રમાંનો
ભાગ તિમ
દસ્તાક્ષરમાં
તેમના હસ્
ત પુરા હસ્
તાક્ષરના ઉ
પામના જ
હોય સમજ
શ લાગશે



પ્રહ્લાદ ઘાટ-કાશી (ડ્રાઈપૉઇન્ટ) — ચિત્રકાર • શ્રી રમેન્દ્રનાથ ચક્રવર્તી

કલાકાર કલમ કે પીંછીથી જે ચિત્ર આલેખે તેમાં તો એક જ કૃતિ તૈયાર થાય છે, પણ પશ્ચિમમાં ઘણા કલાકારો ધાતુની (મોટે ભાગે ત્રાંબાની) પ્લેટ ઉપર તીક્ષ્ણ ઓજાર વડે ચિત્ર આલેખી કોરી કાઢે છે, અને તે પ્લેટ પર શાહી લગાડી તેના પર કાગળ દાબીને નકલો ઉતારે છે. એ પદ્ધતિમાં પણ કલાકારની સ્વહસ્તની કૃતિ જ મળતી હોવાથી તેના મૂલ્ય ને મહત્તા મૂળ કૃતિ જેવા જ ગણાય છે. એમાં પણ ચિત્રોની છાપ લેતાં તેના પ્લેટ પરનું કોતરકામ ઉત્તરોત્તર ઘસાતું જતું હોવાને કારણે નકલોની સંખ્યા ઘણી મર્યાદિત હોય છે, એટલે જેમ નકલોની સંખ્યા ઓછી તેમ કિંમત વધારે. ધાતુની પ્લેટ પર આ રીતે ચિત્ર કોતરવાના બે પ્રકાર છે 'એચિંગ' અને 'ડ્રાઈ પૉઇન્ટ'. એચિંગમાં, પ્લેટ પર મીણ કે એવા મિશ્રણનું આછું પડ પાથરી તેના પર કલાકાર અણીદાર સાધન વડે પોતાનો વિષય કોતરે છે; અને એમ કરતાં તેટલા ભાગમાંથી મીણનો પડ ઉખડી જાય છે. એ પ્લેટને પછી તેજાબના મિશ્રણમાં નાખી હલાવવાથી રેખાઓવાળો પ્લેટનો ખુલ્લો ભાગ તેજાબથી કોરાઈ જઈ ત્યાં ઊંડા આંકા પડે છે. પછી મીણને કાઢી નાખી તે પ્લેટ પર શાહી લગાડી હળવે હાથે પ્લેટ સાફ કરી નાખે છે એટલે આંકાઓમાં શાહી ભરાઈ રહી બાકીનો ભાગ ચોખ્ખો બની જાય છે. એ પ્લેટ પર પછી પોચો કાગળ મૂકી દાબયંત્રમાં તેની છાપ ઉતારે છે. 'ડ્રાઈ પૉઇન્ટ'માં તેજાબની મદદ વિના સીધું ઓજાર વડે જ ચિત્ર કોરવામાં આવે છે. (તેમાં તેજાબનું મિશ્રણ ન વપરાતું હોવાથી તે 'ડ્રાઈ' કહેવાય છે.) સાધન પોલાદના અત્યંત બારીક અણીવાળા ઓજાર વડે કલાકાર, ત્રાંબાના પતરાની દર્પણ-સ્વચ્છ સપાટી પર, સ્થિર ને મજબૂત હાથે પોતાનો વિષય કોરતો જાય છે; અને તેના ઓજારથી પડેલા આંકાની બંને બાજુ (હથિયાર જો સહેજ ઢળતું રાખ્યું હોય તો તેની એક જ બાજુ) સ્પષ્ટ ધારો ઉપજતી આવે છે. એ પ્લેટ પર પછી એચિંગની પ્લેટ માફક જ શાહી લગાડી છાપો ઉતારવામાં આવે છે. પણ તેજાબના એચિંગ કરતાં આ હાથની કોરેલી ધારો શાહીનું જે વધુ પ્રમાણ ધારણ કરી શકે છે તેને લીધે, ડ્રાઈ પૉઇન્ટ ઉપરથી ઉતારેલી છાપમાં એક પ્રકારની મખમલી મુલાયમતા આવે છે, અને તે જ તેની વિશિષ્ટતા છે. ઘણા આધુનિક કલાકારો ઓજારમાં પોલાદની અણીને બદલે હવે તીક્ષ્ણ હીરાકણી વાપરે છે. આ પદ્ધતિથી જે કેટલીક અત્યંત બારીક રેખાઓ ઉઠાવી શકાય છે તે એચિંગથી મળતી નથી. વળી એચિંગની કોરેલી સપાટીને મુકાબલે ડ્રાઈ પૉઇન્ટની ઉપસેલી ધારો વહેલી ઘસાઈ જતી હોવાથી તેના પરથી બહુ ઓછી સંખ્યામાં (દસબાર કે બહુ બહુ તો ૨૦થી ૫૦) છાપો ઉતારી શકાય છે, અને આ કારણે ડ્રાઈ પૉઇન્ટ વધુ મૂલ્યવાન ગણાય છે. કેટલાક કલાકારો એચિંગ કરેલી પ્લેટ ઉપર પાછળથી થોડું ડ્રાઈ પૉઇન્ટ કામ કરીને બંને પદ્ધતિઓના સંયોગથી પોતાને જોઈતી ખાસ અસર પણ ઉપજાવે છે. આ પદ્ધતિનો ઉગમ પશ્ચિમમાં થયો છે, અને જર્મન કલાકાર આલબર્ટ ડ્યૂરર, ડચ કલાકાર રેમ્બ્રાં, ફ્રેન્ચ કલાકાર રૉડિન અને અમેરિકન કલાકાર વ્હિસ્લર આ પ્રકારના સમર્થ કલાસ્વામીઓ ગણાતા. આપણે ત્યાં પણ કલાકારો હમણાં એ પદ્ધતિએ કામ કરતા થયા છે. તેમાંથી અગાઉ શ્રી નંદલાલ બોઝની અને શ્રી યજ્ઞેશ્વર શુક્લની કૃતિઓ 'કુમાર'માં આપી હતી.



કરુણ ગાન

ચિત્રકાર • પી. આર. રૉય



## પ્રબુદ્ધ માનવ-મનને

• પૃથ્વી •

પ્રબુદ્ધ, ક્ષતમુગ્ધ, હે અજિત માનવીના ચેત!
યુગેયુગ મથ્યા તને સકળ દેશના શાસકો
ઘણું જકડવા, છતાં અજબ તાહરાં કૌતુકો,
વિરોધમહીંથી વિશેષ ધર્યું નિત્ય તેં જીવન.
અનેકવિધ જુલ્મ ઘોર ઉતર્યા નર્યા નિર્ઘૃણઃ
ગળ્યા ગરલજામ, પ્રજ્વલન, કેદના બંધન,
સુતીક્ષ્ણ અસિધાર, શૂળીવ્રણ, ફાંસીના માંચડા,
સ્વદેશડદપારી ને કુટિલ કારમી યંત્રણા.

પ્રભા પ્રકટતું નિરંતર રહ્યું, રહેશે સદા;
બધા કનકપાત્ર દિવ્ય છલકાવી દેવા મુદા
વિભૂતિ વિનરંત શુદ્ધ તપ તારુ સત્સૌરભ
વહી વહી વિશેષ ભવ્ય પ્રસરાવતું ગૌરવ.

પ્રદીપ્ત તુજ પૌરુષે વિકસી વિશ્વકેરું ફુલ
સમુલ્લસિત, મુક્ત ઊર્ધ્વમનનાં ઉડે ચંડુલ.

**રામપ્રસાદ શુકલ**

## ઊષરપટમાં ચાંદની

• હરિણી •

અઢળક ઢળી ગંગોકેરાં શિરે, ગિરિના તટે,
ઢળકતી જતી ઢાળે ઢાળે ઠરી ધરણી પટે,
અબલક ઝરી ધારે ધારે, નિકુંજઉરેઉરે,
સરિતજલસેલંતી, ઓલે ઝુલંતી સરેસરે,
ઉદધિભરતીહેલારામાં ચલત્, ચમકીલી, ચિત્
ચકિત કરતી, સ્થાને સ્થાને સુહંતી ક્વચિત્ ક્વચિત્,
બહુ વખત મેં દીઠી તારે સુમાર વિના સરી,
નગર, પુર, ને ગામોકેરાં ગૃહાંગણને ભરી.

અનુપ સુખ ઓ ચન્દ્રી! આજે અહીં અણચિંતવ્યું
મબલક મચી ક્રોશોકેરા પટે નિરખી લહું;
અટકી અટકી લેટી, સીધી સપાટ સુધા હસે,
સ્થિર ધવલતા વિસ્તારોના કણેકણને રમે.
અનહદ લસી ચારે બાજુ ઝલંત રજતછટા,
ઉષરપટના અંગેઅંગે ઢળી પડી ધન્યતા.

**રામપ્રસાદ શુકલ**

પોતાના ચિંતનજન્ય સૉનેટોથી પરિચિત શ્રી રામપ્રસાદ શુક્લના સાઠ સૉનેટોનો સંગ્રહ (જેમાંનો મોટો ભાગ નવી કૃતિઓનો છે) 'બિન્દુ' નામથી નજીકમાં પ્રકટ થનાર છે, તેમાંની એક લાક્ષણિક આ કૃતિમાં અધઃકારના બળો સામે પ્રબુદ્ધ માનવના પ્રદીપ્ત પુરુષાર્થનો વિજય ગાયો છે. જાગૃત થએલા માનવ-મનની સત્યની ઝંખનાને રૂંધવા માટે જનૂની જૂનવાણીઓ અને ન્યસ્ત હિતોવાળા શાસકો દેશદેશમાં ને યુગેયુગે મથ્યા છે. ઝેરના પ્યાલા પાઈને, ઉકળતા બાળી મૂકીને, કેદમાં સબડાવીને, તલવારને ઝાટકે દઈને, શૂળીએ ને ફાંસીએ ચડાવીને અને દેશપાર તથા બીજી કારમી યંત્રણા દ્વારા આ કહેવાતાં નિયમનો તેના પર ગુજાર્યાં છે પણ માણસનું જ્ઞાનપિપાસુ મન સદા અડગ રહ્યું છે અને એક દિવસ એવો આવશે કે જ્યારે પ્રબુદ્ધ માનવોના એવા ઊર્ધ્વમન(સુપર માઈન્ડ)ના એ વિશુદ્ધ તપને પરિણામે આ સૃષ્ટિમાં સત્યનું સામ્રાજ્ય સ્થપાશે અને આખું વિશ્વ એક કુટુંબ જેવું બની રહેશે.

જેવી વિચારણાની એવી નિસર્ગદર્શનની પણ પોતીકી વિશિષ્ટતા ઉપરનું સૉનેટ રજૂ કરે છે. નદી-પર્વત, સાગર-સરવર, ઉષા-સંધ્યા કે વસંત-વર્ષા આદિ અખિલીલાના સૌન્દર્યોનાં વિવિધ દર્શન કવિઓએ પોતપોતાની રીતે કર્યાં છે, પરંતુ ઉજ્જડ ભૂમિના અફાટ વિસ્તારનું પણ જે એક અનોખું સૌન્દર્ય હોય છે તેનું દર્શન ક્વચિત જ કોઈક કરાવે છે. (૨૦૦મા અંકમાં 'સ્વપ્નરંગે' વર્ણવેલી 'ભાલ પ્રદેશની ઉનાળાની રાત' વાચકોને યાદ હશે.) ઉપરના સૉનેટમાં ભોગાવા તીરની વિરની ઊષરભૂમિ—બારાપાટ—ના વેરાન પર મનલક્ષપણે છવાઈને તેના કણેકણને રસી રહેલી ચાંદનીનું રમ્ય દર્શન આલેખ્યું છે. પહેલી આઠ લીટીમાં ગિરિશૃંગે, વનકુંજોમાં, નદીતટે, સરવરની સપાટ, સાગર ભરતીમાં એમ અનેકવિધ સ્થળે પોતે જોએલી ચાંદનીનાં સૌન્દર્યો ગણાવી તેને મુકાબલે છેલ્લી છ લીટીમાં વેરાન પર ઢળેલી ચાંદનીનું દશ્ય જે એક અણચિંતવ્યું વિશિષ્ટ સૌન્દર્ય ભાન કરાવે છે તે અત્યંત સચોટ વિશદતાથી આલેખ્યું છે.

કુમાર ચર્યાંવગની પુનઃ રચનાની યોજનાનો નિર્ણય થતાં સમયનો જે ગાળો વીત્યો તેને લીધે જાન્યુઆરી અંક મોડો બહાર પડી શક્યો હતો. તે પછીના અંકો ઉતાવળે પ્રકટ કરી બે માસમાં નિયમિત થઈ જવાની અમારી મુરાદ હતી; પણ કેટલીક અણધારી મુશ્કેલીઓને લીધે અમે તેમ કરી શક્યા નથી તે માટે ગ્રાહકો તથા વાચકોની ક્ષમા માગીએ છીએ, અને બને તેટલી ઝડપે સમયનો એ ફેર ભાંગી નાખવાની તેમને ખાતરી આપીએ છીએ. દરમ્યાન, તેમને અમારી વિનંતિ છે કે વારંવારની પૂછપરછમાં પોસ્ટેજનો વ્યય ન કરતાં વસ્તુસ્થિતિ સમજીને જરા ધીરજપૂર્વક એ ઢીલ નિભાવી લેશે. કુમાર કાર્યાલયને લિમિટેડ કરવાની યોજનામાં સાથ આપવા ઈચ્છનારાઓએ ભરી મોકલવાનું દરખાસ્તનું ફૉર્મ પૃ. ૪૩ ઉપર આપેલું છે.

# સામયિક ચિંતન

## કનૈયાલાલ મુનશી, કાકાસાહેબ કાલેલકર પ્રભૃતિ

## કલાકારનો વિશિષ્ટ અધિકાર

ક. મા. મુનશી*

તમારી મ્હોરતી યુવાનીની અમૂલ્ય પળો જેની પાછળ ગાળી હોય એવી, તમારી સ્વપ્નસૃષ્ટિને મૂર્તિમંત કરતી તમારી કલાકૃતિ દુનિયા આગળ મુકાય અને તેના પર કોઇ નજર સરખી પણ ન નાખે એના જેવું વિનાશક બીજું કશું જ નથી. એવા કઠોર પ્રસંગથી કલાકાર આત્મવિશ્વાસ ખોઈ બેસે છે. ઘણી વાર તો તેનું પ્રેરણા-ઝરણ પણ એથી સુકાઇ જાય છે. એટલે, જાહેર કદર એ મહાન પ્રયત્નોને માટે આવશ્યક બલદાતા વસ્તુ છે.

પણ તેની સાથે તમારે એ પણ સમજવું જોઈએ કે સમકાલીન સમાજની કદર એ સત્ય વસ્તુ નથી, સત્યનો પડછાયો માત્ર છે. એ કેવળ ગિનીની છાપ છે, ગિનીમાંનું નગદ સોનુ નથી. નગદ સોનું તો છે, તમને લાધેલુ પેલું ક્ષણ બે ક્ષણનું ધન્ય દર્શન, જે તમારી કલ્પનાને બળે સૌન્દર્યદેહ ધારણ કરી તમારૂં પ્રિય સર્જન બને છે, જે સર્જનમાં તમારી એ અર્ધભુલાએલી સ્વપ્નસૃષ્ટિની ભવ્યતાના સુવર્ણરંગો ઉતારવા તમે મથ્યા હો છો. જગતની બધી મહાન કલાકૃતિઓની ખરી કદર કેટલીયે પેઢીઓ વીત્યા બાદ જ થઈ હતી એટલે, પોતાની કૃતિઓ શરૂઆતમાં સમકાલીન સમાજની કદર ન પામે તો તેથી કોઈ કલાકારે હારી બેસવું ન જોઇએ.

મોટી મુદ્દાની વાત તો એ છે કે કલાકાર આત્મનિષ્ઠ—પોતાની જાતને વફાદાર હોવો જોઇએ. હું ઉછરતો કલાકાર હતો ત્યારે, એ શરૂઆતના વર્ષોમાં, મને પણ અનેક સાહિત્યિક કલાકારોની પેઠે એ સાચી શિખામણ મળી ગઈ છે કે કલાકૃતિ પોતે જ પોતાનું અસ્તિત્વ સાબિત કરી લે છે. પછી ભલે ડાહ્યા લોકો એના તરફ હસતા. તેને 'કલા ખાતર કલા'ની વકીલાત રૂપ લેખીને તેઓ ભલે તેને તિરસ્કારતા. હું તેથી જરા યે શરમાતો નથી. મારા જીવનનો કોઈ નગદ અનુભવ મારી સ્મૃતિમાં સ્થિર થઈ મારી કલ્પના વડે પોષણ અને વિકાસ પામ્યો હોય, મારામાં રહેલી સર્જનશક્તિની અણીયાળી છીણો વડે તેનું ચિત્ર, મૂર્તિ કે સાહિત્યકૃતિના રૂપમાં વિધાન થાય, અને મને તે નિર્વ્યાજ આનંદ આપી રહે, તો પછી તેને જીવવાનો હક છે; તેને માટે નિશ્ચિત સ્થાન છે જ. તમે જાણો છો કે મહાકવિ ભવભૂતિને પોતાની મહાન નાટ્યકૃતિ સમકાલીનો તરફથી તરછોડાવાની બીક લાગી ત્યારે તેણે લેશમાત્ર આત્મશ્રદ્ધા ગુમાવ્યા વિના ગાયું કે

उत्पत्स्यते मम हि कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी.

(મારા પછી મારા જેવો કોઈક જરૂર જન્મશે, જેની સૌન્દર્યભાવના મારા જેવી હશે, અને તે મારી સાચી કદર કરશે. કાલ નિરવધિ છે અને પૃથ્વી વિપુલ છે.) સાચા કલાકારનું આ જ ભાવનાબળ છે. પોતાની કલાકૃતિની કદર કોઇ કરે એવી ઝંખના તેને હોતી નથી. તે એટલું તો જાણે જ છે કે જે કલાકૃતિને પોતે જન્મ આપ્યો છે તેણે પોતાને તો નિરવધિ આનંદ આપ્યો જ છે ને તેથી તેને જીવવાનો હક છે. અને કોઇ પણ ચોપડા પંડિત, પંતુજી મહેતાજી કે ડાહ્યા વિવેચકને એવું કહેવાનો અધિકાર તો નથી જ કે મારી કલાકૃતિ તે મારા આત્માનંદનું ફળ નથી.

મારા પોતાના અનુભવમાંથી જ એક ઉદાહરણ આપું. ૧૪-૧૫ વર્ષ પર મેં એક નવલકથા લખી. મારા હૃદયની મર્મવેદનામાંથી તે લખાએલી હતી. મને વીતેલા એક તીવ્ર મનોમંથનની પ્રતિકૃતિરૂપ તે હતી. તે પ્રગટ થઈ ત્યારે એ વખતના વિવેચકો એબાકળા બની ગયા. કોઇ નૈતિક અધ:પતનનું બીજ તેમણે એમાં જોયું, અને તે દ્વારા મારા વાચકોને હું એ માર્ગે દોરી રહ્યો છું એમ તેમને લાગ્યું. કેટલાક વિવેચકોએ તો કહ્યું કે એવું લખતાં પહેલાં મારા હાથ બળી કેમ ન ગયા! એ નાનકડી નવલકથાની ગુજરાતી ભાષામાં કેટલીક આવૃત્તિઓ થઇ છે; હિંદની ઘણી ભાષાઓમાં તેનો અનુવાદ થયો છે; તે મૂક ચિત્રપટ ઉપર રજૂ થઈ ગઈ છે, રંગભૂમિ ઉપર ભજવાઇ છે, અને હવે તે બોલપટ માટે તૈયાર થઈ રહી છે. મારી એ સાહિત્યકૃતિ 'પૃથિવીવલ્લભે' દેશભરનાં હજારો હૃદયોમાં પડઘો પાડ્યો છે. મેં જો મારા વિવેચકોનું કહેવું કાને ધર્યું હોત તો એ લખાતાં વેંત મેં તેનો નાશ કર્યો હોત. એ વિવેચનો મારા પર મંડાયાં ત્યારે હું જુવાન હતો. હું ગભરાઇ ગયો. મને રોષ પણ ચડ્યો. મને લાગ્યું કે મને અન્યાય થઇ રહ્યો છે. પણ મને આત્મભાન થયું કે એ કૃતિ મારી છે, મારી હૃદયવેદનાની પ્રતિમા રૂપ છે, અને એટલા માટે તેને જીવવાનો અધિકાર છે. એક મહાન વ્યક્તિ, એને માટે મને ખૂબ જ માન છે અને જે આ વિશ્વની નૈતિક ભાવનાના પ્રતીકરૂપ છે, (તમે કલ્પી શકશો કે કોણ) તેમણે મારૂં એ પુસ્તક વાંચીને મને લખ્યું કે પોતે તે રસથી વાંચ્યું છે, પણ મારી કલાકૃતિ તરીકે એમાંથી જે આશા પોતે રાખેલી તેમાં તે નિરાશ થયા છે. શ્રેષ્ઠ સાહિત્યકૃતિઓની ભવ્યતા તેનામાં નથી. તેમના પત્રમાં છુપા ઠપકાનો એક રણકો પણ હતો કે 'એ તેં લખી શા માટે?' મેં માનપૂર્વક જવાબ આપ્યો કે 'એ વસ્તુ મારા હૃદયની અગાધમાંથી ઉદ્ભૂત થએલી છે, જે કંઈ સર્જનશક્તિ મારામાં હતી તે વડે મેં એનું કલાવિધાન કર્યું છે, વાચકોના હૃદયમાં તેનો પડઘો પણ પડ્યો છે, આપના જેવા મહાન પુરુષને પણ તે રસપ્રદ લાગી છે; તો પછી તેનો જીવવાનો અધિકાર કેમ નહિ?'

કલાકૃતિના નિર્માણ માટે તો કલા પોતે જ પોતાનો કાયદો છે. સર્જનનો આનંદ તેનો પોતીકો અનોખો જ હોય છે. મહાન સર્જનહાર પછી બીજે દરજ્જે એકલા સર્જક કલાકારને જ, પોતાની મન સૃષ્ટિને સાકાર કરી તેને રૂપ અને આત્મા અર્પી, સજીવ સૃષ્ટિ તરીકે દુનિયા આગળ રજૂ કરવાનો અધિકાર છે. પ્રત્યેક કલાકારનો એ જન્મસિદ્ધ હક છે. જે કોઇ પોતાનો આ હક જતો કરે છે તેને પોતાની જાતને કલાકાર કહેવડાવવાનો અધિકાર નથી,—પછી ભલે દુનિયા આખી તેની કદર કરતી હોય. સર્જનશક્તિ એ એક મહાન થાપણ છે—એક પવિત્ર જવાબદારીનો બોજ છે:

'Look on it; lift it solemnly,
Stand up and walk beneath it steadfastly.
Fail not for sorrow,
falter not for sin,
But onwards, upwards,
till the goal you win.'

(તેની સામે જ નજર રાખો; ગાંભીર્યથી તેને ધારણ કરો, ટટ્ટાર રહીને દૃઢપણે તેનું વહન કરો; કોઇ વિષાદથી હારી ન ખાઓ, કોઇ ચ્યુતિથી ડગી ના જાઓ; પણ ધપ્યે જ જાઓ, આગે, ઊંચે, ધ્યેયસિદ્ધિ થાય ત્યાં સુધી.)

* બૉમ્બે આર્ટ સોસાએટીએ નકારેલાં ચિત્રોનું મુંબાઈની 'આર્ટ ક્લબ' તરફથી ભરાએલું પ્રદર્શન ખુલ્લું મૂકતાં ૨૩-૧-૪૩ના રોજ કરેલું ભાષણ

'કુમાર'ને ચિરાયુ ઇચ્છતા મિત્રો અને વાચનારાઓ જે ઉત્સાહ અને લાગણીથી પોતાનો ફાળો આપી રહ્યા છે તે માટે અમારા તે સર્વને ધન્યવાદ છે. જેમને 'કુમાર કાર્યાલય લિમિટેડ'ની યોજનાના ફૉર્મ મોડા મળ્યાં હોય તેઓ કૃપા કરીને સત્વર મોકલી પોતાની શુભેચ્છાને સક્રિય બનાવે એવી વિજ્ઞપ્તિ છે.

'કુમાર'માંથી એ ફૉર્મ નહિ કાઢવા ઇચ્છનારાઓ, તથા જેમણે એ યોજના (ગયા અંકમાં તે આખી પ્રકટ થઈ ગઈ છે) ન જોઈ હોય તેવાઓને કુમાર કાર્યાલયમાંથી તેના ફૉર્મ મંગાવી લેવા વિનતિ છે.

## એક સંકલ્પ

● તમે જે કાગળ પર મને પત્ર લખ્યો છે તેની પાછળ મારી કેટલીક નોંધો છે. તેમાં કઠોપનિષદનું નાટક લખવાની પણ એક નોંધ છે એ સંકલ્પ હું સાવ ભૂલી ગયો હતો, પણ એ બે શબ્દો વાચતાંવેંત મનમાં ગોઠવાએલું એ આખું નાટક કલ્પનાના આગળ ખડું થયું, અને એક ક્ષણ ભજવાયું પણ-ક્યારે લખીશ'તે કોણ જાણે 'उत्पद्यन्ते विलीयन्ते आलस्यानां मनोरथाः ।

નચિકેતા એ સનાતન યૌવનનો પ્રતિનિધિ છે અને યમરાજ ખરેખર આર્યધર્મનો પ્રતિનિધિ ધર્મરાજ છે

વૈદિક યમરાજ ક્રૂર નથી, ઘોર નથી, બિહામણો નથી, પણ પ્રેમળ, સર્વજ્ઞ, આતિથેય(host)છે. એ યમરાજ પર હું આફ્રીન છું માર્કંડેયની કથામાં એ શિવનું પ્રિય કરનાર દરબારી સામંત જેવો દેખાય છે, પણ મારો યમરાજ તો મોટો 'શિવલ્સ જેન્ટલમન'છે.સાવિત્રી વખતે અને નચિકેતા વખતે કેવી દિલદારરીતે એ વર્ત્યો છે!

સાચી વાત એ છે કે કોલંબસ જેમ પહેલવહેલો અમેરિકા ગયો તેમ પહેલો જ વાર મરનાર તે યમરાજ હતા અને મરણ પછીનો રસ્તો શોધી કાઢતા જે મુશ્કેલી પડી તે બીજાને ન પડે એટલા માટે દરેક માણસના મૃત્યુ પ્રસંગે એ ન્યાયના પક્ષ થઈને આવે છે ને 'ઇતો', 'ઇતો' કરીને રસ્તો બતાવે છે

એ બધુ મારા નાટકમાં છે. એ નાટક લખાશે તો મને કેટલો સંતોષ થશે! દુનિયાને ગમે કે ન ગમે, પણ નચિકેતાનું અને યમરાજનું શ્રાદ્ધ કરી મને ઘણો સંતોષ થશે

(૯-૪-૪૦ના પત્રમાંથી) **કાકા કાલેલકર**

## જિજ્ઞાસા હોય તે —

● 'ફુરસદ નથી', 'સગવડ નથી', 'સાધનો નથી', એવાએવા બહાનાં કાઢી જ્ઞાનપ્રાપ્તિનો દ્રોહ કરનારાઓને સન્માર્ગે વાળવા માટે આ થોડાંક ઉદાહરણો બસ થશે.

જાણીને નવાઈ લાગશે કે નીતિકથાઓના લેખક ઈસપ, ગ્રીક તત્ત્વવેત્તા એપિક્ટેટસ તથા ગુલામોના ઉદ્ધર્તા બુકર ટી વૉશિંગ્ટને ગુલામી અવસ્થામાં સબડતા જ પોતાનો વિકાસ સાધ્યો હતો પ્રોટેગોરાસ નામનો ગ્રીક ફિલસૂફ કઠિયારાનો ધંધો કરતો હતો બીજો એક ગ્રીક ફિલસૂફ ક્લીન્થીસ તો એટલો ગરીબ હતો કે તેને ઝભ્ભા નીચે પહેરવા બીજુ વસ્ત્ર નહોતું. પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી હેન્રી વાઈટ દરજીનો ધંધો કરતો, જ્યારે ગણિતશાસ્ત્રી જેરોમ સ્ટાન મેળાઓમાં ગાયકોરા અને કામગરાઓ વેચી પુસ્તકો માટે પૈસા મેળવતો

વળી પ્રખ્યાત અંગ્રેજ લેખક બેન જૉન્સને હાથમાં ઈંટો ને ગજવામાં પુસ્તક રાખી લિંકન્સ ઇન બંધાતી વખતે કડિયાકામ કરેલુ ફુલર સાચુ જ કહે છે કે, 'પ્રામાણિક ધંધો કરતા હોય તેમને શરમાવાની લેશ પણ આવશ્યકતા નથી,જેમની પાસે પ્રામાણિક ધંધો ન હોય એમણે જ શરમાવાની જરૂર છે.'

## પાછલી રાતનું અજવાળિયું

જીવનના આથમવા માંડતા પહોરે, શરીર ભાંગવા માંડ્યું ત્યારે, ધંધાની વિકટ પરિસ્થિતિને કારણે નવું જીવન શરૂ કરવાની મૂંઝવણના મારા દિવસો હતા

વદ બીજ-ત્રીજની રાત હતી, અને મોડે મળસ્કે કામે જવા ઊઠ્યા ત્યારે પાછલી રાતનુ અજવાળિયુ ખીલી રહ્યુ હતુ

પાછલી રાતના અજવાળિયાની શીતળ મધુરતા તમે કદી માણી છે? સાકરમિશ્રિત દૂધ જેવી સુખમય મિઠાશ વડે દેહ અને દિલને તાજગીભરી ઠંડક આપતી પાછલી રાતની એ ચાંદનીનું નીતર્યું વાતાવરણ અનેક સત્ત્વપ્રેરક હોય છે કવિ નાનાલાલે મોડે પરોઢિયે ઊઠીને સાઢણી પર કરેલી પચાસેકની મુસાફરી દરમ્યાન રચેલુ ગીત મને યાદ આવ્યુ'

પાછલી રાતના અજવાળિયા . . . રે,
ચાંદનીથી નીતર્યાં સમી — હો રણને કાંઠડલે રે

ભાંગતી રાતના એ મીઠા અજવાળિયાને પડછે, જીવનના ભાંગતા પહોરની ગમગીન ચિંતાઓ ગળી ગઈ, અને એની ચાંદનીએ સુખમય પ્રફુલ્લિતતા વડે પ્રેરક આશાઓથી મારા મનને ચીતરી મૂક્યું.

પાછલા જીવનની કરુણતાનો નિરાશાજનક ખ્યાલ નીતારી નાખતા પાછલી રાતના અજવાળિયાના એ વાતાવરણમાં નહાતો હું મારા માર્ગે વળ્યા, અને થોડી વારે જોઉં છું તો દૂધ જેવી એ ચાંદની મધુર ગી બનીને ઊગતા પરોઢમાં પલટાઈ જતી હતી મને થયુ કે પાછલા જીવનમાં આગામી મૃત્યુના ભયાનક ખ્યાલથી લોકો શા માટે ડરતા હશે? પ્રફુલ્લ પરોઢમાં પીગળી જતી આ પાછલી રાતની ચાંદનીની જેમ, મૃત્યુ એ પણ નવા જીવનમાં પ્રવેશ કરાવતો પ્રફુલ્લ પલટો જ માત્ર નથી? જોકે મને હજી મૃત્યુની નિરાશાએ ઘેરી લીધો ન હતો, પણ ભાવી જીવનનો મારો ચિંતાભાર તો એ ચાંદનીએ નિર્વિવાદ ગાળી નાખ્યો; અને પાછલી રાતની ભાંગતી ઘડીઓ પણ મધુરતાભરી હોય છે—બની શકે છે, એ પ્રોત્સાહક પ્રફુલ્લિતતા મારા મનમાં ફોરી રહી

તમે 'કુમાર'ના વાચકો તો કાંઇ જીવનની પાછલી રાતમાં નહિ હો. પણ જીવનમાં નિરાશાની પળો તો સૌને આવે જ છે કોઈ કારમી નિષ્ફળતા, કોઈ પ્રિયજનનો વિયોગ, કોઈ કપરી માંદગી, કોઈ સામાજિક આપત્તિ,—એવી હતાશ કરતી પળોએ, પાછલી રાતની' પ્રફુલ્લિતતાને યાદ કરજો એ અંધારી હોય છે તો પણ એમાં પ્રફુલ્લિતતા જ છુપાએલી હોય છે; અને કવચિત્ તો તમે મારી પેઠે અનુભવશો કે પાછલી રાત તો અજવાળી પણ હોય છે

કોઈએ કહ્યુ છે કે દુઃખગહનની વેદનાથી જ માણસનો આત્મા નીતર્યો બને છે, અંધારી ઘોર રાત ભાંગતી હોય છે ત્યારે જ પરોઢની આગળીક પ્રફુલ્લિતતા ઝરી રહે છે, અટલ નિરાશાની પળો વીંધનો માણસ જ તેમાથી આકસ્મિક સત્ત્વશુદ્ધિ મેળવી જીવનમાં આગળ ધપે છે.

**'શાલિગ્રામ'**

# નિર્ભીક સત્યનિષ્ઠાથી તેજીલી કલમ ખળભળાવી મૂકી તેની આંખોમાં



આજથી લગભગ એક સો વર્ષ પર જ્યારે રાનડે જેવા વિચારકોનો ઉદય નહોતો થયો ને જ્યારે અંગ્રેજી અમલ હજી નવું નવું આવતું હતું એ કાળમાં, એક આર્ષદ્રષ્ટાની પેઠે આપણા રાજકીય અને સામાજિક જીવનનું અન્વેષણ કરી, તે પર પ્રગત મનોવૃત્તિ, નીડર નિખાલસતા, અચૂક રોગનિદાન-કુશળતા અને વિલક્ષણ નિર્ભયતાથી વિચારો દર્શાવી એક પચીસ વર્ષના તરુણે પોતાની તેજીલી કલમથી મહારાષ્ટ્રને ખળભળાવી મૂક્યો. તે સરકારી નોકર થયો, પોતાની બુદ્ધિમત્તાથી ન્યાય-ખાતામાં સેશન્સ જજને હોદ્દે પહોંચ્યો, રાવબહાદુર અને જે. પી. થયો, ગવર્નરની કાઉન્સિલનો સભ્ય ને પહેલા વર્ગનો સરદાર થયો;—પણ એણે જ એ જમાનામાં સ્વદેશીની પહેલી હાકલ કરી, એણે જ કહ્યું કે 'અંગ્રેજો જબરદસ્તીથી કાયદા અમલમાં મૂકશે ત્યારે આપણે તેમને કહીશું કે અમને અમારા દેશનો કારભાર સારો કરતાં આવડે છે;—અમારે આપનું ગુરુત્વ નથી જોઈતું.' એણે જ દેશની સામાજિક, શિક્ષણવિષયક અને સાંસ્કારિક પ્રગતિના એકેએક અંગમાં લોકજાગૃતિ આણી પ્રજાજીવનને એક નવો ઘાટ આપ્યો. મહારાષ્ટ્રના એ કાળનો એક અગ્રણી જ્યોતિર્ધર તે સરદાર ગોપાળરાવ હરિ દેશમુખ

પેશ્વાઈના અસ્ત પછી મહારાષ્ટ્રમાં ટોપીવાળાઓનું રાજ્ય શરૂ થયું. છેલ્લા પેશ્વાઓના સમયમાં દેશમાં એટલી બધી અવ્યવસ્થા પ્રવર્તી રહી હતી કે લોકોએ અંગ્રેજ રાજ્યવ્યવસ્થાને હાર્દિક આવકાર આપ્યો. પોતાનું સ્વાતંત્ર્ય ગયાનું એમને ભાન પણ ન હતું એમ કહીએ તો ચાલે.

પેશ્વાઈના નાશ માટે માત્ર બીજા બાજીરાવના પ્રતાપ જ કારણરૂપ હતા એમ તો ન જ કહી શકાય. એ વખતનો સમાજ પણ ખૂબ જ હીન હતો. એમના રીતરિવાજ અને માન્યતાઓ હાસ્યાસ્પદ હતાં. થોડા વર્ણનથી એ વખતનો ખ્યાલ આવી શકશે.

ખુદ બાજીરાવની જ વાત કરીએ. એના જેવો રાજા (રાજા જ નહિ તો શું? પેશ્વાઓ પ્રધાન નામના જ હતા) ક્યાંયે નહિ થયો હોય. એને બે જ કામ પ્રિય હતાં—વ્યભિચાર અને ભોજન. સારી વાનગીઓ બનાવવા બદલ એ રસોઇયાઓને જાગીર આપતો! શકપત્રોમાં કરેલાં એના અમલના કેટલાંક માર્મિક ને યથાર્થ વર્ણનો જુઓ:

'હવે બાજીરાવનું રાજ્ય નથી. ઠીક થયું! સારું થયું કે એનું સત્યાનાશ ગયું! એના જેવો ચાંડાળ આપણે જોયો નથી! એ વાઈ (એ નામનું ગામ) આવ્યો ત્યારે ૫૦૦ સ્ત્રીઓએ કૂવો પૂરવા કર્યો" બાજીરાવના ભાઈ અમૃતરાવે પુના લૂંટ્યું ત્યારે' . . . લોકોને રાખના મોભરા ચઢાવ્યા, કાનમાં અને ડૂંટીમાં બંદૂકનો દારૂ ભરી સળગાવ્યો . . . તવા ગરમ કરી લોકોને તે ઉપર ઊભા રાખ્યા . . . તેલ ગરમ કરી ગરીબ પ્રજાના શરીર પર છાંટ્યું!' છેલ્લા પેશ્વાઓનું રાજ્ય એટલે હરામખોરનું કે ગુંડાઓનું રાજ્ય હતું. મહેસૂલનો એ વખતે ઇજારો અપાતો, એટલે પ્રજાને ઘણું સહન કરવું પડતું. પૈસા સિવાય બીજું ધ્યેય ન હતું. અને જે માણસ વધારે સ્ત્રીઓ રાખી શકે તે વધારે પૈસાદાર ગણાતો. નૈતિક મર્યાદાઓ તો સાવ ભૂંસાઈ ગઈ હતી. બ્રાહ્મણો દારૂ પીતા થઈ ગયા હતા. પુનામાં શાક્તપંથની અઘોર લીલાઓ શરૂ થઈ હતી. દેવ વધનો જ હતો કેમકે બ્રાહ્મણોની વિદ્વત્તા તો અલોપ થઈ ગઈ હતી. ધર્મનો ઉપયોગ લોકોને છેતરવા માટે જ થતો.

જે રાજ્યવ્યવસ્થામાં આવી અંધાધૂંધી ચાલી શકી તેનો નાશ થઈ અંગ્રેજોના હાથમાં આ દેશના સૂત્રો ગયાં એ ઘટના લોકોને દૈવી ઘટના સમાન લાગી એમાં નવાઈ શી?

આ બધી હીન દશાનું તાદૃશ વર્ણન કરનાર પ્રથમ મહારાષ્ટ્રીય મહાપુરુષ 'લોકહિતવાદી' ગોપાળ હરિ દેશમુખ એટલું જ નહિ પણ દેશની રાજકારણી અને સામાજિક સ્થિતિ પર ભવિષ્યવાણી ભાખનાર પહેલા દ્રષ્ટા—prophet—એ જ હતા. એમનું કહેવું મહારાષ્ટ્રે ધ્યાન દઈ સાંભળ્યું હોત તો રાષ્ટ્રીય જાગૃતિ ૧૮૫૦માં શરૂ થઈ ગઈ હોત. પણ પોતાના મહાપુરુષોને પારખવા જેટલી શક્તિ કે ઉદારતા મહારાષ્ટ્રીય બ્રાહ્મણોએ આજ સુધી ભાગ્યે જ બતાવી છે. લોકહિતવાદીની કોઈએ કદર ન કરી. એવા મહાન પુરુષ પોતાને ત્યાં જન્મ્યા હતા એનું ભાન લોકોને હજી હવે થવા માંડ્યું છે!

૨

બાજીરાવ પેશ્વા પેશ્વાઈ (પ્રધાનપદ)નો ત્યાગ કરીને અને અંગ્રેજોને બધું સોંપી દઈને સ્નાનસંધ્યા કરવા ગંગા નદીને કિનારે બ્રહ્માવર્ત (બિઠુર) સીધાવ્યા ત્યારે પુનામાં હરિપંત દેશમુખને પોતાના વકીલ તરીકે નીમતા ગયા. એ હરિપંતના ત્રીજા પુત્ર ગોપાળરાવ પુનામાં ૧૮મી ફેબ્રુઆરી ૧૮૨૩ને રોજ જન્મ્યા. પિતાના મૃત્યુ વખતે ગોપાળ

ચલાવીને આજથી સો વર્ષ પરના અજ્ઞાન ને લાચાર મહારાષ્ટ્રીય સમાજને
ઝણઝણે તેવું અંજન આંજીને જાગૃત કરનાર અગ્રણી ક્રાન્તિકર વિચારવંત

# ગોપાળ હરિ દેશમુખ*

લેખક : પ્રો. વસન્ત જોષી એમ. એ.

**પોતાની** બંડખોર અને નિર્ભય વૃત્તિથી તત્કાલીન મહારાષ્ટ્રીય સમાજની આંખોમાં ઝણઝણે એવું અંજન આંજીને અણમોલ સમાજસેવા કરનારા ક્રાન્તિપ્રિય વિચારવંતોમાં સરદાર ગોપાળરાવ હરિ દેશમુખનો ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે. આપણા સામાજિક, ધાર્મિક અને વૈચારિક અધઃપતનથી ત્રાસી ઊઠીને તેનો નિષેધ કરવા કલમ ઉઠાવી તે ઊભા થયા એ વખતે તેમની ઉંમર ૨૫-૨૬ વર્ષની હતી. એક તરુણને શોભે એવી નિર્ભિક બેદરકારીથી તેમણે પોતાની તેજસ્વી કલમ વડે એ વખતના સમાજને આકરા ચાબખા માર્યા. એ વખતે લખાયેલા એમના 'શતપત્રો' એટલે ચમચમાટી ઉપજાવે એવી તેમના તેજસ્વી બંડખોરપણાની નિશાની. કાંઈ ઉગ્ર પૌરુષથી લોહી ઉકાળી મૂકે એવા ટીકાપ્રહાર એમણે એમાં કર્યા છે. કોઈ મૃદુ મનનો તરફડાટ અને સાત્ત્વિક સંતાપની અગ્નિશિખા તેમાં સર્વત્ર નજરે પડે છે. અજ્ઞાની પ્રજા પ્રત્યેની ચીડ, અનાચાર માટેનો સંતાપ, ધાર્મિક ચેડાંનો ઉપહાસ, દાંભિકપણા માટે તિરસ્કાર વગેરે જે ઉગ્ર રૂપમાં તેમાં જણાય છે તેટલી જ ગરીબો પ્રત્યેની વિલક્ષણ અનુકંપા ને વિદ્યા માટે અકૃત્રિમ પ્રેમ પણ તેમનામાં હતાં. એમના 'શતપત્રો' એટલે ક્રાન્તિમાન વ્યક્તિમત્તાની સુંદર પ્રતિમા.

એ 'શતપત્રો'માં જે આર્ત અને કોમલ મનનો વિલાપ નજરે ચડે છે તેનું કારણ પણ તેમાંથી જ મળી રહે છે. પેશ્વાઈના અસ્ત પછી પાંચ વર્ષે ૧૮૨૩માં તેમનો જન્મ. લાચારી, અજ્ઞાન, દાંભિકપણું, સ્વાભિમાનશૂન્યતા ચારે તરફ એ વખતે વ્યાપી ગયા હતા. અંગ્રેજ રાજ્યનો ગુણાંશ ઓળખવા છતાં પણ, તેના ભાવિ ઘોર પરિણામ કેવા આવશે તે પણ જાણનાર જે થોડા દેશપ્રેમી અને નિખાલસ સુવિદ્ય લોકો હતા તેમાં લોકહિતવાદીનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. આજુબાજુની શોચનીય સ્થિતિ જોઈને તેમનું અંતઃકરણ કકળી ઊઠતું. એ કઠોર પણ મૃદુ હૃદયમાં જે અમૃતધારાનો ધોધ વહ્યો તે જ તેમની તેજોમય વ્યક્તિમત્તાને ઉજાળનાર 'શતપત્રો'. એવા એ પત્રો પચીસ વરસના એક તરુણે આજથી લગભગ સો વરસ પર લખ્યા હતા એ જાણીને આજ આપણને અચંબો થયા વગર રહેતો નથી. તેમાં પાનેપાને પ્રગટ મનોવૃત્તિ, નીડર નિખાલસતા, અસામાન્ય વિદ્યાપ્રીતિ, અચૂક રોગનિદાનકુશલતા, વિલક્ષણ નિર્ભયતા, લોકમત પ્રત્યેની બેપરવાઈ, અને જાજ્વલ્ય સત્યનિષ્ઠા વ્યક્ત થયા છે.

('[illegible]'માંથી)

---

વય ૧૩ વર્ષનું હતું. લખવાવાંચવાનું અને હિસાબ વગેરેનું સામાન્ય જ્ઞાન ગોપાળરાવે ખાનગી શિક્ષકના હાથ તળે ઘર આગળ જ મેળવ્યું હતું,—કોઈ પ્રાથમિક શાળામાં એ બેઠેલા જ નહિ.

સાત વર્ષની ઉંમરે ગોપાળરાવ પરણ્યા. ગોપાળરાવ બારતેર વર્ષના થયા ત્યાં એમના પર આફતો પડવા માંડી. પહેલાં તો એમના મોટા (ઓરમાન) ભાઈ, અને એના વિયોગદુઃખથી હરિપંત એમ બે જણ એક જ વર્ષમાં મૃત્યુ પામવાથી કુટુંબની ઘણીખરી જવાબદારી ગોપાળરાવને માથે આવી. હરિપંતના મૃત્યુ સાથે જ એમને મળતું વર્ષાસન બંધ થવાથી આ જવાબદારીમાં વધારો થયો. ત્રણ વર્ષ સરકારમાં ઝઘડો કર્યો ત્યારે નોકરી મળે ત્યાં સુધી દરેક છોકરાને રૂપિયા બસેં અને ગોપાળરાવની માતાને રૂપિયા ત્રણસેંના વર્ષાસનો મળ્યા.

પંદર વરસની ઉંમરે ગોપાળરાવ હવેલીના મામલતદાર અમૃતરાવ અપ્પાજી રાનડે (તે હોનહાર ન્યાયમૂર્તિ રાનડેના માતામહ)ના હાથ નીચે કોર્ટમાં ઉમેદવાર તરીકે દાખલ થયા. ત્યાં ત્રણચાર વર્ષ ગાળ્યા. તે દરમ્યાન ગોપાળરાવનું હિસાબી જ્ઞાન તથા ચાલાકી જોઈ અમૃતરાવ મામલતદાર કહેતા કે આ છોકરો આગળ જતાં દફતરદાર થશે. એ વખતે દેશી લોકો માટે દફતરદારનો હોદ્દો મોટો ગણાતો.

મામલતદારની કચેરી વિશ્રામબાગમાં હતી અને તેના મેડા પર સરકારી અંગ્રેજી શાળા હતી. તેમાં વિદ્યાર્થીઓ પૃથ્વીના ગોળો તથા જુદાજુદા દેશના નકશાઓ જોતા ને અભ્યાસ કરતા. એ જોઈ ગોપાળરાવનું મન તે તરફ આકર્ષાયું અને મનથી અંગ્રેજી અભ્યાસ કરવાનો સંકલ્પ કર્યો. પણ આ સહેલું ન હતું. એ જમાનાના બ્રાહ્મણો માટે અંગ્રેજી અભ્યાસ અપવિત્ર ગણાતો. ખુદ તેમના માતા જ વિરુદ્ધ હતા. પણ ગોપાળરાવનો નિશ્ચય અફર હતો. અંતે, નિશાળેથી આવીને દેહશુદ્ધ સ્નાન કરી ઘરમાં પેસવાની શરતે ભણવાની રજા મળી ને ગોપાળરાવે અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. ત્રણ વર્ષનો ત્યાંનો અભ્યાસક્રમ પૂરો કરી એમણે અંગ્રેજી ને ઈતિહાસમાં ખાસ પ્રાવીણ્ય મેળવ્યું. અને શાળા છોડ્યા પછી પણ ઘેર પુષ્કળ અભ્યાસ કરીને એમણે જુદાજુદા વિષયોનું ઉપયોગી જ્ઞાન મેળવવામાં અથાગ શ્રમ લીધો હતો.

નિશાળમાંથી એમને એટલાં સારાં પ્રમાણપત્રો મળ્યાં હતાં કે એમને અરજી કરતાં તરત જ નોકરી મળી અને ૧૮૪૪ના ઑક્ટોબરની ૧૯મી તારીખે તે સરદાર એજન્ટ કચેરીમાં માસિક છ રૂપિયાના પગારે નીમાયા. તે વખતે એમની ઉંમર એકવીસ વર્ષની હતી. ત્યાં ચાર વર્ષ સુધી તેમણે દુભાષિયા તરીકે કામ કર્યું. ત્યાર પછી [illegible]

---

* રત્નાગિરિ જિલ્લાના કુર્ધે નામે ગામમાં સિદ્ધયેની અટકવાળા વંશના મૂળ પુરુષ વિશ્વનાથ પંતે ઈ.સ. ૧૬૫૦માં રત્નાગિરિ પ્રાંતમાં બારગામનું દેશમુખી વતન ખરીદ્યું અને ત્યારથી તે દેશમુખ કહેવાયા. વિશ્વનાથરાવના પુત્ર નારાયણરાવે પેશ્વાઈ શરૂ થઈ ત્યારે પોતાના ચાર પુત્રો (વામનાજી પંત, ગોવિંદ પંત, ગણાજી પંત અને લક્ષ્મણ પંત)ને ફડનવીસખાતામાં નોકરી લેવા પુને મોકલ્યા. એ વખતે ફડનવીસખાતામાં નોકરી લેવી એટલે મુત્સદ્દીપણાનું શિક્ષણ મેળવવું ગણાતું; અને ઘણા મહત્ત્વાકાંક્ષી તરુણો પુને આવી રહેતા. નારાયણરાવના ચોથા પુત્ર લક્ષ્મણ પંત ઉપર પ્રસિદ્ધ નાના ફડનવીસનો ઘણો વિશ્વાસ હતો અને કેટલાક કઠિન તથા રાજદ્વારી મહત્ત્વના કાર્યો તેમને સોંપાયાં હતાં. એ લક્ષ્મણ પંતના વડિલ બંધુ (અને નારાયણરાવના બીજા પુત્ર) ગોવિંદ પંતના પુત્ર હરિપંત પુના સરકારના મોટા ફોજના અમલદાર હતા. ૧૮૩૬ના મે માસની ૧૯મી તારીખે ૮૦ વર્ષની વયે તે દેવલોક પામ્યા. તેમને ત્રણ પુત્રો હતાઃ ચિંતામણિરાવ, ગોપાળરાવ અને ગોવિંદરાવ. ('બુદ્ધિપ્રકાશ'—નવેમ્બર ૧૮૯૩)

રૂપિયાના પગારે તે વેઠ કર્યાં અને તે પછી ૧૦૦ના પગારથી એ જ ઑફિસના શિરસ્તેદાર થયા. આ દરમ્યાન એમણે ખાનગી સમયમાં અભ્યાસ કરીને ઈ. ૧૮૪૬માં મુનસફની પરીક્ષા પસાર કરી દીધી હતી; એટલે તક મળતાં જ, છ વર્ષ પછી તેમને વાઈક્ષેત્રમાં રૂ. ૨૦૦ના પગારની મુનસફની નોકરી મળી.' (૧લી ઑક્ટોબર ૧૮૫૨)

વાઈક્ષેત્રમાં ચાર વર્ષ ગાળી ગોપાળરાવ ૨૦૦ રૂપિયાના પગારે સતારામાં ઍક્ટિંગ સદર અમીન નીમાયા; ત્યાંથી ૩૦૦ના દરમાયાથી ઈનામ કમિશન પર આસિસ્ટન્ટ કમિશનર થયા, ને તે જગ્યા પરથી સતારામાં રૂ. ૬૦૦ના પગારે સુપરી સેટલમેન્ટ ખાતામાં નીમાયા.

ઈ. ૧૮૬૧માં ઈનામ કમિશનનું કામ પૂરું થયું એટલે તેઓ મુંબાઈ સદર અદાલત (હાઈકોર્ટ)માં ડાઈજેસ્ટ કાઢવાના કામ પર બીજા મદદનીશ રજિસ્ટ્રાર નીમાયા અને ત્યાંથી અહમદનગરના આસિ. સેશન્સ જજ તરીકે તેમને મોકલ્યા. ત્યાંથી એક વર્ષ બાદ ઈ. ૧૮૬૩માં અમદાવાદના આસિ. જજ તરીકે તેઓ આવ્યા. આ જગ્યા મુંબાઈ ઈલાકામાં મેળવનાર તે પહેલા દેશી હતા.

ઈ. ૧૮૬૩માં તેમણે મુલકી નોકરી (સિવિલ સર્વિસ)ની પરીક્ષા પાસ કરી, પણ ગોરા સિવિલિયનોનો વિરોધ થવાથી એમને નોકરીનો ખાસ લાભ થયો નહિ. તોપણ કામચલાઉ જજ તરીકે તેઓ પહેલા મુંબાઈ અને પછી અમદાવાદ આવ્યા.

ઈ. ૧૮૬૫માં તેમની નિમણૂક અહમદનગરની સ્મૉલ કૉઝ કોર્ટના જજ તરીકે થઈ. તે પછી તે સતારામાં પ્રિન્સિપાલ સદર અમીન થયા અને ૧૮૬૮માં ફરીથી અમદાવાદમાં સ્મૉલ કૉઝ કોર્ટના જજ તરીકે નીમાયા. આ વખતે એ જગ્યા પર તેઓ દસ વર્ષ રહ્યા. એ દરમ્યાનની અમદાવાદની કારકિર્દીમાં પોતાની તેજસ્વી બુદ્ધિ, ઉચ્ચ જ્ઞાન ને ઉજ્જ્વળ ચારિત્ર્ય વડે એમણે અમદાવાદના શહેરીઓની અપૂર્વ પ્રીતિ મેળવી ને ગુજરાતીઓના હૃદયમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું

અમદાવાદથી એમની બદલી નાસિક થઈ એ પ્રસંગે એમનું કાયમનું નામ અમદાવાદમાં રહે તે માટે કોઈ સ્મારક રચવા એક જાહેર ફંડ અમદાવાદમાં ઉઘરાવવામાં આવ્યું હતું જે ઈ. ૧૮૮૧માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (જેના એ ઘણા વખત સુધી સેક્રેટરી હતા)ને સોંપવામાં આવ્યું હતું અને તેના વ્યાજની રકમ દર વરસે દેશી કારીગરીને ઉત્તેજન આપવામાં ખર્ચવામાં ઠરાવ્યું હતું. આજ સુધીમાં એ ફંડમાંથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ હુન્નરઉદ્યોગના વિષય પર ઘણાં પુસ્તકો પ્રકટ કર્યાં છે.

નાસિક અને પછી થાણામાં સેશન્સ જજ તરીકે બજાવેલી એમની કામગીરીની મુંબાઈ હાઈકોર્ટે સારી પ્રશંસા કરી; અને મહારાણી વિક્ટોરિયાએ હિંદની શહેનશાહત ધારણ કરી એ પ્રસંગે ૧૮૭૭માં ભરાએલા દિલ્હી દરબારમાં ગોપાળરાવને 'હાજર રહેવા'નું વાઈસરૉયનું ખાસ નિમંત્રણ મળ્યું. ત્યાં એમને રાવબહાદુરનો ઈલ્કાબ આપવામાં આવ્યો. ૧૮૭૭માં એમને જે.પી. થવાનું માન મળ્યું; ૧૮૭૮માં મુંબાઈ યુનિવર્સિટીએ તેમને ફેલો બનાવ્યા અને ૧૮૭૯માં પંચાવન વર્ષની વયે તે સેવાનિવૃત્ત થયા.

પેન્શન લીધા પછી મોટો સમય પુનામાં ગાળ્યા બાદ ૧૮૮૧-૮૦ અને ૮૨-૮૩માં તે મુંબાઈના ગવર્નરની કાઉન્સિલના સભ્ય થયા તથા તેમને પ્રથમ વર્ગના સરદાર બનાવવામાં આવ્યા અને ૧૮૮૪માં તે રતલામના દીવાન થયા.

બાહ્ય એમનો ઉત્કર્ષ ઉત્તરોત્તર ચાલુ જ રહ્યો હતો, પણ વૃદ્ધાવસ્થામાં એમને ઘણા આઘાત ખમવા પડ્યા. એમને ૬ પુત્ર અને ૪ પુત્રીઓ હતાં. પાંચ પુત્રો તો યુનિવર્સિટી ગ્રૅજ્યુએટ હતા, જેમાંના એક એન્જિનિયર, એક હાઈકોર્ટના ઇન્ટરપ્રીટર, એક સરકારી કેમિકલ ઍનેલાઇઝર અને એક આસિસ્ટન્ટ કલેક્ટરના હોદ્દા પર હતા. નાસિકમાં બદલી થયા બાદ પહેલાં તેમના જમાઈ, ત્યાર પછી એમના મોટા પુત્ર અને પછી તેમનાં પત્ની અવસાન પામ્યાં (૧૮૮૫) એ આઘાતોથી એમનું મન ઘણું ઉદાસ રહેવા લાગ્યું. ત્યાર પછી પણ બીજા બે પુત્ર અને બંને કન્યા ગત થયાં. આમ જીવનનાં એમનાં છેલ્લાં સાતઆઠ વર્ષમાં એમના પર ઘણા આઘાત આવ્યા. પણ એ સર્વ દુઃખ ધીરજ, શાંતિ અને વિવેકબુદ્ધિથી એમણે સહન કર્યું. છેવટ સુધી પુનાના સાર્વજનિક કામોમાં પોતાની સેવા એમણે આપ્યા કરી. અંતે ઈ. ૧૮૯૨ના ઑક્ટોબરની ૯મી તારીખે એક નાની માંદગીથી તેમનું અવસાન થયું

આ એમના જીવનની ટૂંકી રૂપરેખા. હવે એમનું સાહિત્યકાર્ય જોઈએ.

૨

૧૮૪૮માં 'લોકહિતવાદી' તખલ્લુસ ધારણ કરી ગોપાળરાવે લેખન શરૂ કર્યું તે સમયે એમણે મુનસફની પરીક્ષા પસાર કરી હતી, પણ હજી તે નીમાયા ન હતા. મુંબાઈમાં એ વખતે 'પ્રભાકર' નામનું એક અઠવાડિક પ્રકટ થતું. એમાં બે અઢી વરસ સુધી એમની એ પત્રમાળા પ્રકટ થઈ, જે પાછળથી 'શતપત્રે' (સો પત્રો) નામથી બહાર પડેલી. એ 'શતપત્રો'ની નવી આવૃત્તિ હમણાં ૧૯૪૦માં બહાર પડી ત્યારથી મહારાષ્ટ્ર 'લોકહિતવાદી'ને ઠીક ઓળખતું થયું છે

૧૮૫૦થી ૧૮૬૦ સુધીનાં વર્ષો ગોપાળરાવે અભ્યાસમાં ગાળ્યાં. ૧૮૭૭માં 'जातिभेद' પ્રકટ થયું. '૭૮માં 'गीतातत्त्व' અને 'सुभाषित' એ બે પુસ્તકોનું પ્રકાશન થયું. '૮૦માં 'स्वाध्याय' અને 'आश्वलायन गृह्यसूत्र' બહાર પડ્યાં. 'स्वाध्याय' એ ગ્રંથ એ સમયના મરાઠી સાહિત્યમાં અપૂર્વ હતો. એમાં લેખકની ચિકિત્સક અને સંશોધક બુદ્ધિ સારી રીતે દેખાઈ આવે છે. વેદ, સંધ્યા, તથા મંત્રની ઉત્પત્તિ, પારાયણના પ્રકાર, પઠન કેવી રીતે કરવું તે અને એવા બીજા ઘણા વિષયો એમાં ચર્ચાયા છે. સંશોધકો માટે આ ગ્રંથ જેવો માર્ગદર્શક અન્ય ગ્રંથ મળવો મુશ્કેલ છે. એમાં મુખ્ય વિષયના પ્રતિપાદન પછીનાં એકવીસ પરિશિષ્ટોમાં ઇતિહાસ, ભૂગોળ, વર્ણભેદ, રાજ્યમીમાંસા, ધર્મ-સુધારણા, એવા કેટલા યે વિવિધ વિષયોને સ્થાન મળ્યું છે. ૧૮૮૩માં 'આગમપ્રકાશ' પ્રકટ થયું. આ 'આગમપ્રકાશ' અને 'નિગમપ્રકાશ' એમણે મૂળ ગુજરાતીમાં લખ્યા હતા, જેનું પાછળથી એમણે મરાઠીમાં રૂપાંતર કર્યું હતું. ગુજરાતમાં વસીને તે ગુજરાતી જેવા જ બની ગયા હતા અને ગુજરાતી ભાષા પર સારું પ્રભુત્વ મેળવ્યું હતું. 'બુદ્ધિપ્રકાશ'માં પણ તેમણે આપણા ઇતિહાસ, સાહિત્ય, સંસ્કૃતિ વગેરે વિષયો પર 'લો. હિ.'ની સહીથી ઘણા લેખો લખ્યા છે

'લોકહિતવાદી'ના બીજા યે ઘણા પુસ્તકો છે. પણ એમના સાહિત્યનું વિવેચન અહીં અસ્થાને હોવાથી અહીં એમનો નામનિર્દેશ જ થઈ શકે. તે પરથી પણ એમના વિવિધ જ્ઞાન ને અભ્યાસનો ખ્યાલ આવશે. '૮૩ પછી બહાર પડેલા એમના ગ્રંથોમાં 'ઐતિહાસિક વાર્તાઓ', 'રાજસ્થાનનો ઇતિહાસ', 'ગુજરાતનો ઇતિહાસ', 'લંકાનો ઇતિહાસ', 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ', 'પૃથ્વીરાજ ચૌહાણનો ઇતિહાસ', 'ઉદેપુરનો ઇતિહાસ' અને 'પાણીપતની લડાઈ' છે. આ એમના મોટા ગ્રંથ થયા. તે સિવાય 'વિદ્યાલહરી', 'ભિક્ષુક', 'કલિયુગ', 'એક દિવસમાં સમાએલું પુસ્તક', 'લાંચ', 'બાળલગ્ન' અને એવાં તો ઘણાં પુસ્તકો છે. નાનાંમોટાં મળીને એમનાં લગભગ ૪૦ પુસ્તકો પ્રકટ

થયા છે. એ ઉપરાંત એમનું અપ્રકાશિત લખાણ હજી ઘણું યે પડ્યુ રહ્યું હોવું જોઈએ; એમના અભ્યાસની ઢગલાબંધ નોંધો એમના દફતરમાં પડી છે; કેટલા યે મોટા લોકો સાથેના પત્રવ્યવહારના તો પોટલાના પોટલા પડ્યા છે આ બધાનુ સંપાદન અને મુદ્રણ થવુ જરૂરનુંછે, પણ એ કામ ઉપાડશે કોણ?

*એમના સાહિત્યનું આ દિગ્દર્શન થયુ. પણ માત્ર ગ્રંથોના નામ ગણાવવાથી લેખકની મહત્તા પુરવાર ન થઈ શકે એટલે એમના વિચારોનો થોડો પરિચય આવશ્યક થઈ પડે છે અને માટે હું એમનો પ્રાતિનિધિક સંગ્રહ 'શતપત્રો' (૧૮૪૮-૧૮૫૦) લઉંછુ

હિંદુસ્તાનમા અંગ્રેજોનુ રાજ્ય સ્થપાયુ એને 'લોકહિતવાદી' ઈશ્વરી યોગાયોગ ગણતા. અંગ્રેજો એમને ગુરુસ્થાને હતા. તેમ છતા 'અંગ્રેજ રાજ્યવ્યવસ્થામા લોકોની દશા સુધરવાની નથી. આપણા લોકોને બધા અધિકાર મળવા જોઈએ અને સ્વદેશીય અમલદારો નિઃસ્પૃહતાથી પોતાની ફરજ બજાવે તો રામરાજ્ય પણ બનાઈ જશે' એમ તેઓ કહેતા 'અંગ્રેજો ભારતવાસીઓને લૂટવા અહીં આવ્યા છે, અહીંના લોકોને ભિખારી જેવા કરી દેવાના છે, એટલે આપણે સરકાર સાથે ઝઘડવું જોઈએ, વિલાયતમા રાણી પર અરજી કરી આપણે માટે પાર્લામેંટ માગવી જોઈએ' એવી આગળથી એ વખતે સૂચના કરી હતી. લોકોનાં સુખ અને સમૃદ્ધિ માટે લોકસત્તાક રાજ્યવ્યવસ્થાની જરૂર છે; અને લોકોની સંમતિથી જ નવા કાયદા ઘડાવા જોઈએ. પરદેશમાથી આવે છે તે માલ આપણે ત્યા જ બનવો જોઈએ આવુ થશે ત્યારે લોકો અંગ્રેજોને કહેશે 'હવે અમને રાજ્યકારભાર આપો. . . ઈશ્વરે બધા માણસોને સમાન સરજ્યા છે તમે અહીં વેપાર માટે ભલે આવતા . . .પણ દેશની વ્યવસ્થા તો અમે જ જોઈશુ. પણ અંગ્રેજો માનશે નહિ ઉટપટ કરવા માંડશે અને જબરજસ્તીથી કાયદાઓ અમલમાં મૂકવા આગ્રહ કરશે ત્યારે અમેરિકામા થયું તેમજ અહીં થશે અને લોકો સ્વતંત્રતા મેળવશે' અને આ બધુ લખાયું ૧૮૪૯મા! અને તે પણ એક સરકારી નોકરે લખ્યું! નવાઈ પામવા જેવું નથી આ?

'આપણે ત્યાં પહેલા વર્ણવ્યવસ્થા હતી. પણ હવે ત્રણ વર્ણોનુ કામ અંગ્રેજો કરે છે. આપણા નસીબમા તો શૂદ્રનું કામ જ લખાયુ છે. હાથમા વેપાર રહ્યો જ નથી. આપણા બજારમા પરદેશી ચીજો જ વેચાય છે'. આ અવનતિ જોઈ 'લોકહિતવાદી' લખે છે 'આપણા લોકોએ ભેગા થઈ એવુ નક્કી કરવુ જોઈએ કે આપણા દેશમા બીજા મુલકમા બનેલો માલ આયાત થાય તોપણ તે આપણે ખરીદવો નહિ; આપણે ત્યાં બને છે ટલો જ લેવો, આપણા લોકો જાડુ તેમજ ખરાબ કાપડ બનાવે છે, પણ તે જ પહેરવું; અહીં છત્રીઓ બને છે તે જ વાપરવી. તેથી દેશમા જ વેપાર રહેશે અને સુખ વધશે પણ આપણા લોકો તેમ કરતા નથી અને સસ્તી મળે છે એ કારણસર વિલાયતની ચીજો ખરીદે છે ખરું જુઓ તો આપણે આપણા દેશનુ માત્ર અનાજ જ ખાઈએ છીએ. પરદેશથી હજી અનાજ આવતુ નથી! બાકીનુ બધુ પરદેશી. આપણા કપડા, આપણી છત્રી, આપણાં ચપ્પુ-કાતર, આપણા ઘડિયાળ, આપણી ગાડી, આપણી ચોપડીઓ—બધું જ પરદેશી. આપણે અનાજ જ સ્વદેશી વાપરીએ છીએ અને લીધે બધો વેપાર બેસી ગયો છે. મજૂરો-કારીગરો ઘેર બેસી ગયા છે . . . . એટલે જ લોકોએ નક્કી કરવું જોઈએ કે અમારા દેશમાં બને તે જ પહેરીશુ, તે જ વાપરીશુ, પછી તે ગમે એટલુ ખરાબ હોય અને અહીં બધુ બનાવતા શીખીશુ . . . પછી હુનરો ખાલી કે અહીંથી વિલાયત શા માટે જશે? વણકરોએ નિશ્ચય કરવો કે અંગ્રેજોને તૈયાર કાપડ વેચીશું; ર કદાપિ નહિ. તેથી લોકો સુખી થશે.'

આ બધુ ૧૮૪૯મા લખાયુ હતું! ન્યાયમૂર્તિ રાનડેનું સ્વદેશી વિષેનુ પહેલુ ભાષણ થયુ આ લખાયા પછી પચીસ-ત્રીસ વર્ષે! અને '૧૯૩૦મા પણ આપણે બહિષ્કાર અને સ્વદેશીની જ વાતો કરતા હતા' શી આપણી પ્રગતિ!

આ થયા રાજકારણ વિષેના એમના વિચારો. સામાજિક સુધારામાં પણ 'લોકહિતવાદી'એ આગળપડતો ભાગ લીધો 'વિધવા-પુનર્લગ્ન' વિષેના એમના પત્રો આજે પણ વાચનીય છે. બ્રાહ્મણોને અગાઉ દીધી છે એટલી ગાળો ભાગ્યે જ બીજા કોઈ બ્રાહ્મણ લેખકની કલમમાથી ઊતરી હશે અર્થશાસ્ત્રના મૂળ સિદ્ધાંતો એમણે સાદી ને સરળ ભાષામા સમજાવ્યા છે. એમનુ સાહિત્ય વાચતા હરઘડી એવું લાગ્યા કરે છે કે એમના જેવો દ્રષ્ટા મહારાષ્ટ્રમા કોઈવાર જન્મ્યો નથી.

૪

ઉપર લખ્યું જ છે કે સમાજસુધારામા 'લોકહિતવાદી'એ આગળપડતો ભાગ લીધો. પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયૉસફી એ પંથ અને પંથીઓ જોડે એમને ઘણી મિત્રાચારી હતી ૧૮૬૯મા મહારાષ્ટ્રમા 'પુનર્વિવાહ' પ્રકરણ ઠીક ગાજ્યુ એમા આઠ 'અધ્વર્યુ' હતા, જેમાના એક 'લોકહિતવાદી' હતા અને વિધવા-પુનર્લગ્નનો પુરસ્કાર કરવા બદલ તેઓ નાતબહાર પણ મુકાયા હતા. 'જ્ઞાનપ્રકાશ' અને 'ઇન્દુપ્રકાશ' એ વર્તમાનપત્રો શરૂ કરવામાં એમનો હાથ હતો જ 'ઇન્દુપ્રકાશ'ના અંગ્રેજી અગ્રલેખો તેઓ જ લખતા, તેમજ અમદાવાદમા ગુજરાતી પત્ર 'હિતેચ્છુ'ને પણ તેમની જબરી ઓથ હતી અને તેનુ અંગ્રેજી પાનુ પણ તે લખતા. પુનાની ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સ્લેશન સોસાઈટી અને અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાં પણ એમણે સારૂં કામ કર્યું હતું ગુજરાતમાં પ્રાર્થનાસમાજની સ્થાપના, વક્તૃત્વસભા, પુનર્લગ્નમંડળ, હેમાભાઈ ઇન્સ્ટીટ્યૂટના ભાષણસત્રો, એવાં ઘણા કાર્યો એમને ખાતે જ જમા છે પંઢરપુરના જાણીતા અનાથ બાલકાશ્રમની સ્થાપનામાં એમનું ઘણું જ પ્રોત્સાહન હતું ૧૮૭૭માં નાસિકમા પણ એમણે એવો જ પ્રયત્ન કર્યો હતો મુબાઈ આર્યસમાજના તેઓ ઘણાં વર્ષ પ્રમુખ હતા. અને દયાનંદજીએ એમને અજમેર આર્યસમાજના ટ્રસ્ટી નીમ્યા હતા એ વખતની પ્રગતિશીલ સંસ્થાઓ જોડે 'લોકહિતવાદી' કેવો સબંધ ધરાવતા તે આ પરથી સ્પષ્ટ થશે.

'લોકહિતવાદી'નો પરિચય હજી કેટલોક કરાવીએ? એ મહાપુરુષની આમરણ વિદ્યાર્થીવૃત્તિ વિષેનુ જ્ઞાન બધાને આવશ્યક છે આવા દૂર દૃષ્ટિવાળા નેતા અને દ્રષ્ટા વિરલ જ જન્મે છે. આપણા દેશમા તેઓ જન્મ્યા એ આપણુ અહોભાગ્ય. *

* અંગ્રેજી અને મરાઠી ઉપરાંત એમને ગુજરાતી, ઉર્દૂ, ફારસી અને સંસ્કૃત ભાષાનું પણ ઉત્તમ જ્ઞાન હતું વાચનનો એમનો શોખ ઉત્કટ હતો. મુંબાઈ ઈલાકાની જાણીતી પુનાની નેટિવ જનરલ લાયબ્રેરીની સ્થાપનામાં એમણે ખૂબ જહેમત વેઠેલી વિદ્યાનો પ્રચાર દેશજનોમાં કરવાના તેઓ ટલા ઉત્સાહી હતા કે પોતાના ૫૦૦૦ રૂપિયાના કિંમતી પુસ્તકો એકી વખતે મફત અર્પણ કરી દીધાં હતા, અને ફક્ત ટપાલ ખર્ચ મોકલીને જેને જોઈએ તેને મગાવી લેવા તેમણે જાહેર ખબર છપાવી હતી. આ ઉપરાંત જુદાંજુદાં પુસ્તકાલયોમા તેમણે ઘણા પુસ્તકો ભેટ આપ્યા છે. ('બુદ્ધિપ્રકાશ' નવેમ્બર ૧૮૯૬)

* આ પરિચય લખતી વખતે 'શતપત્ર'નો ઘણો જ ઉપયોગ કર્યો છે.

ગુજરાતના એક બાહુ જેવા, છતાં હજી અણજાણ રહેલા એ પ્રાંતની પ્રાચીન સાંસ્કૃતિક

# કચ્છનાં કીર્તિમંદિરો

## [૨] ભદ્રેશ્વર




ભદ્રેશ્વરમાંથી મળી આવતા પ્રાચીન 'ગધયા' સિક્કાની બન્ને બાજુ દર્શાવતું મૂળ કદનું આલેખન તેની કિનારો ચપટી નહિ પણ ગોળ હોય છે. (રેખા • લેખક)

અરબી સમુદ્રની કચ્છકિનારે મુંદ્રા અને અંજાર વચ્ચે, આધુનિક ગુજરાત પોતાની પુરાણી પરદેશી વસાહતો માટે જે ગૌરવ લઈ રહ્યું છે તેની સાક્ષી પૂરતું, જૂના ભદ્રાવતીના નામાવશેષ જેવું ભદ્રેશ્વર બંદર આજે પણ આપણને આકર્ષી રહે છે. મહાભારત–ભાગવતમાં યુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી તરીકે જેનો ઉલ્લેખ થએલો છે એ જ આ પુરાણપ્રસિદ્ધ ભદ્રાવતી નગરી ત્યાંના ધ્વંસાવશેષો, મંદિરો અને મસ્જિદોનાં ખંડિયેરો, તથા ત્યાંથી મળી આવતા પ્રાચીન અને વિશિષ્ટ ગધૈયા સિક્કાઓ, મૂર્તિઓ અને અન્ય અવશેષો પરથી સહેજે કોઈને પણ એ સ્થળની પુરાતનતાનો ખ્યાલ આવ્યા વિના ન રહે.

આ બધા અવશેષોમાંથી માત્ર વસહિ (વસહિકા?)ના દેરા નામે જાણીતું જૈન દેરાસર સારી સ્થિતિમાં છે એટલે ઐતિહાસિક નજરે એ વસહિને અવલોકતાં ભદ્રેશ્વરના ઇતિહાસનો પણ આપણને કંઈક પરિચય થાય છે. એનું બાંધકામ જોતાં જણાઈ આવે કે એમાં સમયેસમયે અસંખ્ય ફેરફારો થતા આવ્યા છે. મંદિરના સ્થાપત્યનો નીચેનો ભાગ સૌથી પુરાણો છે છતાંયે ત્યાં પુરાતત્ત્વની દૃષ્ટિએ બારમી સદીથી ખાસ પહેલાનો એકે અવશેષ જોવા નથી મળતો. ઓગણીસમા સૈકાની શરૂઆતમાં અહીં વસતા મુનિશ્રી ખાંતિવિજયજીએ આ મંદિરને લગતી થોડી પુરાણી હકીકતોનું સંપાદન કરેલું. તેમના મત અનુસાર આ દહેરા વીર સંવત ૨૧ (વિ. સ. પૂ. ૪૪૯)માં હરિવંશના ભદ્રાવતીવાળા સિદ્ધસેને બંધાવીને વસહિને અર્પણ કરેલાં. દાનતરાજ એ વંશનો છેલ્લો રાજા થયો અને તેના સમય બાદ ત્યાં પુષ્કળ અંધાધૂંધી ચાલી. પછી આ રાજ્ય મુંજપુરના વનરાજ વાઘેલાએ હસ્તગત કર્યું. એ વંશમાં તેના ચોથા રાજા વર્ધસિંહ ઉર્ફે વિજયરાવના વારામાં ફરી એ આખું રાજ્ય લુંટાઈ છિન્નભિન્ન થયું અને પાવરગઢના કાઠીઓ ભદ્રાવતીના માલેક થઈ બેઠા. કાઠીઓની સત્તા અહીં ૧૪૭ વર્ષ સુધી રહી. પછી પાટણના કનક ચાવડાએ સં. ૬૧૮માં ભદ્રાવતી લીધું અને સં. ૬૨૨માં[૧] મંદિરનો જીર્ણોદ્ધાર કરી તેમાં ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. કનકના વંશજો ઉપર મુસલમાનોની ચડાઈ થએલી. તેથી નબળા થતા, તેનો પૌત્ર ભુવડ ગાદીએ આવ્યો તેને ભાનગઢના સોલંકીઓએ હરાવી ભદ્રાવતીનો કબજો મેળવ્યો. આ સોલંકીઓ જૈન ધર્માવલંબી હતા. તેમણે સં. ૭૫૮માં ભદ્રાવતીનું નામ ફેરવી ભદ્રેશ્વર કર્યું. એ વંશના છેલ્લા રાજા ભીમરાવને નવઘણ નામે પુત્ર થયો, જેના વખતમાં ફરી અરાજકતા પ્રવર્તી અને દેશ લુટારાઓથી અસ્તવ્યસ્ત થઈ ગયો. આથી નવઘણે પોતાનું સૈન્ય ટકાવી તેને મદદ કરનાર એક જૈન વેપારીને, પોતાને તે હંમેશાં મદદ કરે એ શરતે, સંવત ૧૧૪૯માં ભદ્રેશ્વરનો વહિવટ સોંપ્યો અને તે વેપારી પાસે ભદ્રેશ્વરનો કબજો સંવત ૧૧૯૯ સુધી રહ્યો.

રાજા અને વર્ષસંખ્યાને કોઈ પણ હિસાબે બંધબેસતી કરી દઈ ગોઠવેલી અને ધાર્મિક નજરે ઘડાએલી ઉપરની અમુક નોંધાએલી વિગતોમાં ઐતિહાસિક સત્ય ટકી શકતું નથી. તદુપરાંત બર્જેસના 'આર્કિઓલૉજિકલ સર્વે રીપોર્ટ' (૧૮૭૪–૭૫)માં અને 'બૉમ્બે ગેઝેટીઅર'ની નોંધમાં લેવાએલી ઉપરમાંની કેટલીક ભદ્રેશ્વરને લગતી ઐતિહાસિક વિગત સિલસિલાબંધ છે કે નહિ તેની ચોક્કસાઈ સંપૂર્ણપણે પુરવાર કરવા પૂરતા વિશ્વસનીય આધારોનો અભાવ છે, એટલે 'વસહિ'નાં આ દહેરાં કેટલાં પ્રાચીન છે એ ખાતરીથી ન કહી શકાય.

પણ તે પછી મહાન પરોપકારી શાહસોદાગર જગડૂના[૨] સમયથી ભદ્રેશ્વરના વસહિના મંદિરનો જે ઇતિહાસ ઉપલબ્ધ છે તેને માટે તો બે મત નથી. સં. ૧૩૧૫નો[૩] જે ભયંકર દુકાળ પડ્યો ત્યારે રાજા તથા તેના સારાયે મુલકને અન્નવસ્ત્ર પૂરાં પાડી વાઘેલાઓ પાસેથી જગડૂશાહે વેરાવટને લીધે ભદ્રેશ્વર પોતાને કબજે રાખ્યું. એ સમયે એણે આ દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો કહેવાય છે અને તે સમયથી તે 'જગડૂશાહના વસહિનાં દહેરાં' નામે જાણીતાં થયાં. એ જીર્ણોદ્ધાર થવાથી મંદિરની ખાસ પ્રાચીનતાનો એકેએક અવશેષ લુપ્ત થયો છે. અત્યારનો મંદિરનો જે પ્લાન (પથારી નકશો) છે તે તો તેના વખતનો છે, અને મંદિરમાં તો ત્યાર પછી પણ જુદેજુદે સમયે ઉમેરા થયા જ કર્યા છે અને ત્રણેક વખત તો તેની મરામત કે જીર્ણોદ્ધાર થયો છે તથા સંવતના લેખ[૪] નખાયા છે.

દાનવીર જગડૂશાહ નિર્વંશ કૈવલ્યપદને પામ્યો અને ભદ્રેશ્વર પાછું વાઘેલાઓને સુપ્રત થયું. બારમી અને તેરમી સદીમાં 'ભદ્રેશ્વરની યાત્રા'નો મહિમા અપાર હતો. એ સમયે તેની શાહના તથા મહિમા અનેરા હતા અને એ ધામ એટલું જ લોકપ્રિય અને પ્રસિદ્ધ થયું. કચ્છ ઉપરની સમાઓની ચડાઈ પછી જાડેજાઓના વડા જામ હાલાએ ભદ્રેશ્વરનો કબજો મેળવેલો અને સં. ૧૫૯૨માં ભાગ રાવે તે હાથ કર્યું. સં. ૧૬૯૩માં મહોરમખાનની આગેવાની નીચે ચડી આવેલા મુસલમાનોના ધાડાંથી એ લુંટાયું. એ રીતે સત્તરમી સદીના અંતમાં ત્યાં ઘણું ખંડન થએલું ત્યારથી દેરાસરનો મહિમા પણ ઘટી જઈ તેની ઉપેક્ષા થવા લાગી. પછી તો તેના ને ભદ્રેશ્વરનાં બીજાં જૂનાં મંદિરોનાં ખંડિયેરોના પથ્થરો આશરે સં. ૧૮૧૦ની સાલથી દૂરદૂર ઠેઠ મુંદ્રા લગણ નવાં મકાનોના બાંધકામ માટે ઉપડવા લાગ્યા!

હાલના ભદ્રેશ્વર ગામની વાયવ્યમાં દૂધસર નામે એક જૂનું તળાવ છે. તેમાં જે પ્રાચીન કૂવા ને વાવો છે, તેમાં કુમારપાળ ચૌલુક્ય અને કર્ણરાજના સમયમાં ખણતર થઈ તેનો ઉદ્ધાર થઈ હોવાના ઉલ્લેખો મળે છે. તળાવની દક્ષિણે ભદ્રકાળીનું પુરાતન મંદિર છે. જેમાંથી અંજારની સ્થાપના થઈ ત્યારે ભદ્રકાળીની મૂર્તિને અંજાર પધરાવવામાં આવેલી. એ મંદિરનો પાછળથી જીર્ણોદ્ધાર થઈ તેમાં આશાપુરાજીની સ્થાપના કરવામાં આવેલી છે. આ મંદિરના જૂનાં ખંડિયેરના મંડપનો જે ઉત્તરાર્દ્ધ ભાગ કાયમ છે તેના એક સ્તંભ પર સં. ૧૧૫૮ વંચાય છે. અહીં પડેલા અનેક તોરણ ૫ વગેરે વચ્ચે બીજા ઘણા ઢાલતરવાર, તીરકામઠાં અને એવાં હથિયારો ધરાવતા તથા ઘોડેસવારની અને બીજી અનેકવિધ આકૃતિઓ ધરાવતા

૧ દેરાસરમાંની ૨૪મા તીર્થંકર મહાવીર સ્વામીની મૂર્તિ પર કોરેલી સં. ૬૨૨ની સાલ સાથે બંધબેસતી થવા આ વાત યોજવામાં આવી છે. ડૉ. બર્જેસ માને છે કે મૂર્તિ પર કોરેલો એ સંવત ૧૬૨૨ હશે.

૨ આ જગડૂશાહની મૂર્તિ પોરબંદર પાસે મીઆણીમાં હર્ષદ માતાના મંદિરમાં વિદ્યમાન છે. જગડૂનું જીવનચરિત રસમય છે.

૩ જુઓ: શુભશીલસંબંધ, ડૉ. ભાંડારકર પટ્ટાવલિ; જગડૂચરિત.

૪ આ લેખોમાં ક્યાંયે જગડૂનું નામ નથી, એટલે તે જગડૂએ બંધાવ્યા હોય તે શંકાભર્યું છે. જગડૂએ જે કરાવ્યું તેનું વર્ણન જગડૂચરિતમાં છે.

# સમૃદ્ધિનો પરિચય આપતી લેખમાળાનો આગળ હપતો

લેખક રામસિંહજી રાઠોડ ડી ડી. આર.

પાળિયા છે; અને વિશાળકાય પુરુષની બેઠેલી મૂર્તિઆકારે એક આકૃતિ છે. આ પાળિયામાંના કેટલાકમા 'સં. ૧૩૧૯ના મહા વદિ ૫ને સોમે' લખેલુ વાચી શકાય છે ગુજરાતના ભીમદેવનો ચણાવેલો કિલ્લો પાર દેશના પીઠદેવે તોડયો[5] તે સમયનો આ સંવત હોય એમ લાગે છે જગડુશાએ વિશળદેવની મદદથી આ કિલ્લાનો પુનરોદ્ધાર કરેલો. ભદ્રકાળીના મંદિર પછવાડે કાલિકુંડ નામે એક પુરાણો કુંડ છે, તેના ચબુતરમા કેટલીક મૂર્તિઓ, સુશોભનો, બેએક શિલાલેખો અને જૂનાં મંદિરોના પથ્થરો ઘડીને બેસાડેલા જોવામાં આવે છે.

વસહિના દેરાસરના પાછળના ભાગમા, જમીનમા અર્ધું દટાએલું મોટી શિલાઓથી બાંધેલુ એક મકાન છે. કેટલાક તેને જગડુશાનુ રેણાકનુ મકાન માને છે અને અત્યારે તે સોળસ્તંભી મસ્જિદના નામે ઓળખાય છે. તેના સોળ સ્તંભો, નીચે ચોરસ, વચ્ચે અષ્ટકોણ અને ઉપર ગોળ છે. આની નૈઋત્યે બીજી એક મસ્જિદ છે. તેનો દરવાજો પ્રથમ પૂર્વ તરફ હતો અને કંઈક રીતે હિંદુ સ્થાપત્યની એની બાંધણી લાગે છે પણ પાછળથી તેનુ પ્રવેશદ્વાર ઉત્તર તરફથી કરાવવામા આવેલુ છે એના સ્તંભો, શિલ્પ વગેરે જૈન દહેરાના શિલ્પને મળતા આવતા હોઈ એ પાછળથી મસ્જિદ તરીકે ફેરવાઈ હોય અથવા તો જગડુશાએ બંધાવેલી એ ખીમલી મસ્જિદ[6] હોય. સર્વધર્મ સહિષ્ણુતાનો આ એક ઉત્તમ દષ્ટાંત છે જગડુશાહે પિતૃભાવે પોતાની બધી વસતિને સમભાવપૂર્વક રાખેલી એમ આથી સાબિત થાય છે આ મસ્જિદથી થોડે દૂર લાલશાહ બાઝપીરની દરગાહ છે આ મસ્જિદોના ચાપણા ઉપર, દીવાલોમાં અને કેટલીએક કબરો પર કોરેલા કુફી અક્ષરોના અરબ્બી લેખ છે. આની પશ્ચિમે 'અબાકદીનની મસ્જિદ' તરીકે ઓળખાતી મસ્જિદ અને તેને પડખે પનોર પીરની જગ્યા છે. આ બધા સ્થાનકો બારીકાઈથી જોતા મુસલમાનોના આ શહેર પર થએલા હુમલાઓને લગતી લોકોક્તિની સત્યતા સમજાય છે. જૈન પ્રબંધોમા ભદ્રેશ્વરને લગતાં ઘણા લખાણો નીકળે છે. તેમા રાજા અક્કડ ચાવડાના વારામા ઈરાનથી બે ફોજ આવી હતી ત્યારે તેમને હરાવી બાબશા સરદાર અને બીજા કેટલા યે યવનોને માર્યા હતા એવી નોંધ છે છેવટે બે અવલિયા ભાઇ બ્હેને અક્કડને છેતરી યવનોનુ જોર વધાર્યું અને ઉપરોક્ત મસ્જિદો બનાવડાવી 'અક્કડનો બાપ ભુવડ' એમ ઉક્તિ છે એટલે એ અક્કડ વનરાજ પછી થયો હશે વીરધવળ પ્રબંધમા 'વીરધવળે ભદ્રેસર વેલાકુળ (બંદર) લીધું' લખ્યુ છે તે આ જ ભદ્રેશ્વર. ભદ્રેશ્વરના ઇતિહાસને લગતી આ અને આવી વિગતોનું હજુ પણ બારીકાઈથી સશોધન કરીને જૈન પ્રબંધો તેમજ બીજેથી આવા ઐતિહાસિક મહદ્ ધામના ઇતિહાસની હકીકત સગ્રહિત થવાની આવશ્યક્તા છે.

વસહિના દેરાસરમાં મૂળ દરવાજામાથી પ્રવેશતાં સામે જ ચોકમા મંદિરને ફરતી 'નવી ફેશન'ની, આંખ આંજી નાખે એવા આકરા રંગોમાં રંગેલા પ્રવેશદ્વારો સહિતની, નાની દીવાલ દેખાય છે એ પ્રવેશદ્વાર પરના, વિવિધ વાજિંત્રો વગાડતા જક્ષના પૂતળાં, અને ત્યાથી આગળ આરસના સુંદર શિલાતળ પરથી ચાલતાં મુખ્ય મંદિરના દ્વાર પર બેસાડેલા એવાં જ મસ્તકો, તેમજ ચીનાઈ માટીના આધુનિક ટાઇલ્સ જોડવેલી ભીંતો જોતા એક પ્રકારની સૂગ ચડે છે અને અક્ષમ્ય એવી આ વર્ણસંકરતા જોતા ગ્લાનિ થાય છે તથા આપણી રસવૃત્તિને આઘાત પહોંચે છે પણ પછી જાણીને સંતોષ થાય છે કે એ મસ્તકો તે મંદિરનો જીર્ણોદ્ધાર થયો તે સમયના ત્યાના કાર્યકરોનાં તથા સહાનુભૂતિ દેખાડી મંદિરને જોવા આવેલા કૅપ્ટન મૅકમર્ડો અને મિસિસ મૅકમર્ડોનાં શિલ્પમા કોરેલાં મસ્તકો છે અને હવે આવ્યા તો મંદિરનો અંદરનો ભાગ પણ જરા જોઇ ત્યાથી વળવાની ઈચ્છા થાય છે પણ મુખ્ય મંદિરના પ્રવેશદ્વારમાં આવતા સ્તબ્ધ થઇ આપણે થોભી જઇએ છીએ. અહીં જ આપણને આ મંદિરની ભવ્યતા અને ઉત્તમ માદર્શનું ભાન થાય છે અહીંથી નાની દેરીઓની ભમતી, અને પછીના ખુલ્લા ચોકની વચ્ચે આવેલા નિજ મંદિરના ગભારામાની, સ્તંભોની એકની અંદર એક એમ ગોઠવાઈ રહેલી બનતી દેખાતી બારીઓ વચ્ચે, ઉપરના છાડાણમા, ચોવીસમા તીર્થંકર મહાતીર્થ ભગવાન મહાવીર સ્વામીની કરુણાળુ મૂર્તિ જણાય છે જેનામા શ્રદ્ધા છે, ભક્તિ છે, તેમને ઉન્નત ભાવમય બનાવી, અને બીજાઓને પણ મલિનતામાથી જીવનની ઉચ્ચ ભૂમિકા પર જવા માર્મિક સૂચન કરતી, એ સોપાનશ્રેણિ પર થઇ ઊંચે ચડવા પ્રેરતી મહાપ્રભુની એ પ્રતિમા અજબ આકર્ષણ કરે છે. અહીંથી સડસડાટ ઊંચે ચડી મુખ્ય મંદિરમા આપણે પહોંચીએ છીએ એટલે ત્યાનુ નિર્મળ વાતાવરણ આહ્લાદક લાગે છે; અને ત્યાની શોભા તથા આકર્ષણ સાત્વિક ભાવો પ્રેરે છે. મંદિરની પ્રદક્ષિણા કરતા 'નવી ફેશન'ના 'રીપેર'થી બચેલા થોડા સ્તંભો પરની અસ્તવ્યસ્ત રહેલી



ઉપર 'ભદ્રેશ્વરમા આવેલા જગડુશાએ બંધાવેલા વસહિનાં દહેરા, વચ્ચે 'વસહિના દહેરાના શિખર; નીચે 'વસહિ દહેરાના નિજમંદિર પરનુ શિલ્પ (ફોટો-લેખક)

---

[5] જગડુચરિત : સર્ગ ૫ [6] જગડુચરિત : સર્ગ ૬





ભદ્રેશ્વરના પુરાતન અવશેષો : (૧) જુડીઆ કે દુનીઆ વાવ; (૨) ખીમલી કે જગડુશાનો અર્ધ દટાએલો મહેલ (ફોટો • લેખક)

કોતરણી અને મંદિરને ફરતી થોડી શિલ્પસમૃદ્ધિમાંની પક્ષિણીઓ ને પૂતળીઓ આકૃતિઓ તથા કંદોરા ને કિનારીઓ પરની ગાનવી અને પ્રાણી આકૃતિઓ ભાવગમ્ય તથા પ્રેરક લાગે છે અહીંથી જ આપણને મંદિરની માંડણીની ભવ્યતા, બાંધણીની કલામયતા, સ્તંભોની હારોની યોજના, મુખ્ય મંદિરને ફરતો થોડો ખુલ્લો ચોક, નાની દેરીઓ અને તેની પડાળીઓ તથા મંદિરના સામેના પ્રવેશદ્વાર પરના પ્રાર્થના-મંડપના આયોજનની ઉત્કૃષ્ટતા સમજાય છે બીજા માળના આ પ્રાર્થના મંડપમાંથી, સામે ગભારામાં સપ્રમાણ ગોઠવાઈ સંપૂર્ણપણે દેખાતી મુખ્ય મંદિરમાંની મૂર્તિના દર્શન, તળિયેથી થાય છે તેવી જ રીતે અહીં પ્રવેશદ્વાર પરના આ બીજા માળથી પણ થાય છે. અહીંના સ્થાપત્યની આ વિશિષ્ટતા છે.

આ મંદિરની માંડણી આબુ ઉપરનાં દેલવાડાના જૈન મંદિરો સાથે સરખાવી શકાય. આ દેરાસરમાં જુદેજુદે સ્થળે સ્તંભો વગેરે પર સંવત ૧૨૨૩-૩૨-૩૫ તથા સં. ૧૩૨૩ અને ૧૩૫૮ના શિલાલેખો આવેલા છે. એ ઘણાખરા ઘસાઈ ગએલા છે અને તેમનો અર્થ બરાબર કળી શકતો નથી પણ જુદીજુદી વ્યક્તિઓએ બંધાવી અર્પણ કરેલા ભાગોના એ સ્મરણલેખો હોય એવું જણાય છે. દહેરાની પાછલી પરસાળમાં એક લાંબો શિલાલેખ છે તેમાંથી 'સં. ૧૧૩૪ના વૈશાખ સુદ પૂર્ણિમા' એટલું ઉકેલી શકાય છે અને બીજું થોડું એવું વંચાય છે કે શ્રીમાળ ગચ્છના જૈને દહેરું સમરાવ્યું તથા કંઈ ભેટ કરી હતી. મંદિરમાંની પાર્શ્વનાથ અને શાંતિનાથની મૂર્તિઓ પર સં. ૧૨૩૨ની સાલો નોંધેલી છે સં ૧૯૫૦ના વૈશાખ માસમાં બાવન જીનાલયની દેહેરાંની પુનઃસ્થાપના થઇ ત્યારે મૂળ મંદિરમાંની મહાવીર ભગવાન-ની ડાબી બાજુએ ઉપરોક્ત સાસળા પાર્શ્વનાથની જે મૂર્તિ હતી તેને દેરીઓની ભમતીમાં પાછળની વચ્ચેની દેરીમાં પધરાવવામાં આવી.







ભદ્રેશ્વરમાંથી મળેલા જુદાજુદા પાળિયાઓનાં આલેખન છેલ્લામાં સિંહ સાથે લડતો મનુષ્ય દેખાય છે (સ્કેચ-લેખક)

નૈઋત્ય ખૂણાની છેલ્લી દેરીઓમાં ભોંયરું હતું તે થોડા વખતથી હવે બંધ કરવામાં આવ્યું છે. ધાડાં સમયે મૂર્તિઓના રક્ષણ અર્થે તેનો ઉપયોગ થતો. આ દહેરું ઉત્તરાભિમુખ છે.[૭] જૂનાં ખોદકામમાં ઘણા વખત પહેલાં ત્યાંથી મળી આવેલી વિષ્ણુની મૂર્તિ અને મંદિરની સામે વાડીમાંના કૂવામાંથી ૪૦ વર્ષ પહેલાં મળી આવેલા હાથીદાંતના બાજો વગેરે પરથી એવું પણ માનવું થાય છે કે મૂળ એ જૈન મંદિર ન પણ હોય, અને જગડુશાહે બંધાવેલું એ જૈન મંદિર પણ બીજું એમ જગડુચરિત પરથી જાણવા મળે છે. અત્યારે તો દેરીઓની ભમતી-માંની દેરીઓ, છત્રીઓ અને મુખ્ય મંદિર મળી બાવન દહેરા છે અને તેમાં ચોવીસે દિગંબર જિનેશ્વરો યોગાસન વાળી સમાધિમાં શાંત બેઠા છે અને મનુષ્યમાંથી દેવત્વ પામવા ભાવુક જનોને પ્રેરે છે

આ દેરાસરની પૂર્વે દુદાણાનું શિવાલય હતું એમ તેનો એક ઘુમ્મટ કાયમ છે તેથી સમજાય છે ત્યાંથી થોડે દૂર દુદાણાની બંધાવેલી એક જૂની સોલાર વાવ છે, જે અમદાવાદની દાદા હરિ અને અડાલજની વાવોનું સ્મરણ કરાવે ખરી ! આ વાવમાં ચાર માળ તો દેખાય છે અને બાકીનો ભાગ પુરાઇ ગએલો છે વાવની કેટલીક શિલાઓ પણ બીજા બાંધકામ માટે ઉપડી ગએલી છે આ વાવના ઓતરંગની એક શિલા ૧૭ ફૂટ ૭ ઈંચ લાંબી અને બબ્બે ફૂટ પહોળી તથા જાડી છે. કિંવદંતી એવી છે કે વસહિનાં મંદિરોનો જીર્ણોદ્ધાર થયો એ વારામાં જ એક મેઘવાળે વસહિના દેરાસર પર થએલા ખર્ચ કરતાં એક દોકડો વધુ ખર્ચ કરી એ બંધાવી હતી સાત તો એને માળ હતા અને એનું સ્થાપત્ય અનેરું હતું. પણ ઉપરની વાતમાંથી એ તથ્ય તો તરી જ આવે છે કે મંદિર કરતા પણ શીતળ મીઠું જળ આપતી એ વાવની મહત્તા વધુ હતી અને તે બંધાવ્યાનું પુણ્ય અ-માપ હતું. પણ આપણે એ પુણ્યકામોને સાચવી જાળવવા કેટલી લાયકાત પણ ક્યાં ધરાવીએ છીએ ?

ભદ્રેશ્વરના પ્રાચીન ભંગારમાં ઘણાયે ઐતિહાસિક અવશેષો જ્યાં ત્યાં રઝળતા મળી આવે તેમ છે અને પુરાતત્ત્વની દૃષ્ટિએ શાસ્ત્રીય રીતે ખોદકામ થાય, તો સંભવ છે કે ત્યાંથી આપણી કોઈ અજ્ઞાત સંસ્કૃતિના ધ્વંસાવશેષો પણ મળી રહે. આ સ્થળે મોટું મહારાજ્ય હશે તે ત્યાંથી મળી આવતી મૂર્તિઓ તથા શિલ્પ, એ સમયના સિક્કાઓ અને પાળિયા પરથી સહેજે કળી શકાય તેમ છે. ભદ્રેશ્વર-ના પાળિયા તપાસતાં ભદ્રકાળીના મંદિરની પશ્ચિમે એક ઘણો વિશિષ્ટ અને વિરલ એવો પાળિયો મને મળી આવેલો. એ પાળિયામાં સિંહ સાથે બાથંબાથ લડતી એક પુરુષ આકૃતિ બતાવેલી છે. જૂના વખત-માં મહારાજ્યોમાં ગુનેગારોને એ રીતે સિંહો પાસે ભક્ષ તરીકે ધરી

(અનુસંધાન આગળ પાન ૫૦મે)

૭ જૈન મંદિરો ઘણુંખરું એમ હોતાં નથી.

# આપણી હવામાં રહેલું હેલિયમ એક અદ્ભુત દ્રવ્ય

ઈ. ૧૯૧૭ની સાલ હતી. પ્રથમ યુરોપીય મહાયુદ્ધના એ દિવસો આકાશમાં વિમાનોનો ગણગણાટ ત્યારે રોજનો ક્રમ થઈ પડ્યા હતો. એ વખતે એક જર્મન ઝેપ્લીનનો એક અમેરિકન પાયલટને ભેટો થયો. પેલા પાયલટે તેના પર ગોળીઓ વરસાવવી શરૂ કરી અને આશા હતી કે હમણાં એ ઝેપ્લીન સળગી ઊઠશે ને પોતાની નામગીરી સફળ નીવડશે. પરતુ ઝેપ્લીન તો એ વરસાદની જરાયે પરવા કર્યા વગર આગળ ધપ્યે જ ગયું 'પાયલટનુ ભેજું એ કોયડો ન ઉકેલી શક્યુ.

એણે પોતાને મથકે પહોંચી જાહેરાત કરી કે જર્મની પાસે ન સળગી ઊઠે એવા વિમાન છે, ને સાબિતીમાં પોતાનો કિસ્સો અથેતિ કહી સંભળાવ્યો. એ રહસ્ય અણઉકેલ્યું રહે એ યુદ્ધરત સઘળા રાષ્ટ્રો માટે નોખમકારક હતુ. છેવટે સર રિચાર્ડ થ્રેડલ ફૉલિંગ નામના એક આફ્રીકી શોધી કાઢ્યુ કે એ કરામત, એ વેળા દુષ્પ્રાપ્ય રહેલા 'હેલિયમ' નામના વાયુને જ આભારી હતી.

પછી તો તમામ રાષ્ટ્રો એ અજાણ્ય વાયુને હાથ કરવા પાછળ મંડ્યા જે. સી. મૅકલૅનને કૅનેડામાં અને ડી એફ મૅકફાર્લેન તથા એચ. પી. કેડીએ યુનાઇટેડ સ્ટેટ્સમાં એ માટે તૈયારીઓની મોજણી કરવા માંડી. એમાં અમેરિકા વિશેષ સફળ થયુ ત્યાના કોલોરાડો, યુટાહ, ટેક્સાસ વગેરે પ્રાંતોમા એણે જગી પ્લાન્ટ ઊભા કરી દીધા અને જબરા 'કૉમ્પ્રેસર્સ'ની મદદથી એણે હેલિયમનો એટલો તો વિપુલ જથ્થો પ્રાપ્ત કર્યો કે ઈ. ૧૯૧૭મા આખી દુનિયા પાસે માત્ર પદર ઘનફૂટનો જ જે સચય હતો તે ૧૯૨૦ સુધીમાં એણે લાખો ઘનફૂટ પર પહોંચાડી દીધો!

જોકે રશિયા તથા કૅનેડાના ઑન્ટારિયો તથા આલ્બર્ટા પ્રાન્તોમાથી પણ હેલિયમ મળી આવે છે, પણ યુનાઇટેડ સ્ટેટ્સના ઉત્પાદનના પ્રમાણમા તેનું પ્રમાણ નહિ જેવું જ લેખાય યુનાઇટેડ સ્ટેટ્સના એકલા કૅન્સાસ રાજ્યનો જ પ્લાન્ટ કલાકે હજારો ઘનફૂટનું ઉત્પાદન આપે છે.

આ પરથી એમ નથી સમજી લેવાનું કે હેલિયમની શોધ માત્ર મહાયુદ્ધના અરસામાં જ હાથ લાગી ઈ. ૧૮૬૮માં હિંદમાં સૂર્યગ્રહણનુ નિરીક્ષણ કરવા આવેલા કેટલાક ખગોળશાસ્ત્રીઓએ સ્પેક્ટ્રોસ્કોપ વડે સૂર્યનુ બહિરાવરણ (chromosphere) તપાસતાં એક પીળી ચકચકિત રેખા તેમાંથી આવતી જણાઈ આવી. અને એ નવા મળેલા તત્ત્વનુ હેલિયમ (ગ્રીક શબ્દ હેલિયોસ=સૂર્ય ઉપરથી) નામ પાડ્યુ

ત્યાર પછી બીજા છ વર્ષ એમ ને એમ વીતી ગયા સૂર્યની પેઠે કેટલાક તારાઓ અને નિહારિકાઓમા પણ તે રહ્યુ હોવા સિવાય હેલિયમ સબંધે કશી વિશેષ માહિતી એ દરમિયાન બહાર ન આવી. પરતુ ઈ. ૧૮૯૪મા સર વિલિયમ રામ્સેએ શોધી કાઢ્યું કે પૃથ્વી પર પણ એ ઓછુવત્તું અસ્તિત્વ ધરાવે છે આ જાહેરાતથી વિજ્ઞાનીઓને નવી ચાનક મળી, અને આજે તો ખનિજદ્રવ્ય ધરાવતા ઝરા, કુદરતી વાયુઓ વિશિષ્ટ ખડકો ને સમુદ્રો સુદ્ધાં હેલિયમના ઉત્પાદન માટે અજમાવવામા આવે છે આપણા દેશમા ત્રાવણકોર રાજ્યની 'મોનેઝાઈટ' રેતીમાંથી પણ એ વાયુ નીકળે છે

હેલિયમની મોટામા મોટી ઉપયોગિતા એ કે વિમાની વ્યવહારમાં એણે અભૂતપૂર્વ સરળતા આણી દીધી છે વિમાનોના 'ગૅસ બૅગ્સ' મા હાઇડ્રોજનને બદલે તેનો થવા માંડેલો ઉપયોગ આશીર્વાદ સમો નીવડ્યો છે, કારણ, હાઇડ્રોજન એ પૃથ્વી પરનો સૌથી પ્રબળ જ્વાલાગ્રાહી પદાર્થ હોઈ, કોઈ પણ પળે તેને સળગી ઊઠતા વાર લાગતી નથી; જ્યારે હેલિયમ માટે એ જાતની કશી આશંકાને સ્થાન રહેતુ

કુમાર કાર્યાલયને લિમિટેડ કરવાની, અમારામાંના ઘણાઓની ઈચ્છાનાં [illegible]

[ખાનગી]

તા.

શ્રી ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી તથા શ્રી રવિશંકર મ. રાવળ
કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ

વિ. આપ હાલના કુમાર કાર્યાલયને જૉઈન્ટ સ્ટૉક કંપનીના રૂપમાં ફેરવી નાખી, તેના, દર રૂ. ૨૦) વીસનો એક એવા લિમિટેડ લાયેબિલિટીના શેરો કાઢવાના છો, એમ સમજીને લખવાનું કે આપ જે કંપની ઊભી કરવાના છો તેમાં અમો શેર નંગ અંકે રાખવા માગીએ છીએ. તો કંપની રજિસ્ટર થયેથી અમારી માગણી મુજબના શેરો અમારા તરફથી લેવા માટે જરૂરી વ્યવસ્થા કરવા આપને વિનંતિ છે.

અરજી સાથે આપવાના દર શેર દીઠ રૂ. ૧૦ (દસ) લેખે રૂ. અંકે રૂપિયા આ સાથે મોકલ્યા છે. લિ.

(સહી)

પૂરૂં નામઃ ધંધોઃ

સરનામુંઃ

નથી. આપણે તો દરરોજ દિવસે માંડ એક ઘનફૂટ હેલિયમ શ્વાસમાં લઈએ છીએ, જ્યારે એક વિમાન ભરવા ૮૦ લાખ ઘનફૂટની જરૂર પડે!

વળી, બીજા વાયુઓની માફક જલદી ન ઠરી જવાનો ગુણ પણ હેલિયમની ઉપયોગિતામાં ઉમેરો કરે છે. ઈ. ૧૯૦૮ સુધી તો વૈજ્ઞાનિક દુનિયા એમ જ માની બેઠેલી કે તે ઠરી જ શકે નહિ પરંતુ ડચ વિજ્ઞાની પ્રોફેસર કેમર્લિંગ ઓનીસે આખરે શૂન્યથી યે સાડા ચાર અંશ નીચે તેનું શીતઘનન સાબિત કરી બતાવી એ મહાપ્રયાસના બદલામાં નોબેલ પુરસ્કાર મેળવ્યો.

હેલિયમનું શીતઘનન થતાં તે દુનિયાનો હલકામાં હલકો પ્રવાહી બને છે. તેના આ ગુણને લીધે તો બાયર્ડની દક્ષિણ ધ્રુવની ચડાઈ માટે તેને ખાસ પસંદગી આપવામાં આવેલી. દક્ષિણ ધ્રુવના ઠંડીનું તો પૂછવું જ શું? પાણી યે જ્યાં ઠરીને એવું બની જાય છે કે તેને હથોડા તરીકે વાપરી શકાય, ત્યાં હેલિયમ સાંગોપાંગ પાર ઊતર્યું હતું!

વળી બીજા કોઈ પણ વાયુ કરતાં પાણીમાં ઓગળવો તે અઘરો હોઈ, દરિયામાં ડૂબકી મારનારાઓને હવે હવાને બદલે ઑક્સિજન અને હેલિયમનું મિશ્રણ જ આપવામાં આવે છે.

પણ એટલેથી જ હેલિયમની મહત્તા અટકતી નથી. બીજા પણ અનેક ઉપયોગો તેના શોધાયા છે. વિદ્યુતતરંગોને એક જ દિશામાં વહેવડાવવાના તેના ગુણને લઈ તેનો રેડિયો ટ્યૂબ્ઝ અને ગ્લો ટ્યૂબ્ઝમાં ઉપયોગ થવા માંડ્યો છે. કપડાં સૂકવવામાં યે તે વપરાય છે અને છોડવાઓને સૂકવવા માટે તો તે અમોઘ ગણાય છે. વળી હજામતના સાબુ અને કોલ્ડ ક્રીમમાં પણ એણે નાજેતરમાં જ પોતાનો ફાળો નોંધાવ્યો છે.

હવાથી ત્રીજા જ ભાગનું વજન ધરાવનાર વાયુ, નાઈટ્રોજનથી બેમાતમાં આગનો હલકો આ વાયુ રોગોની સારવારમાં પણ પોતાનો ફાળો નોંધાવવામાં પાછળ નથી પડ્યો. ખાસ કરીને શ્વાસોચ્છ્વાસમાં કષ્ટ આપતા દમ તથા શ્વાસનળીના રોગ પર તે ખૂબ ફાયદાકારક નીવડ્યો છે.

આપણે જોઈ ગયા તેમ અત્યારે તો હેલિયમનો મોટો જથ્થો અમેરિકાના હાથમાં જ છે. આજે તો તે યુદ્ધકાર્યમાં જ વપરાય છે. લડાઈ પહેલાં લગભગ ૨૦૦ ઘનફૂટ ધરાવતા સિલિન્ડરો રૂપે ત્યાંની સરકાર હેલિયમનું વેચાણ કરતી હતી અને એવા એક સિલિન્ડરની કીમત ૨૦થી ૨૫ ડૉલર થતી.

આ સિવાયની પણ હેલિયમની બીજી અનેક ગુણવત્તાઓ નજીકના જ ભવિષ્યમાં કદાચ બહાર આવે તો નવાઈ નહિ, કારણ એટલી બધી ગુણવત્તાઓથી તે ભરપૂર છે.

'अनिकेत'




### હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ' લાયક ચિત્રને અભાવે મોકૂફ, બીજું ઈનામ' 'મિત્રતા'–શુકદેવ ભચેચ (અમદાવાદ), ત્રીજું ઈનામઃ 'પ્રણય આરાધના'–ચંદુભાઈ ભટ્ટ (અમદાવાદ), નોંધપાત્ર (૧) 'પ્રતિબિંબ'–ચીમન મેવાડા, કલોલ, (૨) 'સૂર્યાસ્ત'–ઉસમાનભાઈ મન્સૂરી, કપડવંજ; (૩) 'આતુરતા' શુકદેવ ભચેચ, (૪) 'સ્નાન'–દિવાકર ભચેચ, અમદાવાદ.

હાલના સંજોગોને વશવર્તીને હરીફોની સંખ્યામાં સ્વાભાવિક રીતે ઓટ તો આવ્યો છે; છતાં આ વિષયનો જેને રસ લાગ્યો છે તેઓ તેને ચાલુ રાખવા પોતાના ગજા પ્રમાણે ખર્ચ પણ કરે છે, વખત પણ કાઢે છે, અને ફિલ્મ, પેપર, ડેવેલપર વગેરેની આજની કારમી તંગીના સમયમાં એ સાધનો પણ મેળવી લે છે. આ રીતે કરકસર ને ખંતથી એ શોખ નિભાવી રાખનારાઓના પ્રયત્નો સ્તુતિપાત્ર છે.

આ વિભાગમાં અનેક ઘણીવાર કહેવાઈ ગયેલી એક વાતની ફરી ટકોર કરવાની રહે છે કે ચિત્રોનાં નામ પાડવામાં પણ ચિત્ર પાડવા જેટલી જ કળા રહેલી છે. કેવું નામ પાડવું તે વિષે સૂઝ ન પડતી હોવાને કારણે હરીફો ઘણીવાર ગમે તે નામ ઓળખી દે છે, અથવા તો ત્રણચાર નામનો હારડો લખી મોકલે છે. ચિત્રનું નામ વિષયને અનુરૂપ ન હોય એ કલાની દૃષ્ટિએ ખામી છે અને ચિત્રના ગુણને પણ હાનિકર્તા નીવડે છે. કેટલીકવાર સારું ચિત્ર તેને બરોબર બંધબેસતા ઉચિત નામ-સાથે રજૂ થવાથી જોનારના મન પર તીવ્ર છાપ પાડી દઈ પોતાનું સ્થાન તેના હૃદયમાં મેળવી લે છે. ચિત્રમાં રહેલો સંકેત ઉચિત રીતે દર્શાવી ન શકે તેવું નામ નિરર્થક છે.

ભાઈ શુકદેવ ભચેચે પોતાના ચિત્રને આપેલા નામોમાંથી 'મિત્રતા' માંડ શોધી લેવું પડ્યું છે. બાળકના મનમાં પ્રાણી પ્રત્યે રહેલી સ્વાભાવિક પ્રીતિ દર્શાવતા એમના ચિત્રના તેજછાયા અનુકૂળ છે, પ્રિન્ટિંગ પણ સારું છે, પણ ચિત્રમાંની વધુપડતી વસ્તુઓ પર રચના કૌશલ્યથી કાબુ મેળવાયો નથી. જમણી બાજુના કુરકુરિયાનું બહાર નજર કરતું ડોકું જોનારની આંખને પણ પોતાની સાથે ચિત્રમાંથી બહાર ખેંચી જાય છે, ને એ રીતે રસભંગ કરે છે. વચલા કુરકુરિયાનું માથું આગલાના માથા તથા બાળકના હાથ સાથે ભળી જઈને ચિત્રના વચલા ભાગમાં ન સમજાય તેવો ગોટાળો રચાઈ ગયો છે, એ પાડનારની ખામી દર્શાવે છે. બાળકો ને પ્રાણીનાં ચિત્રો લેવામાં ધીરજ અને ચાંપ દાબવાની અનુકૂળ તક ઝડપવાની આવડત જોઈએ.

ભાઈ ચંદુલાલ ભટ્ટના ચિત્ર 'પ્રણય-આરાધના'નું નામ પણ ફક્ત જ ટીકાને પાત્ર છે. ચિત્રનું રહસ્ય, નથી ચિત્ર સમજાવતું કે નથી નામ સમજાવતું. બાકી પક્ષીનાં પીંછાંની કુમાશદાર રેખાઓ યોગ્ય એક્સ્પોઝરથી એ ચિત્રમાં પકડી છે. પ્રિન્ટની ડાબી બાજુ લગભગ અરધો ઈંચ અને નીચેના ભાગમાં ૦ ઇંચ વધારવાથી સંયોજન સુધરશે. ભાઈ ચીમન મેવાડાના 'પ્રતિબિંબ'ના પ્રિન્ટની ટૅક્નીક સારી છે, પાણીમાં પડતા પડછાયાનું સૌંદર્ય સારું ઝડપાયું છે, પણ પાત્રની પસંદગી ઉચિત નથી. ભાઈ મન્સૂરીના 'સૂર્યાસ્ત'માં બંને પાત્રો હાથની આંગળી ઊંચી કરે છે તે નિરર્થક લાગે છે. કોઈપણ એક પાત્ર આંગળી વડે બીજાને બતાવતું હોય એ ભાવ વધુ સારો લાગત. આવાં ચિત્રો લેવા માટે નેગેટિવનું એક્સ્પોઝર પ્રમાણ કરતાં ઓછું જ અપાય છે, અને આછું પીળું ફિલ્ટર ન વાપર્યું હોય તો પણ હાલની પેન્ક્રોમૅટિક ફિલ્મોમાં હવે વાદળાં સારી રીતે આવી શકે છે.

ભાઈ શુકદેવ ભચેચના બીજા ચિત્ર 'આતુરતા'માં સૂર્યપ્રકાશથી પડતી દરવાજાની આકૃતિની સરસ છાયા બતાવી છે, પણ દરવાજાની આકૃતિમાં ભળી જતી બાળકના ચહેરા તથા હાથની ગોઠવણ બરોબર નથી. ભાઈ દિવાકર ભચેચનું 'સ્નાન' ચિત્ર ઉચિત સ્થળેથી લેવાયું છે, પણ લેવાનો હેતુ માર્યો ગયો છે. વિગતો સાચવવા માટે ડાયાફ્રામનું માપ તથા ફોકસ અને શટરની ઝડપ સાચવી શકાયાં નથી. ચિત્રમાં ક્ષિતિજરેખા વાંકી હોય એ શિખાઉપણાનો પ્રાથમિક દોષ એમાં આવવા દીધો છે. કૅમેરા વાંકો રહેતા કવચિત્ એ દોષ આવી જાય તો ટ્રિમિંગ કરીને સુધારી લઈ શકાય છે. ચિત્રમાં પાણી અને આકાશના ભાગ જોઈએ તેવા ઉતારી શકાયા નથી.

બી. બી. દુનીઆ



# સંસારનાં શહેરો

## ૩૯–ટ્યૂનિસ

આફ્રિકા ખંડને ઇશાન ખૂણે પ્રાચીન રોમન સામ્રાજ્યનું જબ્બર હરીફ કાર્થેજ જ્યાં આવેલું તે તમામ પ્રદેશને આવરી લેતું ટ્યૂનિશિયાનું સૈન્ય સંસ્થાન અને તેનું પાટનગર ટ્યૂનિસ આજના યુદ્ધનું ક્ષેત્ર બનીને ધ્યાન ખેંચી રહ્યું છે.

ભૂમધ્ય સમુદ્રના પશ્ચિમ તરફના વિભાગના ઉંબર પર તે આવેલું હોવાથી, કાર્થેજનું કિસ્મત ઘડનાર બધા જ લાભ ટ્યૂનિસને પણ મળ્યા છે. ભૂમધ્યમાંથી ફંટાતા ટ્યૂનિસના અખાતની નૈઋત્યે ભૂમિખંડ પર, એક વિશાળ સરોવરને પશ્ચિમ કાંઠે ટ્યૂનિસ વસેલું છે, અને દરિયાથી તે સરોવર સુધી ૧૦ કીલોમીટર લાંબી એક ઊંડી નહેર ખોદીને દરિયા સાથે તેનો સંબંધ જોડી તેને બંદર બનાવવામાં આવ્યું છે. મોટે ભાગે ડુંગરાળ એ મુલકમાં, સરોવર તરફ ઢળતી બે ટેકરીઓની વચ્ચેના ઢાળ પર ટ્યૂનિસ બે જુદાંજુદાં ગામ રૂપે વસેલું છે. ટેકરીઓ ઉપર જૂનું, દેશીઓની વસાહતવાળું ગામ છે, જ્યારે યુરોપિયન વસાહત તેની નીચાણમાં સરોવરકાંઠે આવેલી છે તેની માંડણી આધુનિક બાંધણીના ક્રમબદ્ધ મકાનો વાળી નગરરચનાથી કરેલી છે અને સીધા કાટખૂણે કપાતા તેના હોરીઝંટ રસ્તાઓ પર બેંકો, થીએટરો, દેવળો, રેસીડેન્સી, ઓફીસો, હૉટેલો વગેરે આવેલા છે. શહેરના મધ્ય ભાગે આવેલો ઍવન્યુ દ ફ્રાન્સ સૌથી વધુ હલનચલનવાળો માર્ગ છે તે લા પોર્ટ દ ફ્રાન્સ નામના બંદરે જઇ અટકે છે, જ્યાંથી જૂના નવા સમસ્ત ટ્યૂનિસનો વ્યવહાર ચલાવતી ટ્રામવેના માર્ગો ફૂટે છે.

જૂનું ગામ ત્રણ વિભાગમાં વહેંચાએલું છે. મદીના નામના મધ્યભાગમાં પુરાણી વસાહતનો છે; ઉત્તરના બાબ સૂઇકા નામના પરામાં યહુદીઓ રહે છે અને દક્ષિણનું પરું બાબ જઝીરા છે જૂના શહેરને કોટ પણ છે પોતાની પુરાતન મસ્જિદો માટે આ શહેર પ્રખ્યાત છે, જેમાંની અત્યંત જૂની જામે ઝિતુના (અખરોટ-વૃક્ષની મસ્જિદ)માં ઈ. છઠ્ઠી સદીમાં સ્થપાએલી પ્રાચીન મુસ્લિમ વિદ્યાપીઠ છે ઉપરાંત મસ્જિદે ટૅમ્બા (૧૩મી સદી) અને સીદી મહેરેઝ (૧૭મી સદી) એ બે ખાસ વિખ્યાત છે જોકે કાઇરો કે બગદાદ સમા ભવ્ય સ્થાપત્ય કે કુમાશદાર શિલ્પની ઝાંખી અહીં ન થાય, પણ પોતાની વિશિષ્ટ બાંધણીને લીધે લંબચોરસ મથાળાં, લેસ જેવા કોતરકામવાળા સમચોરસ લાગતા, અહીંની મસ્જિદોના અષ્ટકોણ મિનારાઓનું દૃશ્ય આહ્‌લાદક હોય છે નમાઝ વખતની મુઅઝ્ઝિનની બાંગ એ આહ્‌લાદકતામાં ઓર વધારો કરે છે ટ્યૂનિશિયાના બેનો પ્રાચીન રાજપ્રાસાદ પણ આંખ ઠારે એવો છે. બેનો ભવ્ય દરબાર જ્યાં ભરાતો એ વિશાળ ખંડમાં તો આજે તેના પૂર્વજોનાં ચિત્રો સાથે ફ્રાન્સના રાજાઓના ચિત્રો ટાંગેલા છે એની નજીકમાં જ બાંધેલા બધા મહેલાનું જનાનખાનું આવેલું છે પરંતુ એ બધું કરતાં ખાસ પ્રેક્ષણીય તો ત્યાંનું મોરિસ્ક પદ્ધતિનું આલાવી મ્યૂઝિયમ છે જેમાંનો વિશિષ્ટ સંગ્રહ આજે પણ આગંતુકને પુરાણાં મ્યૂનીક કે રોમન સામ્રાજ્યનાં સ્વપ્નામાં લીન કરી દે છે.

શહેરને અગ્નિખૂણે ૮૯ માઇલ દૂર ઝઘવાનમાં રોમન સમયના એક મોટા સુંદર જલાગારના અવશેષો છે અને ત્યાંથી કાર્થેજ સુધીનો વાદી મિલાઇનની ખીણનો આખો રસ્તો પણ થાંભલી ઉપર ટેકવેલી ક્માનો અને પ્રાચીન અવશેષોથી ભરેલો છે



હોરીઝંટ રસ્તાઓ અને આધુનિક મકાનો વાળી યુરોપિયન વસાહતનું વિહંગદૃશ્ય



નકશીકામવાળાં વિશિષ્ટ રસમિનારવાળી ટ્યૂનિસની મસ્જિદો ધરાવતું જૂનું નગર

ઝેતુના મસ્જિદની પાછળના ભાગમાં, આ તરફની ખાસ વિશિષ્ટ એવી, મથાળે કમાનો અગર પાટિયાનાં છાપરાં છાએલી, સાંકડી ગલીઓ જેવી બજારો આવેલી છે, જેમાં માત્ર પગે ચાલનારાઓ જ ફરી શકે. દરેક ધંધા અને કારીગરો આદિ જુદાજુદા લત્તાઓ આવેલા છે તેની ખડકી બંધ ઝરૂખા જેવી

# કોણ ચડે?

**એક બાળવાર્તા**
**—મોટાંઓને ય માટે**



નદીનો કાંઠો. કાંઠે પીપળાનું ઝાડ. તેના પર કાગડાનો માળો. સાંજ થાય ને કાગડી આવે માળામાં બેસે. કાગડો આવે ને પાસેની ડાળ પર બેસી જાય રાત આખી નીરાંતે ઊંઘે. સવાર થાય ને ઊડી જાય આમ ઘણા વરસોથી કાગડો ને કાગડી પીપળા પર રહે છે

એક દિવસની વાત. કાગડો ને કાગડી બેઠા છે. આથમણી દિશામાં હજી રતૂમડા વાદળા અંધારાથી ઢંકાયા નથી. દૂર દૂર માણસ ભૂતના ઓળા ઊડતા દેખાય છે કોઈ કોઈ ખેડૂત હજી મોડો મોડો ઘર ભણી સાંતીડું લઈ બળદ હાંકાવતો જાય છે. એવામાં કાગડો ને કાગડી બેઠા હતા ત્યાં ચીચી, ચીવ ચિંવ, ચિંવ એવો અવાજ સંભળાયો

કાગડો કહે, 'આ શું?'

કાગડી કહે, 'પીપળાના થડમાંથી અવાજ આવ્યો.'

કાગડો કહે, 'પણ આપણા સિવાય આ પીપળા પર બીજું કોઈ પંખી તો રહેતુ નથી આ બચ્ચાં કોનાં બોલ્યાં?'

ત્યાં તો ફડ ફડ ફડાટ કરતો થડમાંથી એક પોપટ નીકળ્યો અને કાગડાની સામે ડાળી ઉપર આવીને બેઠો કાગડો ને કાગડી નવાઈથી તેની સામે જોઈ રહ્યાં.

પોપટ બોલ્યો, 'ભાઈ કાગડા, મને માફ કરજે. હું તારો પરોણો છું'

કાગડો કહે, 'પરોણો યે ઠીક અને લાકડી યે ઠીક, પણ તું આ થડમાંથી ક્યાંથી નીકળ્યો?'

પોપટ કહે, 'ભાઈ, મારી પોપટી વિયાવાની થઈ હતી. આટલામાં કોઈ ઝાડ એવું ન મળે. પેલું વડનું ઝાડ છે, પણ તે જુવાન છે તેમાં બખોલ થાય નહિ બાવળ તો ઘણા છે, પણ તેમાં મારી ચાંચ ખૂંપે નહિ આ પીપળાનું ઝાડ ઘરડું જોયું. વળી બખોલ કોતરાય એવી પોલ જોઈ મારી પોપટીએ પણ કહ્યું કે આ જ જગ્યા સારી છે બખોલ કરવાનો વિચાર કર્યો, પણ તમારો માળો જોયો. વિચાર્યું કે જાણી જશો તો કાગડાભાઈ બખોલ કોતરવા નહિ દે; ને બખોલ કોતરવા દેશો તો ઈંડાં રહેવા નહિ દે. એટલે એક ઉપાય ખોળી કાઢ્યો તમે બંને ચણ લેવા જાઓ એટલે પાછળથી આવીને અમે બંને થોડો થોડો વખત બખોલ કોતરીએ આમ દિવસ તો ઝાઝા થયા, પણ બખોલ કોતરી ઈંડાં મૂક્યાં, સેવ્યાં અને આજ તેનાં બચ્ચાં પણ બોલતાં થયાં. પણ આ બધું તમારાથી છાનું કર્યું. હવે છાનું કેમ રખાય? માટે તમારો પરોણો થયો છું'

કાગડી હસી પડી. બોલી કે 'ભાઈ, એમ કાંઈ અમારી કાગડાની જાત બધે પાપ જ કરતી હશે? ઘણી વાર કોયલનાં ઈંડાંને હું ઓળખી જાઉં છું તો ય સેવીને બચ્ચાં કરી ઉડાડી મૂકું છું.'

કાગડો કહે, 'મેં તો હવે ઈંડાં નહિ ફોડવાનું નીમ લીધું છે અને તમે ભલે આવ્યા. એકથી બે ભલા. આવડા મોટા ઝાડમાં આપણાં બે ઘર હોય તો જરા રોનક તો રહે! માટે તમે લહેરથી રહો.'

પછી તો દિવસ પર દિવસ જવા માંડ્યા. કાગડાને પોપટને થઈ ભાઈબંધી. રોજ ચણ લેવા જાય અને ઊડતા આવે ને પાછે ચડે. કાગડો કહે કે 'ભાઈ, બહુ રૂપ સારાં નહિ. કોઈ દિવસ માર્યાં જઈએ અને તેમાં યે તમારે પોપટને તો રૂપ લોભા જઈ પડે છે. એ રૂપાળા વાનથી અને બોલીથી જીવનભર પાંજરાના બંદી થવું પડે છે પણ એય ખરું કે બહુ રૂપાળા તે બહુ બેવકૂફ પણ હોય છે નહિ તો વળી પાંખવાળું પંખી માણસના હાથે પકડાય? ઊડીને ગમે ત્યાંથી છટકે.'

પોપટ કહે, 'ભાઈ, એ તો બધી વાતો આવડે. બીજાની ખોટ કાઢવી સૌને સહેલી છે તમે રૂપાળા હોત અને લોકોને ગમતા હોત તો તમે ય પીંજરાના વાસી થયા હોત.'

કાગડો કહે, 'એ વાતના થોથાં કાગડાનો બચ્ચો કોઈનો પકડાયો પકડાય નહિ અને કાગડો માણસના હાથે પકડાય તો તો થઈ રહ્યું તો તો જગતમાં ચતુરાઈનો અંત આવી ગયો.'

પોપટ કહે, 'ભાઈ, બહુ શેખી સારી નહિ. માણસમાં યે ઘણા ચતુર હોય છે વાઘ ને હાથી જેવાને પકડી લે છે. માટે માણસોની જાતથી તો ચેતતા રહે તેટલા ચાલીએ તો ય પકડાઈ જઈએ.'

કાગડો તો હસવા જ માંડ્યો તેણે કહ્યું કે માણસની જાતનો દાદો આવે તો ય કાગડો ઉતરાય નહિ.

થોડા દિવસ વીતી ગયા એક દિવસ કાગડાને પાંખમાં કાંટો ભરાઈ ગયો હતો, તેથી તે સાથે ગયો નહિ પોપટ એકલો ચણ લેવા ગયો.

બપોર થયા અને સાંજ થઈ કાગડો તો પોપટની રાહ જોઈ રહ્યો છે અંધારું થઈ ગયું તો ય પોપટ આવ્યો નહિ. પોપટી ચિંતા કરવા માંડી બંને રાહ જોઈ જોઈને થાકી ગયા

પોપટી કહે, 'શું થયું હશે? પોપટ કેમ નહિ આવ્યો હોય?'

કાગડીએ આશ્વાસન આપ્યું, 'ગમે તેમ થયું, પણ ક્યાંક રોકાઈ ગયો લાગે છે. હવે તો અંધારું થઈ ગયું છે'

ત્રણે મોડી રાત સુધી જાગ્યાં, અને પોપટ આવ્યો નહિ એની ચિંતામાં ને ચિંતામાં ઊંઘી ગયાં. સવાર થયું. પોપટી જાગી. કાગડાને કહે, 'ભાઈ હું તો જાઉં છું બધે ફરીશ ને પોપટને ગોતીશ.' એમ કહીને પોપટી ઊડી ગઈ.

કાગડાની પાંખમાંથી કાગડીએ કાંટો કાઢી નાખ્યો હતો અને થોડું થોડું દુખતું હતું, તો ય એ તો પોપટને શોધવા ઊડી નીકળ્યો. વન જોયાં, ઝાડી જોઈ, ગામ જોયાં, ખેતર જોયાં, નદી ને તળાવ, કૂવા ને વાવ બધે જોઈ વળ્યો. ક્યાંય પોપટનો પત્તો લાગ્યો નહિ. કાગડો વિચારમાં પડી ગયો કે પોપટને થયું શું? ડૂબી ગયો હોય તો નદીમાં હોય કૂવામાં પડ્યો હોય તો ઉપર તરતો હોય. ઝાડ ઉપર હોય તો બધાં વન જોયાં ક્યાંય નથી હવે ક્યાં ગોતવો?

થાકીને કાગડો સાંજે માળામાં આવ્યો. પોપટી પણ આવી પોપટી રુએ ને બળાપો કરે. કાગડી ને કાગડો તેને ધીરજ આપે પણ પોપટી રોતી બંધ થાય નહિ

કાગડો કહે: 'કાલે હું પાતાળમાં હશે તો ત્યાંથી અને આકાશમાં હશે તો ત્યાંથી ગોતી લાવીશ. તમે ચિંતા ન કરો.'

બીજો દિવસ થયો. કાગડાએ પોતાના ભાઈબંધોને એકઠા કર્યા બધાને કહ્યું કે તમે સૌ જુદી જુદી દિશામાં જાઓ અને મારા ભાઈબંધ પોપટનો પત્તો લઈ આવો.

કાગડા તો ઊપડ્યા ચારે દિશામાં ફરી વળ્યા. ખૂણેખૂણો જોયો.

# પંચતંત્રની વાર્તાઓ

## પાંચમું તન્ત્ર · અપરીક્ષિતકારિતા

એવામાં બ્રાહ્મણ ભિક્ષા લઈને આવ્યો એને બ્રાહ્મણી કહે, 'અરેરે, તમને ભિક્ષાનો લોભ લાગ્યો ને તમે મારું કહ્યું કર્યું નહિ, એનું આ ફળ આવ્યું. ભગવાને આ ઠીક કહ્યું છે:

**અતિલોભ ન કર્તવ્ય લોભ તેમ ન છોડવો ।**
**અતિલોભાભિભૂતોને ભમે છે ચક્ર મસ્તકે ॥'**

બ્રાહ્મણ કહે, 'એ કેમ?' બ્રાહ્મણી કહે:

### કથા ૨

એક ઠેકાણે ચાર બ્રાહ્મણપુત્ર મિત્રો રહેતા હતા. એમણે વિચાર કર્યો, 'ધિક્ આ દરિદ્રતાને. વાઘગનાથ વનમાં વલ્કલ પહેરી ઘાસ-પથારીએ સૂઈ રહેવું સારું, પણ સગા વચ્ચે ધનહીન થઈને રહેવું સારું નહિ. એટલે ધન સારુ આપણે ક્યાંક જઈએ.' એમ કરીને એ તો નીકળી પડ્યા.

એમ કરતાં કરતાં એ અવન્તી આવ્યા, સિપ્રામાં ન્હાયા, અને મહાકાલને પગે લાગીને બહાર નીકળ્યા ત્યાં ભૈરવાનન્દ નામે યોગી સામો મળ્યો. એને મળે એટલે ભૈરવાનન્દે એને ચાર દીવી આપી, ને કહ્યું, 'હિમાલયની દિશાએ જાઓ, ત્યાં જતાં જ્યાં દીવી પડે ત્યાં ખોદવાથી તમને અચૂક ધનભંડાર મળશે.'

આમ કરતાં એક જણના હાથમાંથી દીવી પડી ત્યાં ખોદ્યું તો તાંબું નીકળ્યું એટલે તે બોલ્યો 'આવો, ઇચ્છાએ તાંબું લ્યો.' બીજા કહે, 'અરે મૂઢ, તાંબાને શું કરે? એનાથી દાળદર ન ફીટે; એટલે ઊઠ, આગળ જઈએ.' તે એ કહ્યો, 'આપ જાઓ, મારે આગળ નથી આવવું.' એમ કહી જેટલું તાંબું લઈને પહેલો પાછો વળ્યો.

ત્રણ જણ આગળ ચાલ્યા. થોડેક ગયા ત્યાં અગ્રેસરની દીવી પડી, ત્યાં ખોદ્યું તો રૂપું નીકળ્યું એટલે તે હર્ષથી બોલ્યો, 'અરે, ઇચ્છાનુસાર રૂપું કાઢો. આગળ ન જવું.' બીજા બે બોલ્યા, 'પાછળ તાંબું હતું, આગળ રૂપું આવ્યું, એટલે હવે પછી પૃથ્વી સુવર્ણમયી હશે. રૂપું બહુ હોય તો ય એનાથી દાળદર ન ફીટે, એટલે અમે તો આગળ જઈશું.' એમ કહીને બે જણ આગળ ચાલ્યા, અને બીજો યથાશક્તિ રૂપું લઈને પાછો વળ્યો.

બે જણ ચાલ્યા ત્યાં એકની પાછી દીવી પડી, અને એણે હરખીને ખોદ્યું તો સુવર્ણભૂમિ જોઈ અને બીજાને કહ્યું, 'સ્વેચ્છાએ સોનું લ્યો. સોનાથી ઉત્તમ બીજું કાંઈ નહિ હોય.' ચોથો કહે, 'તું કાંઈ જાણતો નથી. પહેલાં તાંબું, પછી રૂપું, પછી સોનું આવ્યું એટલે આનાથી આગળ રત્ન હશે, જે એક મળે તો ય બેડો પાર થઈ જાય. એટલે ઊઠ, આપણે આગળ જઈએ. ભારબંધ સોનું બહુ હોય તો ય શું?' તે બોલ્યો, 'તું જા. હું અહિં તારી વાટ જોઉં છું.'

ચોથો જણ આગળ જાય છે ત્યાં તેણે લોહીલોહાણ શરીરવાળા ને માથે ફરતા ચક્રવાળા એક પુરુષને જોયો, ને એને કહ્યું,



આગળ જાય છે ત્યાં તેણે લોહીલોહાણ શરીરવાળા ને માથે ફરતા ચક્રવાળા એક પુરુષને જોયો

'તમે કોણ છો? તમારે માથે આ ચક્ર કેમ ભમે છે? અહિં ક્યાંય પાણી છે કે?' આમ બોલે છે ત્યાં એ ચક્ર એમના માથા ઉપરથી ઉતરીને બ્રાહ્મણને માથે ચડ્યું. એટલે તે બોલ્યો, 'અરે, આ શું?' એલો કહે, 'મારે માથે પણ એમ જ ચડ્યું હતું.' બ્રાહ્મણ કહે, 'મને બહુ વેદના થાય છે. આ હવે ક્યારે ઉતરશે?' તે કહે, 'વળી કોઈ સાધક હાથમાં દીવો લઈને તારી પેઠે વાત કરશે, ત્યારે ચક્ર એને માથે ચડશે.' બ્રાહ્મણ કહે, 'તને અહિં કેટલો સમય થયો?' તેણે કહ્યું, 'હમણાં પૃથ્વી ઉપર કોણ રાજા છે?' બ્રાહ્મણ કહે 'વીણાવત્સરાજ.' તે બોલ્યો, 'કાળસંખ્યા હું ન જાણું, પણ રામ રાજા હતા ત્યારે હું અહિં દીવો લઈને આવ્યો હતો.' બ્રાહ્મણે પૂછ્યું, 'તમે અન્નજળનું કેમ કરતા?' તે કહે, 'ચક્રધારી ભૂખતરસનિદ્રા વિના કેવળ વેદના જ અનુભવે છે, એટલે હવે આજ્ઞા હોય તો ઘેર જઉં.' એમ કહીને એ ગયો.

એવાને આવતા વિલંબ થયો, એટલે સુવર્ણસિદ્ધિ એને ગોતતો એના પગલાંની પંક્તિએ ચાલતો ચાલતો ગયો, તો એને માથે ચક્ર ભમતું જોયું ને પૂછ્યું, 'અરે, આ શું?' તે કહે, 'દરમ.' એમ કરીને એણે બધો વૃત્તાન્ત કહ્યો, એ સાંભળીને સુવર્ણસિદ્ધિ કહે, 'મેં તને બહુ વાર્યો, પણ મારું તેં સાંભળ્યું નહિ હવે શું બને? વિદ્વાન ને કુલીન પણ બુદ્ધિરહિત હોય અગર આ ઠીક કહ્યું છે'

**બુદ્ધિ સારી નહિ વિદ્યા વિદ્યાથી બુદ્ધિ ઉત્તમ।**
**બુદ્ધિહીન મરે છે જો જેમ તે સિંહકારક ॥**

ચક્રધર કહે, 'એ કેમ?' સુવર્ણસિદ્ધિ બોલ્યો:

## કથા ૩

એક ઠેકાણે ચાર બ્રાહ્મણપુત્ર મિત્રો રહેતા હતા. તેમાં ત્રણ શાસ્ત્રપારંગત પરંતુ બુદ્ધિરહિત હતા, અને એક બુદ્ધિમાન પણ શાસ્ત્રવિમુખ હતો. તે મિત્રોએ મંત્રણા કરી, 'દેશાન્તર જઈ રાજાને પ્રસન્ન કરી ધનપ્રાપ્તિ ન કરિયે તો વિદ્યાનો શું સાર? એટલે ચાલો પરદેશ.'

એમ કરીને થોડેક ગયા ત્યાં એક કહે, 'અહો આપણામાં એક ચોથો મૂઢ છે, કેવળ બુદ્ધિમાન જ છે પણ રાજાની કૃપા વિદ્યા વિના બુદ્ધિથી નથી મળતી, એટલે હું આને મારી કમાણી આપીશ નહિ; ભલે એ ઘેર જાય.' બીજો કહે, 'અહો, આપણે નાનાથી ભેળા રમ્યા છીએ. એટલે એમ કરવું ઠીક નહિ. એ ભલે આવે, ને આપણી કમાણીનો સમભાગી થાય.'

આમ ચાલ્યા જાય છે ત્યાં વનમાં મરેલા સિંહનાં હાડકાં જોવામાં આવ્યાં. એટલે એક કહે, 'આજ, વિદ્યાની કસોટી કરિએ. આ કાંઈક પ્રાણી મરેલું છે અને વિદ્યાપ્રભાવથી જીવતું કરિએ. હું હાડકાં જોડવું છું.' એમ કરીને એણે હાડકાંનો સમય કર્યો. બીજાએ ચામડું, માંસ, લોહી જોડ્યાં. અને ત્રીજો જીવ મૂકવા જાય છે ત્યાં સુબુદ્ધિ કહે, 'થોડીક વાર ખમ આ સિંહ નિપજે છે. એને જીવતો કરીશ તો બધાને મારશે.' એ સાંભળીને પેલો કહે, 'ધિક્, મૂર્ખ, મારી વિદ્યાને હું અફળ નહિ કરું.' એટલે સુબુદ્ધિ કહે, 'તો હું ઝાડ ઉપર ચડી જઉં એટલી વાર ખમ.' એમ એ ઝાડે ચડ્યા પછી એલાએ સિંહને સજીવન કર્યો તેણે ત્રણેયને મારી નાખ્યા. અને સુબુદ્ધિ ઝાડથી ઉતરી ઘેર ગયો. એટલે હું કહું છું 'બુદ્ધિ સારી નહિ વિદ્યા' ઇતિ (ચાલુ)

દેસાઈ વાલજી ગોવિન્દજી

**કચ્છનાં કીર્તિમંદિરો . . .** (અનુસંધાન પાછળના પાન ૪૨થી)

દેવામાં આવતા. પણ તેમ હોય તો તેનો કોઈ પાળિયો ન કરે; એટલે આ તો કોઈ મર્દ મલ્લ સિંહ સાથે કુસ્તી કરતા ખપી ગયો હશે તેનો પાળિયો હોય તેમ જણાય છે. મોટા રાજ્યદરબારોમાં જ એ શોખ પોષાતો. આ વસ્તુ ભદ્રેશ્વરનું મહારાજ્ય હતું તેના પ્રમાણ તરીકે ઘટાવી શકાય. ભદ્રેશ્વરની ભીતરમાં આવી વસ્તુઓનો ખજાનો અભ્યાસીઓને આમંત્રતો પડ્યો છે. અને દરિયા કિનારે આવેલ નાગેશ્વર કે ખોખંડા મહાદેવના મંદિરના ઓટલામાં ચણી લેવામાં આવેલો, સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાળના પાછલા સમયનો,—જે વખતે દાદાક નામે[૮] 'નાગર મહામાત્યપદે' હતા તે સમયનો—સં ૧૧૯૫નો શિલાલેખ ઉકેલવાં સુધીમાં કરવા પડતા રખડપાટોમાં પુરાતત્ત્વના શોખીન અને અભ્યાસીની ઊંડી રસદૃષ્ટિ કેળવાય છે. આ શિલાલેખ દુદીઆવાળા દેરામાંથી અહીં લાવ્યાનું કહેવાયું. આ મંદિરમાં, ઊભેલા ગણપતિની પૂરા માપની એક મૂર્તિ છે. આપણા પ્રતાપી ભૂતકાળનું અહીં પણ ગૌરવદર્શન થાય છે અને સ્વદેશાભિમાનની ઊર્મિ જાગૃત થાય છે.

અમદાવાદથી યાત્રાએ આવેલા મારા જૈન મિત્રો સહિત ભદ્રેશ્વરમાં રખડતાં અમે છેવટે ત્યાંના સમુદ્રકિનારે પહોંચ્યા. દરિયાનો ઘૂઘવાટ અને ઉછળતાં મોજાં, વાદળિયો દિવસ અને દૂરદૂર નાંગરેલાં વારેતોનાં બેથાર ખખડધજ વહાણો, એ બધાથી થતી વાતાવરણની જમાવટમાં મન મહાલવાની પુરાણી ભાવનાનું સ્વપ્ન અનુભવવા લાગ્યું; અને તે દિવસે તેના ધ્વંસાવશેષોની ખાકનો પરિમલ પણ મુબારક લાગ્યો. ફરીને વળતાં ત્યાંના પાણીભર્યા તળાવકાંઠે આવ્યા. તળાવ વચ્ચેના આકર્ષક બે ઝરૂખા, ઘાટ અને તે ઉપરના વૃક્ષોની ઘટા તથા મંદિરોનાં, પાણીમાં પડતા પ્રતિબિંબો એવાના રાતા રંગમાં એટલાં મનોહર જણાયાં કે ત્યાંની પાળ પર બેઠા વિના આગળ રહેવાયું નહિ. અહીં વિચારોએ ખૂબ દોડાદોડ કરી મૂકી. અંધારું થયું. મન અને શરીરે થાકેલા છેવટે અમે ફરી દેરાસરના સુઘડ અને ભક્તિભાવભર્યા વાતાવરણમાં પ્રવેશ્યા. પ્રજાજીવનની શુદ્ધિ કરીને જનસમુદાયના સાંસારિક જીવનને ઉન્નત કરે એ ભાવનાથી ધર્મમાં અને સદાચારમાં રહેવાનું જ્યાંથી બળ મળે એવાં આ મંદિરો સંસ્કૃતિને જાગતી રાખવા તથા જીવનનાં ઝરણ વહેતાં રાખવા કેટલાં અગત્યનાં છે એ તે દિવસે સમજાયું અને પવનના સુસવાટા સાથે ફરકતી ધ્વજાઓ નીચેની ઘંટડીઓના રણકાર તથા મંદિરમાં થતી સંધ્યાઆરતીને ઘંટારવમાંથી સર્વાનંદસૂરિના શબ્દો પ્રતિધ્વનિત થતા લાગ્યા

महा पुरन्ध्री कर दर्पणाभं ॥ महेभ्यलोकैः परिशोभमानम्
अस्तीह भद्रेश्वर नामधेयं ॥ पुरवरं कच्छ क्षतैक शोभम् ॥

(અર્થ: મોટા પરિવારવાળી સૌભાગ્યવતી સ્ત્રીના હાથમાંના અરીસા સરખું, ધનાઢ્ય લોકોથી શોભતું, કચ્છ દેશને શોભાવનારું, આ પૃથ્વીને વિષે ભદ્રેશ્વર નામે ઉત્તમ પુર છે. —જગડૂચરિત-દ્વિતીયસર્ગ)

(ચાલુ)

૮ કચ્છમાં હજુ પણ પહોંચવાળા માણસને 'દાદાક છે' (ધાધાક આય) એમ કહે છે અને અહીં લાટના યોદ્ધાઓનું પરિબળ પ્રવર્તક હશે તેના સૂચન તરીકે પ્રતિભાશાળી પૂરા પુરુષને 'લાટ માણસ છે' (લાટ માડુ લગેતો) કહે છે; એમ જૈન સમાજની લોકભાષામાં કહેતી તરીકે છપાઈ ગએલી વસ્તુથી આ વાતને અનુમોદન મળે છે

પોતાની પાસે કશું ન હોવા માટે ખિન્ન રહેનાર માણસ કરતાં પોતાની પાસે હોય તે માટે પ્રસન્ન રહેનાર માણસ વધારે ડાહ્યો છે.
કાગડાઓ તો માત્ર મુરદાની આંખો ફોલી ખાય છે, પણ ખુશામદ તો જીવતાંની આંખો ફોલી ખાય છે.



# માધુકરી

આજ સંસ્કૃતિઓના શિખરો ઊંડે, ખંડખંડના ખડગો ખેડી ડૂબ્યા,
દિનના નયનોને ભાગે રજની, મેઘ-મેઘની બમણે મેઘ ઊભા;
સરિતે સરિતે જે આરા આઘે, મહાજ્વાળામુખી જગ ભડભડિયો,
આભે અંધારના બાંયા તોરણિયા ધૂમકેતુ પછાડે જે પૂંછડિયો,
જ્યહીં સાગર ઢોળાય સાગરમાં, જુગજુગ ગાઢી જુગ ડગે છે જ્યહીં
જ્યહીં પૃથ્વીની પાળ પડે જળમાં, મહા આભમાં આગ સમાય જ્યહીં,
માનુષમ વિમાસણ તીર મૂકી, બગીને ઇતિહાસની વિશ્વવતી,
રણગોર ચડે ઘૂમતો નભમાં 'હરિ' કાળની નોબત બાજી રહી

('પ્રજ્ઞાચક્ષુનાં પ્રજ્ઞાબિન્દુ'માંથી) —કવિ નાનાલાલ

## ગોપાળરાવ હરિ દેશમુખ

[આ અંકમાં આપેલા મુખ્ય જીવનચરિત્રના નાયક ગોપાળ હરિ દેશમુખનું નામ ગુજરાતી વાચકોને આજ સુધી લગભગ અપરિચિત રહ્યું છે, પણ અમદાવાદમાં તે બધું મળીને બાર વર્ષ રહી ગયા અને એ શહેરની તથા તે દ્વારા ગુજરાતની એમણે સારી સેવા કરી છે સ્વ નરસિંહરાવ દિવેટિયાએ પોતાના 'સ્મરણમુકુર'માં એમનું સ્વાનુભવ-રસિક નિકટવર્તી દર્શન કરાવ્યું છે તે પણ આ અંકના ચરિત્ર સાથે વાચવાની ભલામણ કરી એમાંનો થોડો ભાગ અહીં આપીએ છીએ —સં૦]

ગોપાળરાવના નામથી આ જમાનાના ઘણા લોકો અજાણ્યા જ હશે. માટે કાંઈક એમનું ઓળખાણ કરાવવાની જરૂર છે. એ દક્ષિણી હતા છતાં ગુજરાતી હતા દક્ષિણમાં આરંભકાળમાં જીવન ગાળી ઉત્તર કાળમાં અમદાવાદની સ્મૉલ કૉઝ કોર્ટના જજ તરીકે ગોપાળરાવે લાંબી અને લોકપ્રિયતા સંપાદન કરનારી કારકિર્દી ભોગવી હતી. ગુજરાતીભાષા પણ માતૃભાષા જેવી સરળતાથી બોલતા હતા પ્રાર્થના-સમાજ મંદિરમાં વ્યાખ્યાન કરવાને ઊભેલા ગોપાળરાવની મૂર્તિ અત્યારે પ્રત્યક્ષ દેખું છું. દક્ષણી પાઘડી, કાંઈક વાંકી પહેરેલી, તે નીચે આડી રેખાઓવાળું કપાળ, કાંઈક ઊંચી જતી ભ્રમરો, વિચાર તથા વાણીને સ્વવશ રાખી સ્વેચ્છાથી રમાડવાની શક્તિ પ્રકટ કરતી મુખચર્યા, આ સર્વ તદ્રૂપ મારાં નયન આગળ આલેખાય છે શ્રોતામંડળ તરફ લક્ષ જ ના હોય તેમ, પોતે જાણે સ્વગત જ વાક્યો ઉચ્ચારતા હોય તેમ, અથવા તો મંદિરના ખંડમાં માંડેલી ખુરશીઓ જોડે વાતો કરતા હોય તેમ, વિચારમાળા—વાણીની કડકડત ગોઠવેલી દોરીમાં મણકા પરોવેલી માળા—કેરવે જતા ગોપાળરાવને નહોતી વિષયની ખોટ, નહોતી રચનાની કળાની જરૂર, કે નહોતી આલંકારિક વાણીની અપેક્ષા. એમના જ્ઞાનકોશમાં ભરતખંડના ધર્મ-ઇતિહાસની સામગ્રી એટલી ભરપૂર હતી કે જેમ તે વખતવખત તેવાની એ વ્યાખ્યાન કરી શકે.

નડિયાદમાં પોતાના સરકારી કામને અંગે ગોપાળરાવ મહિનામાં એક વાર જતા હતા. એવા એક પ્રસંગે નડિયાદમાં પોતાને ઉતારે ગોપાળરાવ પૂજા કરવા બેઠા હતા, તે વખતે ઘી વેચનારે આવ્યો ઘી તોળવા માંડ્યું. ખાલી તપેલીની ધડી બાંધવા માટે સામા કાટલાં વેચનારે મૂક્યાં, તેમાં અમુક વજનમાં કાટલાની ખોટ પડી વેચનારો આમતેમ કાંકરો પથરો શોધવા માટે ફાંફાં મારવા લાગ્યો. તરત ગોપાળરાવે પૂજાના દેવોમાંથી શાલિગ્રામ ઉપાડી ઘડીનાં કાટલાં ભેગો મૂક્યો! ગોપાળરાવને મન મૂર્તિ અને પથરા સર્વે સરખા જ હતા આખો વિધિ એમને મન એક રમૂજ આપનાર રમકડું હોય એમ એમના મનની વૃત્તિસ્થિતિ લાગતી હતી મનુષ્યસમૂહનાં વિચાર, વર્તન, પ્રયાસ, સફળતા, સુખદુઃખ, સર્વ બનાવો એમના પગ તળે થઈ ચાલ્યા જતા પ્રવાહ રૂપ હોઈ, એ પ્રવાહથી પોતે અસ્પૃષ્ટ હોય, છતાં એ સર્વ તમાશામાં રમૂજ સાથે સમભાવનું પણ મિશ્રણ પોતે કરતા હોય એમ, એમના હોઠના વાંકા વળેલા એક ખૂણામાં રમી રહેલું સ્મિત બતાવી દેતું હતું

ગોપાળરાવનો સાદો સરળ સ્વભાવ, સામાન્ય જન તરફ અનાદરભર્યા સમભાવવાળું વર્તન, વગેરે ગુણો એમને જનસમુદાયમાં અત્યંત પ્રિય બનાવનારા હતા ઘણાખરા રોજ એક શુક્રવારીઆ ટટ્ટુ ઉપર બેસીને અમદાવાદ શહેરના બહાર આવેલા મહાદેવની ધર્મશાળા વગેરે સ્થાનોમાં જઈ સાધુ, બાવા, વૈરાગીઓ વગેરે જોડે અનેક પ્રકારની વાતો કરતા ગોપાળરાવ; પાછા ઘેર આવતે ટટ્ટુની જોડે ચાલનારો છોકરો નોકર થાકી જાય એટલે પોતાની પાછળ ટટ્ટુ ઉપર એને બેસાડીને ઘેર લાવનાર ગોપાળરાવ; પ્રો૰ કાટને નદીમાં સ્નાન કરવા નીકળેલા હોય ત્યારે સાબરમતીના ઓવારા પર છોકરાંબચ્ચાં સાથે સમાન ભાવે વાતોના તપાટા મારતા ગોપાળરાવ, અને સ્મૉલ કૉઝ કોર્ટમાં ન્યાયાસન ઉપર બેઠેલા, હુકમનામું લખવાને હાથમાં લીધેલી કલમ જબરદસ્તીથી પકડી રાખનારા, 'અરે સાહેબ' આ શો જુલમ કરો છો?' એમ બોલી ધાંધાટ કરે કોર્ટને ગેરવ્યાજબી બનાવી દેનાર વકીલો તરફ શાન્ત, અખુબ્ધ વૃત્તિથી સ્મિત કરી સ્થિર નયને જોઈ રહેતા ગોપાળરાવ;—આ બધા ગોપાળરાવ અનેક છતાં એક, ને એક છતાં અનેક હતા.

એક દિવસ મારા પિતા શ્રી ભોળાનાથભાઈને ઓટલે પાટ ઉપર બેઠા હતા એમનું મકાન ભદ્રકાળીની પૂર્વે આવેલા મેદાનમાં હાલ જ્યાં ઊભું છે ને મકાનની આગે હતું. ગોપાળરાવની એક ઓરડા ઉપર કે બહાર પાટ ઉપર બેસતા હતી. મારા પિતાને પીવાનું પાણી

# આ માસ ઈતિહાસમાં

## ફેબ્રુઆરી

વર્ષના બીજા બધા મહિનાઓ કરતાં દિવસની સંખ્યામાં વિચિત્ર રીતે જુદો પડતો, ૨૮ દિવસનો (અને દર ચોથે વર્ષે 'લીપ યર'માં ૨૯ દિવસ ધરાવતો) આ મહિનો, મૂળ રોમુલિયન પંચાંગમાં ન હતો. ઇ.સ. પૂર્વે ૭૧૩માં ન્યૂમાના રાજ્ય અમલમાં જૂની વર્ષગણત્રી મુજબના દસ મહિનામાં બે નવા મહિના ઉમેરવામાં આવ્યા: વર્ષની શરૂઆતમાં જાન્યુઆરી, ને વર્ષને છેડે ફેબ્રુઆરી. પણ પછી, ઈ. પૂર્વે ૪૫૨માં ફેબ્રુઆરીને જાન્યુઆરી પછી લઇ જવામાં આવ્યો

---

**તા. ૩** અંગ્રેજોએ પહેલવહેલો હિંદને કિનારે પગ મૂક્યો, ૧૬૧૩

**તા. ૪** ઍની બેસન્ટે સ્થાપેલી બનારસની સેન્ટ્રલ હિંદુ કૉલેજના નાના વૃક્ષની હિંદુ વિશ્વવિદ્યાલયના વિશાળ અશ્વત્થના રૂપમાં પંડિત મદનમોહન માલવિયાના મહાપ્રયાસથી સ્થાપના થઇ, ૧૯૨૫

**તા. ૭** અંગ્રેજી સાહિત્યમાં કાયમી આકૃતિ મૂકી જનાર, વિક્ટોરિયન યુગના શ્રેષ્ઠ નવલકથાકાર ચાર્લ્સ ડિકન્સનો જન્મ ૧૮૧૨.

**તા. ૧૧** અભિજાત શ્રેષ્ઠી અને રાષ્ટ્રસેવક જમનાલાલજી બજાજનું અવસાન, ૧૯૪૨

**તા. ૧૪** મુઘલ વિજેતાઓની ઈસ્લામી સંસ્કૃતિને હિંદના ધાવણવડે પોષી તેને હિંદી બનાવનાર અકબર તખ્તનશીન થયો, ૧૫૫૬.

**તા. ૧૫** બીજા વિશ્વયુદ્ધમાં સીંગાપુરનું પતન, ૧૯૪૨

**તા. ૨૧** જગનામી હીરો 'કોહીનૂર' હિંદની રાજલક્ષ્મીમાંથી સરકી અંગ્રેજોને હાથ ગયો, ઇ. ૧૮૪૯.

**તા. ૨૨** અમેરિકન સ્વાતંત્ર્યના પિતા અને અમેરિકનોના સમાન્ય કર્તવ્યપુરુષ જ્યૉર્જ વૉશિંગ્ટનનો જન્મ, ૧૭૩૨.

**તા. ૨૫** યુનાઇટેડ સ્ટેટ્સમાં ચલણી નોટો દાખલ કરવામાં આવી, ૧૮૬૨.

### આ મહિનાની વ્યક્તિવિશેષ
### ગૅલિલીઓ



આકાશની અદ્દભુતતાને સૌ પહેલો વિજ્ઞાનની આંખે જોનાર, ઇટાલીનો એ નામાંકિત ખગોળશાસ્ત્રી, શોધક ને તત્ત્વવેત્તા, ૧૫૬૪ની ૧૫મી ફેબ્રુઆરીએ, ફ્લૉરેન્સના એક નિર્ધન અમીરને ત્યાં પીસા મુકામે જન્મેલો. નાનેથી જ કળા ને હુન્નરનો તેને શોખ હતો. ૧૭ વર્ષનો થતાં પીસાની વિદ્યાપીઠમાં દાક્તરી શીખવા તે દાખલ થયો; પણ ત્યાં યુક્લિડ અને આર્કીમીડિસના પુસ્તકો તેને હાથ ચડ્યા, તેમાં એટલો રસ પડ્યો કે વૈદું પડતું મૂકી તેના અધ્યયનમાં મચ્યો. અને ૨૫ વર્ષની ઉંમરે તો તેમાં નિષ્ણાત બની પીસાની વિદ્યાપીઠમાં ગણિતનો અધ્યાપક થયો.

પીસાના દેવળમાં ઝૂલતી હાંડી જોઇ તે પરથી તેણે લોલકની શોધ કરી કાળનું માપ લેવાનાં પહેલાં પગલાં માંડ્યાં. તે પછી ગરમી માપવા થર્મોમીટરની શોધ કરી. પીસાના વિખ્યાત વાંકા મિનારા પરથી એક અધમણનો ને બીજો બશેરનો એમ બે પથરા પડતા મૂકી, બન્ને એક જ સાથે નીચે પડ્યા તે બતાવી તેણે ગુરુત્વાકર્ષણમાં વજન એ નિરર્થક વસ્તુ છે તેમ સાબિત કર્યું. તેની આ નવીનની શોધો, અને જૂની માન્યતાઓને તોડનારા પ્રયોગોથી જૂનવાણીઓમાં તે નિંદા અને તિરસ્કારને પાત્ર થવા લાગ્યો.

આથી પીસા છોડી તે પાડુઆની વિદ્યાપીઠમાં ગયો. કોઈ વલંદાએ દૂરબીન શોધ્યાના ખબર સાંભળી તેણે સ્વતંત્રપણે એવું દૂરબીન રચ્યું. જે વડે આકાશી પદાર્થોનું નિરીક્ષણ થઈ શકે. પછી તો તેની આગળ અંતરીક્ષના અજબ રહસ્યો ખુલ્લા થવા લાગ્યાં; અને કૉપરનીકસથી આગળ નવી શોધો કરી, કે ચન્દ્રની સપાટી સુંવાળી નથી, પણ તે પર તો પર્વતો છે, આકાશગંગા ધુમ્મસિયા તેજથી નહિ પણ અસંખ્ય તારાઓથી ભરેલી છે; ગુરુને ચાર ચન્દ્ર છે અને શનિના ગ્રહ ફરતું વર્તુલ છે, વગેરે. જેમ જેમ અંધશ્રદ્ધાળુ જૂનવાણીઓ આ સાંભળતા ગયા તેમતેમ તેમનો રોષ ભભૂકતો ગયો. બાઈબલમાં પૃથ્વીને અચળ કહીને સૂર્યને તેનો દીવો કહ્યો છે એ હકીકતની વિરુદ્ધ આ બધા ધર્તીનનો પ્રચાર કરનાર ગૅલિલીઓ પર ઉપહાસ, નિંદા અને તિરસ્કારનો વરસાદ વરસવા લાગ્યો. એ કશું ગણકાર્યા વિના તેણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું, અને ૧૬૩૨માં પોતાની આ શોધનું પ્રતિપાદન કરતા સંવાદના રૂપમાં પુસ્તક બહાર પાડ્યું. વિદ્વાનોમાં તેને ખૂબ આવકાર મળ્યો, પણ ધર્મગુરુઓના ક્રોધે હવે માઝા મૂકી. પોપે તેના પ્રચારની મના કરી અને નાસ્તિકતાના ગુના માટે કામ ચલાવવા પોતાની પાસે રોમ આવવા ફરમાન કર્યું. રેશમી ઝભ્ભામાં ન્યાયાસન પર બિરાજેલા એ અંધશ્રદ્ધાળુ ધર્મગુરુઓ સામે સત્ય જ્ઞાનનો પ્રકાશ ફેલાવનાર ૭૦ વર્ષના ગૅલિલીઓને ગુનેગારની કફની પહેરી પ્રાયશ્ચિત્ત કરવા ઊભા રહેવું પડ્યું. થોડી કેદ પછી, એકાંતવાસમાં રહેવાની શરતે તેને મુક્ત કર્યો.

તેનું બાકીનું આયુ બહુ દુઃખમાં વીત્યું. પોતાના ઘરમાં પણ કેદી જેવા ગૅલિલીઓની પાછલાં વર્ષોમાં આંખો પણ ગઈ; અને અમાપ આકાશના અદ્દભુત રહસ્યોની મહાન વાતો દુનિયાને સૌપ્રથમ કહેનાર તથા પ્રયોગસિદ્ધ વિજ્ઞાનનો પિતા એ ગૅલિલીઓ, જીવનના છેલ્લા પાંચ વર્ષ અંધાપા, દુઃખ અને ગરીબીમાં ગાળી, ઇ. ૧૬૪૨ના જાન્યુઆરીની ૮મી તારીખે ૭૮ વર્ષની વયે મરણ પામ્યો.

## વિકસતું વિજ્ઞાન

કુદરતનાં બધા બળોમાંથી માત્ર જળશક્તિને જ માણસે આજ સુધીમાં ઉપયોગમાં લીધી છે અને હાઇડ્રોઇલેક્ટ્રીક જેનરેટરો ઊભા કર્યાં છે. સૂર્ય અને પવનની શક્તિ હજુ એવા કશા ઉપયોગમાં મોટે પાયે નથી યોજાઇ. પવનથી ચાલતા વીજળિક યંત્રો કે સૂર્યના તાપથી ચાલતા એન્જિનોની બાબતમાં અખતરા જ થતા રહ્યા છે. પરંતુ 'નેચર'ના તાજેતરના એક અંકમાં જણાવવામાં આવ્યું છે કે અમેરિકાના વર્મોન્ટ પરગણામાં ૨૦૦૦ ફૂટ ઊંચા એક શિખર પર પવન દ્વારા વીજળી ઉત્પન્ન કરતું એક જેનરેટર ઊભું કરવામાં આવ્યું છે. એ હજી જો કે પ્રયોગદશામાં છે, છતાં આ ઉપક્રમ વૈજ્ઞાનિક શક્તિસાધનાના ઇતિહાસમાં પહેલો જ છે. હમણાં તો માત્ર વરસમાં ૪૦૦૦ કલાક સુધી જ આ યંત્રથી પવનની શક્તિનો ઉપયોગ થઈ શકશે. આ યંત્ર બે પાંખાળા ટર્બાઇન અને ૧૦૦૦ કિલોવૉટના ઑલ્ટરનેટરનું બનેલું છે. દરેક પાંખની લંબાઈ ૬૫ ફૂટ, પહોળાઇ ૧૧ ફૂટ અને વજન લગભગ ૬ ટનનું છે. એ રાક્ષસી પંખો મિનિટે ૨૮ ૭ આંટા ફરે છે.

અમેરિકાની સેલોટેક્સ કંપનીએ શેરડીમાંથી રસ કાઢી લીધેલા છોડામાંથી બગ બનાવવાની પદ્ધતિ શોધી કાઢી છે



ચિત્રકાર • સોમાલાલ શાહ ( ના૦ ધર્મકુમારસિંહજી સાહેબ—ભાવનગર—ના સૌજન્યથી)

**ચરગ (બાજ)**

હરણ ઉપર પણ છાપટતો હોવાથી એને 'હરણી ચરગ' પણ કહે છે સિન્ધમાં સ્થળે સ્થળે નજરે પડતો આ બાજ આપણે ત્યાં માત્ર શિયાળાની મોસમમાં કાઠિયાવાડમાં ક્યાંકક્યાંક જોવામાં આવે છે એની પૂંછડીમાંના લંબગોળ ચાંદલાથી એ ઝટ ઓળખાય છે

વર્ષ ૨૦ **કુમાર** અંક ૩

માર્ચ ૧૯૪૩

## ઇંધન દે!

•મિશ્ર•

છે દુઃખનો સાગર જે તરી જવો
લોભાવતા કાં સુખના તરાપા?
આશાતણી આજ પ્રફુલ્લ પાંદડી
નૈરાશ્યશી પિંગલ થાય કાલે,
શેં ઝુરવું ચાતકઝૂરણોમાં?
દયામણી આતુરતા અસહ્ય એ

કો દુઃખના ધોમમહીં ધખ્યા પછી
ભીનું બને જીવન આ જયોન્મુખી;
એ તાપ ને ઝરમરમાં ભમીભમી
આ પંથ શો પંકિલ કાપવાનો?

પરાસ્ત આ ક્લાંત મનોદશાને
દે આખરી ઇંધન એક એવું
કે ગૂંગળાઈ, લખ પાશ તોડી
વીંઝી રહે મારગ આપમેળે.

વેણીભાઈ જ. પુરોહિત




## અવળા કીમિયાગરોને

•પૃથ્વી•

પરિગ્રહ કરો સુખે!
જીવનમંજૂષા કુંજને જડો, રતન હીરડે,'
હૃદયદીપ ઝાંખો કરી;
અનેવિવશઆત્મનાવિરલદિવ્યમાણિક્યના
શુચિ કિરણ છાંદી છો સરસ ઢાંકજો સ્વાર્થના.
પરિગ્રહ કરો સુખે!
જન વિરાટને ઝાપટે ભરી દુઃખદ યાતના
અટલ દૈન્ય ઝઝાનિલો,
મઢો નિજ અટારીઓ કનકની કમાનો રચી'
ઝુલી શું રહ્યા-શો તમે મરુભૂમિ વસાવી અહીં?
પરિગ્રહ કરો સુખે
સકલ જ્ઞાન-સામર્થ્યનો ' બનાવી જનમાત્રને
મનતણા મહા પંગુઓ;
અને પ્રથમ દોડી લ્યો શરત સદ્ય પાંડિત્યની;
ભલે પેંઠ પડી અફાટ વધુ ગાઢ અજ્ઞાનની'
પરિગ્રહ કરો સુખે
સકલ વિશ્વમત્તા તણો, ડરાવી નિજ બાહુને'
પ્રલયના મહામુખમાં ભરો સ્વરજો પંહા
વહી જ ભાર ઐશ્વર્યનો
ધકેલી મનુકુલને યુગ-પ્રાપુરાની ખીણમાં
પરિગ્રહ કરો સુખે!
જીવનના મહા રત્નના બનાવી દઈ ઢોલચા,
મનુજશ્રેયને બાળવા'

રતિલાલ છાયા

## શું રે ગાઉં ને શું ન ગાઉં

હાંરે આજ શું રે ગાઉં ને શું ન ગાઉં
વેણે વેણે અટવાઉં....આજ૦

આકાશી નૂર ને
સાગર ના સૂર જે,
નૂરે એ સૂરે તણાઉં........આજ૦

જોઉં ધરતીની કાય,
તેજ-તિમિરે સુહાય,
એના રૂપે મોહી જાઉં .....આજ૦

આવે સહુ ઋતુ જાય,
ગીતો એ કૈંક ગાય,
કોના રાખું ને કોના જાઉં.....આજ૦

માનવતા મોહ-સુખે
મનડું આ માઝ ઢૂકે,
આનું હૈયે-હસી જાઉં . .. આજ૦

પ્રહલાદ પારેખ

મેરીડીનો શુદ્ધ આપે પ્રનામ,
કાશા કાશે તો ય તે ઝંખવાય,
તેવાં આત્મા પ્રેમજ્વલંત પ્રકાશે
અજ્ઞાની આવશો ઝંખવાય.

તનસુખ ભટ્ટ

# સામયિક ચિંતન

## આપણે શું ગુમાવ્યું છે?*

આ સવાલનો જવાબ પ્રત્યેક ભારતવાસી જુદીજુદી મતિથી વિચારશે. કોઈને લાગશે કે આપણે રાજકીય સ્વાધીનતા ગુમાવી છે, કોઈને લાગશે કે આપણે આર્થિક સ્વાતંત્ર્ય ગુમાવ્યું છે, કોઈને થશે કે આપણે પરદેશના સંબંધો ગુમાવ્યા છે. પરંતુ ભાગ્યે જ કોઈને એમ જણાશે કે આપણે ભારતીય તત્ત્વો જ સમૂળગાં ગુમાવ્યાં છે. છતાં એ વાત ખરી છે કે, આપણે જીવનના પ્રત્યેક અંગમાં, પ્રત્યેક સ્વરૂપમાં, પારકી દોરવણી અને પારકા અભિપ્રાયોની છાયામાં જ જીવી રહ્યા છીએ અને એ સ્થિતિનો પ્રતિકાર કરવાની લેશ પણ વૃત્તિ ગુમાવી બેઠા છીએ.

રાજકીય સ્વાધીનતા તો દૂર રહી, પણ આપણાં પોતાનાં બાળકોને, ખીસાનાં નાણાં આપતાં યે ભારતની સંસ્કૃતિનું દર્શન કરાવી શકીએ તેમ નથી. એમની નિશાળો, એમનાં પુસ્તકો, એમના મેળાવડા, રમતો અને છેવટ આનંદોની યોજના અને ક્રમ બધા જ એવા છે કે તેને ઉત્તમ સંગીત, સ્થાપત્ય કે પ્રાચીન સાહિત્યનો પરિચય કરવાની તક યા તાલીમ ન જ મળી શકે; કારણકે મૂગે મોઢે આ સ્થિતિ નભાવી લેનારા વિદ્વાનો, અધ્યાપકો અને માતાપિતાઓ થી વમતિપત્રકભરપૂર બની ગયું છે. આવી પેઢીને સંસ્કાર આપવાની અને જ્ઞાન પ્રસારવાની નામે તેટલી ઝાઝી ધગશ અને પ્રયત્નો યુનિવર્સિટીના હશે, છતાં એકલાં પુસ્તકો પાછળ જ મચ્યા રહેવાને પરિણામે આપણે મનુષ્યસર્જિત શ્રેષ્ઠ સંસ્કાર, પ્રેરક દૃશ્યો તથા કળાઓ દ્વારા મળતા પ્રકાશ અને આનંદ ગુમાવી બેઠા છીએ.

કેળવણીનો વ્યાપક અર્થ સંસ્કાર અને સૌંદર્યબુદ્ધિની જાગૃતિ, એમ જેઓ સ્વીકારતા હશે તેઓ શિલ્પ, ચિત્રકળા, મહાલયો અને કુશળ હાથે રચાએલી, વિવિધ સૂચન કરતી ચિત્રભાતો કે ચિહ્નોને નહિ અવગણી શકે. માનવજાતિની મહાપ્રેરણાદાયી કૃતિઓમાંથી અરૂપાઅરૂપનો રૂપ, રંગ કે રેખાઓનાં મરોડોમાં અને આકૃતિઓના મહાભંડારમાં કવિતા ગૂંથી લહેરાતી પડી છે તેનો અભ્યાસ, આદર કે ચિંતન આપણી તરુણ પ્રજાના જીવનમાંથી સમૂળગા દૂર રાખી, વર્ષો સુધી વાંચેલા જ્ઞાનની ગોખણપટ્ટી ઉપર જ સંસ્કારછાપ આપનાર સમાજે શું કશું યે ગુમાવ્યું નથી?

બારમા સૈકામાં પંડિતવર્ય હેમચંદ્રાચાર્યે પાટણના રાજાધિરાજ પાસે રહી મહાન રૂપસુંદર મહાલયો, ઉપાશ્રયો અને મંદિરો કરાવ્યાં હતાં. આજે કયા વિદ્વાને, પ્રિન્સિપલે કે પ્રધાને પોતાના દેશમાં અમર બને એવું નિર્માણ કરાવ્યું? મહાલયના દર્શનમાં ભાવનાઓનું દર્શન વ્યક્ત થાય છે. આપણી આજની કઈ કૉલેજનું મહાલય એકાદ ભાવસ્વરૂપનું ભાન લઈ જાય એમ છે?

ગુજરાતને શ્રીમંતો અને શ્રીમંતાઈની કદી ખોટ નથી પડી. પણ પાટણના મંત્રીશ્વરોએ આબુ-દેલવાડામાં જે સંગેમરમરમૂર્તિના નમૂનાનો વારસો આપ્યો છે, તેવું આજની શ્રીમંતાઈ નહિ કરી શકે તો, કાળની ધૂળ તો જગતના સમારકોને પણ છાવરી દઈ શકે છે. શ્રીમંતાઈ કેમ અમર થાય એ શીખવનાર સંતજનો કે આચાર્યો આજે નથી, એટલે જ આજની શ્રીમંતાઈ કેવળ ભાડૂતી ઠાઠ અને નકલી સાજ ઉપર જીવનના ભોગ ભોગવવામાં જ લીન બની છે. એ સાજ અને ભભકામાં નથી પોતાની ઊર્મિ, નથી પસંદગી કે નથી ભોગવવાની કળા. મોંઘેરાં લાગે, અને જે કંઈ નવું નૂતન લેની આવે તેને આ શ્રીમંતાઈ આવકારે; એ જ તેનું ગૌરવ.

હિંદુસ્તાનના માનવીઓને આંગળે આંગળે સર્જના હતી, કામ કરી બતાવવાની શક્તિ હતી. મુગલ સમયનાં ભરતકામ, રાજપૂત યુગનાં વસ્ત્રોની કળા, પાઘડીઓ, બેડાં, જડતરકામો, લોટા, પ્યાલા તેમ જ વિવિધ પાત્રોમાં દેખાતી લાવણ્યમયી રેખાઓ અને રંગાટની કવિતાભરી ચુંદડીઓ તથા સાડીઓ એ બધાને આજે મ્યુઝિયમના નમૂના માત્ર બનાવવાનું પાપ કોને શિરે જાય છે?

પ્રાતઃકાળે પ્રભુસ્મરણના સ્તોત્રો કે નાન-વૈતાલિકો ઘરઘરથી ગાજતા, અને માણસ મનને સ્વસ્થ કરી, તનની સ્વચ્છતા તથા વસ્ત્રની સફાઈ કરવામાં પરિશ્રમને તંદુરસ્તીનું સાધન માનતો; તેને સ્થાને આજે તે કેમ સૂર્યોદય પછી દોડતાં [illegible], સૂજેલી આંખો અને ગોધરા માટે જગતમાં વ્યાકુળતા અને વિરોધ જેનો જ ઊભો છે? એના જીવનમાં તાલ બેઠો નથી, એને ગાનની કે સ્વરની સુરાવટ મેળવતાં આવડી નથી; તે કુટુંબ કે સમાજમાં શી રીતે આદર અને આનંદનો અવતાર બની શકે?

> નસીબ તો અશ્વ જ લાકડાનો,
> સ્વયં હલી કે ચલી યે શકે ના;
> ઉલાળ તારા પગ તું સવાર થૈ:
> તને લઈ વેગથી દોડશે, હા!
>
> રમણલાલ સોની

એનું જીવન-શિક્ષણ જ એવું છે. સ્વરના આંદોલનો કે અનુકંપનો તેના પાઠ્ય પુસ્તકોમાં કે શાળામાં નથી. મનોરમ ચિત્રાવલિઓ પ્રત્યક્ષ થતી માનવકૃતિઓ કે દૃશ્યો તેને જોવાને મળ્યાં નથી. ઘર આંગણ કે શાળાના આંગણે તેને સુરચિત શોભાયમાન દ્વારદેશો કે શિલ્પસ્વરૂપોથી વંચિત રાખ્યો છે. અંબરોના ચિરપરિચયથી દૂર નજર ફેંકવાની શક્તિ તેણે ગુમાવી છે અને કુદરતની પળેપળ બદલાતી નવીનતાઓ તે અવલોકી શકતો નથી. આજના માનવીનું જ્ઞાન તેના કબાટમાં ભરેલાં પુસ્તકોમાં છે. તેણે તો એનો કૂંચી-ઝૂડો સાચવી, ખોરાક, કપડાં અને આરામ પૂરતું ભાડું લઈ સંતોષ માન્યો છે.

તેણે શું ગુમાવ્યું?

તેનો કોઈ ભારતીય પૂર્વજ અનંત નિત્યકર્મોથી પરવારી કોઈ સુંદર દેવમંદિર કે આશ્રમ તરફ આંટો મારી આવે છે. તેને રોજના પરિચિત જનોનો રસ્તામાં ભેટો થાય છે. સામસામા વિનયવ્યવહારથી તે સમાજનો પરિચય દૃઢ કરે છે. તેની આંખ નરનારીઓના વિવિધ સ્વરૂપો અને ઉલ્લાસનર્તનનું માધુર્ય પામે છે. કાન ચારે પાસનાં ગીતો કે વાદ્યોથી તૃપ્તિ અનુભવે છે. ઝરૂખા અને તોરણો, ભીંતચિત્રો અને બાગબગીચા નીરખતો એ નિત્ય જીવનમાં ઉલ્લાસ અનુભવે છે. એમ ચોપાસની સૃષ્ટિથી કલ્પનાતીત પ્રેરિત, ધાર્મિક પ્રકૃતિવાળો એ નાગરિક પોતાના ધંધાનું કામ કરવા સાથે જન્મસંસ્કારનાં—જેવાં કે દયા, દાન ને પરોપકારનાં કામ પણ કરતો જ જાય છે. કુટુંબ અને વ્યવહારથી વિમુખ બનતો નથી. પોતાનાં સુખદુઃખના લ્હાવા પણ તે ઊર્મિના રસથી ભોગવે છે. તેનું આંતર આસપાસના

* મુંબઈના શ્રી મહાવીર જૈન વિદ્યાલયના રજતમહોત્સવ ગ્રંથ માટે મૂળ લખેલો લેખ

## સામયિક ચિંતન (ર.મ.રા.)

સમાજસબંધો અને વ્યવહારમાં બદલાતું જીવન એવી રહે છે ચઢતીપડતી, સ્પર્ધાઓ, આપત્તિઓ કે ઉત્સવો તેને મન જીવનસાગરની લહેરો લાગે છે. દુનિયાપાર કીર્તિ કરવાનો લોભ તેને હોય તે કરતા દુનિયાપાર વહેવાર બાંધવાનો તે વધુ ઇંતેજાર જણાય છે. તેની મહત્ત્વાકાંક્ષા શાંત, સ્વસ્થ મૃત્યુ મેળવવાની હોય છે.

મનુષ્યની પ્રકૃતિ ઉપર આવી અસર કરનારા એ કાળના વ્યવહારો કે બળોનો વિચાર કરીશું તો લાગશે કે જીવનને એક લયમાં ઉતારવા માટે, તાલબદ્ધ ગતિ આપવા માટે, શ્રુતિ સ્મૃતિ અને દર્શન દ્વારા સૌંદર્યબુદ્ધિ જગાડનારાં તત્ત્વોનો આદર એ કાળે સમાજના પ્રત્યેક કાર્ય અને પ્રવૃત્તિમાં વ્યાપક હતો. એ આપણે સ્વીકારીએ તો આપણે આજે શું ગુમાવ્યું છે તે સમજતાં વાર નહિ લાગે. આપણે દૃષ્ટિનો, શ્રુતિનો અને વાણીનો સૌંદર્યપ્રદેશ ગુમાવ્યો છે. રૂપસાગરની લીલાઓ, સ્વરજગતના ધ્વનિકંપનો અને અનેકવિધ કલાઓ વગર આપણી શિક્ષા જીવનને શું આપી શકશે? જીવનનો અર્થ ક્યાંથી પ્રકટશે?

ર. મ. રા.

---

### આ અંકનું મુખચિત્ર ને એના કલાકાર

● કલાકાર ભાઈ ગોપાલાલ શાહનો ખરો પરિચય હજુ ગુજરાત પામી શક્યું નથી. એક સાચા કલાજ્ઞની પેઠે તેમણે ક્ષણિક પ્રચારકાર્યની કીર્તિની લેશમાત્ર પરવા ન કરતાં પોતાના એકાંતમાં રંગ અને રેખાની શુદ્ધ ઉપાસના દ્વારા જે સિદ્ધિ મેળવી છે, તેના ખરા નમૂના તો તેમણે ભાવનગરના નામદાર મહારાજ માટે કરેલાં પક્ષીસમુદાયનાં ચિત્રો છે. આ અંકનું મુખચિત્ર તેમાંનો એક નમૂનો છે. પક્ષીનું સૌંદર્ય ને કુદરત સાથેનો તેનો સંબંધ સમજવા તેમણે શ્રી પદ્મભાઈ જેવા પક્ષીવિશારદનો નિકટ સમાગમ સાધીને, સૂક્ષ્મ અવલોકનપૂર્વક, પક્ષીઓનાં અંગવૈશિષ્ટ્ય, સ્વભાવવૈશિષ્ટ્ય અને તેમના પૃષ્ઠભાગની કુદરત જે ચીવટ અને અચૂક ઝીણવટથી આલેખ્યાં છે તે જ્યારે નિસર્ગપ્રેમીઓ ને જગતના કલાકાર મંડળો જોશે ત્યારે શ્રી ગોપાલભાઈનું સાચું મૂલ્યાંકન થશે અને તેને જગતવ્યાપી કીર્તિ વરશે. ભાવનગરના સુજ્ઞ કલાપ્રેમી નરેશ અને તેમના રાજવી બંધુઓએ આ રીતે એક કલાકારને અપનાવી ભાવનગર રાજ્યની પક્ષીસમૃદ્ધિને ચિત્રસૃષ્ટિમાં અમર કરી છે અને કલા તેમજ પ્રકૃતિવિજ્ઞાનને અમૂલ્ય ફાળો અર્પ્યો છે.

—ર.



### સ્વ. જયકૃષ્ણ નાગરદાસ વર્મા

● રણછોડરામ યુગના ગુજરાતની અસ્મિતાના પૂર્ણ ઉપાસક, અને ગુજરાતના સ્ત્રીજીવનના ઉત્કર્ષ તથા સામાજિક ઉત્ક્રાન્તિ માટે સતત ચિંતન કરનાર મહૂમ શ્રી જયકૃષ્ણભાઈ એક બાહોશ બૅરિસ્ટર હતા, સન્નિષ્ઠ હતા અને છેલ્લાં વર્ષોમાં લુણાવાડા સ્ટેટના દીવાનપદે હતા. એ પદની જવાબદારીઓ ને ચિંતાઓએ એમના આરોગ્ય પર અસર કરી હોય એ સંભવિત છે. દરમ્યાન થોડા રોજ પર એમનું અવસાન થયું. 'ગુણસુંદરી' માસિકને પોતાને જોખમે ચલાવી, ચાલુ રાખીને લોકપ્રિય બનાવવાના પ્રયત્નનો યશ એમનો છે. એમનું આયુષ્ય લંબાયું હોત તો ગુજરાતને તેમના જ્ઞાન ને પદવીનો વિશેષ લાભ મળત. એમના આત્માને શાંતિ હો. —ર.

### દી.બ. કૃષ્ણલાલ મો. ઝવેરીને એમના જીવનની પોણી શતાબ્દી નિમિત્તે અભિનંદન

● તરુણ વયે વાચનનો શોખ પાકવાને અને ગુજરાતી સાહિત્ય અને તેના ઈતિહાસ વિષે જાણવાની જિજ્ઞાસા જાગૃત થઈ, તે બે વસ્તુઓએ સંતોષેલી : શરૂઆતમાં, એક સાહિત્યસમૃદ્ધની સ્વ. રણછોડરામે લખેલી મનાતી પ્રસ્તાવનાઓ; અને પછી, ખરી તો, 'માઈલ્સ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર' ત્યારથી એના લેખક દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનું નામ મનમાં આદર સાથે અંકાયેલું.

તે પછી થોડા કાળે જૂનાં પુસ્તકો વેચનારને ત્યાંથી એમનું લખેલું 'દયારામ અને હાફિઝ' હાથ લાગ્યું અને એમના ફારસીના ઊંડા અભ્યાસ અને તુલનાત્મક વિવેચનશક્તિની વિશેષ જાણ કરાવી. પછી તો જતે દહાડે 'કૃષ્ણચરિત', 'મીરાંને અહમદી' વગેરે પણ હાથમાં આવી ગયાં; અને છેક



દી. બ. ઝવેરી

હાલી સાહિત્ય સમેલન પ્રસંગે સ્કેચ

ર. મ. રા

હમણાં પાટણમાં મળેલા "હૈમસારસ્વતસત્ર" પ્રસંગે એમના વત્સલ સૌજન્યની મીઠી છાયાનો લાભ પણ મળ્યો.

K M J ની સહીથી આજ ૩૫-૩૭ વર્ષથી 'મૉડર્ન રિવ્યૂ' દ્વારા બીનગુજરાતી જગતને ગુજરાતી પુસ્તકોની સ્વસ્થ શૈલીની પરિચયરેખા આપનાર એ પીઢ ને ગૌરવશીલ વિદ્વજ્જનને પોણોસો વર્ષ પૂરાં થયાનો ઉત્સવ મુંબાઈએ હમણાં ઊજવ્યો (ઈ. ૧૮૬૮ના ડિસેમ્બરની ૩૦ મીએ, સંવત ૧૯૨૫ના પોષ વદ ૧ના રોજ એમનો જન્મ). આ પ્રસંગે એમના શુભારોગ્ય અને ચિરાયુ માટે 'કુમાર'નું હાર્દિક અભિનંદન છે.

ગુજરાતી સાહિત્યની ઇતિહાસરેખા આલેખતા 'માઈલ્સ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર'ના એમનાં એ બે વિખ્યાત અંગ્રેજી પુસ્તકો ઉપરાંત બીજાં કેટલાં પુસ્તકોનો ગુજરાતી સાહિત્યમાં એમણે ફાળો પૂર્યો છે. ગુજરાતી સાહિત્ય પરિષદના એ પ્રખર હિમાયતી છે ને હાલીમાં ભરાયેલી ૧૦મી ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રમુખપદ એમને અર્પાયેલું. મુંબાઈના વરિષ્ઠ ન્યાયાલયના ન્યાયાધીશ તરીકે એ ભદ્ર ગુજરાતીએ લાંબા કાળ સુધી આપેલી સેવાઓએ તો ત્યાંની જનતામાં આદર અને પ્રેમ પ્રાપ્ત કર્યાં છે; અને આજે પણ સાહિત્ય અને સંસ્કારની તેમજ જાહેર હિતની અનેકવિધ સંસ્થાઓનાં સુકાન એમને હાથ સોંપાયાં છે. મુંબાઈ યુનિવર્સિટીના ફેલો હોવા ઉપરાંત એની અભ્યાસક્રમ સમિતિ જેવી અનેક મહત્ત્વાઈઓના તેઓ અગ્રણી છે. આજે જીવનની પોણી શતાબ્દીએ પણ એમનાં આરોગ્ય અને મન પૂર્ણપણે પ્રસન્ન અને સ્વસ્થ છે. એ ઈશ્વરી કૃપા માટે ધન્યવાદ સહ અમ ની પ્રાર્થના છે કે તેઓ પોતાના સમાગમનો લાભ ગુજરાતને આપવા દીર્ઘાયુ થાઓ.

—બ.

## શક્તિ·પ્રગતિ·સમૃદ્ધિ

### હિંદના આર્થિક નવનિર્માણનો એ મંત્ર આપનાર મંત્રદ્રષ્ટા

# સર મોક્ષગંડમ્ વિશ્વેશ્વરય્યા



ઔદ્યોગિક અર્થશાસ્ત્રી અને પ્રતિભાવાન ઇજનેર

સુકલકડી છતાં સ્ફૂર્તિદાર દેહયષ્ટિ, વિશાળ ભાલપ્રદેશ, ઊંડી છતાં ચમકદાર આંખો અને સાદા છતાં સફાઈબંધ પોશાકમાં સજ્જ થએલા, કોઈ પાતળિયા, અને ૯૨ વર્ષની વયે પણ એકાદ તરુણ સમો તરવરાટ દાખવતા વૃદ્ધને, ફાઈલો અને નોંધો, પુસ્તકો અને અહેવાલોના ઢગ વચ્ચે દટાએલા રહીને ચિંતનમગ્ન બની ગએલા જોવાનું સદ્ભાગ્ય ક્યારેક પણ તમને મળે તો માનજો કે હિંદની એક મહાન વિભૂતિનો તમે સાક્ષાત્કાર કરી રહ્યા છો.

એ સુકલકડી દેહમાં વસતા જેના ભેજાની અમેરિકાએ માગણી મૂકી છે તે સર મોક્ષગંડમ્ વિશ્વેશ્વરય્યા હિંદની માત્ર ઈજનેરીની જ નહિ પણ અર્થશાસ્ત્રથી માંડીને રાજકારણ સુધીના ક્ષેત્રોની એક વ્યાપક અને અજોડ ઉજ્જ્વળ પ્રતિભા છે. પ્રજાની દરિદ્રતાના નિવારણનું વ્રત લઈ બેઠેલી એવી વિભૂતિઓ કોઈપણ દેશમાં વિરલ હોય છે. તો પછી દરિદ્રોના જ આ દેશમાં તો તેને વિરલતમ ગણી શકાય.

મ્હૈસુર રાજ્યમાં આવેલા ચિકબલ્લાપુર નામના ગામડામાં ઈ. ૧૮૬૧ના સપ્ટેમ્બરની ૧૫મી તારીખે સામાન્ય સ્થિતિના એક કુટુંબમાં એમનો જન્મ થએલો. અનેક મુશ્કેલીઓથી ભરેલું કુટુંબનું આર્થિક જીવન ક્યારેક તો નિરાશાને પણ સ્પર્શી જતું પરંતુ વિશ્વેશ્વરય્યાનો સ્વભાવ પ્રથમથી જ દૃઢાગ્રહી રહેલો, અને એમનો સઘળો વિકાસ એમના એ દૃઢ આગ્રહ અને ખંતને આભારી છે. માતાનો સ્વભાવ ખૂબ ધર્મિષ્ઠ હતો અને એમની એ નિષ્ઠા તથા વાત્સલ્યે વિશ્વેશ્વરય્યાને ઓછું સાંત્વન નહોતું આપ્યું, છતાં એમનું બુદ્ધિવાદી માનસ કદી એવી ધર્મશ્રદ્ધા અપનાવી નથી શક્યું. પ્રાર્થનાઓ તથા અન્ય ધાર્મિક ક્રિયાકાંડો પ્રત્યે નાનપણથી જ એમને જે અભાવ હતો તે આજે યે રહ્યો છે, અને ધર્મ વિષેની એમની શ્રદ્ધા સાપૂર્ણ નિષેધાત્મક (negative) રહી છે. છતાં માતાની ધર્મશ્રદ્ધા ખુદ એમના નામમાં જ અંતર્હિત રહેલી છે. કુટુંબની કાશીની યાત્રા પછી એ જન્મેલા, એટલે માતાએ ગંગાકાંઠાના પોતાના ઈષ્ટદેવ વિશ્વેશ્વર પરથી જ તેમનું એ નામ રાખેલું છે.

પ્રારંભિક શિક્ષણ કોલર મુકામે પૂરું કર્યા પછી બેંગલોરની સેન્ટ્રલ કૉલેજમાં એ પ્રવેશ્યા. ત્યાંથી ૧૮૮૧માં બી.એ. થઈને ફરી તે ઈજનેર થવા પૂનાની એન્જીનીઅરિંગ કૉલેજમાં જોડાયા ને સફળ એલ.સી.ઈ. ઉમેદવારોમાં સૌ પહેલા આવ્યા.

એમની જ્વલંત કારકીર્દિને લઈને તરતમાં જ એમને મુંબાઈના જાહેર બાંધકામખાતામાં મદદનીશ ઈજનેરની જગ્યા મળી ગઈ, જ્યાં નહેરકામ તથા પાણીના પુરવઠાની બાબતમાં પોતાની પ્રતિભા એમણે પુરવાર કરી આપી. આગળ જતાં પૂનાના લેઈક ફાઈફના દરવાજાનું પેટન્ટ એમણે મેળવ્યું અને ખંત, શાંતિ તથા સબૂરીપૂર્વક પોતાનું કામ કરતા રહીને ૪૩ની વયે વરિષ્ઠ ઈજનેરના દરજ્જા સુધી એ પહોંચ્યા. સર જૉન મૂર મૅકેન્ઝીએ ઈ. ૧૯૦૮માં એમને પી. ડબ્લ્યુ. ડી. ખાતામાંના હિંદી અને યુરોપિયન અધિકારીઓમાં સર્વશ્રેષ્ઠ ગણાવેલા, એ એમની કાર્યદક્ષતાનો જેવોતેવો પુરાવો ન ગણાય. પોતાની સફળતાનો મર્મ એમણે પોતે જ વ્યક્ત કરેલો છે કે 'સફળતાનો આધાર તમારી શક્તિ, સ્ફૂર્તિ અને કાર્યદક્ષતા પર રહ્યો છે.'

મુંબાઈમાંથી ૪૭ વર્ષની વયે નિવૃત્ત થતાં જ નિઝામ સરકારે એમને પોતાને ત્યાં ખાસ સલાહકાર ઇજનેર નીમી લીધા. એમની કીર્તિસુવાસથી મ્હૈસુર રાજ્ય પણ હવે પોતાના એ સુપુત્રની નિર્માણબુદ્ધિનો લાભ લેવા અધીરું બની ઊઠ્યું હતું. ઈ. ૧૯૦૯માં રાજ્યે એમને માનપૂર્વક પોતાને ત્યાં ખેંચી લીધા. ત્યાં એમની સર્વતોમુખી પ્રતિભા એટલી ઝળકી ઊઠી કે રાજ્યે દીવાનપદની પોતાની જૂની પ્રણાલિકા તોડીને રાજ્યના મુખ્ય ઈજનેર શ્રી વિશ્વેશ્વરય્યાને ઈ. ૧૯૧૨માં દીવાનપદે નીમી દીધા.

આ ઈજનેર દીવાને એક કુશળ રાજનીતિજ્ઞ તરીકે પણ પોતાની જાતને પુરવાર કરી, અને એક માત્ર એમના જ પ્રયાસે કરીને મ્હૈસુર રાજ્ય અંધારી ક્ષિતિજમાં એક ઝળહળતા તારક સમું હિંદના ઔદ્યોગિક ગગને ચમકવા માંડ્યું. મ્હૈસુરના પાટનગર બેંગલોરને ઉદ્યાનો ને ફુવારાઓ વડે એકાદ ગંધર્વનગરી સમું એમણે બનાવી દીધું. કાવેરી પરનો કૃષ્ણરાજસાગર બંધ એ તે વખતના હિંદનો સૌથી મોટો જળાગાર હતો. એના નિર્માણમાંથી પછી ત્યાં જળવિદ્યુત્ શક્તિ સર્જવાનો વિચાર વિશ્વેશ્વરય્યાને સ્ફૂર્યો, જેને પરિણામે પ્રાપ્ત થતી વીજળીનો લાભ પોતાના બધા ઉદ્યોગોમાં આજે મ્હૈસુર રાજ્ય લઈ રહ્યું છે.

રાજ્યની એવી કટોકટીભરી પળે એમણે દીવાનપદ સંભાળેલું કે બીજી કોઈ પણ વ્યક્તિ એ કટોકટીમાંથી રાજ્યનું આર્થિક પરિત્રાણ ન સાધી શકત એ ભયંકર આર્થિક તંગી ઉપર પાછો ગયા મહાયુદ્ધનો ફાળો પડતો બોજો પણ રાજ્યની તીજોરી પર સવાર થઈ બેઠો હતો પરંતુ ગમે તેવી આપત્તિ સામે પ્રતિબદ્ધ જ રહેવાની આદતને લઈને વિશ્વેશ્વરય્યા જરાયે હિંમત ન હાર્યા રાજ્યને તારવું હોય તો તેને સુદૃઢ ઔદ્યોગિક પાયા પર મૂકી દેવું જોઈએ, એ એમણે જોઈ લીધું અને એ નિર્ણયમાં કૃતનિશ્ચય બન્યા. રાજ્યની કેળવણી, ખેતી અને ઔદ્યોગિક પ્રગતિ અર્થે એમણે મ્હૈસુર આર્થિક પરિષદ પણ યોજી અને એમના આ બધા પરિશ્રમને પરિણામે ભદ્રાવતીનું આયર્ન ઍન્ડ સ્ટીલ વર્ક્સનું વિખ્યાત જંગી કારખાનું, સાબુનું કારખાનું, રેશમનાં કારખાનાં, મ્હૈસુર બૅંક, ઈજનેરી કૉલેજ અને મ્હૈસુર યુનિવર્સિટી ફાલી ઊઠ્યાં ગ્રામસુધાર યોજના તથા જિલ્લાવિકાસ યોજના પણ એમણે ઘડી કાઢીને અમલમાં મૂકી, જેમાંની જિલ્લાવિકાસ યોજના હિંદના કોઈ પણ ભાગમાં પહેલી જ હતી.

અને છ વરસની જહેમતભરી કામગીરીને અંતે એમણે, આર્થિક સ્થિતિએ તંગ રહેલા મ્હૈસુર રાજ્યને સમૃદ્ધ બનાવી મૂક્યું એટલું જ નહિ, પણ પોતાની ઇજનેરી પ્રતિભા વડે સુંદરતર પણ બનાવી મૂક્યું ઇ. ૧૯૧૩માં લૉર્ડ હાર્ડિંજ સાથે સંધિ કરીને સ્વાયત્ત દેશી રાજ્ય તરીકેની પ્રતિષ્ઠા મ્હૈસુર રાજ્યને અપાવનાર એ જ હતા મ્હૈસુરને નવેભૂત નાઈ એ ચીજો રહી હોય તો એક બૅંગલોરમાંનું 'ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑવ સાયન્સ' અને બીજા સર વિશ્વેશ્વરય્યા ઇ ૧૯૧૯માં એમના નિવૃત્ત થવા સમયે મ્હૈસુર ગેઝેટે એમની [illegible] નિષ્ઠા ને ખંતની પ્રશંસા કરીને રાજ્યે એમના દ્વારા જ સમૃદ્ધ ને પ્રગતિશીલ ભાવિ સાંપડ્યું હોવાનો એકરાર કરેલો છે. એ એકરાર જ એમની મોટી બક્ષિસ છે; કારણ કે મ્હૈસુર રાજ્યના ઇજનેરોની સંસદ સમક્ષ તેમણે કહેલું તે મુજબ, કાર્યની તક જ એમને હમેશા જોઈએ છે, એથી વધુ કોઈ બક્ષિસ નહિ

મ્હૈસુર રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા પછીનું એક વર્ષ એમણે દુનિયાની મુસાફરી પાછળ ગાળ્યું અને પોતાની જન્મજાત પ્રતિભાને વિશેષ અવલોકનથી વિકસાવી ત્યારથી બ્રિટિશ હિંદની જુદીજુદી પ્રાંતિક સરકારો કે જુદાજુદા દેશી રાજ્યો એમની સેવા માગતા જ રહ્યા છે ઈ ૧૯૨૫માં હિંદી આર્થિક તપાસ સમિતિના એ પ્રમુખ નીમાએલા; ઈ ૧૯૨૯માં સક્કર બૅરેજનું નિરીક્ષણ કરવા સરકારે નીમેલા બે ઇજનેરોમાં 'સીનિયર મેમ્બર' તરીકે એ રહેલા, ઈ ૧૯૨૪માં મુંબાઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનના રીટ્રેન્ચમેન્ટ ઍડવાઈઝર (કાપકૂપ સલાહકાર) નિમાએલા ઈ ૧૯૨૬માં કરાચી મ્યુનિસિપાલિટીએ પણ એમને સલાહ માટે આમંત્રેલા; ઇ. ૧૯૩૮માં મુંબાઈની નહેરતપાસ સમિતિના એ ચેરમેન રહેલા બૅંગલોરની ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑવ સાયન્સ સાથે તો લાંબો સમય થયા તે જોડાએલા છે અને હાલ તેની કોર્ટના પ્રમુખ છે

મ્હૈસુર રાજ્યથી નિવૃત્ત થયા પછી પણ ભદ્રાવતીના કારખાનાના નિયમન માટે રાજ્યે બોર્ડ આવ મૅનેજમેન્ટના પ્રમુખ તરીકેની જવાબદારી ચાર વર્ષ રહીને તેમના પર જ નાખેલી, જે એમણે સાડા છ વર્ષ સુધી સંભાળી કરી પાછા આર્વિન કૅનાલ વર્ક્સ માટે રાજ્યે એમને બોલાવેલા, અને ટેકરીઓમાં થઈને જમીન નીચેનો પોલો બે માઈલ લાંબો બુગદો એમણે બાંધી આપ્યો, જેવો બુગદો દક્ષિણ હિંદમાં પહેલો જ હતો ઈ ૧૯૨૩માં લખનૌ મુકામે મળેલી હિંદી વિજ્ઞાન પરિષદના પ્રમુખ તરીકે, ઇ ૧૯૩૪માં મુંબાઈમાં મળેલી હિંદી આર્થિક પરિષદના પ્રમુખ તરીકે અને ઇ ૧૯૨૯માં ત્રિવેન્દ્રમ મુકામે મળેલી દક્ષિણ હિંદ રાજ્યસ્થાની પરિષદના પ્રમુખ તરીકે પણ તેમની જ વરણી થએલી હમણાં થોડા સમય પર વડોદરામાં મળેલી અખિલ હિંદ કારખાનાદાર પરિષદના પ્રમુખસ્થાને પણ એ જ વરાયા છે.

મુંબાઈની આજની ઔદ્યોગિક ને પ્રાયોગિક કેળવણી એમના જ સૂચનોને આભારી છે. પૂનાના ખડક સરોવરના જે ટાંકાં દ્વારા બ્લુ નહેરને પાણી પૂરું પાડવામાં આવે છે તેના સ્વયંસંચાલિત દ્વારો (Automatic Gates)ના કલ્પક, નિર્માતા અને પેટન્ટનાધારક પણ એ જ છે ઇજનેરી વિષયના અજ્ઞાતોને એમના એ પેટન્ટની મહત્તાનો ખ્યાલ કદાચ નહિ આવે, પણ એટલું જ કહેવું બસ થશે કે પનામાની નહેરમાં એવા જ દ્વારોનો ઉપયોગ પાછળથી થયો છે નહેરખાતામાં 'બ્લૉક સિસ્ટમ' પણ એમણે જ આ દેશમાં દાખલ કરી

જિંદગીના આઠ દાયકા વીતાવી ચૂકેલા એ આદમીના સલાહસૂચનો મેળવવા આજે પણ હિંદની અનેક મ્યુનિસિપાલિટીઓ, ઔદ્યોગિક મંડળો અને પ્રાંતિક સરકારો સુદ્ધાં શા માટે ઇંતેજાર રહે છે તેનો મર્મ એમની ઉપર્યુક્ત કામગીરી પરથી સમજી શકશે એ કામગીરી જેને આભારી છે એવું મેધાવી સમું વિવિધરંગી એમનું ભેજું એમના અવસાન પછી પુષ્કળ નાણાંના બદલામાં મેળવવા એક અમેરિકન કંપની શા માટે તૈયાર થઈ છે તેનો પણ ખ્યાલ એ પરથી મળી રહેશે. એમની પ્રતિભાને અનુરૂપ એવા માનસન્માનો પણ એમના પર ઓછા નથી વર્ષ્યા ઈ ૧૯૧૧માં સી આઈ ઈ તથા ૧૯૧૫માં કે સી આઈ ઈ ના સરકારે આપેલા ખિતાબો તથા ૧૯૨૩માં કલકત્તાની, ૧૯૩૧માં મુંબાઈની ને ૧૯૩૭માં બનારસની યુનિવર્સિટીઓએ આપેલી ડૉક્ટરેટની માનદ ઉપાધિઓ એમાં મુખ્ય છે

ઈ. ૧૯૩૪માં એમનો જ સુપ્રસિદ્ધ મહાગ્રંથ 'Planned Economy for India' બહાર પડ્યો કોઈ એક જ પુસ્તકે તેના લેખકને લોકમાન્ય બનાવી દીધાના દાખલાઓમાં સર વિશ્વેશ્વરય્યાનો એ ગ્રંથ અગ્રગણ્ય ઉદાહરણ છે આજના હિંદના મહાન પ્રશ્નોને જે કુશળતાપૂર્વક એમણે હસ્તગત કર્યા છે એ એમની વિશિષ્ટતા તેમાં જણાઈ આવે છે ઔદ્યોગિક અર્થશાસ્ત્રી તરીકે હિંદમાંથી આજે ય કોઈ એમની ભાગ્યે બરોબરી કરી શકે તેમ છે, ને ઇજનેરીમાં તો એમણે મેળવેલી પ્રશંસાનો કોઈ હરીફ હજુ જાગ્યો જ નથી. હિંદની પુનર્રચના માટે સૌ પહેલો આશ્રય એમના એ પુસ્તકનો તથા ત્યાર બાદ લખાએલા 'Reconstructing India'નો જ લેવો પડે તેમ છે

એ સિવાય પણ હિંદના શિક્ષણવિષયક અને આર્થિક વિકાસ પર, ઇજનેરી યોજના અને કાર્ય પર, ટૂંકામાં હિંદી પ્રજાના ભૌતિક અને નૈતિક વિકાસ પર એમના પ્રકાશનો બહાર પડતા રહ્યા છે યુરોપ, અમેરિકા અને જાપાનની એમની સફરે હિંદની અનહદ વેડફાતી જનશક્તિનો પ્રત્યક્ષ ખ્યાલ એમને આપ્યો છે અને એ વ્યય અટકાવવાના માત્ર બે જ માર્ગો હોવાનું એમને જણાયું છે: (૧) સામુદાયિક શિક્ષણ, અને (૨) શીઘ્ર ઉદ્યોગીકરણ. 'શું કરવા યોગ્ય છે એનું જ્ઞાન, તે એ કાર્ય માટેનું પ્રથમ પગથિયું છે.' એ એમના શબ્દમાં હિંદને વિશ્વાસ હોય તો શું કરવા યોગ્ય છે એ એમણે સ્પષ્ટપણે ભાખી આપ્યું છે કે. 'ઉદ્યોગીકરણ યા તો વિનાશ.'

ઈ. ૧૯૩૮ના ઑગસ્ટની ૯મીએ અખિલ હિંદ ખાદી અને સ્વદેશી પ્રદર્શનમાં એમણે જણાવેલું 'કાર્યથી જ સંપત્તિ જન્મે છે કાર્ય, કાર્યની શક્તિ, કાર્યનું બાહુલ્ય, કાર્યમાં જોડેલી બુદ્ધિ અને યોજકતા જ કોઈ પણ પ્રદેશનાં ઉત્પાદન અને ઉપયોગિતામાં વૃદ્ધિ કરીને તેને સમૃદ્ધ કરી શકે છે. . સ્વાસ્થ્ય ને જીવનના સંતોષ અર્થે કાર્ય એ એક માનસિક

આવશ્યકતા છે કાર્ય વિના માણસ નિર્બળ અને રોગી બની જાય.'

પુનાની પરશુરામ ભાઉ કૉલેજના વિદ્યાર્થીઓને એમણે આપેલી શિખામણ પણ એકેએક હિંદી વિદ્યાર્થીએ હૈયે કોતરી રાખવા જેવી છે: 'હમેશા પ્રગતિશીલ વિચારો અને કાર્યો કરતા રહો તમારૂં દિલ, તમારૂં ચિત્ત અને તમારા હાથ કાર્યમાં પરોવી દો. કાર્યમાં જ સુખ છે, સાફલ્ય છે કાર્ય મૂર્ખને હોશિયાર ને હોશિયારને પ્રતિભાવાન બનાવે છે.'

જોકે હિંદની આજની પરાધીનતા એ જગમાન્ય પ્રતિભાને પણ એક અનિષ્ટ મર્યાદારૂપ બની રહી છે વિનીતો સમા નિરાશાવાદી એ નથી, અને રાષ્ટ્રીય નિયોજનામાં મહાસભાને પણ સક્રિય સાથ એમણે આપ્યો છે, છતાં સ્વતંત્ર હિંદને એ જેટલો લાભ આપી શકત એ લાભથી આજનુ પરાધીન હિંદ વંચિત રહ્યુ છે દેશને એથી જેટલું દર્દ થાય છે એથી વધુ કદાચ એમને પોતાને થતુ હોય એમ એમના આ શબ્દો પરથી જણાય છે: 'હિંદ જ્યાં સુધી રાજકીય નજરે સ્વતંત્ર નથી, હિંદી પ્રજાએ દેશનુ શાસન જ્યા સુધી સ્વહસ્તક મેળવ્યુ નથી, ત્યા સુધી આપણી ઇચ્છા મુજબનુ અને દેશને સાનુકૂળ એવી યોજનાપૂર્વકનુ ઉદ્યોગીકરણ અસંભવિત છે.'

છતા પહેલે કહ્યુ તેમ એ નિરાશાવાદી નથી એમને દૃઢ વિશ્વાસ રહેલો છે કે 'નિષ્ફળતાઓએ આપણા પ્રયાસ કઠિન બનાવી દીધા છે, પણ અંતિમ વિજય આપણો જ છે.'

એક વ્યક્તિ તરીકે, શિસ્ત અને સયમબદ્ધ જીવન જીવતા સર વિશ્વેશ્વરય્યા એક અજબ વ્યક્તિ છે. સાદાઈના આત્મા સમુ એમનુ જીવન હોવા છતા જીવનધોરણ ઊંચામા ઊંચુ લાવવાની એમની સદાની મથામણ રહી છે. સ્વભાવે એ ખૂબ એકાતપ્રિય છે. યંત્રોની ધમાલમાં એ માને છે અને હિંદને મોટરોથી ગાજતુ ને વિમાનોથી ગુંજતુ બનાવી દેવાની એમને ઉમેદ છે, છતા પોતે તો સંપૂર્ણ શાંતિના ચાહક છે શિસ્તને આત્યતિક હદે અપનાવી લીધા છતા આ એકાતિક, શાંત અને ચિંતનપ્રિય સ્વભાવને લઇને એમના હૈયાની કુમાશ હજુ એવી ને તેવી તાજી રહી શકી છે

તક મળે તો એક જ દાયકામા હિંદમા બનેલા મોટરો ને વિમાનો બજારમા મૂકવાની આજે આટલી વયે પણ જે હામ તેઓ ધારે છે તે માટે એકાદ તરુણ સમાં તેમનાં ચાપલ્યોત્સાહ જ જવાબદાર છે. એમની યોજકબુદ્ધિએ ગાંધીજીને પણ ઓછુ આશ્ચર્ય નથી ઉપજાવ્યું એમનો વિચારભાર એમના ચહેરા પર પ્રતીત થયા વિના નથી રહેતો, છતાં માનસિક સ્વસ્થતા એમણે સંપૂર્ણપણે જાળવી રાખેલ છે એનું કારણ, શારીરિક સ્વાસ્થ્ય પાછળ પણ એટલે જ અંશે રહેલી એમની કાળજી છે રેલવેના સમયપત્રક જેટલુ જ એમનું જીવન નિયમિત છે અને એવી જ નિયમિતતાની અપેક્ષા તેઓ બીજા પાસે રાખે છે મુબાઈના એ સુપરિન્ટેન્ડેન્ટ ઇજનેર હતા ત્યારે એક એક્ઝીક્યુટિવ ઇજનેર એમને મળવા આવેલા. નિયત સમયથી માત્ર થોડી જ મિનીટ એ મોડા પડેલા, પણ સર વિશ્વેશ્વરય્યાએ તેમને મુલાકાત આપવાની ચોકખી ના પાડી દીધી પેલા ઈજનેરની કોઈ દલીલ એમને પીગળાવી શકી નહોતી.

હિંદના એ મહાન નિયોજકે જિંદગીમા આજ સુધી નાદુરસ્ત તબિયત એટલે શું એ જાણ્યું નથી પોતે સંપૂર્ણ વનસ્પત્યાહારી અને કોઈપણ પ્રકારના વ્યસનથી મુક્ત છે એમનું એકેએક કાર્ય, એમની એકેએક ટેવ સુદ્ધા નિયોજિત જ હોય છે સવારના વહેલા ચાર વાગ્યે ઊઠીને કામ પર લાગી જાય છે તે ઠેઠ સાંજ સુધી સાંજે એ ફરવા નીકળે છે, પણ એમની સાથે ફરવા જનારાઓ કહે છે તેમ, 'સર વિશ્વેશ્વરય્યાને ચાલતા તો આવડતું જ નથી, ફક્ત દોડી જાણે છે!'

જેટલો કાર્ય દ્વારા એટલો જ પ્રત્યક્ષ જીવન દ્વારા હિંદના નવપ્રાણને એ ઉદ્બોધિત કરી રહ્યા છે. હિંદના આર્થિક નવનિર્માણના એ મંત્રદ્રષ્ટાનો મંત્ર છે 'શક્તિ, પ્રગતિ, સમૃદ્ધિ.

અશોક હર્ષ




## હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ' મોકૂફ, બીજું ઇનામ. 'શ્રમજીવી'–શુકદેવ ભચેચ (અમદાવાદ); ત્રીજુ ઈનામ: 'ઊડતી ગોળી'–રજનીકાન્ત પટેલ (આણંદ); નોંધપાત્ર' (૧) 'વનરાજીમા વટેમાર્ગુઓ'–દિલહર ભચેચ, અમદાવાદ, (૨) 'પલ્લવ-કંટક' -વિનોદ કોઠારી, જામનગર, (૩) 'ગ્રામ્યજીવન'–શુકદેવ ભચેચ, અમદાવાદ.

આ વખતનાં ચિત્રો ખાસ વખાણને પાત્ર નથી વળી પૂરતી સખ્યાનો પણ અભાવ છે એટલે બીજું અને ત્રીજુ ઈનામ જીતનારના ચિત્રોની પસંદગી અતિ ઝડપવાના એક ગુણ ઉપર જ કરવામા આવી છે. 'શ્રમજીવી'ના વિષયને ભાઇ શુકદેવ ભચેચ ધારત તો પૂરતો ઇન્સાફ આપી તેમાથી ઉત્તમ ચિત્ર સર્જી શકત. બીજા ચિત્રોને મુકાબલે આ ચિત્રનો પ્રિન્ટિંગ ટેકનીક શ્રેષ્ઠ છે પણ કૅમેરા, ઍંગલ અને ફોકસિંગ ખામીભરેલા છે. પાત્રના શરીરના વળાંકની રેખા બૅકગ્રાઉન્ડમાંના ઝાડમા ભળી જાય છે, તેના લીધે દૂરની વસ્તુ નજીક જણાય છે અને તેના વાસા પર ઝાડ વળગ્યુ હોય તેમ આંખને ખૂંચે છે ચિત્રોમાં આવતી ઊભી થાંભલાજેવી વસ્તુઓ ત્રાસી આવે એ તો ચિત્ર લેનારની મોટી ખામી બતાવે છે, જે આમા પણ છે. 'લો ઍન્ગલ'થી જો આ ચિત્ર લેવાયુ હોત તો આકાશની બૅકગ્રાઉન્ડ ચિત્રને સારો ઉઠાવ આપત ભાઈ રજનીકાન્ત પટેલના 'ઊડતી ગોળી'ના ચિત્રમાં ગોળી ઉડાડવાની ક્રિયા ઠીક ઝડપાઇ છે ધાબ વાળી બૅકગ્રાઉન્ડની ખામી સિવાય ફોકસિંગ અને તેજછાયા સારા છે, પણ પ્રિન્ટની ટેકનીક ખામીભરેલી હોવાથી પૂરતો ઉઠાવ જણાતો નથી વળી ચિત્રની કાપણી પણ બરાબર નથી નીચેથી પોણા બે ઇચ, જમણી બાજુથી અરધો ઇચ અને ડાબી બાજુથી બે દોરા કાપી નાખવાથી ચિત્ર સુધરશે

'વનરાજીમા વટેમાર્ગુઓ'ના દિલહર ભચેચના ચિત્રની 'ફોરગ્રાઉન્ડ'માં પડછાયાનો ઉપયોગ સારો કર્યો છે, પણ વટેમાર્ગુઓ ચિત્ર લેવાતા માટે સભાન થઇને કૅમેરા તરફ જુએ છે એ ખામી છે વળાંકના રસ્તાનો દૂરનો દેખાવ આવે એવો ખૂણો પકડી એ ચિત્ર લેવાયુ હોત તો વધારે સારૂ બનત 'પલ્લવ-કંટક'ના કાવ્યમય વિષયમા કાંટાવાળા ઝાડની રેખા જેટલું સૌંદર્ય પલ્લવની બાજુ લાવી શકાયુ નથી 'ગ્રામ્ય જીવન'નો આકર્ષક વિષય ઝાંખા, ખામીભરેલા પ્રિન્ટને લીધે માર્યો ગયો છે પોતપોતાના કાર્યમાં મશગૂલ વિવિધ પાત્રોની રચના સાથે જોનારની આંખને દોરવા માટે ચિત્રમા એક કેન્દ્ર જોઇએ તે નથી દરેક પાત્રનું મો છાયામાં છે અને રેખા ખુલ્લી જણાતી નથી. આવાં ચિત્રો પાછળ વારંવારના પ્રયત્નો કરી તેને અનુકૂળ પાત્રો તથા તેજછાયાની પસંદગી વડે સારાં બનાવી શકાય.

બી. બી. ફનીબંદા

# નરભક્ષી સિમ્બા!



આ વાર્તામાં આવતા બંને સિંહના અવશેષો શિકાગો મ્યુઝિયમમાં મઢીને ગોઠવેલા છે, તેના ફોટોગ્રાફ ઉપરથી ઉતારેલું આલેખન

લેફ્ટેનન્ટ કર્નલ જે. એચ. પૅટર્સનના અંગ્રેજી પુસ્તક 'ધ મૅન-ઈટર્સ ઑવ ત્સાવો' ઉપરથી રૂપાન્તર કરનાર

## હરિનારાયણ આચાર્ય

[The Man-Eaters of Tsavo' ગોરા કાળા ઘઉંવર્ણા માણસો ઉપરાંત પ્રાણીઓને ફાડી ખાનાર, ત્સાવોના બે મનુષ્યભક્ષી સિંહોને લગતી લે. કર્નલ પૅટર્સનની આ પરાક્રમકથા, જગતના સાહસ-સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે દુનિયાના અનેક સમર્થ શિકારીઓએ એના નિર્ભેળ ગુણગાન કર્યાં છે. પૅટર્સન, રેલવેનો રસ્તો બાંધવા માટે ઇંગ્લંડથી આફ્રિકા ગયેલો એક સામાન્ય ઇજનેર હતો એ કામગીરી દરમ્યાન અચાનક એને અત્યંત બુદ્ધિશાળી, ચાલાક, ભયંકર માણસખાઉ વિકરાળ સિંહોનો સામનો કરવો પડ્યો અને હજારો અસહાય મજૂરોના પ્રાણસંરક્ષણની જવાબદારી અણધારી એને માથે આવી પડી એ પ્રસંગે એણે એકલે હાથે જે પુરુષાર્થ કર્યો, સિંહોનો વધ કરી નિર્દોષ માનવોનો અકારણ હત્યાકાંડ થતો અટકાવ્યો, એ આખી કથા અત્યંત રોમાંચક છે. રજ પણ અતિશયોક્તિ, આત્મશ્લાઘા કે ગર્વની માત્રા સિવાય એ બધા બનાવો, આપણા રોજના જીવનની સામાન્ય વાતો પેઠે, પૅટર્સને વર્ણવ્યા છે અટલે જ એ વધુ હૃદયંગમ બની રહ્યા છે ગયા પ્રકરણોમાં, આફ્રિકામાં આવીને કામે ચડી ગયા પછી થોડા જ દિવસમાં સિંહ દેખાયાની અને બેત્રણ મજૂરો અજબરીતે અકસ્માત ગુમ થઈ જવાની વાતો પૅટર્સનને કાને આવી તેનું વર્ણન છે શરૂઆતમાં તો તેના માનવામાં તે વાત ન આવી, પણ ત્રણેક અઠવાડિયામાં તો એના જ શીખ જમાદાર ઉંગનસિંહનો કમકમાટીભર્યો ભક્ષ સિંહોએ કર્યો, અને પૅટર્સને તેને ઠાર કરવા કમર કસી પણ અનેક પ્રકારની મથામણો પ્રયત્નો અને સાવચેતીઓ છતાં ન સિંહ હાથ લાગ્યા ન તેમનો ઉત્પાત શમ્યો,—ઊલટો વધતો જ ગયો હવે આગળ વાંચો ]

### ૩. દવાખાના પર હુમલો

આ તમામ વખત દરમ્યાન મારો પોતાનો તંબુ કરી વાડના કોઈ પણ જાતના સંરક્ષણ વિના ઉઘાડા મેદાન વચ્ચે ઊભો કરેલો હતો એક વખત ડાક્તર રોઝ રાત ગાળવા માટે ત્યાં આવ્યો હતો ત્યારે બહાર તંબુના દોરડાંમાં કોઈના અથડાવા—ઠોકરાવાનો અવાજ સાંભળી અમે અરધી રાતે જાગી ઊઠ્યા ફાનસ લઈને બહાર જોવા જતાં કંઈ નજરે પડ્યું નહિ, પણ બીજે દિવસે સૂરજના પ્રકાશમાં ત્યાં આગળ સિંહનાં પગલાં ચોખ્ખાં જોવામાં આવ્યાં, ત્યારે મને ભાન આવ્યું કે એ પ્રસંગે અમારામાંનો એકાદ જણ સિંહના મોંનો કોળિયો થતાં સહેજમાં બચી ગયો છે. આ અનુભવથી ચેતીને મેં મારો મુકામ તરતજ ત્યાંથી ઉપાડી લેવાની ગોઠવણ કરી અને મારો ઘરવખરો ઉઠાવી, એ પ્રદેશના આરોગ્યસંરક્ષણની જવાબદારી લેવા ત્સાવોમાં તાજા જ આવેલા ડાક્તર બ્રૉકની સાથે રહેવા હું ગયો તાડના પાંદડાં અને ડાળાં-ડાળખાંથી બનાવેલા એક ઝૂંપડામાં અમે બંને રહેતા હતા એ ઝૂંપડું યુગાન્ડા આગી જતા મોટી માર્ગને પડખે, નદીથી પૂર્વ તરફ બાંધેલું હતું અને એના ફરતી ૭૦ વાર જેટલા વ્યાસની કાંટાની જાડી ઊંચી ને મજબૂત કોટ જેવી વાડ 'બોમા' બનાવી લીધી હતી. અમારા અંગત ખિદમતગારો પણ આ



'મારો પોતાનો તંબુ ઉઘાડા મેદાન વચ્ચે હતો'

ડાબી બાજુ લેખક (કર્નલ પૅટર્સન), જમણી બાજુ મિ. સી. રૉસન

# ગુજરાતના ભીલ લોકો આર્ય છે?



ભીલ યુવતી

બાવીસ લાખની જે પ્રજાને 'અનાર્ય' કહીને આપણે તરછોડી છે તેનું વૈજ્ઞાનિક પરીક્ષણ આજે આપણી એ જૂની માન્યતાઓને ઉત્થાપે છે, અને કહે છે કે એ લોકો આપણામાંના આર્યોજ છે, આપણા જ લોહી-બાંધવો છે.

વૈદિક કાળના પ્રારંભે, જ્યારે આર્યો ઉત્તર હિંદમાં આવેલા તે વેળા (ઈ.પૂ. ૨૦૦૦ની લગભગ), અહીં દ્રવિડ લોકો વસેલા હતા. એઓ પણ આર્યોના આગમનથી અઢી-ત્રણ હજાર વર્ષ પૂર્વે કોઈક અજાણ્યા પ્રદેશથી હિંદમાં આવ્યા હતા.[1] આ દ્રવિડોની પહેલાં, અહીં અનેક જંગલી પ્રજાઓ વસતી હતી. એમનાં ખરાં નામોનો હજુ પત્તો લાગ્યો નથી. એટલે વિદ્વાનો નિષાદ, Pre-Dravidians[2] (દ્રવિડોની પૂર્વે વસતા), Proto-Australoid[2] (ઑસ્ટ્રેલૉઈડ કહેવાતા માનવવર્ગના મૂળ પુરુષો), Veddoid (સિલોનના આદિવાસી વેદ્દાઓના સજાતીય) વગેરે કાલ્પનિક નામો દ્વારા એમને ઓળખાવે છે. હિંદની આ આદિવાસી પ્રજાઓના વંશધરો આજે પણ હિંદનાં ગાઢ જંગલો અને અગમ્ય ડુંગરાળ પ્રદેશોમાં લાખોની સંખ્યામાં વસેલા મળી આવે છે. આ લોકો અનેક જાતિઓમાં વહેંચાએલા છે: મુન્ડા, સાન્થાલ, ઉરાંવ, ગોંડ, ભીલ, બૈગા, કોલ, કાફિર, ફગળી, ચિંચુ, પોલ્યન, મુદુવન વગેરે વગેરે. આ લોકોની ખાસ ઓળખ એ છે કે તેમના કદ ઠીંગણાં, રંગ કાળો, નાક ચીબું ને પહોળું, મો ઉપસેલું અને હોઠ જાડા હોય છે. એમના જીવનની સાંસ્કૃતિક બાજુ તપાસતાં તેઓ આર્યો અને દ્રવિડો કરતાં જુદી ધાર્મિક માન્યતા, જુદું સમાજબંધારણ, જુદા પ્રકારની બોલીઓ વગેરે ધરાવે છે.

## ગુજરાતના ભીલો

યુગયુગોથી હિંદના આ અનાર્ય આદિવાસીઓને આશ્રય આપી રાખનાર ગણ્યાગાંઠ્યા પ્રદેશોમાં ગુજરાતની પણ ગણત્રી થાય છે. ભીલ, કોળી, દુબળા, ચૌધરા વગેરે કેટલી યે રાનીપરજ અને કાળીપરજ જાતિઓ, એનાં અગમ્ય જેવાં વન અને પર્વતોમાં વસી રહી છે. એ સર્વમાં ભીલોની સંખ્યા મોટી મોટી હોઈ ૨૨ લાખ જેટલી છે. ગુજરાતમાં પર્વતો અને જંગલોથી છવાએલો પંચમહાલ જિલ્લો એમનો મુખ્ય નિવાસપ્રદેશ છે, ને ત્યાંથી આસપાસના વાગડ, મેવાડ માળવા, નીમાડ અને ખાનદેશ સુધી થોડાઘણા પ્રમાણમાં એ લોકો પ્રસરેલા છે. આ આદિવાસી ભીલો ગુજરાતમાં એક સૂચક વિશેષતા ધરાવે છે, તે એ કે એમની બોલી ગુજરાતી છે, જે ભીલોડીના નામથી ઓળખાય છે. ઘણા ભાષાશાસ્ત્રીઓએ આને ગુજરાતીનું એક અંગ માની છે. બીજા પ્રદેશોના આદિવાસીઓ વિષે તેમ નથી. તેમની પોતાની એક જુદી ભાષા છે ને તેની જુદીજુદી સ્થાનિક બોલીઓ એ લોકો બોલે છે. એ ભાષા 'મુન્ડા' કે 'મુન્ડારી' કહેવાય છે. એક માત્ર ગુજરાતમાં જ યુગયુગોથી આર્ય વસવાટોથી દૂર રહેતા આ આદિવાસીઓએ એક આર્ય ભાષા (ગુજરાતી)ને શી રીતે અપનાવી લીધી છે એ પ્રશ્ન માનવશાસ્ત્રીઓને મૂંઝવી રહ્યો છે, કારણ ભીલ લોકો આર્યોના સંપર્કમાં તો કદી રહ્યા નથી, તો પછી તેમની ભાષા એ કેમ અપનાવી શક્યા હશે?

## ભીલોની પ્રાચીનતા

માનવશાસ્ત્ર (Anthropology)ની જુદીજુદી સંશોધન પદ્ધતિઓ પ્રમાણે અત્યાર સુધીમાં ગુજરાતી ભીલોની જે જૂજનાજ તપાસ થઈ છે, તે પ્રમાણે એઓ કેટલીક રીતે અન્ય પ્રાંતોના આદિવાસીઓ સાથે સંબંધ ધરાવતા જણાયા છે. હિંદી સરકારના માનવશાસ્ત્રી ડૉ. બી. એસ. ગુહા 'માનવમિતિશાસ્ત્ર' (Anthropometry) દ્વારા ચેન્ચુ લોકો અને ભીલો વચ્ચે નજીકનો સંબંધ હોવાનું માને છે. મૅકફર્લેન, તેમનો આનુવંશિક સંબંધ કુરાવ અને મરીઆ ગોંડો સાથે સ્થાપિત કરે છે. ગુજરાતમાં તેમની ઉપસ્થિતિ સંબંધે સી. એસ. વેંકટાચાર એક અત્યંત રસપ્રદ માન્યતા રજૂ કરે છે કે 'દ્રવિડોની પણ પહેલાંના સમયે હિંદમાં વસતી મહાન 'મુન્ડા' પ્રજાનું એક અંગ તે આ ભીલ લોકો છે. આ પ્રજાએ વિન્ધ્યાચળ પર્વતની તળેટીઓમાં પોતાના વસવાટો સ્થાપ્યા હતા અને ત્યાંથી જરા બહાર ગુજરાતમાં જઈ વસતાં તેઓ દ્રવિડ પ્રજાના સંપર્કમાં આવેલા અને એથી તેઓ 'ભીલ' (આ નામનો ખુલાસો આગળ આવશે) કહેવાતા થયા. ભીલોની ઉત્પત્તિ સંબંધે આ વિદ્વાન આગળ જણાવે છે કે 'એ બનવાજોગ છે કે આ લોકો પ્રોટો-મેડીટરેનિયન નામના પ્રાચીન વર્ગના હોય. આફ્રિકાનો સહરા પ્રદેશ જ્યારે રણમાં પલટાવા લાગ્યો ત્યારે એ લોકો તેને છોડી જ્યાંત્યાં વેરવિખેર થઈ ગયા હતા અને એમના જેવા જ સાંસ્કૃતિક અવશેષો હિંદમાં પણ મળી આવ્યા છે તે તેમના આગમનનું સૂચન કરે છે. વિન્ધ્યાચળના પ્રદેશોમાં આ અવશેષો ખૂબ ફેલાયા છે.'[3] વેંકટાચારની આ માન્યતા ખરી પડે તો નવાઈ નહિ. વિન્ધ્ય પ્રદેશની જેમ આખા ગુજરાતમાં પણ આ સંસ્કૃતિ (કે જે Caprian કહેવાય છે તે)ના અવશેષો પુષ્કળ પ્રમાણમાં મળી આવ્યા

---

૧ આર્યો અને દ્રવિડોના આગમન સંબંધી સામાન્ય માન્યતા અહીં દર્શાવવામાં આવી છે. ખરું જોતાં મોહેં-જો-ડેરોની શોધ પછી એ આખો પ્રશ્ન વિવાદાસ્પદ બની જઈ પુનઃ તપાસને પાત્ર બન્યો છે. આર્યો બહારથી આવ્યાના પ્રમાણો તેમના સાહિત્યમાં મળતા નથી અને દ્રવિડો ઉત્તર હિંદનું આધિપત્ય ભોગવતા હોવાની સાક્ષીઓ તેમનું પ્રાચીન સાહિત્ય, ભાષા, સંસ્કૃતિ કે પુરાવશેષો આપતા નથી.

૨. શારીરિક લક્ષણોની દૃષ્ટિએ આધુનિક માનવજાત ચાર મોટા વર્ગોમાં વહેંચાએલી છે: ઑસ્ટ્રેલૉઈડ, નેગ્રોઈડ, મૉંગોલૉઈડ અને કૉકેશીઅન. ઑસ્ટ્રેલૉઈડનાં લક્ષણો આ છે: ખૂબ પહોળું નાક જે ઉપરથી ઘણું ચીબું, લાંબું માથું, કાળો રંગ, કાળા અને મ્હેજ વાંકડીઆ વાળ. ઑસ્ટ્રેલિયાના આધુનિક જંગલી લોકો અને હિંદના કેટલાક આદિવતનીઓ એ વર્ગમાં આવે છે.

3 Cencus of India, 1931. Vol I, Pt. III.

છે. અમદાવાદ શહેરની બહાર દસ માઈલના વર્તુલમાં જ ઘણા અવશેષો આવેલા છે. એમાંના થોડાકને ખોદાણી અંદરથી હાડપિંજરો કાઢીને માપવામાં આવે ને એ માપોને ભીલોના શારીરિક માપો સાથે સરખાવવામાં આવે તો આ પ્રશ્ન ઉકેલાઈ જાય. આ પુરાતન અવશેષો દસબાર હજાર વર્ષ જેટલા જૂના ખરા.

'ભીલ' એ દ્રવિડ ઉત્પત્તિનું નામ હોવાનું જણાય છે. તામિલમાં ધનુષ્ય (કામઠું) માટે 'બિલ' શબ્દ છે. કામઠું તે અદ્યાપિ ભીલનું પ્રતીક લેખાય છે. હજી પણ એ લોકો તેને વાપરે છે. આમ 'બિલ' ધારણ કરનાર લોકો તે બિલ્લ. એ શબ્દ અપભ્રંશ થતા બિલ્લ 'ભીલ' કહેવાવા લાગે છે. મહાભારતમાં ગુજરાતના ભીલોની નોંધ મળે છે. કથાસરિત્સાગરમાં ય મળે છે. ગુજરાતની પાટણની પહેલાના કાળની રાજધાની શ્રીમાળનું અસલ નામ 'ભિલ્લમાળ' હતું. પછી મુસલમાની કાળના સાહિત્યમાં તો ભીલો સબંધી પુષ્કળ નોંધો મળી આવે છે.

## ભીલ જીવનની ઝાંખી

આખી ભીલ પ્રજા સંસ્કૃતિના એકસરખા તબક્કામાં હવે રહી નથી. જે વિસ્તારોના ભીલો કંદમૂળ ઈત્યાદિ ખાઈ રહેતા હોઈ આધુનિક વિસ્તારોથી ઘણે દૂર ગાઢ હિંસ્ત્ર(?) સઘન વનો અને અગમ્ય પર્વતોમાં વસે છે તેમની સંસ્કૃતિ, અને પંચમહાલના સુધરેલા તથા ફળદ્રુપ વિસ્તારોવાળા ભીલોની સંસ્કૃતિ વચ્ચે સ્થાનિક અંતર જોવામાં આવે છે. બધી ભીલ કોમોની સાંસ્કૃતિક તપાસ હજી થઈ નહિ હોવાથી એમની સ્થાનિક સંસ્કૃતિઓની વિગત હાલ પ્રાપ્ત નથી. પણ ભીલોનાં થોડાક આગળપડતાં તત્ત્વો આ પ્રમાણે છે:

(૧) ભીલો ગામો વસાવીને વસતા નથી. જ્યાં એ લોકો કંદમૂળ ખાય છે ત્યાં ટેકરાઓ પર અને જ્યાં ખેતીવાડી કરે છે ત્યાં પોતપોતાના ખેતરમાં દરેક ભીલ અલગ ઝૂંપડી બાંધીને રહે છે. લગ્ન થતાં છોકરાઓ પોતપોતાના માટે એવી સ્વતંત્ર ઝૂંપડી બાંધીને રહેવા લાગે છે. એવાં છૂટાં ઝૂંપડાંઓનો જૂથ 'ભીલપાલ' અગર 'પાલ' કહેવાય છે. એવા દરેક 'ભીલપાલ'નો આગેવાન 'ગામેતી' કહેવાય છે.

(૨) ખેતીવાડી કરનાર ભીલોનો મુખ્ય ખોરાક 'રાબડી' (છાશમાં ફકાળેલી મકાઈ) હોય છે. મુખ્ય ધાન્ય મકાઈ. વારતહેવારે ઘઉં ખવાય. માંસાહાર પણ કરે છે. વાંદરા અને ગાયનું માંસ અમુક અમુક વિસ્તારોમાં ખાતા નથી. દારૂ છૂટથી પીવાય છે.

(૩) અત્યંત ગરીબીને લઈ એ લોકો વસ્ત્રો ઓછાં વાપરી શકે છે. માથે ચીંથરા થઈ ગયેલી પાઘડી, ડીલ તદ્દન ઉઘાડું, કમ્મરમાં માત્ર નાના ચીંથરાની લંગોટી, કે જેના આગલા ભાગમાં મર્યાદા માટે સહેજ પહોળો કકડો ખોસી લેવામાં આવે છે. જોડા વાપરી શકતા નથી.

(૪) ખૂબ સંપથી રહે છે. કટોકટીને વખતે એક ખાસ પ્રકારની બૂમ પાડતા બધા ઝૂંપડાંઓમાંના ભીલો જોતજોતામાં એકઠા થઈ જાય છે.

(૫) આતિથ્ય-સત્કારમાં એ લોકો અજોડ હોય છે. પોતે ભૂખ્યા પેટે રહીને પણ અજાણ્યા અતિથિને જમાડશે. અને શરણે આવેલા માટે જીવ દેતા વાર નથી લગાડતા. ખોટું બોલવાને એ લોકો મોટામાં મોટું પાપ ગણે છે. ગુનેગાર તુરત ગુનો કબૂલી લે છે. કૂતરાના માથે હાથ મૂકીને સમ ખાય છે.

(૬) ચોરી કે ધાડને (ખાસ કરી ઢોરની ચોરીને) પોતાનો હક લેખે છે. ધાડ પાડતા શાહુકારોથી માંડી કોઈ ભીલને લઈને માલમત્તા આગે તેઓ પણ લેતા નથી. જેની ચોરી કરે તેને ઈજા પહોંચાડીને જ જાય છે. એમ કરવાથી ચોરી હલકી ગણાય(?) એવી ગણે છે.

(૭) એમની ધાર્મિક ક્રિયાઓનો કરાવનાર પુરોહિત 'વડવો' અગર 'ભોપો' કહેવાય છે. એ ધૂણે છે અને એ રિયતિમાં દરેકના દુ:ખદર્દના ઉપાયો બતાવે છે. મરણોત્તર ક્રિયા કરાવનાર પુરોહિત જુદો હોય છે. એ 'રાવળો' કે 'રાવળીઓ' કહેવાય છે.

(૮) બ્રાહ્મણ પ્રત્યે એમને ખાસ ઘણા હોય છે. અકસ્માતે ચડી જાય તો તેનો ખાખરો ખેર્યા વગર પણ નથી રહેતા. મરણની ખબર નથી.

(૯) લગ્ન મોટી ઉંમરે જ થાય છે. વર-કન્યા પોતાની મેળે પરસ્પરની પસંદગી કરી લે છે. યુવક પરાક્રમી હોય, અગર નૃત્ય કરતાં સારું જાણતો હોય તો તેને સહેજે કન્યા મળી રહે છે. સામુદાયિક રીતે પણ એ કાર્ય થાય છે. એના માટે 'ગોળગધેડો' નામનો ઉત્સવ યોજાય છે. એક વૃક્ષની (અગર તો તેની લાંબી ડાળ કાપીને ખોડી હોય તેની) ટોચે નાળિયેર અને ગોળ બાંધે છે. પછી કુંવારા યુવક અને યુવતીઓ ત્યાં ભેગાં થાય છે અને બે વર્તુળમાં ગોઠવાય છે. યુવતીઓનું વર્તુળ થાંભલાની આસપાસ અંદર, અને પુરુષોનું બહાર હોય છે. પછી પૂર જોશમાં જાતજાતના નૃત્યો ગાયન અને વાદન સાથે થવા લાગે છે. એમાં તક સાધી પુરુષે સ્ત્રી-વર્તુળને વીંધી વૃક્ષ કે થાંભલા ઉપર ચડી જઈ નાળિયેર ને ગોળ ઉપાડી લેવાના હોય છે. પોતાના વર્તુળને કોઈ પુરુષ ન વીંધી શકે તેની સ્ત્રીવર્ગ ખાસ ચોકસાઈ રાખે છે. એમ છતાં ચપળ યુવકો પોતાનું ધ્યેય સાધે છે ને એવા સફળ યુવકને પોતાની મનગમતી યુવતીનો હાથ ઝાલી વર્તુળમાંથી પોતાની ભાવી પત્ની તરીકે ચૂંટી કાઢવાનો હક હોય છે. બંને જણ પહેલેથી પરસ્પરના પરિચયમાં તો આવી જ ગયેલાં હોય છે. આ ગોળ-ગધેડા પછી લગ્ન થાય છે.

(૧૦) દરેક યુવકે, જે માણસની છોકરીને ભાવી પત્ની તરીકે ચૂંટે છે તેને, છોકરીના બદલામાં કંઈક રોકડ રકમ અથવા ઢોરઢાંખર વગેરે બીજી વસ્તુઓ આપવી પડે છે. જે યુવક એ આપવા સમર્થ ન હોય તે તેના સસરાના પક્ષમાં આવીને રહે છે (ઘરજમાઈની પેઠે) ને તે પછી લગ્ન થાય છે. એમાં, મંડપની અંદર શમી વૃક્ષની ડાળ ખોડેલી હોય તેને બાર ફેરા ફરવાના હોય છે. બસ, એટલેથી લગ્ન પતી જાય છે. અલબત્ત, એ પછી જમણ વગેરે ખરું.

(૧૧) માણસ મરી જતા શબને હળદરના પાણી અને છાશથી નવડાવે છે, પછી તેની ઠાઠડી કાઢી બાળવામાં આવે છે. શીતળાના રોગી અગર બાળકને દાટે છે. તેરમે દિવસે તેરમાનું જમણ થાય છે. અવગતે મરનારનો પાળીઓ રોપાય છે.



ગુજરાતનો ભીલ

(૧૨) ભીલોમાં ગોત્ર હોય છે. લગ્નસંબંધમાં સમાન લોહીનો સંબંધ બચાવાય છે. કેટલાક વિસ્તારોમાં મામા ને ફઈના દીકરા-દીકરીઓ વચ્ચે લગ્નસંબંધ (cross cousin marriage) થાય છે. એકપત્નીવ્રત પળાય છે. સ્ત્રીઓનું વધારેપડતું માન જળવાય છે.

(૧૩) સામાન્ય રીતે વિધવા તેના દિયેરની પત્ની થઈ જાય છે—જો તેને દિયેર પસંદ હોય તો. નહિતર બીજે જઈ શકે છે. પતિના તેરમાના દિવસે દિયેર ઓઢણી મોકલે છે. જો વિધવા ભાભી એ રાખી લે તો પત્ની થવા રાજી છે એમ સમજાય છે, ને જો ન રાખે તો બીજે જશે એમ લેખી લેવાય છે. પછી જે પુરુષને ત્યાં તેને જવું હોય તે પુરુષે

વિધવાના દિયેરને ખરા હકદાર તરીકે કંઈક નુકસાની આપવી પડે છે

(૧૪) ભીલોમાં છુટાછેડાનો રિવાજ છે. આ પ્રસગે પુરુષ સ્ત્રીની ઓઢણીનો છેડો ફાડી લે એટલે છુટાછેડા થયા લેખાય

(૧૫) ભીલો ત્રણ પ્રકારની દેવારાધના કરે છે વૈદિક આર્યોની જેમ એમના મુખ્ય દેવો તે નિસર્ગદેવો· અગનદેવ, ઇન્દ્રરાજ, જલદેવ અને પવનદેવ. એમની આરાધના થાય છે મૂર્તિ રૂપે માત્ર શિવ, હનુમાન, ભૈરવ અને માતા પૂજાય છે. વળી દરેક 'ભીલપાલ'નો એક 'ગ્રામદેવ' હોય અમુક સ્થળે પથરાઓનો ઢગલો કરી જે તેને 'ગ્રામ દેવ' માની લેવામા આવે છે. દરેક પાલનો જુદો ગ્રામદેવ હોય તેનુ નામ એ પાલવાળાઓ વિના કોઈ જાણતુ હોતુ નથી આ ઉપરાત ઘોડાજે (ઘોડા રાજે), વાઘાજે (વાઘરાજે) વગેરે પ્રાણીઓ ઓછી અગત્યના દેવો તરીકે પૂજાય છે ભૂતપ્રેતોની માન્યતા ખૂબ પ્રચલિત છે

બાણાસુરની પુત્રી ઉષા કે જે અનિરુદ્ધની વધૂ અને શ્રી કૃષ્ણની પૌત્ર-વધૂ હતી તે ભીલોમા દેવી તરીકે પૂજાય છે એ વાત ખાસ અગત્યની છે, કારણ એ દેવી તરીકે પૂજાતી હોવાનુ બીજું ઉદાહરણ મળતુ નથી

(૧૬) ભીલોની કળા વિષે ખાસ માહિતી હજુ મેળવાઇ નથી

(૧૭) તીરકામઠા વગર એ લોકો ઘરની બહાર નીકળતા નથી. તીર મારવામા એવા પાવરધા હોય છે કે અંધારી રાત્રે ખૂબ છેટે કોઇ બીડી ફૂંકે અને એથી જે જરા ચમકારો થાય એ દિશામા ભીલ તીર ફેંકે તો પણ વાગ્યા વગર રહે નહિ.[૪]

ભીલોનો ઇતિહાસ લખવાનો હજી પ્રયાસ થયો નથી તેમના સંબધે ખાસ સશોધન પણ ગુજરાતમા થયુ નથી. અંત્યજ અંગના સુધાર અને ઉદ્ધાર માટે ગુજરાતે આદર્શ કાર્ય કર્યું છે એ કાર્યકર્તાઓ યુરોપિયન મિશનરીઓની જેમ અભ્યાસીઓ બન્યા નથી ને શોચનીય છે એ દિશામા શ્રી પોપટલાલ ગો શાહની આગેવાની નીચે હાલમા ગુજરાત સંશોધન મડળે કાર્ય કરવા માડ્યુ છે અને માત્ર એક જ વારના સંશોધનથી ભીલો વિષે જે માહિતી એકઠી થઈ છે તે ચોકાવનારી કહેવાય, કારણ એનાથી એવું સિદ્ધ થતુ દેખાય છે કે ગુજરાતના આદિવાસી ભીલો તે કોઈ અનાર્ય જાતિ નથી

### ભીલો સંબંધે નવું સંશોધન

ભીલોની આ સ્તુત્ય માનવશાસ્ત્રીય તપાસ ૧૯૪૨ના શિયાળામા ઉપાડવામા આવી હતી. જુદાજુદા પ્રકારની તપાસ માટે જુદાજુદા અનુભવી વિદ્વાનોએ કાર્ય કર્યું હતુ ભીલોના લોકજીવનનુ સશોધન એ મડળના એક આગેવાન અને ઉપપ્રમુખ શ્રી પોપટલાલ ગો શાહે ઉપાડી લીધુ હતુ રક્તપરીક્ષણ દ્વારા વશપરપરા-નિરૂપણ (Blood group test) ના કાર્ય માટે લખનૌ યુનિવર્સિટીવાળા હિંદના એક પ્રખર માનવશાસ્ત્રી ડૉ. ડી. એન. મજુમદાર આવ્યા હતા માનવમિતિનુ કામ મુબાઈના સુપ્રસિદ્ધ માનવશાસ્ત્રી ડૉ. જી. એમ કુરુલકરે હાથ ધર્યું હતું. આ કાર્ય માટે ભીલ વિસ્તારમા બધી ગોઠવણો ભીલ સેવામડળ તરફથી તેના એક આગેવાન શ્રી વણીકરે જાતે સાથે રહીને કરી આપી હતી. આ સંશોધન પૂરું થઈ રહેતાં તે નીચેના સાહિત્ય દ્વારા પ્રગટ કરવામા આવ્યુ છે

(૧) P. G Shah—"Non-Hindu Element in the cultures of the Bhils" in Essays in Anthropology presented to S C Roy (1942) (૨) D N Majumdar—"The Bhils of Gujarat" in the Journal of the Gujarat Research Society, October, 1942 (3) G M Kurulkar—"A Preliminary Note on Anthropometric Investigation of Bhils" (ઉપલા ત્રૈમાસિકમા જ) ભીલો સબંધે ગુજરાત સંશોધન મંડળે કરાવેલી આ નવી મહત્ત્વપૂર્ણ શોધખોળની સપૂર્ણ વિગતો માટે આ ઉપલુ સાહિત્ય વાચવુ જોઇએ.

આ સંશોધનનુ જે પરિણામ આવ્યુ છે તેનો સાર એ છે કે ભીલો એ અનાર્ય નથી. તેઓ આર્યોના વશજ઼ો છે કે કેમ તે ચોક્કસ કરવા માટે થોડાક વિશેષ સંશોધનની જરૂર છે. જે મુદ્દાઓના આધારે તેઓ અનાર્ય નથી એવું સિદ્ધ થાય છે તે સાર રૂપે આ પ્રમાણે છે·

(૧) ડૉ. મજુમદાર જણાવે છે કે એમણે જ્યારે પહેલવહેલી વાર ભીલોને જોયા ત્યારે તેમના શારીરિક લક્ષણો તેમને આદિવાસીઓના જેવા જણાયા નહિ. અગાઉ ખોટી કાર્યપદ્ધતિ અને નિર્ણયના આધારે તેમને આ વર્ગના માની લેવામા આવ્યા હતા. એ દિશામા ડૉ મજુમદારે વિશેષ તપાસ કરીને કહ્યુ છે કે શારીરિક લક્ષણો જોતા ભીલો આર્યવર્ગમા ભળી જાય તેવા છે. અનાર્ય આદિવાસી જાતિઓને તેઓ મળતા આવતા નથી

(૨) હિંદના બીજા આદિવાસીઓને તેમની સ્વતત્ર ભાષા છે, જે 'મુડા' કહેવાય છે એ પ્રાથમિક તબક્કાની ભાષા છે અને તેની જુદીજુદી બોલીઓ એ લોકોની જુદીજુદી જાતિઓમા પ્રચલિત છે એથી ઉલટુ, ભીલ લોકોની માતૃભાષા શુદ્ધ આર્ય વર્ગની (ગુજરાતી) છે અને તેમા જરાયે મુડા તત્ત્વો માલૂમ પડ્યા નથી

(૩) ભીલોમા તેમની ઉત્પત્તિ સબધેની કથાઓ હિંદુ દેવો-જેવા કે શિવપાર્વતી વગેરે સાથે સકળાએલી છે

(૪) લોહી-પરીક્ષણ જે જાતિનિર્ણય માટે સૌથી વધુ પ્રમાણભૂત સાક્ષી મનાય છે તે પ્રમાણે ભીલોનુ લોહી તપાસતા તેમા અનાર્ય તત્ત્વનુ અસ્તિત્વ જણાયુ નથી

ભીલ લોકો આપણા નથી, તેઓ અનાર્ય ને જંગલી છે એ માન્યતા આપણામા રૂઢ થઈ ગએલી છે, ને એ માન્યતાએ જ બાવીસ લાખ ભીલોને સદીઓથી આપણાથી દૂર અને તરછોડાએલા રાખ્યા છે. વિજ્ઞાન હવે આ ખોટી માન્યતાઓને ઉત્થાપે છે ને કહે છે કે એ લોકો આપણામાના જ છે સસ્કૃતિના માર્ગે આપણા મહાપ્રસ્થાનમા પાછળ રહીને આપણાથી છુટા પડી ગએલા અને પછવાડે રહી ગએલા એ આપણા જ બાધવો છે ગાંધીજીના ગુજરાતે, માનવ સમાનતાની નજરે, વર્ષો પહેલા એ વાત અનુભવી અને પચમહાલ તથા બીજા ભીલ પ્રદેશોમા સેવાભાવી કાર્યકર્તાઓના થાણા નખાઈ ગયા. એ લોકો આપણા એ બાધવોને આપણી વચ્ચે લાવવા આજે મથી રહ્યા છે ને તેમા ખૂબ સફળતા મેળવી રહ્યા છે હવે, ભીલો અનાર્ય નથી પણ આનુવંશિક દૃષ્ટિએ આપણા જ છે એ વાત વિજ્ઞાને જણાવી છે, એટલે આપણી અને તેમની વચ્ચે જે થોડુક અતર રહ્યુ છે તે પણ નાશ પામશે ને એક દિવસ એવો આવશે કે ભીલો અને આપણી વચ્ચે કશો ભેદ રહેશે નહિ

ભીલોની દંતકથાઓ તેમને ક્ષત્રિયવર્ણમાથી ઉતરી આવેલા કહે છે. એ વાત ખરી હોઈ શકે ભીલોની સસ્કૃતિમા કેટલાંય આદિમ Primitive તત્ત્વો દેખાય છે, પણ એવા તત્ત્વો બધા કિસ્સાઓમા આદિમપણાના સૂચક હોતા નથી અનુકૂળ સજોગોની હવામા સસ્કૃતિ જેમ આગેકદમ માડે છે, તેમ પ્રતિકૂળ સજોગોના વાતાવરણમા તે

---

૪ ભીલ જીવનની આ વિગત મુખ્ય અશે પાછળ ઉલ્લેખાએલા શ્રી પોપટલાલ ગો શાહના લેખ ઉપરથી લેવામા આવી છે. મુદ્દા નં. ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૧૨, ૧૫, અને ૧૭ની વિગતો મારી પોતાની હોઇ પચમહાલ જિલ્લામા થોડાક માસના વસવાટના સમયે થએલા ભીલોના અનુભવ ને નિરીક્ષણના આધારે અહીં આપેલી છે.

પીઉછેર પણ કરે છે પૅસિફિકના બેટોના પૉલીનેશિયન લોકો, દક્ષિણ આફ્રિકાના હૉટેન્ટૉટ તથા મૅક્સિકોના અને અમેરિકાના રેડ ઇન્ડિયનો આજે જંગલી મનાય છે, પણ એક સમયે એ પ્રજાઓ અત્યંત સુસંસ્કૃત હતી એ વાત છાની નથી. બીજાઓના વિષે પણ તેમ જ બન્યું લાગે છે વળી શ્યામ વર્ણ એ અનાર્યત્વની નિશાની નથી અમુક પ્રકારના કુદરતી સંજોગોમાં શરીરનો વર્ણ બદલાય છે એ વિજ્ઞાનસિદ્ધ વાત છે અને જાતિભેદ સાથે તેને ખાસ લેવાદેવા નથી હોતી. બીજી સબંધે હજી વધુ શોધખોળ થવી જોઈએ છે **અમૃતલાલ વ. પંડ્યા**

# મોટર કેવી રીતે ચાલે છે



મોટરની અંદરની યંત્રરચના મળગપણે ખુલ્લી જોઈ શકાય એવી રીતે આ ચિત્ર ખાસ યોજ્યું છે મોટર ચલાવવી શરૂ કરતાં પહેલાં હાંકનાર સૌ પ્રથમ ખાતરી તો એ કરી લે છે કે તેનો 'ગીઅર-લીવર'નો દંડો બરોબર ન્યૂટ્રલના સ્થાન પર સ્થિર છે કે નહિ, કે જેથી ગતિ આપનાર ધરી (પ્રોપેલર શાફ્ટ) ક્લચમાંથી છૂટી પડી ગઇ હોય. એ સ્થિતિમાં ગતિ આપનાર ધરીની આડે પહેલા અને બીજા ગીઅરના વ્હીલની વચ્ચે એક આવી જાય છે અને એન્જિન ચાલુ થાય તોપણ તે ધરી (શાફ્ટ) ફરી શકતી નથી આટલી ખાતરી કરી લીધા પછી ડ્રાઇવર સ્વિચબૉર્ડમાંનો 'મૅગ્નેટો' ફેરવે છે અને 'સ્ટાર્ટર પુશ' દબાવીને મોટરને ચાલુ કરે છે. આથી 'ક્લચ'નું મોટું 'કૉગ વ્હીલ'નું ચક્કર ફરવા માંડે છે તેને લીધે 'ક્રૅંક'ની ધરી ફરતી થાય છે અને ચાર 'પિસ્ટન'માંના બે નીચે ખેંચાય છે. એ જેવા નીચે ઊતર્યાં તેવી જ 'કારબ્યુરેટર'માંની પેટ્રોલની વરાળ, ઉપરના 'કમ્બશન ચેમ્બર'માં ખેંચાય છે (આ ક્રિયા ચિત્રના ઉપલા ડાબા ખૂણામાં મોટી આકૃતિઓ વડે બતાવી છે) એક બાજુ આ ક્રિયા ચાલતી હોય છે ત્યારે બીજી બાજુએ, ક્રૅંકની ધરી ફરવા સાથે એક બીજી ક્રિયા પણ ચાલુ થાય છે,–તે મૅગ્નેટો ચાલુ થવાની મૅગ્નેટો ચાલુ થવાથી તેનો કરન્ટ ઉપરના 'સ્પાર્ક પ્લગ'માં પહોંચીને કમ્બશન ચેમ્બરમાંની પેટ્રોલની વરાળમાં તણખો પાડે છે. એ તણખો પડતાંવેંત પેટ્રોલની વરાળ ધડાકો કરતીક ને પિસ્ટનને નીચે ધકેલે છે, અને આમ એન્જિનનું કામ ચાલુ થાય છે કારબ્યુરેટરને આ કાર્ય માટે પેટ્રોલ જોઈએ તે મોટરના પાછલા ભાગમાંની ટાંકીમાંથી પેટ્રોલ ખેંચનારી 'હવા' ટાંકી વડે એક નળી દ્વારા ખેંચાઇને મળ્યા કરે છે હવે ક્લચ તો ફરવા માંડી ગઇ હોય છે, પણ ડ્રાઇવર જ્યાં સુધી ક્લચ પેડલ ઉપર પોતાનો પગ દાબીને ગીઅર લીવરને ન્યૂટ્રલમાંથી છટકાવીને ફર્સ્ટ સ્પીડ પોઝીશનમાં લાવે નહિ ત્યાં સુધી મોટર ચાલી શકતી નથી એટલું તેણે એ કર્યું તેવી જ પ્રોપેલર શાફ્ટ (ગતિ આપનાર ધરી) પરની એક પણ સપડાઇ જાય છે અને તે ધરી દ્વારા પાછલાં પૈડાં સાથે એન્જિનનો સંબંધ ચાલુ થઇ જાય છે હવે હાંકનાર પોતાનો પગ ઉઠાવી લે છે, એટલે ક્લચનું પેડલ પાછું ઉપર આવતું રહે છે અને ક્લચ, 'કોન'ને જકડી લે છે, એટલે તે પણ સાથે ફરવા માંડે છે તેની સાથે તેના પરનું 'કૉગવ્હીલ' (દાંતાચક્કર) પણ ફરવા લાગે છે એ કૉગવ્હીલની સાથે ગીઅર બૉક્સમાંનું પહેલું કૉગવ્હીલ બેસવાએલું હોય છે. એટલે તેની સાથોસાથ હવે તે પણ ફરવા માંડે છે એ કૉગવ્હીલવાળી નીચલી શાફ્ટમાં જુદાજુદા માપનાં બીજાં બે વ્હીલ હોય છે મોટરની સ્પીડને વધારેઓછી કરવી હોય તે આ એ ચક્કરો વડે થાય છે એ બેમાંનું જે ચક્કર ઉપલી ધરીમાંના ચક્કર જોડે લાગુ કરવામાં આવે તેના પ્રમાણમાં મોટરની ગતિ વધે ઘટે છે ગીઅર-લીવરનો દંડો આઘોપાછો હલાવીને ડ્રાઇવર પોતાને જરૂરી આવે તે ચક્કરને ઉપલી ધરીના ચક્કર સાથે જોડી શકે છે, અને આમ ગરજ પ્રમાણેની ગતિ મેળવે છે ચિત્રના નીચેના ભાગમાં, ગીઅર બૉક્સનાં એ દાંતાચક્કરોની ત્રણ જુદીજુદી આકૃતિઓ વડે એ બતાવ્યું છે ઉપલી ધરીના દાંતાચક્કર આમ ગતિમાં આવતાં જ એ ધરી (પ્રોપેલર શાફ્ટ) ફરવા માંડે છે, અને તેને છેડે આવેલું બીજું દાંતાચક્કર ગાડીનાં પાછલાં પૈડાંમાંના દાંતાચક્કરમાં બેસવાએલું હોઈ તેને લીધે પૈડાંની ધરી પણ ફરે છે અને ગાડી ચાલવા માંડે છે ગાડીને ઊભી રાખવા માટે આ પૈડાંઓ ઉપર બ્રેક (રોકણી) લગાડેલી હોય છે ગીઅર-લીવરના દંડાની બાજુમાં જ બ્રેક-લીવરનો દંડો પણ હોય છે. તે હલાવતાંવેંત બ્રેક પૈડાં પર ચોંટી જાય છે ને તે ફરતાં અટકી જઇ ગાડી ઊભી રહે છે ડ્રાઇવરના હાથમાં મોટું ચક્કર હોય છે તે તે. ગાડીને ડાબી-જમણી બાજુએ વાળવા માટે હોય છે. (Courtes). World of Wonder)






મધ્યએશિયાના અંતરાળમા પુરાતન સાંસ્કૃતિક અવશેષોની શોધખોળ માટે ૧૯૨૪માં 'રોરીક-અમેરિકન સંશોધન મંડળ' નીકળેલું. તેનો વિસ્તૃત રસમય અહેવાલ આપતુ 'હાર્ટ ઑવ એશિયા' નામનુ પુસ્તક ડૉ. જ્યૉર્જ રોરીકે (કલાકાર રોરીકના મોટા પુત્રે) લખ્યું છે તેમાંથી 'જા-લામા'ની આ હકીકત તારવેલી છે. એ સંશોધનયાત્રાનો પ્રવાસમાર્ગ દર્શાવતો આ સામેનો નકશો 'જા-લામા'ના કાર્યપ્રદેશનો પણ ખ્યાલ આપી રહે છે. ઉપર: મધ્યએશિયાના અંતરાળની એક લામાસરાઈ

મુર એ ઈશાવાન્ડુની લામાસરાઈની મુલાકાતે ગયો. તે વેળા એક નાના સ્થાનિક અમલદારે તેને વાત કરી કે મૉંગોલિયામા હમણા એક મહાપુરુષ પાક્યો છે. તેણે પાર વગરનો પ્રવાસ ખેડ્યો છે, સુવર્ણવજ્રના ટોપવાળી ઉંબાદાર ટોપી તે પહેરે છે અને ગરીબોમા છૂટથી સોના મહોરો વહેંચે છે.

પોતે સુપ્રસિદ્ધ અમુરસાનાના પુત્ર તૈમુરસાનાનો દીકરો તેન-પે જાલ્સેન છે એમ એ બધે કહેતો ફરતો. ક્યાંક વળી એવું ઠસાવતો કે પોતે અમુરસાનાનો જ ખુદ અવતાર છે અને ચીનની ધૂસરીમાંથી મૉંગોલિયાને મુક્તિ અપાવવા જન્મ લીધો છે. અંધશ્રદ્ધાળુ ને ધર્મઝનૂની પહાડી જાતિઓની તેનામા સહેજે શ્રદ્ધા બંધાઈ અને જ્યા જ્યા તે જતો ત્યાંત્યાં થોકબંધ લોકો એ અવતારી લામાના દર્શને ટોળે વળવા લાગ્યા.

પણ જા-લામાનું કામ વધતું જ ચાલ્યુ. અને ચીની સત્તાએ, ઉર્ગા ખાતેના શાહી રશિયન કૉન્સલ પાસે તેને કબજે કરવાની માગણી કરી. એ મુજબ તેને પકડવામાં આવ્યો અને કિયાક્તા ખાતે દેશનિકાલ કર્યો. એક વર્ષ સુધી તો તેના વિષે કાંઈ સંભળાયુ નહિ, પણ ઈ. ૧૮૯૧મા ફરી વાર બે ઊંટની સવારી સાથે તે મૉંગોલિયામા દેખાયો અને 'બે ઊંટવાળા લામા'ના નામે એ પ્રદેશમાં પ્રસિદ્ધ થયો



વળી પાછો ચીની સત્તાએ તેને સપડાવ્યો. ઉર્ગાના સત્તાવાળાઓએ પકડીને દેશનિકાલ કરી દીધો.

આ પછી બરોબર દસ વરસ સુધી તે અલોપ રહ્યો. ક્યા, તે કોઈ ચોક્કસ જાણતું નથી, પણ કહેવાય છે કે ઉત્તર તિબેટમાં તેણે એ દરમ્યાન પ્રયાણ કરેલું. ઘણા પ્રવાસીઓએ તેને તાઈ-દામના પથ પર માત્ર બે ભારવાહી ટટ્ટુ અને એક નોકર સાથે જોએલો. લ્હાસા એ વારવાર જતો એ તો સ્પષ્ટ છે.

ઈ. ૧૯૦૦મા રશિયન જનરલ પી. કે. કૉઝ્લૉવ તિબેટના ખાપ પ્રદેશમા સંશોધનયાત્રાએ ગયા ત્યારે તેમના સાથમા એ એકાએક ઓચિંતો દેખાયો. એ વખતે શેરાપ-લામા તરીકે તે ઓળખાતો. પણ રસ્તામા નામોચુ ગામે કૉઝ્લૉવના કાફલાને તિબેટન સત્તાધીશોએ રોક્યો. રશિયાના શાહ તરફથી દલાઈ લામાને મોટી ભેટ આપવાની હતી એટલે કૉઝ્લૉવે એને (શેરાપ-લામાને) વાટાઘાટ માટે આગળ મોકલ્યો. પણ એ ગયો તે ગયો, ફરી દેખાયો જ નહિ.

ફરી પાછા બીજાં દસ વરસ સુધી તેનો પત્તો જ લાગ્યો નહિ. કોઈ નથી જાણતુ કે તે ક્યા હતો ને શું કરતો હતો. એકાએક ઈ. ૧૯૧૦માં તેણે પાછી કારા શહેરમાં જ દેખા દીધી. તેણે બહારનો દેખાવ બધો બદલી નાખ્યો હતો. દાઢીને બદલે મોઢુ સફાચટ કરી નાખ્યું હતુ અને તેની લામાની ટફની લબે તે યુરોપિયન લશ્કરી પોશાક પહેરતો. કારા શહેરમાં થોડો કાળ ગાળી તે કૉબ્ડો ગયો અને ત્યાંથી ૧૯૧૨માં દોરબત અમીર ત્યુગન ગુનના દરબારમાં દેખાયો.

૧૮૯૦ની સાલથી જ જનતામાં વાત ફેલાઈ હતી કે ઈ. ૧૭૫૭મા ગુજરી ગએલા અમુરસાનાનો અવતાર થઈ ચૂક્યો છે અને ચીન સાથે જ્યારે મૉંગોલિયાને સ્વાતંત્ર્યયુદ્ધ થશે ત્યારે જા-લામા નામનો પુરુષ તેની સરદારી લેશે અને ઓઈરાતનુ પ્રાચીન રાજ્ય પાછું સ્થપાશે. આવી ભવિષ્યવાણીઓની આંતર-એશિયામા બહુ અસર

હોય છે, એટલે જા-લામાના ગોબાર પડે એમાં શંકા જેવું નથી. કોબ્ડો જઈને તેણે હવે જમાવટ કરવા માંડી પહાડી અને પ્રવાસી (ભટકતી) જાતિઓના લોકો તેના નેજા નીચે જોડાયા અને જુલમગાર ચીન સામે ધાર્મિક યુદ્ધ જગાવવાનો મંત્ર આ સરદારે તેમનામાં જોરશોરથી પ્રચારવા માંડ્યો. થોડા જ વખતમાં આઝાદ મોંગોલિયા માટે લડે એવું લશ્કરી દળ તૈયાર થયું

જા-લામાએ તરત ઉર્ગા વગેરે એકએ કિલ્લા હાથ કર્યા અને કોબ્ડોના મંચુ ગવર્નરને સંદેશો મોકલ્યો કે કિલ્લો અને કૂંચીઓ સોંપી દો ' પણ કિલ્લામાં હજારેક જેટલા ચીની સૈનિકો હતા, એટલે ગવર્નરે સામનો કરવાની તૈયારી બતાવી. આથી જા-લામાએ પણ સામી ચઢાઈ જાહેર કરી ઈ સ ૧૯૧૨નો એ મે મહિનો હતો.

તરત જા-લામાએ મોંગોલો, દોરબાતો, તોરગતો અને હરિયાથી ઘોડેસવારોનું પાંચ હજારનું પ્રચંડ દળ ભેગું કર્યું અને કોબ્ડોની દિશામાં તેના ડાબલા ગાજવા લાગ્યા. ભાતભાતની બંદુકો ધરાવતા અને રંગબેરંગી પણ ભયાનક પોષાકવાળાઓએ સૈનિકોની સરદારી અમીર સુરેન ગુને લીધી હતી. પણ પાછળની યોજના બધી જા-લામાની હતી

૧૯૧૨ના ઑગસ્ટમાં કોબ્ડો પડ્યું. આખા શહેર પર આગ ચંપાઇ ગઈ અને ચીની વસ્તિની કતલ થઇ રશિયન કૉન્સલ અને તેના સૈનિકો આ ક્રૂર વિજેતાના કોપમાંથી જે થોડાક ચીનાઓને બચાવી શક્યા તેમને ચુપકીથી રશિયન અલતાઇને માર્ગે તેમણે ચીન ભેગા કરી દીધા કોબ્ડોની ચીની વસતિનો નાશ કર્યા પછી જા-લામાએ કોઈ ખાનગી મંત્રવિધિમાં કેટલાક ચીની અને મુસ્લિમ વેપારીઓની કતલ કરી. એ ક્રમે જણની છાતી ચીરી જા-લામાએ તેનાં કલેજાં કાપીને તેના લોહી મોંગોલ યુદ્ધનિશાનો અને લશ્કરો પર છાંટ્યાં

આ લશ્કરી સાધુ અને તેના સૈન્યના કૃત્યોના આ અહેવાલો સાંભળી હીન-શ્યાંગ જિલ્લાના ચીની અમલદારો ખળભળી ઊઠ્યા અને લશ્કરો ભેગા કરી તેની સામે મોકલ્યા. પણ એ ચીની લશ્કરો કોબ્ડોથી ૨૦૦ માઈલ દૂર છાવણીઓ નાખી પડ્યાં જ રહ્યાં આ બાજુ જા-લામા અને તેનું સૈન્ય પણ ૧૯૧૩ સુધી કિલ્લેબંધીઓમાં જ પડી રહ્યું, અને ચીની લશ્કર પાછું ગયું એટલે સૌ વેરાઇ ગયા એક જર્મને જા-લામાની છાવણીનું વર્ણન લખ્યું છે તેમાં જણાવે છે કે મોંગોલોમાં ભાગ્યે જ હોય એવી સ્વચ્છતા ને વ્યવસ્થા મેં એ છાવણીમાં જોઈ હતી. એ બાબતની તકેદારી જા-લામા જાતે જ રાખતો

આમ મોંગોલ આમપ્રજાનું સંગઠન કરીને તેમનું પ્રાચીન રાજ્ય ફરી સ્થાપવાનો ડંકો વગાડનાર અને તેના પરિત્રાણ અર્થે પ્રગટેલા મનાતા એ પુરુષનું મોંગોલ સત્તાએ બહુમાન કર્યું અને તેની કદરરૂપે તેને તુશીગુણનો ખિતાબ આપ્યો અને તેને તોગનખાન હુતુખ્તુ બનાવ્યો. તેને કોબ્ડો નદી પાસે એક જાગીર મળી. તેના મિત્રોએ તેને ઘોડાં, ઢોર અને ગાગુરોની ભેટ આપી અને તે રીતસર કોબ્ડોનો લશ્કરી ગવર્નર બની ગયો તથા મોંગોલિયાનો એક બળવાન સરદાર ગણાવા લાગ્યો.

અને પોતાની જાગીર પર તેમજ હકૂમતી પ્રદેશમાં તેણે જે સુધારાવધારા કર્યા, જે નિયમન ફેલાવ્યું તથા પ્રજાજીવનને ઘડવાના યત્નો કર્યા તે પરથી તેની અંતરની આકાંક્ષાઓ, બુદ્ધિની વિવિધતા અને અમલી તાકાતનો ખ્યાલ આવે છે પોતાના આશ્રિતોમાં તેણે ખેતીવાડી દાખલ કરી ભટકતી જાતોને સ્થિર કરી; રશિયાથી ખેતીવાડીના ઓજારો અને યંત્રો મંગાવ્યાં, માણસોને પાકાં મકાનો બાંધવા ફરમાનો કાઢ્યાં અને શિયાળા માટે ઘાસ સંઘરી રાખવાનું ફરજિયાત કર્યું; મોંગોલ ઘોડા અને ઢોરની ઓલાદ સુધારવા રશિયાથી સારા ઘોડાં ને ઢોર મંગાવ્યાં; રશિયન બૂટ પહેરવાનું દાખલ કર્યું; શિક્ષણ માટે શાળાઓ સ્થાપી અને લામાઓ માટે સખત કાયદાવાળો એક મઠ (મૉનાસ્ટરી) બનાવ્યો; વળી લામાઓને લશ્કરી ભરતીમાં ફરજિયાત દાખલ કરી તેમની સંખ્યાને વધતી અટકાવીને મર્યાદિત કરી દીધી; અને લશ્કરી ટુકડીઓને યુરોપિયન શિસ્ત તથા કવાયતની ઢબે કેળવવા માંડી આમ, તેણે ઢંગધડા વિનાની બની ગએલી મોંગોલ પ્રજાના બધાં અંગોને ઉપસાવવા માંડ્યાં

પણ તેનું ઘાતકીપણું બેહદનું હતું દુશ્મન પર તેને દયા જ નહિ, અને સેવકો પર લેશમાત્ર વિશ્વાસ નહિ તેને હાથે કેદ પકડેલાના બરડામાંથી તે પોતે ચામડીનો ટુકડો ઉતરડી લેતો અને ત્યાં લોખંડના સળિયાનો ડામ દેતો ' ઉલ્લુનકોમ મઠના લામાઓ એક વાર તેની સામે થએલા તેમના બે ચામડાં તેણે ઉતરડી નાખેલાં. બધા મોંગોલ અમીરો તો તેનાથી થરથર કાંપતા અને તેના દાસની જેમ રહેતા,— એટલે સુધી કે તેઓ તેના ચોકા પર ઊન (પથારણ) સુદ્ધાં નાખી આપતા અને તેના ઘોડાની લગામ પકડી દોરીને આગળ ચાલતા '

પોતાની જાગીરનો આવો અધિકાર તેણે ઇ ૧૯૧૪ સુધી ભોગવ્યો. પણ તેના કઠોર કરતુકોનો અહેવાલ રશિયન સત્તાધારીઓને પહોંચ્યો હતો એવામાં રશિયન કૉન્સુલર ગાર્ડ (એલચીના રક્ષક સૈન્ય) સાથે તેને કાંઈક જામી પડી, એટલે સાઇબીરિયન કૉસાકોનું મજબૂત લશ્કર લઇ કૅપ્ટન બુલાટાવે કોબ્ડો પ્રાંત પર ચડાઈ કરી અને જા-લામાની પ્રવૃત્તિઓનો નાશ આરંભ્યો. ઘણે સ્થળે તેમની વચ્ચે ઝપાઝપીઓ થઇ. પણ કૉસાક લશ્કર આગળ જા-લામાનું કંઈ ચાલ્યું નહિ તે પકડાઇ ગયો ને તેને રશિયામાં દેશનિકાલી જેલ મળી.

એ કૉસાક લશ્કરને, જા લામાના હુકમથી ઊતરડવામાં આવેલી બે આખી માનવ-ખોળો મળી હતી. તેની વાત હૈયું કંપાવનારી છે ખીરગીઝ લોકો જોડે ઢોર ચરાવવાની બાબતમાં કેટલાક વખતથી જા-લામાને તકરાર થતી. છેવટે તેના ખીરગીઝ મુખીને પકડીને જા-લામાએ કેદમાં નાખ્યો તેના કુટુંબીઓએ તેને છોડાવવા માટે મોટી રકમો અને ભેટસોગાદો આપવાનું કબૂલ કર્યું તેણે તે મંજૂર રાખ્યું અને કેદીની માતા પોતે પોતાના ઘરેણાં દાગીના, વાસણ કુસણ, સોનુરૂપું, ચામડાં વગેરે જે કાંઇ હતું તે લઈ તેની પાસે આવી આ ક્રૂર મોંગોલે તેને આવકાર આપી થોડીવાર બેસવા કહ્યું પોતે તેની સાથે વાતો કરતો ગયો અને તેણે આણેલો માલ તપાસતો ગયો તે દરમ્યાન તેના માણસો તો બીજા તંબુમાં પેલા કેદીની ખોળ ઉતારી રહ્યા હતા ! ચામડી ઉતરડવાનો આરંભ પગથી કરીને પછી ધીરે-ધીરે ઉપર જતા જઈ આખા શરીરની ખોળ ઉતારવાનો તેનો ખાસ હુકમ હતો, જેથી કેદી વધુ વેદના ભોગવે ' પણ એ દરમિયાન તો તે બીચારો મરી ગયો. પછી તેની ચામડી એક પાટિયા ઉપર પાથરીને તેની અભાગણી માતાને તેણે સોંપી ! એ જોઈ માતાનું મગજ એ જ વખતે ખસી ગયું, અને આ ભયંકર જાલિમ તેથી સંતોષ પામી ખડખડાટ હસી પડ્યો '

રશિયામાં તેને તોમાસ્કની જેલમાં એક વર્ષ રાખ્યા બાદ આસ્ત્રાખાનની જેલમાં ખસેડવામાં આવ્યો પણ ઇ. ૧૯૧૭–૧૮માં રશિયામાં વિપ્લવ થયો તે વેળા તે છૂટી ગયો અને ફરી પાછી તેણે મોંગોલિયામાં દેખા દીધી તેના જૂના શાગિર્દો અને સિપાહીઓએ તરત તેના નેજા નીચે આવી મળી તેની સરદારી સ્વીકારી લીધી અને પોતાના એક જૂના ગાદીનશીની છાવણીમાં તેણે મુકામ નાખ્યો

આમ, ફરી પાછી ફૂટી નીકળેલી તેની દાદાગીરીથી ઉર્ગાવાળી સત્તાને અકળામણ ઊપજી અને તેને પકડવાના હુકમો છૂટ્યા આથી તે

મોંગોલિયાનો મધ્યપ્રદેશ છોડી ભાગીને મોંગોલિયન ગોબીના અંતરાળમાં જઈ ભરાયો અને ત્યાં મથક નાખ્યું. અહીં તેના જૂના ધાડાં તેને આવી મળ્યા અને તેની આજુબાજુ ૫૦૦ તંબુ ઠોકાયા.

અને ફરી એ ભયાનક લુટારા અને જાલિમ બહારવટિયાની કરપીણ કામગીરી ચાલુ થઇ. તેની આગલી આકાંક્ષા અને યોજનાઓનો અંશમાત્ર જાણે તેનામાં ન રહ્યો, અને મોંગોલિયાનો એ રાષ્ટ્રોદ્ધારક લામા એક ક્રૂર લુટારુ સરદાર જ બની ગયો. ચોર, ડાકુ, ખૂની ને ભાગેડુ મોંગોલોને એકઠા કરી તેણે એક બળવાન સૈન્ય ઊભું કર્યું. જકાતચોરો, ઘોડાના ઉઠાઉગીરો, રખડુ શિકારીઓ અને એવાજ બીજા લોકો તેમાં આવી ભળ્યા. અને પછી તો તેણે મોંગોલિયાની આખી દક્ષિણ–પશ્ચિમ બાજુનો આગમ વીંખી નાખ્યો. મોંગોલ મઠો કે સરકારી થાણાંઓ ઉપર તેની પાકી નજર રહેતી. સુજોસી અને આંહુ સીના માર્ગે કોઈ સલામત પાર નીકળી શકતુ જ નહિ. ચારે તરફની ખીણો અને ગાળીઓનાં નાકાં પરનાં ચોકીનાં થાણાં મજબૂત કરવામાં આવ્યાં હતાં, છતાંપણ જા-લામાની ધાકે વેપારરોજગાર ઢીલા પડી ગયા હતા.

એવામાં, ઈ. ૧૯૧૯માં ચીનના જનરલ સુની સરદારી નીચે આવેલ ટુકડીઓએ મોંગોલિયા ઉપર આક્રમણ કર્યું તેમણે રશિયન અને મોંગોલ પ્રદેશોમાંના કેટલાક થાણાંઓ પર હાથ નાખ્યો અને કેટલીક શાન્ત વસતિની કતલ કરી. આ નવું આક્રમણ મોંગોલોથી સાંખી શકાયું નહિ અને તેમની ધુરીધુરી કરતો ચીન સામે લડવા નીકળી આ તક જોઈ તેમની કુમકે જા-લામા પણ વચ્ચે કૂદી પડ્યો. ૧૯૨૦માં તેનું પચરંગી લશ્કર ચીનાઓ પર તૂટી પડ્યું અને ચીનાઓને ભાગતા બો ભારે કરી મૂકી. રશિયન લશ્કરને પણ તેણે ચીનાઓ સામે સારી મદદ આપી હતી.

પણ ૧૯૨૧માં મોંગોલિયાનો રાષ્ટ્રોદ્રેક ઊભરાયો અને મોંગોલ રાષ્ટ્રીય લશ્કરે રશિયા સામે મોરચા માંડ્યા. તેમણે રશિયનોને હરાવી મોંગોલિયામાં નવી વ્યવસ્થા સ્થાપી, તેમાં જા-લામા જૂનવાણી પ્રવૃત્તિને ટેકો આપનાર મુખ્ય વ્યક્તિ બન્યો અને તેણે વિરોધપક્ષ ઊભો કર્યો એણે હવે ખુલ્લી રીતે, મોંગોલ સ્વાતંત્ર્યની દુશ્મન ચીની સરકાર સાથે વ્યવહાર કરવા માંડ્યો અને બીજા વિરોધી અમીરોને ટેકામાં લીધા. કેટલીક પહાડી જાતિઓને એકઠી કરી અને ઉર્ગાની રાષ્ટ્રીય મોંગોલ સરકાર સામે મોરચા બાંધ્યા. આ વખતે પણ તે પોતાના પેલા જૂના સ્વપ્નને–મધ્ય એશિયામાં મોંગોલિયા, ચીન તિબેટ અને ચિનાઈ તુર્કસ્તાનનું મહારાજ્ય સ્થાપવાની મહત્વાકાંક્ષાને–મૂર્ત કરવાના મનસૂબા ઘડી રહ્યો હતો.

એ યોજનાને પાર પાડવા સારુ પોતાનુ સ્થાન મજબૂત કરવા તેણે ગોબીના એ રણની વચ્ચોવચ્ચ તુર્કી અને તિબેટી ઢબે એક પાકો અદ્ભુત કિલ્લો ઊભો કર્યો. તેમાં આસપાસના પ્રદેશ પર નજર રહે એવા ઊંચા ચોકીના મિનારા બાંધ્યા. જેટલા કેદીઓ પકડતો તે બધા પાસે તેણે આ કામમાં વેઠ કરાવી. ગોબી જેવા ભયંકર વેરાન રણના અંતરાળમાં ઊભું થએલું આ કામ એક ચમત્કાર જેવું લાગે છે. તેની આસપાસનો મુલક ટેકરીઓવાળો હોવાથી તેમની વચ્ચે એ કિલ્લો છુપાઈ રહેતો. ટેકરીઓની તળેટીમાં વહેતાં નાનાં ઝરણાં અને ઊગેલું ઘાસ તેના ઘોડા ને ઢોર માટે પૂરતુ થઈ રહે એટલું હતું. કિલ્લામાં તેણે ૫૦૦ ચુનંદા તાલીમબાજોને રાખ્યા હતા યુરોપિયન બંદૂકો, રાઈફલો ને જાપાની હથિયારો વડે તેણે તેમને સુસજ્જિત બનાવ્યા હતા અને શસ્ત્રોનો સારો જેવો જથ્થો તેણે ત્યાં સંઘર્યો હતો ઉર્ગામાં મોંગોલિયાના નવા રાષ્ટ્રવાદી લોકશાસન સામે મતભેદ ધરાવનારા



ગોબીના રણની મધ્યમાં જા-લામાએ બાંધેલો કિલ્લો

ઘણા જૂના મતવાદીઓ તેને અહીં આવીને મળતા હતા હવે એ બધા સહુ મોંગોલો તરીકે ઓળખાવા લાગ્યા.

અને ફરી પાછો એનો ડંકો વાગવા માંડ્યો. તેના નામમાત્રથી જાણે દિશાઓ કંપતી અમીર અને આમ સૌ તેનાથી ડરતા રહેતા. એ ધર્મગુરુ સાધુ તરીકે ઓળખાતો, લશ્કરી સરદાર હતો અને જાલિમ લુટારો પણ હતો. તે દાન લેતો, આશીર્વાદ આપતો, લશ્કરી સંચાલન કરતો, ને તેના માણસો વાટ પાડતા તથા નિર્દયપણે લોકોની કતલ ચલાવતાં હથિયારો, સામાન, માલ, ઢોર, જે હાથ આવે તે બધું કબજે થઈ મુખ્ય માણસોની કતલ કરવામાં આવતી, અને બીજાને જીવતા રાખવામાં આવતા તેમને ગુલામ બનાવી વેતરે જોતરવામાં આવતા માત્ર લામાઓને જ જવા દેવામાં આવતા,—પણ તે પણ પાળા જ. અને પરિણામે તે બિચારા થાક તથા ભૂખથી રસ્તામાં જ મરી જતા. ગુલામ થતા તેમના પણ કાન તો કાપી જ નાખવામાં આવતા'

તિબેટના અમલદારો, લામાઓ, વેપારીઓ, મોંગોલ યાત્રિકો જેઓ પકડાયા હતા તે બધાએ તેનો પેલો અદ્ભુત કિલ્લો બાંધવામાં ખરે તડકે વૈતરા કર્યાં હતા કોઈ તેમાંથી બચ્યો નહતો બીજે છુટકો પણ ન હતો. કેટલાકે ત્યાં વર્ષો કાઢ્યા અને છેવટે ભાગીને તેના લશ્કરમાં જોડાયા. કેટલાક તેનાં માણસોનો ત્રાસ ખમી ન શકવાથી તે ભાગી છૂટ્યા, પણ ને તો જરૂર ભાગીના મરી ખૂટ્યા.

ઈ. ૧૯૨૨માં નૂતન મોંગોલના રાષ્ટ્રસંગઠ ઉર્ગામાં એક ભયંકર ખાતરું બહાર પડ્યું. તેમાં કેટલાક આગેવાનો જાણની રીતે જા-લામાના મળતિયા હોવાનું જણાયું અને તેમાં એક ચીનાઈ લશ્કરની ચડાઈ લાવવાની યોજના પણ બહાર આવી એટલે હવે એ નૂતન રાષ્ટ્રીય સરકારે જા-લામાનો નાશ કરવાનો જ નિરધાર કર્યો

૧૯૨૩માં ઉર્ગાની સરકારે પાલદન દોર્જે નામના બહાદુર લશ્કરી અમલદારની સરદારી નીચે ચુનંદી લશ્કરી ટુકડીઓને જા-લામાને

જેર કરવા મોકલી. આક્રમણે સામનો થવાની તો ખાતરી જ હતી, એટલે સૌ બહુ સાવચેતી અને ચુપકીદીથી આગળ વધ્યા. દોર્જેએ કિલ્લો યુક્તિપૂર્વક હાથ કરવાની યોજના ઘડીને પોતાના લશ્કરને જન-લામાના કિલ્લાથી બે દિવસના મુકામ પર થોભાવ્યું, અને પોતે તથા એક સૈનિક લામાઓના વેશમાં ઘોડે ચડી જન-લામાની છાવણીમાં ગયા. ત્યાં ધાર્મિક ભેટો આપવાને બહાને તેમણે સરદારની મુલાકાત માગી, અને ગમે તે આગ્રહ હશે, પણ તેમને રજા મળી. ખરી કિલ્લાની પાસે, મંગોલ શામિયાનામાં તેમની મુલાકાત ગોઠવાઈ. પાલ્દન દોર્જે હાથમાં ધાર્મિક ધ્વજ લઈ પાસે ગયો, અને તેની અંદર છુપાવેલી પિસ્તોલથી તેણે જન-લામાને ઠાર માર્યો!

જન-લામા પડ્યો એટલે તેના સાથીઓ કશો સામનો કરી શક્યા નહિ. બધાં હથિયારો અને દારૂગોળો જન-લામા પોતાને કબજે જ રાખતો અને જરૂર પડે ત્યારે જ માણસોને આપતો, તેની દોર્જેને જાણ હતી. એટલે જન-લામા પડતાં જ દોર્જેએ એકદમ એ દારૂગોળાના સ્થાનનો કબજો લીધો. આથી ગભરાટમાં પડેલા માણસો તરત શરણ થઈ ગયા; અને પાછળ વાંસોવાસ ધસી આવતા લશ્કરે એક પણ ગોળીબાર કર્યા વગર કિલ્લો હાથ કર્યો અને તેને આગ લગાડી દીધી.

માણસોમાંથી કેટલાકને દેહાંત સજા થઈ; કેટલાકે સરકારી શરણ લીધું, હથિયારો ને દારૂગોળાનો લશ્કરે કબજો લીધો; ૨૦૦૦ જેટલા વેઠો હતાં તે જન-લામાના કંગાળ ગુલામોને આપી દીધા; અને જન-લામાનું માથું કાપી એક ભાલા ઉપર ચડાવી ગામેગામ ફેરવી લોકોને ધરપત આપવામાં આવી કે તેમના ભયનો હવે અંત આવી ગયો છે. પછી તે માથું ટૉમૅકિનના બાટલામાં ઉતારી ઉર્ગા ખાતે રાખવામાં આવ્યું, અને ત્યાંથી કેટલેક ઠેકાણે ગયું પણ ખરું. પરંતુ છેવટે તે ગુમ થયું છે.

વિદ્વાન લામાના શાંત સાધુજીવનમાંથી પકડો ખાઈ લડાયક સરદાર બનેલો, અને રાષ્ટ્રઘડતરનાં સ્વપ્નાંમાંથી ક્રૂર લુટારાના શાપિત જીવનમાં સરી પડેલો એવો, અજબ માનસનો એ અદ્ભુત આદમી તો ગયો, પણ તેની ત્રાસકથા આજ મૉંગોલિયાના ગામડે ગામડે જીવતી છે.

**ર. મ. રા.**



# હૉસ્ટેલ-જીવનનાં હાસ્યો

**બુદ્ધિમાન** અને અટકચાળી રમૂજ કરવામાં મિ. મિસ્ત્રી અમારી હૉસ્ટેલમાં એક્કા હતા. રોજ ને રોજ એમનું કાંઈક નવું અટકચાળું જન્મેલું જ હોય. રમૂજ ઉપરથી થોડા- અહીં ઉતારું છું.

વસનજી અને હરિલાલ એ બંને મિસ્ત્રીના રૂમ-કમ્પૅનિયન—નજીક વાસી હતા. એક દિવસ અરધી રાતે જ્યારે પેલા બંને ઘોરતા હતા ત્યારે મિસ્ત્રીએ ઊઠીને બંનેના કપાળમાં મોટા અક્ષરે I M N S (હું ગધેડો છું) લખ્યું. પછી ચારેક વાગ્યે મિસ્ત્રીએ પ્રથમ હરિલાલને હળવેથી જગાડ્યા અને કહ્યું, 'હરિભાઈ, જુઓ, મેં વસનજીના કપાળમાં I M N S લખ્યું છે. તમે એને કહેતા નહિ. સવારે બરાબરનું ફારસ થશે. હૉસ્ટેલમાં બીજાને પણ આ વાત કહી આવજો અને બધાને કહેજો કે હસવું હોય તો આઘું જોઈને હસવું, પણ વસનજીને ખબર પડવા ન દેવી. આટલું કહેવા માટે તમને જગાડ્યા. હવે સૂઈ જાઓ; સવારે વહેલા જાગજો.' હરિલાલ તો ખુશખુશ થતા સૂઈ ગયા. થોડી વાર પછી મિસ્ત્રીએ વસનજીને ધીમેકથી જગાડ્યા અને જેવું હરિલાલને સમજાવ્યું હતું તેવું જ તેમને સમજાવ્યું.

સવાર પડ્યું અને બંને સામસામી ખૂબ કરેલી કરવાના આશુ-ચાર્યો મિજાજ ઉપર ઊપડ્યા. વસનજી કોઈને જઈને હરિલાલના કપાળ વિષે વાત કરે અને પેલા હસે ત્યારે સમજે કે તેઓ વાત સાંભળીને જ હસે છે. હરિલાલ પણ એવા સુખના સ્વર્ગમાં વિહાર કરે. બધા ભેગા થયા અને ખૂબ હસવા લાગ્યા. પણ વસનજીને લાગે કે બધા હરિલાલને હસે છે, અને હરિલાલને લાગે કે બધા વસનજીને હસે છે. એટલે કોઈને કંઈ અંદેશો આવે નહિ.

જ્યારે હસીહસીને બધાનાં પેટ દુખવા આવ્યાં ત્યારે મિસ્ત્રીએ કહ્યું, 'કારણ ને કંઈ આવું ધાર્યું હોય? અઢાર જણા બે વ્યક્તિઓ ઉપર હસે છે અને બે વ્યક્તિઓ એકબીજા ઉપર હસે છે, અર્થાત્ બધા હસે છે. કોઈ એક વ્યક્તિના ભાગે આ આનંદ લૂંટાતો નથી. હું તો આને શ્રેષ્ઠ કારસો કહું છું, કેમકે બધા જ આ બનાવથી ખુશખુશ છે.'

આ સાંભળીને બંનેને શંકા આવી અને દોડીને અરીસામાં નિહાળવા લાગ્યા. ભ્રમ ભાંગ્યો એટલે પાણી લઈ કપાળ ધોયાં.

**અ**મારી હૉસ્ટેલમાં મિસ્ત્રીથી સાવ જુદી જ દિશાના એક ગઢવી હતા: મૂછ, ચીંગુમ અને અક્કલના અધૂરા. સાથે જિદ્દી પણ એવા જ. નેપોલિયનના શબ્દકોષમાં જેમ 'અસંભવિત' શબ્દ નહોતો તેમ ગઢવીના શબ્દકોષમાં 'હાસ્ય' શબ્દ નહોતો.

એક દિવસ ક્લબમાં મિસ્ત્રીએ દરખાસ્ત મૂકી. 'આ પિત્તળની થાળીમાં જમવાથી પિત્તળનો કાટ પેટમાં જાય છે. માટે આપણે હવે સોનાની થાળીમાં જમીએ." આ દરખાસ્તમાં તો કંઈ એવો લો ઓ હાસ્યરસ નહોતો, પણ એ બીજમાંથી સરસ હાસ્યરસ ઊગી નીકળે એ આશાએ અમે એ બીજને પોષવા કંઈક બોલવા જતા હતા, ત્યાં તો અચાનક ગઢવીને ધુંઆપુંઆં થતા દેખ્યા. 'હા! સોનાની થાળીમાં જમવું છે! આવ્યા છો અહીં બધા બાપના પૈસા બગાડવા! તમારે તેમ કરવું હોય તો કરજો, મારે તો આ થાળી ચાલશે.' આપણે કંઈ એવા માલદાર નથી કે બધા સોનાની થાળીમાં જમતા હશે."

અમારા પોષણ વિના જ અમને હાસ્યરસનું ઝાડ ઊગી નીકળેલું જણાયું અને પછી તો એ ઝાડ ફાલ્યુંફૂલ્યું ને બહુ ફળ આવ્યાં. હમેશાં મિસ્ત્રી એવી કંઈક વિચિત્ર દરખાસ્ત મૂકે અને ગઢવી રાતાપીળા થાય. અમે હસીએ તેમ બમણા ખિજાય અને એ બમણા ખિજાય તેમ અમે ચારગણા હસીએ.

એક દિવસે મિસ્ત્રીએ થાળી ઊંધી માંડી, અને અમને ઇશારો કર્યો, એટલે અમે તેમ કર્યું. પછી મિસ્ત્રી ગઢવીને કહે 'ગઢવી, સેક્રેટરીએ કહ્યું છે કે આજે બધાએ ઊંધી થાળી મૂકીને જમવું જુઓ, અમે બધાએ તો એ હુકમનું પાલન કર્યું છે. તમારે પણ તેમ કરવું પડશે.' ત્યાં તો હેડમાસ્તરના જેવી મૂછોવાળા ગઢવીના મોં પર ફેરફારો પણ હેડમાસ્તરની જ આવી વસી. ગઢવીની મુખમુદ્રાએ અમને હાસ્યકણની પહેલી ચીજ આપી. 'સેક્રેટરી કંઈ ક્લબનો ઑટૉક્રેટ મિસ (આપખુદ શાહ) નથી કે આવી વાહિયાત વાતો કાઢે છે! જનરલ મીટિંગ ત્યારે બોલાવી અને એવું રીતસર ઠરાવ કર્યું?' (અનુ૦ પૃ૦ ૭૮મે)

ગુણિકા+ ખાવા આપી, એટલે વિચાર કરીને પંડિત કહે:

**'દીર્ઘસૂત્રી તણો મરો.'**

એમ કરીને ભોજન છોડીને એ ગયો. બીજાને મોટા ખાખરા દીધા; તેણે પણ કહ્યું:

**'અતિવિસ્તારવિસ્તીર્ણં ન તે થાય ચિરાયુષી'।**

એ પણ ભોજન તજીને ગયો. ત્રીજાને વડાં દીધાં, તે પંડિત પણ કહે:

**'છિદ્રે અનર્થો બહુલા બને છે'।**

આમ ત્રણે પંડિત ભૂખે મરતા, ને લોકોનું ઉપહાસપાત્ર બનતા ત્યાંથી સ્વદેશ ગયા.

હવે સુવર્ણસિદ્ધિ કહે, 'તું લોકવ્યવહાર જાણતો નહિ છતાં મેં વાર્યો તો ય રહ્યો નહિ અને તારી આવી અવસ્થા થઈ. એટલે હું કહું છું: 'વિદ્યાનિપુણા જ છતા' ઇતિ.

(ચાલુ) **દેસાઈ વાલજી ગોવિન્દજી**

+ એવ

## હૉસ્ટેલ-જીવનનાં હાસ્યો

(અનુસંધાન પાછળના પાન ઉપરથી) 'જનરલ મીટિંગ તો થઈ ગઈ' મિસ્ત્રીએ કહ્યું; 'પણ તમે ગામમાં ગયા હશો, તેથી ગેરહાજર રહ્યા. અમે બધાએ સર્વાનુમતે આ ઠરાવ પસાર કર્યો છે. અને તમે હાજર હોત તો બહુ તો એક વિરુદ્ધ ઓગણીસ મતે પસાર થાત. માટે તમારે તો થાળી અવળી મૂકવી જ પડશે.'

ગઢવી તો અમને બધાને 'મૂર્ખા' ને 'નવરા' ને એવું એવું કહેવા લાગ્યા અને પછી: 'તમારી બહુમતિ તેથી શું થયું? એવી મૂરખ બહુમતિ સામે હું મારા આત્મબળથી એકલો ઝૂઝીશ. હું થાળી અવળી નથી મૂકવાનો, નથી મૂકવાનો ને નથી મૂકવાનો, હાં . . . .'

પણ એટલામાં તો મહારાજ પીરસવા બહાર નીકળ્યા, એટલે અમે અમારી થાળીઓ અવળી મૂકી. ગઢવીને થયું કે પોતાનો વિજય થયો 'એટલે આજ વરસને વચગે કહાડે તેઓ હસી પડ્યા. પણ એ હસ્યા તે માત્ર દેખીને જ રહ્યું; બાકી તો અમારા મહાન ખડખડાટમાં એમનો ઝીણો ખખડાટ ડૂબી ગયો.

ઇન્દુરાવ ફૂટબૉલના શોખીન હતા. ચાના પણ તેવા જ.

'મિસ્ત્રી, ચા બનાવો ચા.' એક દિવસ ઇન્દુરાવે આમંત્રણ માગ્યું.

'પા કલાક પછી આવજો, આપણે જરૂર પીશું' મિસ્ત્રીએ કહ્યું. ઇન્દુરાવ પોતાની રૂમે ગયા. પછી મિસ્ત્રી એક સારો ગોળમટોળ પથરો શોધી આવ્યા, અને પોતાની રૂમ વચ્ચે મૂકી ઉપર એક જૂની અંગ્રેજી કૅપ ઢાંકી દીધી.

થોડી વાર રહીને મિસ્ત્રીએ પ્રાઈમસ સળગાવ્યો. અવાજ સાંભળીને ઇન્દુરાવ આવી પહોંચ્યા. રૂમ વચ્ચોવચ ટોપી દેખીને તેમનો પગ ખજવાવા લાગ્યો: 'આ ફૂટબૉલ જેવું અહીં શું પડ્યું છે?'

મિસ્ત્રી બોલ્યા, 'તમારા જેવા ફૂટબૉલના શોખીનને કંઈ ચાથી જ કીક કરાય? ચા તૈયાર થતાં વાર લાગે એટલી ઘડી તમે એ ટોપી વડી ફૂટબૉલ રમો.'

'અહો' ત્યારે તો 'કિક' લગાવું ને? જોજો હો! સામેના મંદિરને ટેકાવી દઉં છું.'

'કો૦ કાળે બને નહિ.'

'એ. . . .મ? હવે, ત્યારે જુઓ' કહેતાંક મેં ઇન્દુરાવે એક જોરથી કિક લગાવી. પણ ત્યાં તો જાણે કાળિયા કૂતરે કરડ્યો હોય નહિ, એમ 'ઓ બાપ રે' મરી ગયો!' એમ ચીસ પાડી અને તેમનું મોં ક્વિનાઇન પીધા જેવું થઈ ગયું. પછી તો ચાની પણ વાટ જોયા વગર ખોડંગતા ખોડંગતા તે પોતાની રૂમ ભેગા થઈ ગયા.

એક અમુક ચિરંજીવીના પૂજ્ય પિતાશ્રી પોતાના લાડકા પુત્રની ભાળ કાઢવા એક દિવસ હૉસ્ટેલમાં આવી પહોંચ્યા. હૉસ્ટેલની પછવાડે મોટું ખેતર હતું, તેમાં બબ્બે હાથ ઊંચું ઘાસ ને મથા બબ્બે હાથ ઊંચા ફૂલઝાડના છોડ હતા. તે જોઈને બાપને બીક લાગી કે રખેને આમાં સાપ વસતા હોય તો! અને તે પોતાના દુલારાને કોઈ દહાડો કરડી ખાય તો! મનનું સમાધાન કરવા તેમણે મિસ્ત્રીને પૂછ્યું, 'ભાઈ, હૉસ્ટેલમાં કદી સાપબાપ આવે ખરા?'

મિસ્ત્રી–'સાપ બાપ? સાપ તો અહીં કદી નીકળતા નથી, પણ આપ જેવા બાપ ક્યારેક ક્યારેક આવી પહોંચે છે!'

એક દિવસ એક ઘોડા ઉપર ચડીને કોઈ બાંકો ગાભરુ નીકળ્યો તેને મિસ્ત્રીએ કહ્યું, 'એ ભાઈ' પૂંછડું પડી ગયું' પેલાએ સ્વાભાવિક રીતે હેબતાઈને પછવાડે જોયું, થોડી વાર તો કંઈ સમજ ન પડી પણ પછી અમને બધાને હસતા જોઈ સમજ્યો કે મારી મશ્કરી થઈ.

પણ થોડા દિવસ પછી કોઈ અનુભવી ઘોડેસવાર નીકળ્યો, તે સવા શેર નીવડ્યો. મિસ્ત્રીએ પૂંછડું પડી જવાની તેની મશ્કરી કરી, એટલે તેણે કહ્યું, 'એ તો ઠીક જ થયું છે ભાઈ' તમારે શીંગડાંને પૂંછડાંની ખામી છે; માટે એ પૂંછડું લઈ લ્યો, અને કોઈના ગોબરા પડી જાય ત્યારે ધ્યાન રાખજો!'

**જી. જી. ચા.**

# ગંજીપાનો જાદુ

ગણિતની રચનાની એક સાદી યુક્તિથી તમે આ નીચેની રમત વડે તમારા કુટુંબ તથા મિત્રોમાં ખૂબ રસ જમાવી શકશો.

ગંજીપામાંથી કોઈપણ રંગ (જાત)ના ૧ (એક્કા)થી ૧૦ (દસ્સા) સુધીના પાના લઈને તેને નીચેના ક્રમમાં ગોઠવો:

૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧ ૨

હવે તમારા મિત્રોને તે પાનાંની ડાબી તરફથી, તેની ઇચ્છા હોય તેટલાં પાનાં અનુક્રમે ફેરવીને જમણા હાથ તરફ મૂકવાનું કહી બહાર ચાલ્યા જાઓ. તે ફેરવી રહે એટલે પાછા આવીને તમારે જમણા હાથ પરનું ત્રીજું પાનું ઉપાડી લેવું. તેણે જેટલાં પાનાં ફેરવ્યાં હશે તેટલામો અંક તે પાનાનો હશે! (જો દસનો અંક આવે તો તો સમજવું કે તેણે પાનાં ફેરવ્યાં જ નથી, કેમકે ઉપર દર્શાવેલી તમારી મૂળ ગોઠવણીમાં જમણી તરફનો ત્રીજો અંક ૧૦નો જ છે) પણ દાખલા તરીકે ૪નો અંક આવે તો સમજવું કે તેણે ૪ પાનાં ફેરવ્યાં છે.

આ પછી પણ તમે આ રમત ચાહો ત્યાં સુધી ચાલુ રાખી શકશો. માત્ર ફેર એટલો કરવાનો કે પછીની વખતના અંક કહેતા પહેલાં તમારે ૩ની અંદર અગાઉ ફેરવેલા પાનાનો અંક ઉમેરીને તેટલામું પાનું ઉપાડવાનું. દાખલા તરીકે પહેલા ખેલ વખતે તો તમે ત્રીજું પાનું ઉપાડ્યું હોય. હવે તેમાં જો ૪નો અંક આવ્યો હોય તો બીજા ખેલ વખતે પહેલાંના ૩માં એ ૪ ઉમેરીને ૭મું પાનું ઉપાડવાનું. તેમાં જો પાંચ ફેરવેલા નીકળે તો તે પછીની રમત વખતે અગાઉના ૭ અને આ પાંચ મળીને ૧૨મું પાનું ઉપાડવાનું આવે. પણ આ પાનાં રમતમાં પાના તો ૧૦ જ છે; એટલે ૧૨માંથી ૧૦ બાદ કરીને બીજું પાનું ઉપાડવું. આમ, આ રમત તમે ચાહો તેટલી વાર ચાલુ રાખી શકશો.

—દ્વારકાદાસ બારાઈ

# Our Friends Abroad

**પરદેશી મિત્રોના પત્રો**

—આ પત્ર મેળવનાર રમણ દોશી, દેરા શેરી, રાજકોટ—

134, Oak Street
Weehawken, N J (U. S A)
June 3, 1938

પ્રિય તરુણ મિત્ર,

મારા પુત્ર રિચાર્ડ ઉપરનો તમારો સુંદર પત્ર અમે સૌએ ખૂબ આનંદપૂર્વક વાંચ્યો છે.

હું કોઇ મોટા કૃષિવિજ્ઞાનગૃહને લખી તેમનું સાહિત્ય તમને મોકલી આપવા જણાવીશ. મારો બીજો પુત્ર પૉલ પણ વનસ્પતિવિદ્યા અને કૃષિવિજ્ઞાનમા ઊંડો રસ ધરાવે છે. એનો વિચાર તો એ વિષયનો અભ્યાસ કરવાનો હતો, પણ હુ કેટલાંક વર્ષોથી બેકાર છુ તેથી તેને પૈસા ભરવા પડે તેવી (વિદ્યાર્થીઓની ફી પર ચાલતી) કોઇ કૉલેજમા દાખલ કરી શકાયો નથી એટલે હમણા તો તે શિક્ષણકળાનો અભ્યાસ કરાવનારી કૉલેજમા દાખલ થશે એ કૉલેજ સરકારી સસ્થા હોવાથી તેની ફી ખાનગી કૉલેજો કરતાં ઘણી ઓછી છે વળી સરકાર તરફથી તેમા એવી કેટલીક રકમની જોગવાઇ રાખી છે કે જેમાથી વિદ્યાર્થીઓ ફી ન ભરતા સત્ર દરમ્યાન અભ્યાસના સમય પછી કૉલેજનું કેટલુંક નામકાજ કરીને તેનું વળતર વાળી શકે અલબત્ત, કૉલેજે જવા આવવાનો પ્રવાસખર્ચ, ચોપડીઓ, કૉલેજની અભ્યાસેતર પ્રવૃત્તિઓ, પ્રયોગશાળાનું ખર્ચ બપોરનો નાસ્તો વગેરે જેવાં ખર્ચો વિદ્યાર્થીઓએ પોતે વેઠી લેવાના હોય છે, પૉલ, જેની ઉમર ૧૭½ વર્ષની છે, તેણે હમણા જ કૉલેજનુ પહેલુ વર્ષ પુરુ કર્યું છે તમે જેના ઉપર પત્ર લખેલો તેનુ નામ રીચાર્ડ. તે ૧૬ વર્ષનો છે અને આ મહિને માધ્યમિક શાળાના ત્રીજા વર્ષનો અભ્યાસ ને પૂરો કરશે. આવતી સાલ ૧૭ વર્ષની ઉમરે તે મૅટ્રિક્યુલેટ અને ગ્રૅજ્યુએટ થશે બને ભાઈઓએ વિજ્ઞાનનો અભ્યાસક્રમ લીધેલો છે. અમારે ત્યા હાઈસ્કૂલમા નીચેના વિવિધ વિષયોમાથી પસદગી કરવાની હોય છે ઍલ્જિબ્રા, (બીજગણિત) (ભૂમિતિ) સૉલિડ જ્યૉમેટ્રી (ઘનભૂમિતિ) પ્લેઈન ટ્રિગોનૉમેટ્રી (ત્રિકોણમિતિ), ફીઝિક્સ (પદાર્થવિજ્ઞાન) કેમિસ્ટ્રી, (રસાયન), બાયોલૉજી, બૉટની ઍન્ડ ઝૂલૉજી (વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીવિજ્ઞાન અગ્રેજી સાહિત્ય, જર્મન અને ફ્રેંચ ભાષા, મિકૅનિકલ ડ્રૉઇંગ (યત્ર આલેખન), હસ્તકળાઓ કારખાનાઓમાં વ્યવહારુ તાલીમ, વ્યાયામ અને આરોગ્યવિદ્યા. આ વિષયો ચાર વર્ષમા કરવાના હોય છે, પણ ચાર વર્ષો માટે આટલા વિષયો બસ નથી આ ઉપરાત બીજા વિદ્યાવિષયક અને વાણિજ્ય શિક્ષણને લગતા અભ્યાસક્રમો પણ છે, જેમા બુક-કીપિંગ (નામુ) ટાઇપરાઇટિંગ અને સ્ટેનોગ્રાફી (લઘુલિપિ)નો સમાવેશ છે આમ, તમે જોશો કે અહીં માધ્યમિક શિક્ષણ ઠીકઠીક અપાય છે. પ્રાથમિક અભ્યાસ પૂરો કરનારા બધા જ કાઇ હાઇસ્કૂલનો આ અભ્યાસ પૂરો કરી શકતા નથી અને કૉલેજનો અભ્યાસક્રમ તો માત્ર થોડા જ પૂરો કરી શકે છે. આટલુ અહીંની કેળવણી વિષયે.

અહીંની આર્થિક સ્થિતિ તો ઘણી જ ઘણી કગાલ છે. અમારે ત્યા એક કરોડ જેટલાં માણસો બેકાર છે. વારંવાર હડતાળો પડયા કરે છે. વીજળીક પાવરના ઘટાડેલા દરો અને યત્રોના ઉત્પાદનને લીધે મજૂરીના દરમા કશો વધારો થયો નથી અમે અમારી જાતને દુનિયાના સૌથી ધનાઢ્ય દેશ તરીકે ઓળખાવીએ છીએ, પણ અમારી ગરીબી અખબારોમા દર્શાવાય છે તેથી ઘણી વધારે છે પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટની-યોજનાઓ ઘણી સારી છે, પણ રાજતંત્ર (એટલે કે કશુ કામકાજ નહિ કરવા બદલ મોટા પગારો લેતા માણસો) પોતાના લાગતાવળગતાઓની જ સભાળ લે છે અને ભવિષ્યની બાબતમા એને કશો રસ નથી આના પરિણામો ઘણા વિનાશક છે

ખેતીવાડીની બાબતમા તો અમારે ત્યા એવું છે કે અમારા વિશાળ દેશની ભૂમિને ફળદ્રુપ રાખવાની જોગવાઇનો કાઇ પણ વિચાર કર્યા વિના, તે જેટલુ આપી શકે તેટલુ બધુ જ તેની પાસેથી ઉત્પન્ન કરી લેવામા આવે છે આ સાલ એક પાક ઉગાડવો અને બીજી સાલ તેમા ફેરફાર કરી કોઇ લીલોતરી ઉગાડવી, એમ આતરે વર્ષે જમીનના કસ વધવા દેવાની યોજના કરવાને બદલે, ભોયમાથી તે ઉજ્જડ થઇ જાય ત્યા સુધી એક ને એક પાક લેવામા આવે છે. અને આમ કસ ખચી લઇને ખેડૂતો જમીન છોડી દે છે, ત્યાર બાદ વર્ષા અને વાયુનો અવસાદ વેઠની જઈ લાખો હેક્ટર જમીન (૧ હેક્ટર=લગભગ રા એકર) ખાલી પડી રહે છે પણ આજકાલ હવે અમે આ પ્રકારનુ નુકસાન ઓછુ કરવાના ઉપાયો યોજવા લાગ્યા છીએ અને ભૂમિનુ વનસ્પતિકરણ કરતા જવાનું, નવા જંગલો ઉગાડવાનુ, નાની નદીઓ ઉપર બધો બાધવાનુ ને પુષ્કળ પ્રમાણમા લીલોતરી ઉગાડવાનુ શરૂ કર્યું છે. જોકે આના પરિણામો આવતા તો વર્ષો લાગશે

વળી, જો યોગ્યરીતે ઉપયોગમા લેવામા આવે તો અમારા દેશમાં પાણીનો તો એટલો મોટો જથ્થો છે કે તે વડે હાઇડ્રો ઇલેક્ટ્રિક ટરબાઈનો ચલાવીને આખા દેશને કલાકે ૦૦૫ સેન્ટે યુનિટ પ્રમાણે વીજળી પૂરી પાડી શકાય આજે અમે ૦૦૭ સેન્ટે યુનિટ લેખે આપીએ છીએ અને અમારી સરેરાશ ૦૪ સેન્ટ લેખે આવે છે. આથી વીજળીને લગતી અદ્‌ભુત નવીન શોધોના તેમજ જીવન નિભાવનુ ખર્ચ કમી કરનારી પદ્ધતિઓના લાભ દેશની પ્રજા ઉઠાવી શકતી નથી આનુ પરિણામ એ આવે છે કે આધુનિક ઢબના યત્રોનુ ઉત્પાદન મોટા પ્રમાણમા થાય છે, પણ તેને ખરીદનાર કોઈ હોતુ નથી. ગત વર્ષમા એટલી બધી મોટર ગાડીઓનું ઉત્પાદન કરવામા આવ્યુ કે તે બધીનુ વેચાણ થઈ શકયુ નહિ, તેથી આ વર્ષે મોટર ઉત્પાદનનાં મોટાં કારખાના બધ કરવામા આવ્યા, અને પરિણામે મધ્ય પ્રદેશના ઘણા મોટા શહેરોમાં આજે હજારો માણસો ભૂખે મરતાં નજરે પડે છે

અહીં ઘણા માણસો મહાત્મા ગાધીના પ્રશંસક છે. તેમનાં ધ્યેયો અમે જાણીએ ને સમજીએ છીએ અમારે પણ આવી જ જાતની નેતાગીરીની જરૂર છે, પણ અમારો દેશ તો જુદા જ પ્રકારનો છે

આ પરિસ્થિતિઓ દુનિયાભરમા એકદરે સરખી છે અમે જાણીએ છીએ કે રશિયામા આ બાબત સાચી દિશાના પ્રયત્નો થએલા છે, પણ છાપા એની ખબરો પૂરી પાડતા નથી માત્ર એન્જીનીઅરિંગના ધંધામા અમને ઘણી બાબતો જાણવા મળે છે, કારણ કે એ ધંધાના લોકોએ રશિયાને તેના યત્રીકરણના કાર્યમા મદદ આપવામા કેટલોક સમય ગાળેલો છે; અને એ તો નિઃશક છે કે એ દેશ ખૂબખૂબ પ્રગતિ કરી રહ્યો છે.

આ બધુ કદાચ તમને નવાઈ ઉપજાવે તેવુ લાગશે. તમને આવું જાણવાનું પસદ પડે છે કે નહિ તે જણાવશો

અમે આશા રાખીએછીએ કે તમારુ વેકેશન સુખરૂપ જશે અને તમને સતોષકારક કામ મળી રહેશે.

શુભેચ્છાઓ સાથે, હૃદયથી તમારો
Rene A Wurgel



# મધુકરી

અમે પથ ભૂલ્યા, ભમ્યા, ધરતી પે ઢળ્યા, આખડ્યા,
થયા વિવશ, ભાગી હામ, દિલમાં ડગી રે ગયા !
પરંતુ તજ્યું દૂર ઠામ, ડગ ફેરવ્યે શું વળે ?
હવે ધપવું એ જ ધ્યેય, ન તમા ન આશા ફળે !

ન થાય પથ પૂર્ણ ને અધવચે તુટે તાતણો,
થવું ખતમ તે દિ' આંખી લઇ પાસનો આંતરો,
પિછાત તનની ધરી, અહીંક કેડી વા કોતરો
બતાવી, બની કો'ક કાજ પથચીંધણા પત્થરો !

—પ્રેમશંકર ભટ્ટ

(ઊર્મિ)

## મહાભારત-દીપક ડૉક્ટર સુકથનકર

ગઈ ૨૧ મી જાન્યુઆરીએ પૂનાના સુવિખ્યાત પ્રાચ્યવિદ્યાપ્રવીણ ડૉક્ટર વિષ્ણુ સીતારામ સુકથનકર (એમ. એ., પીએચ. ડી.) પક્ષાઘાતની બીમારીથી અઠ્ઠાવન વર્ષની ઉંમરે પરલોકવાસી થયા. એમના જવાથી ભારતભૂમિના એક સમર્થ પુરાતત્ત્વવેત્તા, ઇતિહાસજ્ઞ, સંસ્કૃત સાહિત્ય વિશારદ, પુરુષાર્થી સંશોધક અને દિગ્ગજ વિદ્વાનનું સ્થાન ખાલી થઇ ગયું છે.

આજથી ત્રીસેક વર્ષ ઉપરની વાત છે. પૂનાની વિશ્રુત સંશોધક સંસ્થા 'ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિરે' સંસ્કૃત 'મહાભારત' જેવા ગૌરવવંતા બૃહદ્ગ્રંથનું એક શુદ્ધ, પ્રામાણિક અને સ્વચ્છ મુદ્રણવાળું સુસંપાદિત સંસ્કરણ પ્રકટ કરવાનું મહાન કાર્ય હાથમાં લીધું. એ માટે સમસ્ત ભારતવર્ષમાંથી મહાભારતની જૂની વિવિધ હસ્તપ્રતો એકત્ર કરીને પછી તે પરથી તેના જુદાજુદા પાઠભેદોની પરીક્ષા કરી, વધારે શુદ્ધ જણાતા પાઠને પ્રામાણિક માની, અન્ય સર્વ પાઠભેદોને પાદટિપ્પણીમાં અંકિત કરી, તે સર્વનું એક સુંદર ને સુમુદ્રિત સંસ્કરણ તૈયાર કરવાનું હતું. પણ આ ભગીરથ કાર્ય ઉપાડ્યા બાદ થોડા સમયમાં તેના સંપાદકોમાંના અગ્રણી પ્રો. ઉત્થગીકરના અવસાનથી એ કામ અટકી પડ્યું હતું. એવામાં ડૉક્ટર વિષ્ણુ સીતારામ સુકથનકર ઇ. ૧૯૨૫માં એ સંસ્થામાં જોડાયા અને તેમની એ કાર્ય માટે સર્વથા યોગ્ય શક્તિ જોઇ તેમને તે સુપ્રત કરવામાં આવ્યું.

આ વિપુલ કાર્યની સિદ્ધિ માટે ડૉ. સુકથનકરે રાત અને દિવસ એક કરી દીધા અને આજે, એમની લગભગ ૧૭-૧૮ વર્ષની અશ્રાન્ત સાધના તથા સંશોધનપરાયણતાના ફળ રૂપ મહાભારતના આ અપ્રતિમ સંસ્કરણના ચાર પર્વો પ્રસિદ્ધ થયાં છે અને તેમની યોજના પ્રમાણે અન્ય પર્વોનું સંપાદન પણ ચાલુ છે. મહાભારતના પ્રકાશનને ડૉક્ટર સુકથનકરે પોતાનું જીવનકાર્ય બનાવ્યું હતું, અને એમ કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી કે એ મહા અનુષ્ઠાન પાછળ એમણે પોતાના લોહીનું પાણી કરી નાખ્યું હતું. ડૉ. વિન્ટરનિટ્ઝ જેવા વિદ્વાને એમના એ કાર્ય વિષે કહ્યું છે કે 'ભારતવર્ષ કે યુરોપ સમસ્તમાં એવો કોઈ વિદ્વાન નહિ મળે કે જે ડૉ. સુકથનકર કરતાં ચઢિયાતું કામ કરી શકત.'

ડૉક્ટર સુકથનકરનો જન્મ ઇ. ૧૮૮૭ના મેની ચોથી તારીખે મુંબઇમાં થયો હતો. ત્યાંની મરાઠા હાઇસ્કૂલમાં પ્રારંભિક કેળવણી લઈ તેઓ મુંબાઈની સેંટ ઝેવિયર કૉલેજમાં દાખલ થયા અને ત્યાંથી વિલાયત ગયા. વિદેશમાં એમણે ક્રમશઃ એડિનબરો અને કેમ્બ્રિજના વિદ્યાપીઠોમાં રહી ઇતિહાસ, પુરાતત્ત્વ, સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓનું અનુશીલન કર્યું. કેમ્બ્રિજમાંથી પ્રતિષ્ઠા સાથે એમ. એ. ની પદવી મેળવી તેઓ પીએચ. ડી. માટે જર્મની ગયા. ત્યાં સંસ્કૃત વ્યાકરણના એક પ્રાચીન આચાર્ય શાકટાયન વિષે સંશોધનપૂર્વક મહાનિબંધ (થીસીસ) લખીએ પીએચ. ડી. થયા. એ નિબંધ પુસ્તકરૂપે લાઈપ્ઝિગથી પ્રસિદ્ધ થયો છે. સંસ્કૃતના મહાકવિ સુબન્ધુ કૃત 'વાસવદત્તા' ને નાટ્યકાર ભાસ કવિની કૃતિઓ વિષે એમણે સારો અભ્યાસ ને અવલોકન કર્યાં હતાં. એમણે સંપાદિત કરેલું 'વાસવદત્તા' નું સંસ્કરણ ઑક્સફર્ડ વિશ્વવિદ્યાલયે બહાર પાડ્યું છે.

લાંબા વખત સુધી એમણે રૉયલ એશિયાટિક સોસાયટીની મુંબાઈ શાખાની સામયિક પત્રિકાનું સંપાદન કર્યું હતું. પશ્ચિમી ભારતના પુરાતત્ત્વ ખાતાના ઉપાધ્યક્ષ તરીકે એમની વરણી કરવામાં આવી હતી. વિશ્વસમસ્તના પુરાતત્ત્વાચાર્યોમાં એમની સારી કીર્તિ અને પ્રતિષ્ઠા હતી. અને ઓરીએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ-પ્રાગ (ચેકોસ્લોવાકિયા) તથા અમેરિકન ઓરીએન્ટલ સોસાયટી જેવી અનેક પ્રાચ્યવિદ્યા સંશોધક સંસ્થાઓ-



એ એમને પોતાના સભ્ય તરીકે સ્વીકાર્યા હતા. ઘણાં વર્ષો સુધી એમણે ભાંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ પૂનાના પ્રધાન મંત્રીપદનું કાર્ય કુશળતા સાથે સંપન્ન કર્યું હતું. તે ઉપરાંત મુંબાઈ વિશ્વવિદ્યાલયના પોસ્ટ ગ્રૅજ્યુએટ વિભાગમાં તેઓ સંસ્કૃત સાહિત્ય, ઇતિહાસ અને પુરાતત્ત્વવિદ્યાના વ્યાખ્યાતા હતા. મુંબાઈ વિશ્વવિદ્યાલયના તત્ત્વાવધાનમાં એમણે મહાભારત વિષે એક આલોચનાત્મક વ્યાખ્યાનમાળા ( Three-dimentional view of the Mahabharata) શરૂ કરી હતી. જેમાં બે વ્યાખ્યાનો અપાઈ ચૂક્યાં છે. ખેદનો વિષય છે કે એ વ્યાખ્યાનમાળા અધૂરી રહી ગઈ. એ વ્યાખ્યાનોનું લખાણ તેઓ ટાઈપ કરતા હતા તે સમયે જ પક્ષાઘાતે એમના પર આક્રમણ કર્યું અને થોડા સમયમાં એમનો સ્વર્ગવાસ થઈ ગયો.

એમની અખંડ વિદ્યોપાસના, પ્રકાંડ પાંડિત્ય, કાર્યનિષ્ઠા, અને સંશોધનપ્રિયતાને લીધે વિદ્વાનોએ એમને 'महाभारतदीपक' અને 'विद्यालङ्कार'ની પદવી આપી સત્કાર્યા હતા.

આવા મન્ત્રરસસમૃદ્ધ અનુષ્ઠાનને યજ્ઞરીતિને પૂર્ણ કરી એમણે ભારતવાસીઓને સાચે જ ઉપકૃત કર્યા છે. ડૉ. સુક્થનકર સંસ્કૃત, અંગ્રેજી, જર્મન, પ્રાકૃત, મરાઠી વગેરે ભાષાઓનું સારું જ્ઞાન ધરાવતા હતા. આવા વિદ્વાન ગુણી અને સંશોધકનું આ પૃથ્વી પરથી અચાનક ઉપડી જવું એ આપણા દેશની સારસ્વત પ્રવૃત્તિની મહાન અને ન પુરાય તેવી ખોટ છે. એમના નિધનથી પૂનાના ભાંડારકર સંશોધન-મંદિરનો તો જાણે જમણો હાથ જ કપાઈ ગયો છે. ઉક્ત સંસ્થાના સંચાલકો એ જ્ઞાનોપાસક મનીષીની સ્મૃતિરક્ષા અને સમાદર માટે એક 'आचार्य सुक्थनकर स्मृति ग्रंथ' પ્રસિદ્ધ કરવાની તૈયારી કરી રહ્યા છે. જેમાં આચાર્ય સુક્થનકરના અભ્યાસપૂર્ણ લેખો અને નિબંધોનો સમાવેશ થશે અને જગતના અન્ય પુરાવિદોના વિદ્વત્તાપૂર્ણ લેખો પણ છપાશે. એ જ્ઞાનયોગીના આત્માને અમે શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ. —શંકરદેવ વિદ્યાલંકાર

## સ્વીડન

આજના મહાયુદ્ધમાં તટસ્થ રહેલા ગણ્યાગાંઠ્યા દેશોમાંનો આ દેશ નાઝીઓને બહુ પ્રિય લાગે છે, અને પરાજયનો સંભવ આવી લાગે તો કૈસરે જેમ હૉલેંડને પોતાનું આશ્રયસ્થાન બનાવેલું તેમ હિટલર અને તેના સાથીદારો કદાચ સ્વીડનને આશ્રયસ્થાન બનાવે તેમ છે. ઘણા લોકો સ્કૅન્ડીનેવીઆના દ્વીપકલ્પને એક જ દેશ માની લે છે, પરંતુ સાચું જોતાં ભાષાની એક માત્ર સમાનતા સિવાય એ દ્વીપકલ્પના બંને દેશો—સ્વીડન અને નૉર્વે—વચ્ચે જબરો તફાવત રહેલો છે.

નૉર્વેની કિનારરેખા ખૂબ ઝૂકેલી ને તેની ભૂમિ પણ ખરબચડી છે. સ્વીડનનો પ્રદેશ મોટે ભાગે સપાટ અને તેની કિનારરેખા ઓછી ખંડિત છે. જોકે નૉર્વેની માફક તેની આસપાસ પણ અસંખ્ય ટાપુઓ આવેલા છે. સ્વીડન એ સરોવરો, વનો અને જંગલોનો દેશ છે. ફક્ત આકાશમાંથી એનું નિરીક્ષણ કરતાં તો એમ જ લાગે કે જમીન ને પાણીના મિશ્રણની જ એ ભૂમિ છે, કારણ કે સરોવરો ઉપરાંત સંખ્યાબંધ નદીઓ અને એ નદીઓને જોડતી નહેરો ત્યાં આવેલી છે.

જમીનનો અરધો ભાગ તો દેવદારનાં જંગલોથી જ છવાએલો છે. બાકીના ભાગમાં ખેતી થાય છે અને સર્વત્ર સુઘડતા જણાય છે. સ્વીડ લોકો પોતે પણ ખૂબ સુઘડ હોય છે—પોતાની ટેવોમાં જ નહિ પણ પોતાના વિચારોમાં પણ. ખેતી એ ત્યાંનો મોટામાં મોટો ઉદ્યોગ છે અને દેશની અરધા ઉપરાંતની વસતિ એ ધંધામાં રોકાયેલી છે. શહેરોમાં તો કુલ વસતિના માત્ર ૩૦ ટકા જ રહે છે, જ્યારે બાકીનો ભાગ પોતાનાં ખેતરોમાં લાલ કે સફેદ છાપરીઓમાં રહે છે. રાઈ એ ત્યાંનું મુખ્ય અનાજ છે અને બટાટા પણ સારા પાકે છે. કિનારાના ગામોમાં માછલાંનો ઉદ્યોગ સારો ચાલે છે.

સ્વીડનને [illegible] લાખ ટન વજનના વહાણોનો વેપારી કાફલો પણ છે. ત્યાંનો વાહનવ્યવહાર ખૂબ સુવ્યવસ્થિત છે. રેલવે બધી વીજળીથી જ ચાલે છે, કારણ કે ઉત્તરમાં આવેલા ધોધોની જલશક્તિને લઈને વીજળી ત્યાં એટલી સસ્તી પડે છે કે કેબલ દ્વારા તેની ડેનમાર્કમાં નિકાસ સુદ્ધાં કરવામાં આવે છે.

સ્વીડ ઉપરાંત કેટલાક ફિન અને લાપ લોકો પણ સ્વીડનમાં વસે છે. ત્યાંનો ધર્મ ઇવાન્જેલિકલ લ્યૂથેરન છે. પ્રજા ખડતલ, પ્રામાણિક ને પરિશ્રમી છે. સંસ્કૃતિમાં પણ એણે પોતાનો ફાળો નોંધાવ્યો છે. મહાન વિજ્ઞાની લિનીઅસ, ચિંતક સ્વીડનબૉર્ગ, સંશોધક સ્વેન હેડિન વગેરે એની નીપજ છે. —'પ્રકર્ષ'

## નારંગી અને લીંબુ

કેટલાક લોકો મોસંબીને નારંગી કરતાં વધારે ગુણકારક ગણે છે, પણ એ બરાબર નથી. મોસંબી નારંગી કરતાં વધારે ગળ્યાં હોય તોપણ નારંગીમાં વૈદ્યકશાસ્ત્રની દૃષ્ટિએ વધારે ગુણ છે. ખાટાં ફળોમાં નારંગી સિવાય બીજા કોઈ ખાટા ફળમાં વિટામીન 'સી' નથી હોતું. આ વિટામીનને લીધે શરીરનું પોષણ અને રોગનું નિવારણ થાય છે. નારંગીની આમ્લતા પેટમાં ગયા પછી આમ્લી રહેવાને બદલે એનું ક્ષારદ્રવ્યમાં રૂપાંતર થાય છે. નારંગીમાં સેંકડે ૯૦ ટકા જેટલા પ્રમાણમાં વિટામીન હોય છે.

લીંબુ, નારંગી, સંતરા, પપનસ, મોસંબી વગેરે એક જ જાતનાં ખાટાંમીઠાં રસવાળાં ફળો છે. પપનસને અંગ્રેજીમાં Pompelmous કહે છે. લીંબુમાં ઇટાલિયન લીંબુ નામની પણ એક જાત આવે છે. આ બધાં ફળ ખાટાં, નહિ તો ખાટાંમીઠાં હોય છે. ફરક માત્ર એટલો છે કે નારંગીની છાલ ફળને લાગેલી નથી હોતી, જ્યારે પપનસ, મોસંબી ને લીંબુની છાલ ફળને ચોંટેલી હોય છે. આ બધાં ફળોમાં વિટામીન્સ, ખનીજ અને બીજા મહત્ત્વના પદાર્થો હોય છે, પણ બધા પદાર્થો કરતાં એમાં 'સી' વિટામીન વધારે હોય છે. ઉપરાંત એમાં રોગનિવારક અને રોગપ્રતિકારક દ્રવ્યો પણ હોય છે. નારંગીમાં વિટામીન બી$_1$ વધારે હોય છે એ એની વિશેષતા છે અને સંધિવા જેવા દરદમાં એ રામબાણ ગણાય છે. સાંધાનો દુખાવો, દાંતમાં ચસક આવવા, પેઢામાંથી લોહી નીકળવું વગેરે દરદોમાં પણ એનાથી ફાયદો થાય છે. નારંગીમાં ખનીજ ક્ષારો સૌથી વધારે હોય છે. ખનીજ ક્ષારોથી આપણા શરીરની આમ્લતા ઓછી થાય છે.

નારંગીમાં સેંકડે લગભગ ૮૭ ટકા જેટલું પાણી હોય છે. એ બહુ જ સહેલાઈથી પચી જાય છે. લગભગ એક કલાકમાં એનો રસ શરીરમાં શોષાઈ જાય છે. તાવવાળા ને માંદા માણસોને નારંગીનો રસ આપવાથી ઘણો ફાયદો થાય છે. રાત્રે સૂતી વખતે અને સવારે ઊઠ્યા પછી એક બે નારંગી ખાવાથી કબજિયાત થતી નથી.

નારંગીની સાથે ટમેટાંનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. નારંગી ન મળી શકે ત્યારે એને બદલે ટમેટાં વાપરી શકાય, એવો ડૉક્ટરોનો મત છે. પણ નારંગી કરતાં ટમેટાં જરા વધારે ખાવાં પડે છે. ટમેટાંમાં નારંગી કરતાં 'એ' વિટામીન પણ વધારે હોય છે, પણ 'સી' વિટામીન નારંગીના કરતાં ઓછું હોય છે.

ખાટાં ફળોમાં 'સી' વિટામીન વધારે હોય છે. 'સી' વિટામીનના અભાવને લીધે રક્તક્ષય, મધુમેહ વગેરે દરદો થાય છે. એટલે આ રોગ થએલા દરદીઓને ખાટાંમીઠાં ફળો ખાવાથી ફાયદો થાય છે. લીંબુ ખાવાથી તંદુરસ્તી સચવાઈ રહે છે અને રોગનિવારણ પણ



## હું સૃષ્ટિના અતલ સિંધુનું માત્ર બિંદુ
## બિંદુ વિષે પણ પ્રસુપ્ત વિરાટ સિંધુ



—રમણ સોની—

'એક વખત એવો હતો કે મારા પગમાં જોડા નહોતા; તે બાબત દુઃખ પામતો હું રસ્તે જતો હતો, એવામાં મેં એક માણસ જોયો તો તેને પગ જ નહોતા! તે જોઇ હું ખુદાનો અહેશાન માનવા લાગ્યો કે મારી હાલત તો વધુ સારી છે.' (શેખ સા'દી)

અનેકાર્થી શબ્દઃ સોડ=પડખું, બાજુ; સાડીનો છાજ કાઢવામાં વપરાતો મો આગળનો ભાગ; વાસ અથવા બો.

કહેવતોના અર્થ 'પાઘડી ફેરવી બાંધ.'— કોઇ કુતાવળા કાર્યો કે વેણથી હાચું કપાઇ ગયું હોય તો તેને સુધારી લેવાનો ઇશારો કરવા માટે વપરાતા આ મર્મવચન પાછળ વાત છે કે એક વાર કલેક્ટર સાહેબનો ઘોડો નાસીને બાગ તરફ ગયો. તેને શોધવા નીકળેલા સિપાઈ ઓએ બજારમાં બેઠેલા વાણિયાને પૂછતાં તેણે જવાબ દીધો કે સામેને રસ્તે ઘોડો જતો પોતે જોએલો. એટલે સિપાઇએ તો વાણિયાને જ તે બતાવવા માટે પોતાની સાથે ઘસડવા માંડયો. આથી ગભરાએલા વાણિયાને પડોશના દુકાનદારે કહ્યું: 'પાઘડી ફેરવી બાંધ' તેનો મર્મ પામી જઈ વાણિયાએ કહ્યું કે 'જમાદાર સાહેબ, પણ મેં જે જનાવર જોયું, તેને બે શીંગડાં હતાં; તમારા ઘોડાને કેટલા શીંગડાં હતાં?' આથી ચીડાઈ જમાદારે કહ્યું, 'હેવાન, ઘોડાને શીંગડા કેવાં? એ તો બળદ હશે.' કહી સિપાઇ ચાલતો થયો. આપેલું વચન રદ કરવા કે ફરી બેસવા માટે પણ આ કહેવત વપરાય છે

ઍંગ્લો-સૅક્સન કાયદામાં બધા જ માણસની કીમત નાણામાં ગણાતી' એ હૂતની જિંદગીની કીમત ૨૦૦ શિલિંગ, ઉમરાવની જિંદગીની કીમત ૧૨૦૦ શિલિંગ અને રાજાની જિંદગીની કીમત ૭૨૦૦ શિલિંગ ગણાતી



આ હસમુખા મિત્રને ઉલટાવીને જોશો તો ભવાં ચડાવેલું દીવેલિયું ડાચું દેખાશે.

ઑઝોન એ વાદળી રંગનો ગૅસ છે અને બ્લીચિંગમાં વપરાય છે એની વાસ લસણ અથવા ક્લોરીન જેવી આવે છે. ગરમ થતાં એનું રૂપાંતર ઑક્સિજનમાં થઇ જાય છે.

જગતમાં આજે રબરના વીસ હજાર ઉપરાંત વિવિધ ઉપયોગો થાય છે.

દુનિયામાં ઝડપીમાં ઝડપી બોલાતી ભાષા ફ્રેન્ચ છે.

ચીનની ખરાબી કરનાર અફીણ ત્યાં સૌ પહેલું દાખલ કર્યું આરબોએ, ૧૨૮૦-૯૫માં. ચીનની નૈઋત્યે આવેલા શ્વેચ્વાન, હુનાન અને કવાઇ ચાઉ પ્રાંતોમાં તે પાકે છે. પણ તેનું બંધાણ હિંદી અફીણ જેટલું આકરું નથી હોતું, છોડવા ધારીએ તો છૂટી શકે છે

એકડિયા શીખતાં નાનાં બાળકો વારંવાર સ્લેટ ભાંગે છે પણ પ્લાઇ વૂડને કાચકાગળથી ઘસી, કાળી શાહીથી રંગીને સ્લેટની ફ્રેમમાં બેસાડી દેવાથી તે ભાંગશે નહિ, એટલું જ નહિ પણ તેના પર ચાક વડે લખેલા મોટા ઉઠાવદાર આંકડા બાળકના નાના મગજમાં જલદી ઊતરી જશે.

ક્રિકેટની તૂટી ગએલી વિકેટની કુંડલી પોલજંપ કરવાના વાંસમાં કામ લાગશે

પહેલવહેલું 'ટાઇમપીસ' ઘડીઆળ નુરેનબર્ગના પીટર હેનલિને શોધી કાઢ્યું હતું. હાલ તે ફિલાડેલફિયાના ફેરમાઉન્ટ પાર્કના મ્યૂઝિયમમાં છે. ફાધર ફ્રેડરિક પિસ્ટોરિયસે એ ઘડિયાળ માર્ટિન લ્યૂથરને ભેટ આપેલું જેનો સ્વીકાર કરતાં તેણે લખેલું: 'સમય સાચવનારી આવી ઉત્તમ વસ્તુની રચના સમજવા માટે આપણા વિજ્ઞાનીઓના શિષ્ય બનવાની મને ઈચ્છા થાય છે.'

દુનિયામાં સૌથી ઝડપીમાં ઝડપી ઊગતી વનસ્પતિ કોઈ હોય તો તે દક્ષિણમાં થતી 'Dictyophora Indusiata' નામની છે બે કલાકમાં તો ચાર ઇંચનો એનો પુખ્ત છોડ ઊગી નીકળે છે

'આ લડાઇનો અંત ક્યારે આવશે ?'
'જ્યારે ફ્રૅન્કોની વિધવા, મરણપથારીએ પડેલા સ્ટાલિનને, મુસૉલિનીની સ્મશાનયાત્રા વખતે થએલા હિટલરના ખૂનના સમાચાર પહોંચાડશે ત્યારે.'



પોતાનાં પાપનાં પ્રાયશ્ચિત અર્થે જપાનના તીર્થસ્થાન નારાના બૌદ્ધધર્મીઓ આવીરીતે મોં ઢંકાય તેવી ટોપલીઓ માથે ઓઢી વાંસળી વગાડતા ફરે છે ને ભિક્ષા માગે છે.

યુનાઇટેડ સ્ટેટ્સમાં રેલવેનું પ્રમાણ બ્રિટનથી દસગણું, ફ્રાન્સથી છગણું, રશિયાથી પાંચગણું, જપાનથી સાડાપાંચગણું, જર્મનીથી દોઢગણું, ઇટલીથી એકવીસગણું અને ચીનથી સાડત્રીસગણું છે

દુનિયાના ૯૯ ટકા લોકો કપાસનો ઉપયોગ કરે છે.

ઇ. ૧૯૨૯માં બધા દેશો વચ્ચે થએલા કરાર મુજબ આંતરરાષ્ટ્રીય 'રેડ ક્રૉસ'ના સભ્યો બધા જ યુદ્ધકેદીઓની છાવણીઓની મુલાકાત લઇ શકે છે અને તેમની ખોરાકી, વૈદકીય તપાસ, મહેનતાણા વગેરેની તપાસ કરી શકે છે.



આ પટકોણમાનું એકેએક વર્તુલ સંપૂર્ણરીતે સુગોળ છે. પણ પટકોણોની રેખાઓથી છેદાવાને લીધે ઉપજેલા દ્રષ્ટિભ્રમને કારણે તે બધા બેડોળ લાગે છે.

# સામયિક ચિંતન

## દીપ્ત-દીપ-દીક્ષા*

[આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેન]

તંત્રશાસ્ત્રોમાં બે પ્રકારની દીક્ષાઓની ચર્ચા છેઃ સ્પર્શદીક્ષા અને દીપ્ત-દીપ-દીક્ષા. પારસમણિના સ્પર્શથી લોઢું સુવર્ણ બની જાય છે, પરંતુ તે સ્વયં પારસ બની શકતું નથી ને બીજાને સ્પર્શ કરી તેને સોનુ બનાવી નથી શકતુ. એટલે તે બહુ ઊંચી વાત ન ગણાય પરંતુ સળગતો દીવો બીજા નહિ સળગેલા દીવાને સ્પર્શ કરતા તે જળહળી ઊઠે છે અને તેનો પ્રકાશ પ્રથમ દીપના જેટલો જ હોય છે, એટલુ જ નહિ પણ બીજા અનેક દીવાઓ પ્રકટાવવાની શક્તિ પણ તેનામા આવી જાય છે આ દીપ્ત-દીક્ષા થઈ પૂર્ણાભિષિક્ત સાધકે આવી દીક્ષા લેવી પડે છે.

હુ આશા રાખુ છુ કે આ વિદ્યાપીઠમાં તમો સૌ એવી દીપ્ત દીપ-દીક્ષા લેવા આવ્યા છો. એવી દીક્ષાથી જેઓ દીક્ષિત થયા હોય તેઓ ન ભૂલે કે ભારતીય જ્ઞાનની તપસ્યા કોઈ વ્યક્તિગત સુખસમૃદ્ધિ માટે નથી; એ તો સર્વના અભ્યુદય માટે છે, અને આવા જ હેતુથી પ્રાચીન કાળમા બ્રહ્મચારીની તપસ્યાની જરૂરિયાતો સમાજે પૂરી પાડવી પડતી હતી અને બ્રહ્મચારી પણ સ્નાતક થયા બાદ પોતાની વિદ્યા પોતાના સ્વાર્થ માટે વેચી શકતો નહિ તેની એ વિદ્યા સમસ્ત સમાજની સંપત્તિ બની રહેતી. આ વિષયમા પશ્ચિમી જ્ઞાનસાધનાથી ભારતીય જ્ઞાનસાધના એકદમ નિરાળી પડે છે. ત્યા વિદ્યા વ્યક્તિગત સંપત્તિ ગણાય છે અને તે પર ધંધો થઈ શકે છે, ભારતવર્ષમા એવુ નથી.

અહીંના ગુરુ જોકે અકિંચન રહેતા તોપણ સમાજમા એમનુ ગૌરવ પારાવાર હતુ મનુષ્યને વધારાનું ધન પોતાનો મહિમા વધારવાને જોઈએ છે. ભારતવર્ષમા એ મહિમા આપોઆપ ગુરુઓને મળ્યા કરતો હતો, એટલે તેઓ ધનની બહુ આકાંક્ષા પણ ન કરતા. યુરોપ અને અમેરિકાના ગુરુઓનુ એવું સન્માન નથી, એટલે તેની ખોટ પૂરવા રૂપિયા ભરવામા આવે છે આથી જ યુરોપ-અમેરિકા મોટા પગારોના બળ પર ગુરુઓ શોધે છે, ને ભારતવર્ષ સન્માન અને ભક્તિના બળ પર. પણ આપણી ભયકર દુર્દશા તો એ છે કે ન તો આપણે આપણી પૂર્વપરંપરા અનુસાર ગુરુજનોને ભક્તિ કે સન્માન દઈ શકીએ છીએ, ન તેમને યુરોપની પેઠે પુષ્કળ ધન આનું પરિણામ એ આવ્યુ છે કે આપણા સમાજના જે સર્વોત્તમ મનુષ્યો છે તેઓ આ જ્ઞાનદાનના કાર્યમાં જોડાતા નથી, કારણકે તેમા ધનની આશાયે નથી, તેમ નથી માન કે સંતોષ. તેથી જેમને કોઇ ક્ષેત્રમાં કામ નથી મળતુ એવાઓજ આપણા દેશમાં આજે શિક્ષણકાર્યમાં જોડાવા લાગ્યા છે. 'येषां क्वापि गतिर्नास्ति तेषां वाराणसी गतिः'

આમ, આપણી ઊગતી પેઢીને અધિકાંશ ક્ષેત્રોમાં આપણા સર્વોત્તમ મનુષ્યોનો લાભ મળતો નહિ હોવાથી દિવસોદિવસ સમાજનું ચિન્મય જીવન ક્ષીણ થતું જાય છે. કોઈ પોતાના સંતાનના દૂધમા મેલુ જળ ભેળવે તો એથી વિશેષ મૂઢતા બીજી કઈ? પણ આપણે એવુ જ કરી રહ્યા છીએ આવી દુર્ગતિમાથી બચવાને સમાજને મારે એટલુ ખાસ કહેવાનું છે કે જો તમે અર્થ આપી ન શકો તો પોતાના હૃદયની સર્વોત્તમ ભક્તિ આ કાર્યના વ્રતધારી લોકોને જરૂર દો નહિ તો આપણા સંતાનોને માટે ઉત્તમ પથ-પ્રદર્શક મેળવવાની આશા હમેશ માટે છોડી દેવી અને જે લોકોને જ્ઞાનની દીક્ષા મળેલી છે તેમને ખાસ કહેવાનું એટલુ કે દારિદ્ર્યવહન કરીને પણ તમે તમારા દેશના પ્રાચીન ગુરુઓના મહાન આદર્શોને અવિચલિત ચિત્તથી અપનાવી લ્યો તમારૂ કાર્ય તપસ્યાનુ છે, તમારો માર્ગ કષ્ટનો છે, તમારૂ વ્રત એ સંસારનુ સૌથી અધિક પવિત્ર અને કઠોર વ્રત છે. એક તો આપણે દરિદ્ર છીએ, અને વળી અધઃપતિત. જો સમાજ આ પ્રાર્થના નહિ સાંભળે, જો ભાવી શિક્ષકો મારી આ કરગરતી પ્રાર્થના નહિ સાંભળે તો સમાજના માલિક ભગવાન જ છે.

દીપ્ત-દીપ દીક્ષાની મોટામામોટી વિશેષતા એ છે કે આ દરિદ્ર દેશને માટે એથી ચડિયાતી ચીજ કોઈ જ નથી; કારણકે આ દીક્ષામા જે દીક્ષિત થયા તે પોતે એકએક વિશ્વવિદ્યાલય છે તેમની આસપાસ સહયોગી કે કામ કરનારાનું દળ હોય કે ન હોય, મોટા મકાનો કે ઇમારતો હોય યા ન હોય, પણ એ પોતે જ કોઈ બાહ્ય સાધન વિના સર્વસાધારણ લોકને પ્રદીપ્ત કરતા રહેશે.

નાનો શો ને કોમળો નોળિયો કૈ
પીંખી નાખે કોપતા કાળસર્પ;
તેવી નિષ્ઠા પૌરુષે આણવંત
પીંખી નાખે કાળસંયોગ કોપ્યા.

તનસુખ ભટ્ટ



તે એક જગ્યાએ હોય તો ફરીફરીને પ્રવાસ કરીને સર્વત્ર એક વિશ્વવિદ્યાલયના રૂપમા વર્તમાન બનશે વૈદિક યુગના વસિષ્ઠ, જનક ને યાજ્ઞવલ્ક્ય જેવા મોટામોટા ગુરુગણ શુ ઉપદેશ માટે કોઇ મોટી લાંબી-પહોળી આલીશાન ઈમારતોની અપેક્ષા રાખતા હતા? શ્રીકૃષ્ણનુ વિશ્વવિદ્યાલય તો યુદ્ધક્ષેત્રમાં જામ્યુ હતુ. વાંસની ઘટાઓ નીચે બેસીને બુદ્ધ અને મહાવીરે કેટલા યે ઉપદેશો આપ્યા હતા. જરથુસ્ત્ર, ખ્રિસ્ત, મહમુદ, બધાની બાબતમા એક જ વાત છે. ગ્રીસના સુકરાત (સૉક્રેટિસ) વગેરે આચાર્યો પણ એવી જ મામૂલી જગ્યા પર કાર્યનો આરંભ કરતા. ભારતના શંકર, રામાનુજ, નાગાર્જુન આદિ પંડિત, યા કબીર, રૈદાસ, દાદુ આદિ નિરક્ષર જ્ઞાની સન્તજનો કોઈ ઈમારત કે વિશાળ ભવનની પરવા નહિ કરતા. તમે દરેક જણ એવા 'ચરતા-ફરતા' વિશ્વવિદ્યાલય બની જાઓ. ઉડિસા (ઓરિસ્સા)મા મહાત્મા લોકોને 'ચલન્ત વિષ્ણુ' કહે છે, એ વાત મને બહુ ભાવપૂર્ણ લાગી છે. જેમ પ્રત્યેક જંગમ સાધુ શિવને ધારણ કરીને ફરે છે, તેમ તમારામાંની પ્રત્યેક વ્યક્તિ સંપૂર્ણ વિશ્વવિદ્યાલયના વાહક થાઓ

દીપ્ત-દીપના ઉદાહરણથી મેં તમને વ્યક્તિગત સાધનાની વાત કહી છે. પણ એ એક સામુહિક સાધના પણ છે પૃથ્વીની દીપાવલિમાં એક દીપનો બીજા દીપ સાથે યોગ હોય યા ન હોય, પણ આપણા શિર ઉપર જે જ્યોતિષ્મિતિ દીપાવલિ આકાશમાં જ્વલંત છે તેમા પરસ્પર ખૂબ નિબિડ યોગ છે જ.

* શાંતિનિકેતન વિદ્યાભવનના આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેને મુંબાઈની હિંદી વિદ્યાપીઠના પદવીદાન વેળાએ આપેલા દીક્ષાન્તભાષણમાંથી.

# ચંદનમૂર્તિ

## પોતાના જીવનવ્યાપી ધ્યેયને પાર પાડવાના માનવીના વ્યાકુળ ભાવોન્માદની વાર્તા



'બૌદ્ધ ભિખ્ખુ' બોલતા જે ચિત્ર આપણી સામે ખડું થાય છે તે આજના સામાન્ય બંગાળીના ચહેરાને જરાયે મળતું નથી. અને આજે જેની વાત લખવા બેઠો છું એ ભિખ્ખુ અભિરામ માત્ર જાતિએ જ બંગાળી હતો એટલું જ નહિ, પણ ચહેરેમહોરે પણ એ પૂરેપૂરો બંગાળી હતો.

વાર્તાના પ્રારમ્ભમાં જ જણાવી દેવું જરૂરી છે કે હું અહીં ભિખ્ખુ અભિરામનું અથથી ઇતિ સુધીનું જીવનચરિત્ર લખવા નથી ઇચ્છતો, અને ઇચ્છતો હોઉં તો એ શક્ય પણ નથી. એનો કુટુમ્બ કે જાતિ-પરિચય હું કદિ યે પામ્યો નથી. એ બંગાળીમાંથી ક્યારે અને કેમ બૌદ્ધ બન્યો એની યે મને ખબર નથી. માત્ર એક વર્ષની ઓળખાણે એનો જે પરિચય હું પામ્યો છું, એનું બંધન એક દિવસ અણચિન્તવી પરિસ્થિતિમાં પડી કઇ રીતે સદાને માટે તૂટી ગયું, એ જ લંબાણ કર્યા વિના ટૂંકાણમાં તમારી પાસે રજૂ કરીશ.

આપણો દેશ ધર્મોન્મત્તતાનો અખાડો છે. ધર્મને નામે માથા અપાયા-કપાયાની વાત આપણે માટે જૂની છે. પરન્તુ ભિખ્ખુ અભિરામના હૃદયમાં આ ધર્મ-પ્રેમ જે વિચિત્ર રૂપે જન્મ્યો હતો તે પૂર્વે કદી-ક્યારે યે દેખાયો નથી, અને ભવિષ્યમાં કદી દેખાશે એવો સંભવ પણ નામનો જ છે.

ભિખ્ખુ અભિરામ સાથે મારી પહેલી મુલાકાત થઈ હતી ઇમ્પીરિયલ લાયબ્રેરીમાં—ચારેક વર્ષ પરની વાત છે ત્યારે મેં બૌદ્ધ યુગના ઇતિહાસનો અભ્યાસ તાજો જ શરૂ કરેલો. એક દુષ્પ્રાપ્ય બૌદ્ધ ગ્રંથ શોધવા જતાં જોયું તો તે પહેલેથી એ લઇને બેઠા હતા.

ધીરે ધીરે એમની સાથે ઓળખાણ થઈ ગઈ. પાતળા ને મુંડિત મસ્તકવાળા એ પુરુષનાં વસ્ત્રો આછાં પીળાં હતાં. ઉંમર ચાળીસની અંદર અંદર જ લાગતી હતી. એમની વાતચિત ને બોલવું ખૂબ જ મીઠું હતું. હાસ્ય તો એ દૂબળા શુષ્ક ચહેરા પર સદા યે હોય જ; ને સાથે આપણા દેશના સાધારણ ઉદાસી સંપ્રદાયવાળાઓના જેવો એક નિર્લિપ્ત અનાસક્ત ભાવ. એમ છતાં એમને સાધારણ કદી અવગણી નહિ શકાય. એમની આંખોમાં બરાબર ધ્યાન દઈને જોઈએ તો તરત ખબર પડી જાય કે એમાં એક પ્રબળ દુર્દમનીય આકાંક્ષા જેવું કંઈક સદા યે ચમક્યા કરે છે.

બંગાળી બૌદ્ધ ભિખ્ખુ વર્તમાનકાળમાં પણ હોઈ શકે છે એ કલ્પના યે અગાઉ કદી મનમાં નહોતી જન્મી. એથી પ્રથમ દર્શને જ એમના તરફ આકર્ષાયો. ધીરે ધીરે ઓળખાણ ગાઢ થઈ. એ અવાર-નવાર, વેળા-કવેળા મારે ઘેર આવવા લાગ્યા. બૌદ્ધ શાસ્ત્ર વિષે એમનું જ્ઞાન જેટલું ઊંડું હતું તેટલું બૌદ્ધ ઇતિહાસ વિષે નહોતું. તેથી બુદ્ધના જીવન વિષે કોઈ નવી વાત જાણતાં તુરત મને આવીને એ વાત જણાવતા. મારી ઐતિહાસિક શોધખોળ વિષેની એમની આતુરતાનો પણ અન્ત નહોતો. કલાકોના કલાકો સ્થિરપણે બેસી મારું ભાષણ એ સાંભળતા રહેતા અને એમની આંખોમાં એક જ પ્રશાન્ત-પ્રખર ચમકારો રહેતો.

ખોરાક વિષે એમનો કોઈ સિદ્ધાંત નહોતો. મારે ઘેર આવતા ત્યારે ગૃહિણી લગભગ દરેક વેળા ભક્તિપૂર્વક એમને જમાડતી, અને એ કંઈ જ વાધા-વિરોધ વિના માછલાં-માંસ બધું જ ખાતા. એક દિવસ મેં પૂછ્યું ત્યારે ઝાંખું હસી એમણે કહેલું, 'હું ભિખ્ખુ છું. ભિક્ષાપાત્રમાં જે આવે તે મારે ખાવું જ રહ્યું; એમાંથી કોઈ ચીજ તારવવાનો મને હક નથી. તથાગતના પાત્રમાં એક દિવસ એમના શિષ્યે સુવરનું માંસ નાખેલું પણ એમણે ખાધેલું', ને એ બોલતાં ભિખ્ખુની બન્ને આંખો અશ્રુએ ભરાઈ આવી.

લગભગ છસાત મહિના પછી એક દિવસ એના હૃદયની અન્તરતમ વાત હું જાણી શક્યો. મારે ઘેર બેઠાબેઠા અમે બૌદ્ધ શિલ્પની વાતો કરતા હતા. ભિખ્ખુ અભિરામ કહેતા હતા, 'હિન્દમાં અને હિન્દ બહાર બુદ્ધની કોટિ કોટિ મૂર્તિઓ છે. પણ એ બધી યે એમની ભાવ-મૂર્તિ છે. ભક્ત શિલ્પીએ જે ભાવે ભગવાન તથાગતની કલ્પના કરી છે, એ રીતે પત્થર કોતરી તેની મૂર્તિ ઘડી છે. બુદ્ધની સાચેસાચી આકૃતિનો તેમને કોઇને ખ્યાલ જ નહોતો.'

મેં કહ્યું 'મને તો લાગે છે કે હતો. તમે જોયું તો ખરું હશે જ કે બુદ્ધની મૂર્તિઓ લગભગ બધી જ એક જ પ્રકારની છે. અલબત્ત સહેજ-સાજ ફેરફાર એમાં હોય છે, પણ બધામાં એક સાદૃશતા જ દેખાય છે, મોટામોટા કાન, માથે વાંકડિયા વાળ, હૃષ્ટપુષ્ટ દેહ— આટલું તો બધી યે મૂર્તિઓમાં જણાય છે. આનું શું કારણ? એમના પ્રાકૃતિક ચહેરા વિષે નક્કી શિલ્પિઓ જાણતા જ હતા. એમ ન હોત ને માત્ર કાલ્પનિક મૂર્તિ હોત તો આટલી સાદૃશ્યતા ન આવી શકત. એક વાસ્તવિક ખ્યાલ તો એમને હતો જ!'

પૂરેપૂરું મન દઇને મારી વાત સાંભળ્યા પછી ભિખ્ખુ અભિરામ થોડીવાર શાન્ત રહ્યા, અને પછી ધીરે ધીરે બોલ્યા, 'કોણ જાણે? બુદ્ધદેવ જીવત હતા ત્યારે તો એમની મૂર્તિ નહોતી ઘડાઈ. ત્યારે શિલ્પ-સ્થાપત્ય નહોતું જન્મ્યું. બુદ્ધ-મૂર્તિનો બહોળો પ્રચાર થયો ગુપ્ત યુગથી, ઈસ્વીસનના ચોથા સૈકાથી. અર્થાત બુદ્ધનિર્વાણ પછી લગભગ સાતસો વર્ષ પછી. આ સાતસો વર્ષ દરમ્યાન એમની આકૃતિ માણસ કઈ રીતે યાદ રાખી શક્યો? બૌદ્ધ શાસ્ત્રોમાં પણ એમના ચહેરાનું એવું કોઈ વર્ણન નથી કે જે પરથી તેમનું એક સ્પષ્ટ ચિત્ર આંકી શકાય. તમે જે સાદૃશતાની વાત કરો છો એ તો બનવા જોગ છે કે શિલ્પીની એક માન્યતા હોય. પ્રથમ એક કોઈક પ્રતિભાશાળી શિલ્પીએ એની ભાવ-મૂર્તિ કાઢી હશે ત્યાર બાદ યુગપરંપરાથી એ મૂર્તિનું અનુકરણ થયા કરે છે.' ભિખ્ખુએ એક ઊંડો નિશ્વાસ મૂક્યો, 'ના—એનો વાસ્તવિક ચહેરો માનવી ભૂલી ગયો છે. તુતનખ આમેન ને આમેન-હોતેપની શિલામૂર્તિઓ છે, પણ બોધિસત્ત્વના દિવ્ય દેહની પ્રતિમૂર્તિ નથી.'

હું બોલ્યો, 'હા, માનવીની સ્મૃતિ ઉપર જેનો કાંઈ દમ નથી તેઓ જ પત્થરમાં પોતાની પ્રતિમાઓ કોતરાવી રાખી જતા છે. પણ જે મહાપુરુષ છે તે તો માત્ર માનવીના હૃદયમાં જ અજર અમર થઇને રહે છે. આજ જ્યુઓનો ઈશુનો વાસ્તવિક ચહેરો કેવો હતો તેની કોઇને ખબર જ નથી.'

એ બોલ્યા, 'બરાબર છે. આથી જ કેટલાં [illegible] માનવી એમનો જન્મો જેવા [illegible] ને વાસ્તવિક પ્રતિમૂર્તિ-પ્રતિમાની ખબર પડત તો તેના શું કરત?



## પૃથ્વી પર જીવન કેમ પાંગર્યું [૧]

અબજો વર્ષ પહેલાં આ પૃથ્વી એક સળગતો તારો હતી. તે ઠરીને ધીમેધીમે તેનું બંધારણ ઘટ્ટ થતુ ગયું અને તે પછી તેના પર વાતાવરણ સરજાવા માંડ્યું. એ વાતાવરણની વરાળ ઠરતા તે પર પાણી ઉત્પન્ન થયુ, ને પછી એ પાણીમા પહેલવહેલી જીવસૃષ્ટિ આજથી આશરે ત્રણેક કરોડ વર્ષ પર અસ્તિત્વમા આવી એનો ધીમેધીમે જે ક્રમવિકાસ થતો ગયો તેના, એ જીવસૃષ્ટિના પ્રકાર ઉપરથી, વૈજ્ઞાનિકોએ જુદાજુદા યુગ પાડ્યા છે એ જીવસૃષ્ટિ સૌપ્રથમ છીછરા પાણીમા એક કોષવાળા છોડ ને જલ-જીવ રૂપે પ્રકટી વખત વીતતો ગયો તેમ વાદળી બનાવનારા જીવડા, જેલી ફિશ નામની પોચી માછલી, પરવાળાના જીવડાં અને ટ્રાઈલોબાઈટ તથા ગૅસ્ટ્રોપૉડ નામના શરીર બહાર હાડકાંનાં કઠણ કોટલાવાળા જીવ નેમા સરજાયા આ જીવ-સૃષ્ટિની સાથે વનસ્પતિ-સૃષ્ટિ પણ પાગરી દરિયાઈ ઘાસ, ઠૈયા વગેરે પાણીગાં થયા અને ઘોડાપુચ્છ જેવી વનસ્પતિ તથા શેવાળ વગેરે જમીનકિનારા આગળ પ્રગટવા લાગ્યા આ યુગને વૈજ્ઞાનિકોએ કૅમ્બ્રિયન અને ઑર્ડોવીશિયન યુગ કહ્યો છે.

તે પછી આવ્યો સિલુરિયન યુગ, જે આગરે ૧૮,૦૦૦,૦૦૦ વરસ ઉપર શરૂ થઈને ૩,૦૦૦,૦૦૦ વર્ષ સુધી ચાલ્યો હોવાનું કહેવાય છે એ યુગમા, ઉપલા યુગવાળી જીવસૃષ્ટિ વધારે મોટું અને વધારે સ્પષ્ટ સ્વરૂપ લેતી ગઈ. કરચલા, દરિયાઈ વીંછીની જાતના માછલા અને શાર્કના રૂપના મત્સ્યો પ્રકટતા ગયા અને વનસ્પતિમા પણ ફર્ન જેવા છોડ ઊગતા થયા

આ પડખેનુ ચિત્ર એ, તે પછીના, આશરે ૧૫,૦૦૦,૦૦૦ (દોઢ કરોડ) વરસ પરના ડેવોનિયન યુગનુ છે હવે સિલુરિયન યુગના માછલા કદ અને વિવિધતામા વધવા લાગ્યા અને તેમના પરના ભીંગડા તથા તેમના પૂછડાના ઘાટ બદલાવા લાગ્યા. એ ઉપરાત બખ્તર જેવા કોટલાવાળા અને દાતાળા જડબાવાળા મત્સ્યો પણ પ્રકટવા માંડ્યા પરવાળાના ને વાદળીના જીવડાં, સ્ટાર-ફિશ, સી-લિલી (દરિયાઇ કમળ) નામની માછલી, મૉલ્યુસ્ક્સ, સી-અર્ચિન વગેરે તો હતા જ, ને ઉત્તરોત્તર વધતા જતા હતા દરિયાઇ વનસ્પતિ પણ પ્રકાર અને પ્રમાણમા હવે વધવા લાગી હતી અને કિનારાની વનસ્પતિઓ પણ ફાલતી હતી એ બધાના ઘાટ-રૂપ કેવા હતા તે સામેના ચિત્રમાં બતાવવામા આવ્યું છે કરોડો વરસ પહેલા ખડકો ને કોલસાના થરોમા 'ફૉસિલ' રૂપે દટાઇ-દટાઇને તેમના જે આકાર છપાએલા મળી આવે છે તેના આધારે આ (ને હવે પછીના હપતાઓમાં આવનારી) આકૃતિઓ આલેખાઇ છે

(COURTESY WORLD OF WONDER)

'એક શિલાલેખ પરથી એક ભગ્ન-મંદિરમાંથી એક પત્થર ખસી પડેલો એની પાછલી બાજુએ આ લખાણ કોતરેલું હતુ' કહી એમણે કાગળની એક ચબરખી મને આપતા ઉત્તેજના-અવરુદ્ધ સ્વરે બોલવુ શરૂ કર્યું: 'જેતવનવિહારનો ધ્વંસ થયા બાદ ઘણુંકરીને એના જ પત્થરો દ્વારા આ મંદિર બંધાયુ હતુ આ મંદિર પણ પાચસો-છસો વર્ષનુ જૂનું હશે. અત્યારે એમાં કોઈ મૂર્તિ નથી. એક વિરાટ પીપળો અને અજગરની જેમ વીંટાઇને એના હાડપીંજરનો ભીંસીને ભૂકો કરી રહ્યો છે—પત્થરાઓ ખસી-ધસી પડે છે. એવા જ એક પત્થર પર આ લખાણ કોતરેલું હતું'

કાગળ એમની પાસેથી લઈ હું જોવા લાગ્યો. લગભગ દસથી અગિયારમી સદીની પ્રાકૃત ભાષામાં એ લખાણ લખેલું હતુ. ભિખ્ખુ તેની આબેહુબ નકલ કરીને લાવ્યા હતા. શિલાલેખની પ્રતિલિપિ વાચી તેનો અર્થ બેસાડતા મહેનત ન પડી એનો અર્થ આમ હતો

"હાય તથાગત! સદ્ધર્મ માટે આજ મહાભયકર દુર્દિનો આવ્યા છે જે જેતવન-વિહારમાં તેં તારી યુવાવસ્થાનાં પચીસ વર્ષ વીતાવેલા, તેની આજે કેવી-કેટલી શોચનીય દુર્દશા થઈ છે! ગૃહસ્થજનો આજે તારા શ્રમણોને ભિક્ષા નથી આપતા. રાજકુળો તારા વિહારો પ્રત્યે શ્રદ્ધાવિહીન બન્યા છે. પૃથ્વીના પટપરમાંથી પહેલાની જેમ વિનય-ધમ્મ-સુત્તના અધ્યયનને માટે જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ હવે અહીં નથી આવતા. તથાગતના ધર્મનો ગૌરવ-મહિમા લગભગ અસ્ત થયો છે.

ઉપરાત અત્યારે દારુણ ભય ઊભો થયો છે છેલ્લા થોડાક દિવસોથી ચારે દિશાઓમાથી લોકોમાં સંભળાય છે કે તુરક નામે એક અતિ જગલી જાતિએ આ દેશ પર આક્રમણ શરૂ કર્યું છે. એ લોકો વિધર્મી અને અતિશય નિષ્ઠુર છે ભિખ્ખુ શ્રમણને જોતાં જ નૃશંસભાવે હણી નાખે છે અને વિહાર સર્વાદિ લૂંટી લે છે.

"આ બધી લોકોક્તિ સાભળીને, અને તુરક લોકો દ્વારા હેરાન થઇને ભાગેલા કેટલાક મુમુર્ષુ શ્રમણોને જોઇ જેતવન વિહારના મહાથેર* બુદ્ધરક્ષિત અતિશય વિચલિત થયા. તુરક લોકો આ બાજુએ જ આવે છે નક્કી એ લોકો વિહાર પર હુમલો કરવાના જ વિહારવાસીઓ અહિંસાધર્મી હોવાથી શસ્ત્ર ચલાવવામા કુશળ નહોતા. વિહારમા અતિ અમૂલ્ય રત્ન-રત્નાદિ ભર્યા હતાં; ને સહુથી અમૂલ્ય રત્ન હતુ, ગોશીર્ષ ચદનકાષ્ટ નિર્મિત બુદ્ધમૂર્તિ,—જે ભગવાન તથાગત જીવતા હતા ત્યારે પ્રસેનજિતે તૈયાર કરાવી હતી તુરક લોકોના આક્રમણથી આ બધાને કોણ બચાવશે?

મહાથેર બુદ્ધરક્ષિતે ત્રણ દિવસ દિવા-રાત્રી વિચારીને આખરે એક ઉપાય વિચાર્યો—શોધ્યો. આવતી અમાવાસ્યાની મધ્ય રાત્રિએ દસ શ્રમણોએ વિહારમાંના અમૂલ્ય ગ્રંથો, રત્ન-રત્નાદિ સાથે ભગવાન બુદ્ધની ચદનમૂર્તિ ઉપાડી પરથાન કરી દેવું. વિહારથી વીસ

* થેર—સ્થવિર, વડિલ, સંઘપતિ

જોજન ઉત્તરમાં, હિમાલયના ઉપરના ભાગમાંથી વહેતી ઉપલા નદીના મૂળ પાસે એક દૈત્યનિર્મિત પાષાણુ-સ્તંભ છે. એ ગગનચુંબી સ્તંભના ઉપરના ભાગમાં એક ગુપ્ત ભોંયરું છે—કહેવાય છે કે અસુરદેશના દૈત્યગણોએ દેવપ્રિય ધર્મી અશોકના સમયમાં હિમાલયના સ્પર્શશીલ જંઘાપ્રદેશ પર આ સ્તંભ ઊભો કરેલો. શ્રમણોએ ચંદન-મૂર્તિ અને બીજી અમૂલ્ય વસ્તુઓ લાવી એ ગુપ્ત સ્થાને સાચવવાની હતી અને તુરંત આક્રમણના ચાલ્યા ગયા બાદ ફરી એને મૂળ સ્થાને મૂકી દેવાની હતી.

ને તુરકોના આક્રમણે વિહાર નાશ પામે, તો વિહારવાસીઓ મૃત્યુના મોમાં હોમાયાં થઈ જાય. એ આશંકાએ, મહાથેરની આજ્ઞા મુજબ, ભાવિ જનોની જાણ માટે, આજે કૃષ્ણ ત્રયોદશીને દિને આ લિપિ કોતરવામાં આવી છે. ભગવાન બુદ્ધની ઇચ્છા પૂર્ણ થાઓ.”

અહીંથી જ એ શિલાલેખ પૂરો થતો હતો. એ વાંચતાંવાંચતાં મારું મન પણ ભૂતકાળમાં ભમવા લાગ્યું. આઠસો વર્ષ પૂર્વેના જેતવન-વિહારના શાન્ત સૌમ્ય ભિખ્ખુઓની આફતના ભયથી ત્રસ્ત વિહ્વળતા અસ્પષ્ટપણે હું નજર સમક્ષ નિહાળી શકતો હતો. વિચક્ષણ પ્રવીણ મહાસ્થવિર બુદ્ધરક્ષિતનું ગંભીર દુઃખપૂર્ણ મો, આંખો સામે તરવરતું હતું. હિન્દુસ્તાનના ભાગ્યપલટાની એક ઐતિહાસિક પળ એ લેખની મદદથી હું થોડીક વાર માટે ચલચિત્રની જેમ નજરોનજર નિહાળી શક્યો. દેશવ્યાપી ભયંકર ભયવિહ્વળતા! શાન્તિપ્રેમી નિર્વીર્ય જાતિ ઉપરનું અત્યંત દુર્દમનીય વિદેશીઓનું ઓચિંતું આક્રમણ! “તુરક! તુરક! એ તુરક આવે છે!” ભયભીત કંઠે એકીસાથે હજારોનો એવો આર્તનાદ મારા કાનમાં ગુંજવા લાગ્યો.

ત્યાર બાદ મનની—કલ્પનાની આંખો પાસેથી એ દૃશ્ય દૂર થયું. મેં સામે જોયું. જોયું તો ભિખ્ખુ અભિરામની આંખોમાં હતો ક્ષુધિત ઉલ્લાસ! એક ઊંડો નિશ્વાસ મૂકી મેં કહ્યું, 'મહાસ્થવિર બુદ્ધરક્ષિતનો હેતુ સફળ થયો છે, પણ કેટલો મોડો!'

ને એ પ્રદીપ્ત સ્વરે બોલી ઊઠ્યા, 'ભલેને મોડો, છતાં હજુ યે વખત વીતી નથી ગયો. હું જઈશ, વિભૂતિબાબુ, અસુરનિર્મિત એ પાષાણુસ્તંભ હું શોધી કાઢીશ. થોડીક માહિતી મેળવી પણ શક્યો છું. ઉપલા નદીનું આધુનિક નામ જાણી શક્યો છું. વિભૂતિબાબુ, દોઢ હજાર વર્ષ પૂર્વે ચીની યાત્રાળુઓ ઠેઠ કોરિયાથી રખડતા રઝળતા, રસ્તો શોધતા, ગોબીનું રણ વટાવી, ઓળંગતો આકરો એવો હિમાલય ઓળંગી, અહીં હિન્દુસ્તાન આવતા હતા. શા માટે? માત્ર તથાગત બુદ્ધની જન્મભૂમિ જોવા ખાતર. અને અહીં વીસ જોજનની અંદર જ ભગવાન બુદ્ધની સ્વરૂપ-મૂર્તિ છે, એમ જાણવા છતાં આપણે એ શોધી નહિ શકીએ શું?'

'નક્કી શોધી શકાશું.' મેં કહ્યું

ને ભિખ્ખુ એમની વીજ શી ચમકતી—સળગતી આંખો મારી સામે ફેરવી એક પ્રચંડ પ્રશ્ન પૂછી બેઠા: 'વિભૂતિબાબુ, તમે મારી સાથે આવશોને?'

પળવાર માટે હું અવાક્ થઈ ગયો. હું જઈશ? કામકાજ મૂકીને દોડીને પહાડોને જંગલોમાં આ માયા-મૃગની શોધમાં હું ક્યાં જઈશ?

ભિખ્ખુ ધડકતા અવાજે બોલ્યા, 'આઠસો વર્ષ દરમ્યાન એ દિવ્ય મૂર્તિ કોઈએ જોઈ નથી. ભગવાન શાક્યસિંહ આજે આઠ શતાબ્દી થયાં એ સ્તંભશીર્ષમાં આપણી જ રાહ જોઈ રહ્યા છે. તમે નહિ આવો શું?'

ભિખ્ખુની વાતોમાં શું હશે તેની ખબર નથી, પણ એની મજ્જાગત બહિર વિમુખતા અને બંગાળીસુલભ 'ઘર પ્રત્યેનું આકર્ષણ' સિતારના ઉચ્ચ સપ્તકના તારની જેમ સૂરના અસહ્ય ધબકારે જાણે તૂટી ગયા. મેં વિવશ થઈ એમનો હાથ દાબીને પકડતાં કહ્યું, 'હું આવીશ.'

આ આખ્યાયિકા જો અમારી હિમાલય પરની ચડાઈની રોમાંચક વાર્તા હોત તો અનેક વિચિત્ર બનાવો વર્ણવી વાચકને ચમકાવી દઈ શકત પણ આ વાર્તાની નાનકડી મર્યાદામાં બીજી વાતો માટે સ્થાન નથી. દૈત્ય-નિર્મિત સ્તંભની શોધનું જ વર્ણન કરી હું નિવૃત્તિ લઈશ,—અહીં મારે અટકવું પડશે

કલકત્તાથી પ્રવાસ શરૂ કર્યાં બાદ બે અઠવાડિયા પછીના એક દિવસે બપોર પછી અમે જે નાનકડા ગામમાં પહોંચ્યા એ માનવ-લોકાલયથી એટલે દૂર ને એવી વિચિત્ર રીતે વસેલું હતું કે હિમાલયની ગોદમાં બાંધેલા ગરુડ પંખીના માળા જેવું એ દેખાતું હતું. તેમ છતાં હજુ અમે બરફવાળા પ્રદેશોમાં નહોતા પહોંચ્યા. પણ સામે જ તુષારશુભ્ર હિમાલય આસમાન અને દિશાઓ આવરતો પડ્યો હતો. આજુબાજુ ને પાછળ ચારે તરફ ઉઘાડા પહાડો, ને પગ તળે પહાડી કાંકરા અને શિલાઓના ટુકડા. આ શિલાછાએલી કઠણ ભૂમિ ચીરીને પાતળી પરમાર શી ઉપલા નદી વેગથી નીચાણ તરફ ધસી જતી હતી. આકાશમાં—પવનમાં એક ગાઢ પ્રકારની શીતળતા હતી.

અમે ત્રણ જણ હતા: હું, ભિખ્ખુ અભિરામ અને એક બુઢિયો ભોમિયો. ગામની નજીક આવતાં જ ગામનાં બધાં સ્ત્રી-પુરુષો ને બાળબાળાઓ અમને ઘેરી વળ્યાં. બહારની દુનિયાનાં માણસો ત્યાં કદી ન આવતાં. તેઓ એમની સુગોળ આંખો ફાડીફાડીને અમારું નિરીક્ષણ કરવા લાગ્યા.

મો પરથી લાગ્યું કે તેઓ લેપ્ચા યાને ભુતાની હશે. આર્ય લોહીનું સંમિશ્રણ પણ સામાન્ય હશે. એકાદ-બેનાં તલવારની ધાર જેવા તીણાં અણિયાળાં નાક પણ દેખાયાં.

આ જાતના અણિયાળા નાકવાળો એક પ્રૌઢ પુરુષ અમારી પાસે આવી એની ભાષામાં કંઈક બોલ્યો. અમે એ સમજી ન શક્યા, પણ અમારા ભુતાની ભોમિયાએ અમને સમજાવ્યું કે તે આ ગામનો મુખી હતો, ને અમે શા માટે અહીં આવ્યા છીએ તે જાણવા માગતો હતો.

અમે સરળ ભાવે અમારો ઉદ્દેશ એમને જણાવ્યો. એ સાંભળી એની આંખમાં પ્રથમ વિસ્મય અને પછી પ્રબળ કુતૂહલ તરવરી ઊઠ્યું ને એ અમને આમંત્રણ આપી ગામમાં લઈ ગયો.

સરઘસ કાઢી અમે આગળ ચાલ્યા. આગળ મુખી, એની પાછળ અમે ત્રણજણ અને અમારી પાછળ ગામનાં આબાલવૃદ્ધ નરનારી.

એક ઝૂંપડીમાં લઈ જઈ મુખીએ અમને બેસાડ્યા, ને અમને થાક્યા-પાક્યા ને ભૂખ્યા જોઈ ફળ-ફૂલ વગેરે ભોજનસામગ્રી પીરસી અમારો આતિથ્યસત્કાર કર્યો. એ પછી તૃપ્ત થઈને અને આરામ લઈને અમે અમારા બુઢિયા મારફત વાતો શરૂ કરી. સૂર્ય ત્યારે પહાડની પાછળ જઈને સંતાયો હતો ને હિમાલયની લાંબી સંધ્યાએ નિર્મળ પવનની લહેરખી સાથે અણજાણપણે જાણે કુમકુમવૃષ્ટિ આરંભી દીધી.

મુખીએ કહ્યું, 'અહીંથી ચાર કોસ દૂર ઉત્તરમાં ઉપલા નદીનો ધોધ છે. એ ધોધમાંથી જ આ નદી શરૂ થાય છે. એ સ્થળ અતિશય દુર્ગમ અને દુરારોહ છે. ઉપલાને સામે પાર, બરાબર ધોધના મુખની ઉપર જ સ્તંભ જેવું એક ગિરિશિખર છે. બુદ્ધ-સ્તંભને નામે એ વિખ્યાત છે. ગામજનો દર પૂર્ણિમાએ રાત્રે એ બુદ્ધ-સ્તંભને ઉદ્દેશીને પૂજા કરે છે. પણ એ સ્થળને દુરધિગમ્ય ગણી કોઈ ત્યાં જતું નથી. ગામ પાસે થઈને વહેતી ઉપલા નદીના ધોધમાં પૂજા-ભૂજાપો વહાવી દે છે.'

ભિખ્ખુ અભિરામે પૂછ્યું, 'ઉપલા પાર કરી સ્તંભની પાસે જવાનો રસ્તો ક્યાં છે?' મુખીએ માથું હલાવી કહ્યું, 'રસ્તો તો છે, પણ



ભિખ્ખુ અભિરામે અમારી ના સાંભળી નહિ. એ એકલા પેલા જીર્ણ-જર્જરિત પૂલ પર થઇ સામે પાર ગયા.

એ એટલો તો ભયાનક છે કે એ રસ્તે જવાની કોઇ હિંમત કરી શકતુ નથી. કુપલાના ધોધની નીચે જ એક અતિશય જૂનો લોઢાની સાંકળનો ઝૂલો યાને ઝૂલતો પુલ બેઉ પારને જોડતો ઊભો છે; પણ તે કાળે કરીને એટલો જીર્ણ બની ગયો છે કે એની ઉપર થઇને માણસ જઈ શકે તેમ નથી. છતા એ જ એકમાત્ર રસ્તો છે '

અમે અમારા ધારેલા સ્થળે પહોચ્યા હતા તેમા શકા નહોતી છતાં વધુ ખાત્રી કરવા મુખીને પૂછયુ, 'એ સ્તંભમા શુ છે એ કોઈ જાણે છે ખરૂ?' મુખીએ જવાબ આપ્યો, 'એમા શું છે એ તો કોઇએ જોયુ નથી, પણ સ્મરણાતીત કાળથી એમ મનાતુ આવ્યુ છે કે સ્વય બુદ્ધદેવ એમા સશરીરે વિરાજી રહ્યા છે, ને એમના શરીરમાથી નિરન્તર ચન્દનની સૌરભ વહ્યા કરે છે! પાચ હજાર વર્ષ પછી તેઓ ફરીથી મૈત્રેય રૂપ ધરી અહીંથી જ પ્રગટ થશે '

ચળકતી ને ચમકતી, આતુર ને અધિર આંખે મારા તરફ જોઇ ભિખ્ખુ બોલી ઊઠયા, 'બુદ્ધદેવ સશરીરે એ સ્તંભમાં વિરાજે છે, એમના શરીરમાથી ચન્દનની સૌરભ વહે છે. માન્યતાનું કારણ સમજી શકે છે ને? જે શ્રમણો બુદ્ધમૂર્તિ અહીં લાવ્યા હતા તેઓ, સભવ છે કે, અહીંથી પાછા નહિ ફરી શકયા હોય—આ ગામમાં જ રહી વસી ગયા હોય ''......

પણ ભિખ્ખુનો બોલ પૂરો ન થઇ શકયો એ જ વખતે અમારી ઝૂંપડી ઓચિન્તી એક જબ્બર ગડ્ડા પ્રચડ ધક્કો ખાઇ ધ્રુજી ઊઠી અમે નીચે ભોય પર બેઠા હતા. અમારી નીચેની ધરતી અને એની અંદરની ધરતી પણ ધ્રુજી ઊઠી. ને અમે પણ ઝટપટ ઊઠીને ઊભા થઈ ગયા—'ધરતીકપ!'

અમે ઊઠીને ઊભા થઈ ગયા હતા મુખી નચિંતપણે ઝૂંપડીમા નીચે બેઠો રહ્યો હતો અમને ગભરાએલા જોઇ એણે હસતાહસતા જણાવ્યું કે 'ડરવા જેવું કઈ જ નથી આવો ધરતીકપ તો અહીં રોજ પાચ-છ વાર થાય છે, આ દેશનુ નામ જ ધરતીકપની જનમભોમ છે.'

અમે અવાક્ થઈ એની સામે જોઇ રહ્યા. ધરતીકપની જનમભોમ' આવી વાત તો કયારેય નથી સાંભળી તેમ છતાં ત્યારેયે જાણ્યુ નહોતો કે કેવા મહા તેજસ્વી સતાનને જન્મ આપવાની એ તૈયારી હતી

પરતુ ભિખ્ખુ અભિરામ ઉત્તેજિત સ્વરે બોલી ઊઠયા, 'બરાબર! બરાબર'' શિલાલેખમા આ વાતનો પણ ઉલ્લેખ છે, તમને યાદ નથી?'

શિલાલેખમા ધરતીકપનો ઉલ્લેખ કયે ઠેકાણે હતો તે યાદ ન આવ્યુ, એટલે ભિખ્ખુ ઝોળામાથી શિલાલેખની અનુલિપિ બહાર કાઢી ઉલ્લાસિત કંઠે બોલ્યા, 'હવે શંકા નથી, વિભુતિબાબુ; આપણે બરાબર જગ્યાએ આવી પહોચ્યા છીએ. આ સાંભળો.' આમ કહી એમણે મૂળ પ્રાકૃત ભાષામા શિલાલેખનો એ ભાગ વાચી સમજાવ્યો: ''જે કહેવાય છે તે—અસુરદેશીય દૈત્યગણોએ દેવપ્રિય ધર્મઅશોકના સમયમા, હિમાલયના સ્પન્દનશીલ જઘાપ્રદેશ પર આ સ્તભ ઊભો કરેલો.'

યાદ આવી ગયુ 'સ્પન્દનશીલ જંઘા પ્રદેશ'ની વાતને મેં નિરર્થકનો વાક્યાડમ્બર માનેલો. એની અદર ધરતીકંપ તરફ લક્ષ ખેંચવામા આવેલુ તે મેં વિચાર્યું જ નહોતુ. મેં કહ્યુ, 'હા, તમે બરાબર કહો છો આ વાતનું બરાબર સમજ્યો જ નહોતો અહીં પણ શિલાજની જેમ ધરતીકપનું રાજ્ય—'

એ જ વખતે મુખી તરફ મારી નજર ગઈ એ ઓચિન્તો ગજબનો ઉત્તેજિત બનેલો દેખાયો. એની નાનકડી સ્થિર આંખો જળહળાટ કરી જાણે જલતી હતી, બેઉ હોઠ જાણે કંઈક બોલવા તલપી રહ્યા હોય તેમ ઉઘાડ-બીડ થઈ રહ્યા હતા. ત્યાર બાદ એ અમને આંજી નાખે એવી શુદ્ધ પ્રાકૃત ભાષામાં બોલી ઊઠ્યો: 'શ્રવણ કરો, સૂર્ય જ્યારે ઉત્તરાષાઢા નક્ષત્રના બીજા પગલામાં પદાર્પણ કરશે ત્યારે બુદ્ધસ્તંભની તડમાંથી સૂર્યપ્રકાશ તેમાં પ્રવેશ કરી તથાગતના દિવ્ય દેહને પ્રકાશિત કરશે, ને મંત્રબળે સ્તંભનું દ્વાર ખુલી જશે. ઉપરાઉપરી ત્રણ દિવસ આમ થશે ત્યાર બાદ એક વરસને માટે એ દ્વાર ફરીને દેવાઈ જશે. માટે હે ભક્ત શ્રમણ, જો બુદ્ધના અલૌકિક દિવ્ય દેહનાં, એની મૂર્તિના દર્શન કરી તારે નિર્વાણપથ સુગમ કરવો હોય તો આટલી વાત યાદ રાખજે.' એક જ શ્વાસે આટલું બોલી મુખી હાંફવા લાગ્યો.

અત્યંત વિસ્મયથી ભિખ્ખુએ પૂછ્યું, તમે-તમે પ્રાકૃત જાણો છો ?

મુખી એ સમજી ન શક્યો હોય તેમ માથું હલાવ્યું.

અમે ભુતાની ભોમિયાની મદદ લીધી. એ દુભાષિયા દ્વારા મુખીએ અમને કહ્યું કે આ એમનો કુળ-મંત્ર છે અને વંશપરંપરાથી એમને સહુને આ મંત્ર ગોખવો પડે છે, છતાં મંત્રનો અર્થ શો છે એ એમને ખબર નથી આજે ભિખ્ખુને એ ભાષામાં બોલતા જોઈ ઉત્તેજિત બની તે એ બોલી ગયો છે.

અમે પરસ્પર એકબીજાના મો તરફ જોઈ રહ્યા.

ભિખ્ખુએ મુખીને કહ્યું, 'તમારો મંત્ર ફરીવાર બોલો જોઈએ ?'

મુખી ફરીથી ધીરેધીરે એ મંત્ર બોલી ગયો બધી વાત સમજાઈ ગઈ. એ મંત્ર નહોતો, પણ બુદ્ધસ્તંભમાં પ્રવેશ કરવાનું સૂચન હતું વર્ષમાં ત્રણ દિવસ સૂર્યપ્રકાશનો ઉત્તાપ તડમાં થઈને સ્તંભમાં પ્રવેશી, સંભવ છે કે, કોઈ યંત્રને તપાવતો હોય, ને પરિણામે બંધ દ્વાર ખુલી જતું હોય પ્રાચીન મિસર અને આસીરિયામાં આ રીતે યંત્રની સહાયથી મંદિરદ્વાર ઉઘાડી એના ચતુર પુજારીઓ અનેક જાદુ દેખાડતા એવું પુસ્તકોમાં વાંચેલું તે યાદ આવ્યું આ સ્તંભના નિર્માતા અસુર-અર્થાત આસીરિયાના શિલ્પી એટલે અનુરૂપ યંત્રોદ્વારા એવી ગોઠવણ અશક્ય નહોતી જે શ્રમણો બુદ્ધ મૂર્તિ લઈ અહીં આવેલા તેઓ નક્કી આ રહસ્ય જાણતા હોવા જોઈએ, અને પાછળથી ભવિષ્યના વંશ આ ભૂલી ન જાય એ માટે જ તેઓ આ મંત્ર રચી ગયા હશે.

પણ મુખીએ આ મંત્ર ક્યાંથી જાણ્યો ?

એનો ચહેરો અમે નિહાળીનિહાળીને જોયો ચહેરો મુખ્યત્વે મોંગોલિયન જેવો હોવા છતાં નાક, ભ્રમર ને હડપચીમાં આર્ય લક્ષણ પણ દેખાતાં હતાં. શ્રમણ-ગણ પાછા નહિ ફર્યા હોય, પણ તેમાંનો કોઈ પદચ્યુત થયો હશે. આ મુખી તે એ પદચ્યુત શ્રમણના વંશનો આધુનિક પુરુષ હશે વડવાઓનો ઇતિહાસ બધો ભૂલી ગયો છે, માત્ર ખાલીખમ્મ માદળિયાની જેમ આ કુળમંત્ર એણે મોઢે કરીને રાખ્યો છે.

આશ્ચર્ય ઓછું થતાં યાદ આવ્યું' દર વર્ષે ત્રણ દિવસ માટે જ સ્તંભનું દ્વાર ઉઘાડું રહે છે, એ પછી બંધ 'થઈ જાય છે. એ ત્રણ દિવસ ક્યા ? ક્યાં સુધી દ્વાર ખુલવાની રાહ જોતા બેઠા રહેવું પડશે ?

'ઉત્તર-આષાઢ નક્ષત્રના બીજા પગમાં સૂર્ય ક્યારે પદાર્પણ કરશે?' મેં ભિખ્ખુને પૂછ્યું

ભિખ્ખુએ ઝોળામાંથી પંચાંગ બહાર કાઢ્યું લગભગ પંદર મિનિટ સુધી ઊંડી તન્મયતાપૂર્વક પંચાંગ જોઈ એમણે ઊંચે જોયું. જોયું તો તેમના હોઠ કંપતા હતા, ને આંખો આંસુએ ભરી હતી એ બોલ્યા, 'કાલે મહા શુદ એકમ, સૂર્ય ઉત્તરાષાઢા નક્ષત્રના બીજા પગમાં પદાર્પણ કરશે. કેવો અલૌકિક અકસ્માત ! જો ત્રણ જ દિવસ મોડા પડત તો—' એમનો સાદ ધ્રૂજવા લાગ્યો: રૂંધાએલા અસ્ફુટ સાદે એ બોલ્યા: 'તથાગત !'

કેવી સર્વભક્ષી આકાંક્ષા પરિપૂર્ણતાને ઉદ્દેશે પગથીએ આવી રાહ જોતી હતી તે વિચારી મારા શરીરમાં પણ ઝણઝણાટી ઊઠી. હું મનોમન બોલ્યો, 'ભગવાન તથાગત ! તમારા ભિખ્ખુની મનોકામના અફળ ન કરજો.'

૪

બીજે દિવસે સવારે અમે સ્તંભ તરફ આગેકદમ કર્યાં મુખી પણ આપમેળે અમારી સાથે જ ચાલ્યો.

ગામની સીમા છોડી પહાડ પર કેડીએ કેડીએ અમે ચડવા લાગ્યા. ઠેકઠેકાણે ચઢાણ એટલું આકરું આવતું કે ચોપગાની જેમ હાથપગનો ઉપયોગ કરી માંડમાંડ ઉપર ચડી શકાતું ડગલે ને પગલે પગ લપસી જઈ નીચે ગબડી જવાનો ભય હતો.

ભિખ્ખુના મોમાં વાતો નહોતી. એના દુબળા-પાતળા શરીરમાં શક્તિની જાણે સીમા નહોતી. સૌથી આગળ એ ચાલતા હતા. અમે સૌ એમની પાછળ જેમતેમ ચાલતા હતા અદમ્ય ઉત્સાહ રૂપી દોરડાથી એ જાણે અમને ખેંચી જતા હતા.

છતાં રસ્તામાં બે વાર થાક ખાવો પડ્યો અમારી સાથે એક બાઇનોક્યૂલર હતું એની મદદથી અમે ચારે તરફ નજર નાખી નિહાળવા લાગ્યા બહુ નીચે પૂરું ગામ બાળકોની રમતના ઘર જેવું દેખાતું હતું અને ચારે બાજુ દેખાતા હતા નિર્જીવ અને એકાકી પહાડો

આખરે, પાંચ કલાકથી વધુ સમય સુધી હાડકાં-પાંસળાં ખોખરાં કરી નાખે એવું આકરું ચઢાણ ચડી અમે અમારા ઇચ્છિત સ્થાને પહોંચ્યા. એ પહેલાં થોડી વારથી જ અમારા કાનમાં એક દબાએલો ધમ્મ્ . ધમ્મ્ . . અવાજ અથડાતો હતો ઘણું દૂર જાણે કોઇ દુન્દુભી વગાડતું હતું મુખીએ કહ્યું, 'આ સંભળાય છે એ જ ઉપલા નદીનો ધોધ-નાદ.'

ધોધને કિનારે જઈને ઊભા રહ્યા ત્યારે સામેના એક અપરૂપ-અજબ એવા સુન્દર દૃશ્યે પળવાર માટે અમને સ્તબ્ધ કરી દીધા. અમે જ્યાં આવીને ઊભા રહ્યા હતા ત્યાંથી લગભગ પચાસ હાથ ઊંચે એક અતિ સાંકડા એવા મુખમાંથી ઉપલાનાં ઘુઘવાટા કરતાં ફીણાળાં નીર ઉગ્ર આવેગે નીચે ધસતાં હતાં, ને પછી રામધનુની જેમ વાંકી રેખામાં બસો હાથ નીચે પડી ઉછૃંખલ ઉન્માદે મોટી-મોટી ઘુમરીઓ સર્જી વહી જતાં હતાં ઉકળતી કડાઈમાંથી જેમ વરાળ નીકળે છે તે રીતે જ શિલાઓ સાથે અથડાઈને એના જળ-સીકરો અમારા મો સાથે ભટકાતા હતા.

અહીં બન્ને કાંઠા વચ્ચેની ખાઈ લગભગ પચાસ વાર પહોળી હતી એમ લાગતું હતું, જાણે આ સ્થળે ફાટીને પહાડે અવરોધાએલ ઉપલાને બહાર જવાનો માર્ગ મોકળો કરી આપ્યો છે પાર કરવી મુશ્કેલ એવી એ ખાઇને પેલે પાર જવા, ઘણા યુગ પહેલા નિર્બળ માનવોએ જે ક્ષીણ પુલ બાંધેલો તે જોતા તો ભય જ લાગે લોઢાની બે સાંકળ-એક ઉપર અને એક નીચે-સમાન્તર ભાવે આ કાંઠાથી પેલા કાંઠા સુધી ચાલી જતી હતી. આ હતો પુલ. ગર્જના કરતા વિરાટ ધોધની સામે એ પાતળી, કાટથી ખવાઈ ગએલા જેવી બે સાંકળ જોઈ એવું લાગતું, જાણે કરોળિયાની જાળ કરતા યે એ વધુ નબળી છે, જરાક જોરથી હવા ફૂંકાતાં પણ તૂટીને ટુકડા થઈ જશે.

પરંતુ સામા કાંઠાની વાત હજુ નથી કહી. સામા કાંઠાનું પ્રાકૃતિક દૃશ્ય અહીંથી સાવ જુદું જ હતું. એ મૂળગત વિભિન્નતાને અંગે જ

કદાચ પ્રકૃતિદેવીએ એને જુદો કરી દીધો હશે. સામે કાંઠે નજર પડતાં જ ઓચિન્તું મનમા થતુ કે જાણે આરસપહાણના અગણિત ગુમ્બજે એ સ્થળ ભર્યુંભર્યું હતુ નાના, મોટા ને મધ્યમ કદના વર્તુળાકાર શ્વેત પત્થરની ટેકરીઓ. જેટલે દૂર દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી ચારે બાજુ વેરાએલી દેખાતી હતી જેમણે સારનાથના ધામેક સ્તૂપો જોયા હશે તેઓ આથી થોડીક કલ્પના કરી શકશે. પ્રકૃતિ સર્જ્યાં આ સ્તૂપોને પાછળ મૂકી, ઊંડી ખાઈના બરોબર કાંઠા ઉપર જ, એક સુડોળ સુન્દર સ્તંભ મિનારાની જમ સીધો ઊંચો ઊભો હતો. બીજા પહોરના સૂર્યકિરણો વડે એનાં પાષાણી ગાત્ર ઝગમગતાં હતા જોઈને શંકા ઉપજતી મયદાનવની જેમ કોઈ માયા-શિલ્પી જ અતિ યત્ને આ આભ અડતો દેવ-સ્તંભ નિર્માણ કરી ત્યા મૂકી ગયો હશે એમ લાગતુ હતુ

પૃથ્વીના શૈશવકાળે પ્રકૃતિ જ્યારે પોતાના મન મુજબનું ક્રીડાંગણ સર્જતી, એ સમયે જ કદાચ આનુ સર્જન થયું હશે. કદાચ માનવ-શિલ્પીનો યે આમા થોડોક હાથ હોય બાઇનોક્યૂલર આંખે માંડી બરાબર જોયુ, પણ એના બાહ્ય દેખાવ પરથી તો ક્યાય માનવ શિલ્પીનો હાથ દેખાયો નહિ. સ્તંભ નક્કર છે કે પોલો એ પણ બહારથી કોઇ રીતે સમજાય એવું નહોતું. ફક્ત એના ઉપરના ભાગમા એક નાનકડી તડ દેખાઈ. તડ ચોરસ હતી, લબાઈ-પહોળાઈ એક એક હાથથી વધુ નહિ હોય. સૂર્યકિરણો એમા થઈને જ કદાચ અંદર પ્રવેશતાં હશે. મનમાં જણાવેલુ દ્વાર કદાચ એ જ હશે !

હુ લીન બની એ દૃશ્ય નિહાળી રહ્યો હતો, તેવામાં પાસે નજર પડતા જોયું તો ભિખ્ખુ ધરતી પર સાષ્ટાંગ લળી બુદ્ધ-સ્તંભને પ્રણામ કરી રહ્યા હતા.

. . . . .

ભિખ્ખુ અભિરામે અમારી ના સાંભળી નહિ. એ એકલા જ પેલા જીર્ણ-જર્જરિત પૂલ પર થઈ સામે પાર ગયા અમે ત્રણ આ બાજુઆ કાંઠે રહ્યા. ડગલે ડગલે ભય લાગતો હતો કે હમણા પેલી જરાજીર્ણ સાંકળ તૂટી પડશે, પરંતુ ભિખ્ખુનુ શરીર ખૂબ દૂબળુ-પાતળુ ને હળવું હતુ. સાંકળ તૂટી નહિ.

સામે પાર પહોંચી હાથ હલાવી ભિખ્ખુએ અમને પોતાની સલામતી જણાવી, ને પછી એ સ્તંભ તરફ ચાલ્યા. સ્તંભને એક વાર પ્રદક્ષિણા કરી, ફરીથી હાથ ઊંચો કરી મોટેથી એ કંઈક બોલ્યા, પણ ધોધની ગર્જનામાં કંઈ સંભળાયુ નહિ પણ અમને લાગ્યુ કે તેઓ સ્તંભનુ દ્વાર ઉઘડેલુ જોઈ શક્યા હશે

ત્યાર બાદ તેઓ સ્તંભની અંદર ચાલ્યા ગયા પછી અમે તેમને જોઈ ન શક્યા. આંખે બાઇનોક્યૂલર માંડીને બેઠા રહ્યા. ને મનની આંખે કલ્પનાની પાંખે ચડી અમે જોવા લાગ્યા ભિખ્ખુ અંધારામા ગોળ દાદરાના પગથિયાં ચડતા ઉપર આવતા હતા અને કંપતા અસ્પષ્ટ સાદે બોલતા હતા—તથાગત, તમસો મા જ્યોતિર્ગમય . .

પેલી ગોશીર્ષ ચંદનકાષ્ટની મૂર્તિ શુ હજુ યે હશે ? ભિખ્ખુ એ જોઈ શકશે ? હુ એ જોઈ ન શક્યો, પણ એ માટે મને ક્ષોભ નથી જો એ મૂર્તિ હશે તો ભવિષ્યમાં બીજાઓ આવી એનો ઉદ્ધાર કરી શકશે ને દેશ આખો મહા-આનંદના એક અજબ ગુંજારવે ગુંજી ઊઠશે.



આમ લગભગ દસેક મિનિટ વીતી

ત્યાર બાદ બધુ પલટાઈ ગયું હિમાલય જાણે ઓચિન્તો પાગલ બની ઊઠ્યો ધરતી ધ્રૂજવા લાગી, પહાડો કંપવા લાગ્યા અને ટેકરીઓ ને ભેખડો પરથી પત્થરો અને માટી નીચે ઢળવા લાગ્યા ધરતીમાંથી એક રૂંધાએલી કરોડો મરણાહત દૈત્યના આર્તનાદની જેમ બહાર આવતી સંભળાવા લાગી. જીર્ણ સાંકળનો ઝૂલતો પૂલ તૂટીને ચાબૂકની જેમ એક કાંઠે વીંઝાઈ રહ્યો.

પ્રથમ માધના એ ધરતીકંપનુ વર્ણન વધુ નહિ કરુ ફક્ત એટલું જ જણાવીશ કે હિન્દુસ્તાનની આ સપાટ ધરતી પર જેમણે ધરતીકંપો જોયા છે તેઓ 'ધરતીકંપની જન્મભોમ'ના એ ધરતીકંપની કલ્પના પણ નહિ કરી શકે.

અમે કેમ ન મર્યા એની ખબર નથી. પણ લાંબુ આયખુ હશે એટલે જ બચી ગયા હોઈશુ એમ લાગે છે પત્થરો, માટી ને ત્યાનુ વાતાવરણ આખું નૃત્યોન્માદિત બન્યું હતું, ત્યારે અમે ત્યા માટી ઉપર જ ટૂંટિયા વાળીને પડ્યા હતા. અમારી સામેનો બુદ્ધ-સ્તંભ હવાઈતોફાનમાં સપડાએલા જહાજના ભૂંગળાની જેમ ડોલતો હતો ને અમે વિચાર વિનાના, જડવત્ જેવા એની સામે જોઈ રહ્યા હતા

મન ઉપર ઓચિન્તુ ચિન્તાનુ એક વાદળ આવી ગયુ—ભિખ્ખુ ! ભિખ્ખુનું શુ થશે ?

ધરતીકંપનો વેગ જરા ઓછો થયો; એ અટકી ગયો હોય એમ લાગ્યુ બાઇનોક્યુલર મારા હાથમા જ હતુ ઉપાડીને આંખે મૂક્યુ પલાયન કરવાની મહેનત નકામી હતી, એથી એ મહેનત જ ન કરી.

ફરીથી બમણા વેગે ધરતીકંપ શરૂ થયો. જાણે ક્ષણિક શિથિલતા માટે અનુતપ્ત થઇને એ સો ગણો ભયંકર બન્યો હતો લાગ્યુ કે આ વખતે પૃથ્વીનો નાશ કર્યા વિના નહિ જ રહે.

પણ ભિખ્ખુ ?

અત્યાર સુધી સ્તંભ જહાજના ભૂંગળાની જેમ ડોલતો હતો, તે હવે વધુ સહન ન કરી શક્યો. મૂળ પાસેથી જ ભાંગીને બે ભાગમા વહેંચાઈ ગયો. અતલ ઊંડી ખાઈ ઉપર પળવાર માટે હાલક-ડોલક થયો, ને પછી મરણોન્મત્તની જેમ ખાઈમા ઝીંકાયો. ને ઊંડે ઊંડેથી એક પ્રચંડ બાષ્પોચ્છ્વાસે ઊપડી સ્તંભને અમારી આંખથી અળગો, અદૃશ્ય કરી દીધો

સ્તંભ જ્યારે ખાઇને કિનારે હાલક-ડોલક થતો હતો એ જ સમયે ચમકેલાની જેમ અમે ભિખ્ખુને જોયા ! બાઇનોક્યુલર અજાણપણે આંખ સામે જ ધરી રાખેલુ જોયું તો ભિખ્ખુ દ્વાર-માર્ગમાં ઊભા હતા. એમના મો પર ઉલ્લાસિત હાસ્ય હતુ ચારે બાજુ જે પ્રલયકર સ્થિતિ પ્રવર્તી રહી હતી એ તરફ એમનુ જાણે ધ્યાન જ નહોતુ

એ પછી એમને જોયા નથી મરણોન્મત્ત સ્તંભ ખાઈમા, અતલ ઊંડી ખાઇમા ઝીંકાઇ ગયો હતો

હું એકલો જ ઘેર પાછો ફર્યો છુ

આજે એને કેટલા યે વર્ષો વીતી ગયા છે, પણ આ વાત કોઇને યે કહી શક્યો નથી ભિખ્ખુની વાત યાદ આવતા જ અપરિસીમ વેદનાએ હૃદય ભરાઇ આવે છે.

છતા આટલુ વિચારીને મન સાન્તવન મેળવે છે કે એના જીવનની ચરમ પરમ ઈચ્છા અધૂરી ન રહી. એ સ્તંભશીર્ષે એમણે ભગવાન તથાગતની કેવી નયનાભિરામ મૂર્તિ દીઠી તેની ખબર નથી, પણ એમની જીવનવ્યાપી શોધમા એ સફળ થયા હતા એ વિષે મને શંકા નથી મૃત્યુ વેળાનો એમના વદન પરનો અનિર્વચનીય આનંદ આજે પણ મારી નજર સામે તરવરી રહે છે. **રમણિક મેઘાણી**

(શરદીન્દુ બંદ્યોપાધ્યાયની બંગાળી વાર્તા પરથી)

'તમારી પાસે એક જ ગ્રામ છે?'

'મારી પાસે? ઓહો, મારી પાસે બિલકુલ નથી. એ તો મારી પ્રયોગશાળાનું છે.'

'પેટંટ ઉપર તમે રૉયલ્ટી કાં નથી લેતા?'

'કોઈને ધનાઢ્ય બનાવવા સારુ રેડિયમ નથી. રેડિયમ તો જગતનું એક મૂલતત્ત્વ છે. તે બધા લોકોનું સહિયારું છે.'

'આખા જગતમાંથી તમારે કોઈ ચીજ પસંદ કરવાની હોય તો તમે શું લ્યો?'

'મારી શોધખોળ ચાલુ રાખવા માટે ગ્રામભાર રેડિયમ જોઈએ છે, પણ તે મારાથી વેચાતું લઈ શકાય એમ નથી; મને એ બહુ મોંઘું પડે.'

મિસિસ મેલોનીએ અમેરિકા જઈને મેરી ક્યૂરી રેડિયમ ફંડ શરૂ કરીને લાખ ડૉલર ભેળા કર્યા, અને એને અમેરિકા બોલાવીને અમેરિકન પ્રજાતંત્રના પ્રમુખને હાથે ગ્રામભાર રેડિયમની ભેટ આપી.

તે દિવસે સાંજે મિસિસ મેલોનીએ માદામ ક્યૂરીને રેડિયમનું દાનપત્ર બતાવ્યું, તે સંભાળપૂર્વક વાંચીને માદામ કહે. 'આ લેખમાં ફેરફાર કરવો પડશે. અમેરિકાએ મને આપેલું રેડિયમ વિજ્ઞાનની માલેકીનું હોવું જોઈએ. હું જીવું છું ત્યાં લગી તો હું તે વિજ્ઞાનકાર્યમાં જ વાપરીશ. પણ આજ સ્થિતિ રહે તો મારા મૃત્યુ પછી એ રેડિયમ મારી દીકરીઓના હાથમાં જાય એ ન બને. મારે એ મારી પ્રયોગશાળાને ભેટ આપવું છે. કોઈ વકીલને બોલાવી શકાશે?'

'અવશ્ય,' મિસિસ મેલોની કહે. 'પણ તમને એમ ગમે તો આ વિધિ આવતે અઠવાડિયે કરીએ.'

'ના, આવતે અઠવાડિયે નહિ, આવતી કાલ પણ નહિ; આજ રાતે. દાનકર્મ તરત પાકું થઈ જાય, અને હું, કોને ખબર છે, થોડા કલાકમાં મરી જાઉં.'

એટલી મોડી રાતે વકીલને તેડી આણ્યા, એણે લેખ તૈયાર કર્યો એટલે માદામ ક્યૂરીએ તરત સહી કરી.

પોલેંડમાં માદામ ક્યૂરીએ રેડિયમ ઇન્સ્ટિટ્યૂટ સ્થાપવાના પગરણ કર્યાં એને પણ અમેરિકાએ ૧૯૨૯માં ગ્રામભાર રેડિયમ આપ્યું.

[૫]

૧૯૨૩માં રેડિયમની શોધની રજતજયંતી ઊજવી, અને ફ્રેંચ સરકારે માદામ ક્યૂરીને ૪૦,૦૦૦ ફ્રાંકનું વર્ષાસન બાંધી આપ્યું.

૧૯૧૯ થી ૧૯૩૪ સુધીમાં માદામ ક્યૂરીના રેડિયમ ઇન્સ્ટિટ્યૂટવાળા વિજ્ઞાનીઓએ ૪૮૩ વિજ્ઞાનનિબંધ તૈયાર કર્યા, અને ત્યાંના ડાક્ટરોએ ૮,૦૦૦ ઉપર કૅન્સરના દર્દીની સારવાર કરી.

૧૯૩૪ના જુલાઈની ૬ઠ્ઠી તારીખે માદામ ક્યૂરીનો દેહાન્ત થયો, ને એના પતિની ઉપર એની શવમંજૂષા પોલૅંડથી આણેલી માટીની અંજલિ સહિત મૂકવામાં આવી.

દેસાઈ વાલજી ગોવિન્દજી




### હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'મસીદ-દ્વાર'—ચન્દ્રકાન્ત પટેલ (અમદાવાદ), બીજું ઇનામ: 'ખેતમાં'—ચંદુભાઈ ભટ્ટ (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'મારફ્સુકી'—દિવાકરશંકર ભચેચ (અમદાવાદ), નોંધપાત્ર (૧) 'વળની વેળા' ચંદ્રકાન્ત પટેલ—અમદાવાદ; (૨) 'નિત્યકર્મ' શુકદેવ ભચેચ—અમદાવાદ

આ વખતના ચિત્રોની સંખ્યા કંઈક ઠીક છે અને નમૂના પણ વધારે સારા જણાયા છે. પહેલું ઇનામ જીતનાર ચિત્ર 'મસીદ-દ્વાર' એકાદ એક્ઝિબિશન માટે ટેક્નીકમાં કઈ પંક્તિનું ચિત્ર જોઈએ તેનો ઠીક નમૂનો પૂરો પાડે છે. જરૂર પૂરતું જ એક્સ્પોઝર અને ચોક્કસ વખતસરનું જ ફિલ્મ તથા પ્રિન્ટ ડેવેલપમેન્ટનું એ પરિણામ છે. એક સાધારણ વસ્તુનું આકર્ષક ચિત્ર બનાવવામાં ખરી કસોટી છે. શિયાળાની ઋતુમાં ટાઢ ઉડાડતા જાળી આગળ તડકામાં બેઠેલા બુઢ્ઢાનો અચ્છો ચિતાર રજૂ કરતા એ ચિત્રને જાળીમાંથી પડતા તડકા અને તેની છાયાની આકૃતિ મુખ્ય દેખાવ આપે છે. કમાનની અંદરની ઊભી આડી રેખાઓ વડે ચિત્રને વિસ્તાર મળે છે. પાત્રની પસંદગી અને સ્થળ પણ ઉચિત છે. ચિત્રના કોઈ પણ ભાગમાં નજર નાખતાં તેની છાયામાં પણ ઝીણી વિગતો જણાશે, ને તેની ટેક્નીકની કુશળતા દર્શાવે છે. નીચેને ડાબે ખૂણે ફિનિશિંગ કર્યું છે તે દેખાઈ આવવું ન જોઈએ. બીજું ઇનામ જીતનાર ભાઈ ચંદુભાઈ ભટ્ટનું 'ખેતમાં' સામે પ્રકાશે લેવાએલું ચિત્ર ટૉપ ઍન્ગલથી અને ઘણું નજીકથી લેવાએલું હોઈ ઘાસ હાંકનારના પગનો ભાગ બેડોળ જણાય છે. અત્યારના 'મીનીએચર' કૅમેરાનાં લેન્સની ફોકલ લેન્ગ્થ ઓછી હોવાને લીધે વધારે નજીક જઈ ચિત્ર લેતાં હમેશાં આવી ખોટા પરસ્પેક્ટિવની ખામીઓ તે દેખાડે છે. પ્રિન્ટમાં ફિનિશિંગની પણ ખામી છે. ત્રીજું ઇનામ જીતનાર ભાઈ દિવાકરશંકર ભચેચનું 'મારફ્સુકી' ચિત્ર પણ સામે પ્રકાશે લેવાએલું છે. તેની બૅકગ્રાઉન્ડમાં ધોળા લૂગડાંવાળા માણસો ફરતાં જણાય છે તે ભાગ આશરે એક ઇંચ જેટલો કમી કરવામાં આવે તો મુખ્ય વસ્તુ તરફ ધ્યાન રોકાય અને ચિત્ર વધારે આકર્ષક બને. પાત્ર ચિત્રની કિનાર પર હોવા છતાં પણ એના શરીરના સામી બાજુના ઝુકાવને લીધે ચિત્ર-સંયોજન સચવાય છે અને ડાબી બાજુ દૂરના નાના પથરો ચિત્રને સમતોલ બનાવી રહે છે.

ભાઈ ચંદ્રકાન્ત પટેલનું બીજું ચિત્ર 'વળની વેળા' પણ સામે પ્રકાશે લેવાએલા ચિત્રનો સારો નમૂનો છે. તેમાં ગધેડાનું ટોળું આવતું દેખાય છે તે કંઈક નજીક આવવા દઈ ચાંપ દબાવી હોત તો ચિત્રની સજીવતા વધારે અસરકારક બનત. આકાશનો ભાગ પણ વધારે પડતું ધ્યાન ખેંચે છે. તે વચમાંના નાના ઝાડના લગભગ મથાળા સુધી કાઢી નાખ્યો હોય તો ચિત્ર સુંદર દેખાય.

ભાઈ શુકદેવ ભચેચના 'નિત્યકર્મ'નો પ્રિન્ટ જરા ઊતરતી જાતના પેપર ઉપર કાઢ્યો હોત તો માથાના ભાગની સાડીની રેખામાં તથા ચોપડીના ભાગમાં વધારે ઝીણવટભરી વિગતો આવી શકત અને હાથના કૉન્ટ્રોલ કરીને કાઢેલા પ્રિન્ટમાં એમને જે મુશ્કેલી નડી છે તે કંઈક ઓછી થાત. નાના કૅમેરાના લેન્સથી ઉપજતા જે દોષનો નિર્દેશ ઉપર કર્યો છે તે આ ચિત્રમાં પણ આવ્યો છે અને પગનો ભાગ વધુ ધ્યાન ખેંચતો હોઈ ચિત્રસંયોજનમાં બાધા ઉત્પન્ન કરે છે.

ભાઈ રાવજીભાઈ બારોટે 'દશ્ય ઝડપનો કૅમેરા'ના એક જ વિષયના બબ્બે પ્રિન્ટ હરીફાઈમાં મોકલ્યા છે એ બાલસરેલ છે. ચિત્રમાં વાડકા સિવાય મહત્ત્વનું કંઈ પણ ખાસ જણાતું નથી. એક પાત્રને પ્રકાશ સામે ટેકરી ઉપર પહોળા પગ કરી ઊભું રાખી ઊંચા હાથે કૅમેરા પકડી રખાવવો તેના કરતા ચિત્ર લેવા માટે હમેશાં પડી ઊભા રહેવાની સાધારણ ટેવથી તેને ઊભું રાખ્યું હોત તો વધારે સારું દેખાત. વાદળાંની પસંદગી પણ સારી નથી. વાદળાંનાં ચિત્રો તો સારામાં સારાં પાડી શકાય, માત્ર પસંદગીની આવડત જોઈએ.

બી. બી. ફૂનીબંદા

# નરભક્ષી સિમ્બા!

લેફ્ટેનન્ટ કર્નલ જે. એચ. પૅટર્સનના અંગ્રેજી પુસ્તક 'ધ મૅન-ઈટર્સ ઑવ ત્સાવો' ઉપરથી રૂપાંતર કરનાર

**હરિનારાયણ આચાર્ય**



આ વાર્તામાં આવતા બંને સિંહના અવશેષો શિકાગો મ્યૂઝિયમમા મઢીને ગોઠવેલા છે, તેના ફોટોગ્રાફ ઉપરથી ઉતારેલું આલેખન

[ગોરા કાળા ઘઉંવર્ણા દોઢસો ઉપરાંત માણસોને ફાડી ખાનાર, ત્સાવોના બે મનુષ્યભક્ષી સિંહોને લગતી લે. કર્નલ પૅટર્સનની આ પરાક્રમ કથા, જગતના સાહસ-સાહિત્યમા વિશિષ્ઠ સ્થાન ધરાવે છે આફ્રિકામા રેલવેના ઇજનેરી બાંધકામ દરમ્યાન અચાનક એને અત્યંત બુદ્ધિશાળી, ચાલાક, ભયંકર માણસખાઉ વિકરાળ સિંહોનો સામનો કરવો પડ્યો એ પ્રસંગે એણે એકલે હાથે જે પુરુષાર્થ કર્યો, સિંહોનો વધ કરી નિર્દોષ માનવોનો અકારણ હત્યાકાંડ થતો અટકાવ્યો, એ આખી કથા અત્યંત રોમાંચક છે રજ પણ અતિશયોક્તિ, આત્મશ્લાઘા કે ગર્વની માત્રા સિવાય એ બધા બનાવો, આપણા રોજના જીવનની સામાન્ય વાતો પેઠે, પૅટર્સને વર્ણવ્યા છે, એટલે જ એ વધુ હૃદયંગમ બની શક્યા છે આફ્રિકામા આવીને કામે ચડી ગયા પછી થોડા જ દિવસમા સિંહ દેખાયા અને બેત્રણ મજૂરો અજબરીતે અકસ્માત ગુમ થયા શરૂઆતમા તો તેના માનવામા તે વાત ન આવી, પણ ત્રણેક અઠવાડિયામા તો એના જ શીખ જમાદાર અજનસિંહનો ચમકમારીભર્યો ભક્ષ્ય સિંહોએ કર્યો, અને પૅટર્સને તેને ઠેર કરવા કમ્મર કસી પણ અનેક પ્રકારની મથામણો પ્રયત્નો અને સાવચેતીઓ છતા ન સિંહ હાથ લાગ્યા, ન તેમનો ઉત્પાત શમ્યો,—ઉલટો વધતો જ ગયો. હવે આગળ વાંચો ]

### ૩. ત્રાસનું સામ્રાજ્ય

પણ એક દિવસ અચાનક અમારી આ સ્વસ્થ મનોદશામાથી અમને આચકો લાગ્યો. એક અંધકારભરી રાત્રે પહેલાના પરિચિત બુમરાણ, ચીસો અને કકળાટથી છાવણીઓ ખળભળી ઊઠી ને અમને ખબર પડી કે સેતાનો પાછા આવી લાગ્યા છે અને એમનો ભોગ થઇ પડનારની યાદીનો નવો ખરડો કરવાનો આરંભ કરી દીધો છે! આ દિવસોમાં ઠંડક મેળવવા માટે કોઇ કોઈ મજૂરો ઉઘાડામા તંબૂની બહાર સૂઈ રહેતા હતા, કારણ એમને ખાતરી પડી હતી કે સિંહ કાયમને માટે આ સ્થળ હવે છોડી ગયા છે. પરંતુ એક રાતે એક સિંહ વાડમા રસ્તો કરતો અકસ્માત કોઈકની નજરે પડ્યો તરત જ સાવધાન રહેવાના પોકાર થવા લાગ્યા ને સિંહ ઉપર લાકડા, પથરા, ઊંબાડિયાં એમ જે હાથમા આવ્યુ તે ફેંકવા માંડ્યા પણ આથી કાંઈ અર્થ સર્યો નહિ. સિંહ તો એ ભયગ્રસ્ત ટોળા ઉપર ધસી આવ્યો અને એના સાથીઓ કકળાટ અને ચીસો પાડતા રહ્યા અને એક કમનશીબ માણસને પકડી વાડમા થઇને ઘસડી લઈ ગયો. હવે તો એ બંને પ્રાણીઓ એટલા નફિકરા બની ગયા હતા કે શિકારને પકડીને આઘે ખેંચી લઇ જવાની માથાકૂટમા ન પડતા, ત્યા ને ત્યા જ, જ્યાંથી ઉપાડ્યો હતો એ તંબૂથી ભાગ્યે જ પચાસ ડગલા છેટે, આરામથી ફાડી ખાઇ ગયા. એની ટોળીવાળાઓએ એમના ઉપર ગોળીબાર પણ કર્યો, છતા એની કશી અસર થઇ નહિ અને એમનું ધૃણોત્પાદક ભોજન પૂરૂ થયુ નહિ ત્યા સુધી એ જગ્યાએથી ખસવાની એ રજ પણ દરકાર ન કરી વળતે દિવસે કદાચ સિંહ ફરીથી એ સ્થળે આવે એવી આશામા મેં એ કમનશીબ માણસના અવશેષોને ભંડારવા દીધા નહિ, અને રાત પડતા પાસેના ઝાડમા હુ ભરાઈ બેઠો પણ કંટાળાભરેલા મારા એ જાગરણમા ભંગ પાડનાર કંઈ જ બન્યુ નહિ, સિવાય કે એક ઝરખ આવી ગએલુ સવારે મને સમાચાર મળ્યા કે સિંહે તો ત્સાવોથી બે માઈલ છેટે આવેલી બીજી જ એક છાવણી પર હૂમલો કર્યો હતો (આ વખતે ફરીથી પાછી બધી છાવણીઓ ફરીફરીથી પથરાઈ ગઈ હતી) અને ત્યાથી એક જણને ઉપાડી જવામા સફળ થયા હતા એને પણ એમની ટેવ મુજબ ત્યા ને ત્યા છાવણીની અડોઅડ ફાડી ખાધો હતો રજ પણ અવાજ કર્યા સિવાય એવડી મોટી જંગી વાડમાથી એ શી રીતે અંદર પેઠા હશે એ મારા મનથી હજુ યે કોયડો જ રહ્યો છે; કારણ એમાથી કંઈ અંદર પેસી શકે એ મારા મનથી અકલ્પ્ય હતુ, જ્યારે સિંહ તો પ્રત્યેક પ્રસંગે રજ પણ ખખડાટ સિવાય સહેલાઇથી અંદર પેસી જતા હતા.

આ બનાવ પછી એક અઠવાડિયા સુધી દરરોજ રાતે જ્યા સિંહના આક્રમણનો સંભવ જણાતો એવી પ્રત્યેક છાવણી નજીક હું સંતાઇ બેસતો, પણ બધુયે નિરર્થક. કા તો સિંહ મને જોઇ જતા હોય અને એથી બીજે ચાલ્યા જતા હોય, અગર તો મારૂ દુર્ભાગ્ય આડે આવતુ હોય, પણ એકાદ ભડાકો કરવાની યે તક આપ્યા સિવાય એ તો એક પછી એક રોજ જુદીજુદી જગ્યાએથી માણસ ઉઠાવતા જ રહ્યા. રોજ રાતે આ રીતે ઉજાગરો કરવાનુ પણ અત્યંત કંટાળાભરેલુ અને થકવનારૂ હતુ; છતા મને લાગતુ કે મારી એ ફરજ હતી અને મારે એ બજાવવી જ જોઇએ કારણ મજૂરો એમના રક્ષણ માટે મારા ઉપર જ આધાર રાખે એ સ્વાભાવિક હતુ. હું સાચુ કહું છુ કે

જતા રહ્યા, એના હોજાવની આડે હું એમને જોઈ શકતો ન હતો. આ જ અંગાજે નીરાંતે એમનું ભોજન પતાવી લીધું

બીજે દિવસે પરોઢિયું થતાં જ હું પાંજરામાંથી બહાર નીકળ્યો અને જે સ્થળેથી સિંહનો ખડખડાટ થતો સાંભળ્યો હતો ત્યાં જોવા ગયો. ત્યાં રસ્તામાં જ બીજું કોણ મળે: સિવાય કે મારા અતિથિ મિ. બ્હાઈટહેડ! એના મોં પર નૂર ન હતું અને એ બેહાલ થઈ ગએલો દેખાતો હતો. એને જોતાં જ મેં બૂમ પાડી- 'અરે, અત્યારે તમે ક્યાંથી ફૂટી નીકળ્યા? કાલે વાળુ વખતે કેમ આવ્યા નહિ?' એણે જવાબ આપ્યો: 'વાહ! આ જ તમારી રીત ને? કોઈને નોતરો છો ત્યારે આવો જ સુંદર આદરમાન આપો છો ને?' 'પણ થયું શું?' મેં પૂછ્યું. એણે કહ્યું: 'શું કહું, મારું કપાળ? આજ રાતે તો તમારા પેલા બદમાશ સિંહે મારો મામલો જ લગભગ ખલાસ કરી નાખ્યો હતો' હું અજાયબ થઈ એની ભણી જોઈ રહ્યો: 'કેટલી વાહિયાત વાત! કાંઈ સ્વપ્નું તો આવ્યું નથી ને?' જવાબમાં એણે મારી તરફ પીઠ ફેરવી ને પોતાની પીઠ દેખાડીને બોલ્યા: 'આને તો તમે સ્વપ્નું નહિ કહો ને?' જોઉં છું તો એના કપડામાં ગરદનથી કેડ સુધી મોટો ચીરો પડેલો હતો અને પીઠ પર પડેલા ઉઝરડાની ચાર નિશાનીઓ લાલઘુમ જેવી સ્પષ્ટ દેખાતી હતી. આ જોતાં જ વધારે વિગતમાં ઊતર્યા સિવાય હું ઉતાવળે એને મારા તંબુમાં લઈ ગયો અને ઘાને સાફ કરી પાટા-પટી કરી દીધી. પછી એને સારી પેઠે સ્વસ્થ કરીને આગલી રાતે બનેલા બનાવની હકીકત ધીમેધીમે એની પાસેથી કઢાવી.

એણે મને કહ્યું કે ગઈ કાલે ગાડી ખૂબ મોડી, લગભગ અંધારું થઈ ગયા પછી જ ત્યાંના સ્ટેશને પહોંચી હતી. સ્ટેશનથી મારા તંબુનો રસ્તો એક નાની નેળમાં થઈને આવતો હતો. એની સાથે એનો જ નોકર અબ્દુલ્લા હતો અને એ હાથમાં ફાનસ લઈને એની આગળ પાછળ પાછળ ચાલતો આવતો હતો. થોડેક સુધી તો બન્ને શાંતિથી ચાલતા ગયા, પણ નેળમાં આવતાં જ એક તરફની ભેખડ ઉપરથી અચાનક એક સિંહે તરાપ મારી અને બ્હાઈટહેડને ધૂળ ચાટતો કરી દીધો. સદ્ભાગ્યે એના હાથમાં ભરેલી બંદૂક તૈયાર હતી એટલે એ એણે પડતાપડતા સિંહ પર ફોડી. એના અજવાળાના ચળકાટથી કે અચાનક થએલા ભડાકાથી ઘડીભર સિંહ ચમકી ગયો હોવો જોઈએ, કારણ પોતાના પગમાંથી બ્હાઈટહેડને એણે સરકી જવા દીધો પણ બીજે જ ક્ષણે ભાન આવતાં બ્હાઈટહેડને પડતો મૂકી એ અબ્દુલ્લા ઉપર કૂદ્યો અને એને ઉપાડીને ચાલતો થયો. એ વખતે એ બિચારો એટલું જ બોલી શક્યો કે 'માલિક! સિંહ!' જેવો સિંહ એને ખેંચીને ભેખડ ઉપર ચઢતો હતો તેવો જ બ્હાઈટહેડે ફરીથી ગોળીબાર કર્યો, પણ એ એને લાગી નહિ અને ભક્ષ્ય સાથે અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. પાંજરામાં બેઠાબેઠા સિંહને મેં ખાતા સાંભળ્યા હતા તે કમનશીબ અબ્દુલ્લાને જ. બ્હાઈટહેડ પોતે અજબરીતે બચી ગયો હતો. એને પડેલા ઘા પણ સદ્ભાગ્યે ઊંડા ન હતા, એટલે ફક્ત એને થોડો વખત જ હેરાનગતિ ભોગવવી પડી.

### ૯. સિંહ સામે જેહાદ

એ જ (ડિસેમ્બર તા. ૩ ના) દિવસે સિંહની સામે ભેગા કરેલા અમારા દળમાં વળી વધારો થયો. જેમની કીર્તિ હવે આખા દેશમાં ચોપાસ ફેલાઈ ગએલી હતી તે સિંહને મારવામાં સાથ આપવાના ઇરાદાથી વીસપચીસ સશસ્ત્ર સિપાહીઓનું નાનકડું દળ લઈને જિલ્લાનો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. ફાર્કર ત્સાવોમાં આવી પહોંચ્યો. એટલે એના માણસોને દરેક છાવણી પાસે અનુકૂળ ઝાડોમાં ગોઠવી દઈને હરે પૂરી સાવચેતી લેવામાં આવી. વળી સિંહના શિકારની આકાંક્ષાથી બીજા પણ કેટલાક સરકારી અમલદારો રજા લઈને આવી પહોંચ્યા હતા, અને એમાંના દરેકને યોગ્ય સ્થાને ચોકી રાખવાને ગોઠવી દેવામાં આવ્યા હતા. બ્હાઈટહેડ મારી સાથે જ પાંજરામાં બેસતો. ઠઠ્ઠામશ્કરી તો બાજુએ રહી, છતાં મારા પેલા લોખંડી પાંજરાને પુન: તૈયાર કરી લેવામાં આવ્યું અને ઓઠા તરીકે એક રાતે બે સિપાહીઓને એમાં પૂરવામાં આવ્યા

રાત પડતાંપડતામાં તો અમારી તમામ તૈયારીઓ થઈ ચૂકી અને અમે બધાય પોતપોતાની નિશ્ચિત જગ્યાએ ગોઠવાઈ ગયા. શરૂઆતમાં તો કશું જ બન્યું નહિ, પણ નવ વાગ્યાના અરસામાં ધડાક દઈને પાંજરાનો બારે દરવાજો બંધ થતો સંભળાયો અને મારા હૈયામાં ટાઢક વળી: 'હાશ! આખરે...'. મેં સંતોષનો શ્વાસ ખેંચ્યો: 'હવે બેમાંથી એકાદ સિંહનો મામલો તો ખલાસ થયો.' પણ વસ્તુતઃ તો આ ઘટનાનો અંત અત્યન્ત શરમાવનારો નીવડ્યો

પાંજરામાં 'ઓઠા' તરીકે પૂરેલા સિપાહીઓવાળા ભાગમાં એક ફાનસ બળતું રાખવામાં આવ્યું હતું. દરેક સિપાહી પાસે માર્ટીની રાઈફલ હતી અને એ માટે પુષ્કળ કારતુસ પણ આપવામાં આવ્યા હતાં. વળી એમને એવી સ્પષ્ટ સૂચના આપવામાં આવી હતી કે જેવો સિંહ પાંજરામાં પેસે કે તરત ગોળી ચલાવવી. પણ આમ કરવાને બદલે, સિંહ પાંજરામાં ધસી આવીને બહાર નીકળવા માટે ગાંડોતૂર થઈને ધમપછાડા કરવા માંડ્યો, ત્યારે એ એટલા બી ગયા કે પોતાના મગજ ઉપરનો કાબૂ તદ્દન ગુમાવી દીધો અને બંદૂક ફોડવાને બદલે સુનમૂન બની ગયા. પાંજરાની પડખે છુપાઈ બેઠેલા ફાર્કરે એમને સાવધાન કરી હિંમત આપી, ત્યાં સુધી તો એમને ભાન પણ આવ્યું નહિ. અને ભાન આવ્યું ત્યારે નિશાન તાકવાનું ભૂલી જઈ ફટાફટ આડેધડ બંદૂકો ફોડવા માંડી! હું અને બ્હાઈટહેડ પાંજરાથી કાટખૂણે હતા, છતાં એમની ગોળીઓ સનસનાટ કરતી અમારી ચોતરફ વેરાવા લાગી. બધા મળીને એમણે વીસેક બાર કર્યા હશે. એના પરિણામે પાંજરાના દરવાજામાંના એક લોખંડના સળિયાને એમણે ઉડાડી દીધો અને એ રસ્તે થઈને અમારો મોંઘો (!) મહેમાન સલામત બહાર નીકળી પોબાર કરી જઈ શક્યો. એને જાનથી મારવામાં સિપાહીઓ શી રીતે નિષ્ફળ ગયા એ વાત એ વખતે તેમ આજે પણ મારા મનથી મોટો કોયડો જ રહ્યો છે. કારણ બંદૂકોની નળીઓ એના શરીરમાં ખોસી શકાય એટલા તો એ નિકટ હતા. પાંજરામાં લોહીનાં ટીપાં પણ પડેલાં હતાં; પણ જે સિંહને પકડવાનું તેમજ હણવાનું તદ્દન ચોક્કસ હતું, તે સહેજ ઘવાયો છે એ જ્ઞાન થોડું જ સંતોષપ્રદ નીવડવાનું હતું?

જો કે એથી અમે તદ્દન હિંમત તો હારી ન જ ગયા. સવાર થતાં જ સિંહ પાછળ જવાની તમામ તૈયારી કરી નાખી અને આખો દિવસ કાંટાળાં જંગલોમાં ભાંખડીએ ફરતા ફરતાં સિંહની પાછળ જ વાસમાં ગાળ્યો. એમના ઘુરઘુરાટ અવારનવાર વચ્ચેવચ્ચે સંભળાતા હતા, પણ એમની લગોલગ થવામાં અમને સફળતા મળી નહિ. અમારામાંથી માત્ર ફાર્કરને જ એક સિંહનાં, એ એક ઝાંખરું ઠેકી જતો હતો તે વખતે, દર્શન થએલાં. બીજા બે દિવસ પણ આ જ વ્યવસાયમાં અમે ગાળ્યા અને નિષ્ફળતા પણ બરોબર એવી જ મળી. એટલે ફાર્કર અને બીજા અમલદારો કંટાળીને એમને ગામ જતા રહ્યા. બ્હાઈટહેડ પણ જિલ્લામાં જતો રહ્યો ને નરભક્ષીઓનો સામનો કરવા માટે પાછળ કોઈ રહ્યું હોય તો ફરીથી એક વખત હું એકલો જ. (ક્રમશઃ)



# સંસારનાં શહેરો

## ૪૧-કાંચી-કાંજીવરમ્

મૂળનામ કાંચીપુરમ્(સુવર્ણનગર)માંથી જનતાએ ટુંકાવેલું 'કાંચી' અને અંગ્રેજોએ બગાડેલું 'કાંજીવરમ્' નામ ધરાવતું, એક કાળે સદીઓ સુધી જાહોજલાલ રહેલું આ શહેર આજે તો, મદ્રાસ ઈલાકામાં ચિંગલપટથી માત્ર ૨૨ માઇલ દૂર નાના ગામ રૂપે રહ્યું છે, પણ એનો ભૂતકાળ એટલો ભવ્ય હતો, અને આજે યે એ ભૂતકાળના અવશેષો તથા લોકહૃદયમાં તેને માટે વસી રહેલો ધાર્મિક આદર એટલા સમૃદ્ધ ને સજીવ છે કે સંસારના નોંધપાત્ર શહેરોમાં તેની ગણના થાય.

મદ્રાસની નૈઋત્યે ૪૫ માઇલે, વેગવતી નદીને તીરે આવેલું અને આજે માંડ સિત્તેરેક હજારની વસતિ ધરાવતું આ નાનું નગર ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં ગૌરવશાળી છાપ મૂકી ગયું છે. દક્ષિણદેશના મહાબલવાન ને સાર્વભૌમ પલ્લવ રાજવંશનું એ પાટનગર હતું; શંકરાચાર્ય ને રામાનુજ સમા હિંદુ ધર્મને પુનર્જીવનની અંજલિ છાંટનાર મહાન આચાર્યોની એ કર્મભૂમિ હતું; હિંદુ તત્ત્વજ્ઞાનની મહાશાખાઓ અહીં પાંગરી હતી; તેજસ્વી મેધાવાન કૌટિલ્ય-ચાણક્યની જન્મભૂમિ પણ આ જ નગર. ઇસ્વીસનની યે પૂર્વેથી તે છેક અગિયારમી સદી સુધી એ દક્ષિણ હિન્દની રાજસત્તાનું કેન્દ્ર તથા ધર્મ અને સંસ્કૃતિની ધબકતી નાડ રૂપ બનીને સત્તા ને સમૃદ્ધિની છોળો ઉડાડતું મહિમાવાન મહાનગર રહ્યું હતું. આખા દક્ષિણમાં એના જેટલું પુરાતન ગૌરવ બીજું કોઈ શહેર ધરાવી શકે તેમ નથી. ભભકભર્યા એ ભૂતકાળનું અનેકવિધપણે મહાન એ ગૌરવ આજે તે બે રીતે જળવાઈ રહ્યું છે: એ ભૂતકાળના અણીશુદ્ધ અવશેષો જેવા સમૃદ્ધ શિલ્પ-સ્થાપત્યથી ભરચક મંદિરો વડે ને લોકહૃદયમાં હજી યે જીવંત રહેલી ધાર્મિક મહત્તાથી. 'દક્ષિણ-કાશી'ના નામથી હિંદભરમાં વિખ્યાત થએલું કાંચી ભારતની સાત મોક્ષદાયિની નગરીઓમાંના એક યાત્રાધામ તરીકે જનતાના હૃદયમાં જેટલું જીવતું જાગતું છે, તેટલું જ પોતાનાં સૌંદર્યસભર મંદિરોને લીધે એ સંસ્કૃતિ, કલા તથા ઇતિહાસના અભ્યાસીને માટે પણ યાત્રાધામ સમું છે.

આ નગરનો ઉગમ ઇતિહાસની ધૂંધળી ધુમ્મસમાં લુપ્ત થઈ ગયો છે. પુરાતન શિલાલેખો ને નોંધો અહીંથી અસંખ્ય મળી આવવા છતાં તેનું સ્થાપનાવર્ષ હજી જણાયું નથી પણ ઇ.સ. પૂર્વેના ઘણા સૈકાઓથી એની મહત્તા ગાજતી આવેલી જણાય છે. ઇ.સ. પૂર્વે ૪૨૫માં અહીં આવી ગએલો ચીની પ્રવાસી ફાહિયાન અને ઉત્તર હિંદનો મહાન જ્યોતિષાચાર્ય વરાહમિહિર પોતાના લખાણોમાં તેની મહત્તા નોંધે છે.

ઈ.સ. પૂર્વે પાંચમી સદીમાં ભગવાન બુદ્ધ અહીં આવી ગએલા, અશોકનું ધર્મચક્ર પણ અહીં ફરતું હતું, તેણે અહીં અનેક સ્તૂપો બાંધેલા. સાતમી સદીમાં હિંદ આવેલો વિખ્યાત ચીની વિદ્વાન અને ધર્મયાત્રી હુએનસંગ ઇ. ૬૪૨માં પલ્લવ રાજા નરસિંહવર્માના રાજ્યઅમલમાં અહીં આવીને રહેલો. તેણે એ કાળનું આ નગરનું ભવ્ય ચિત્ર આલેખ્યું છે. દક્ષિણ હિંદમાં બૌદ્ધ સંસ્કૃતિનું શરૂથી જ કેન્દ્ર રહેલું આ નગર તત્ત્વજ્ઞાનની વિવિધ શાખાઓના અભ્યાસ માટે પંકાતું હતું. લંકાથી ભિખ્ખુઓ અહીં અભ્યાસ માટે આવતા. નાલંદની વિખ્યાત વિદ્યાપીઠના આચાર્ય શીલભદ્રની પૂર્વે થઇ ગએલા વિદ્વાન તત્ત્વાચાર્ય ધર્મપાલની આ જન્મભૂમિ હતું. હુએનસંગના વેળાવાનું આ નગર બૌદ્ધ ધર્મની મહાયાન શાખાની પ્રબળ અસર નીચે ધમધમતું હતું અને સેંકડો વિહારો તથા સંઘારામો અહીં હતા. અને દસેક હજાર જેટલા ભિખ્ખુઓ અહીં કાયમી નિવાસ કરતા, એમ તે લખે છે. આમાંના એક સંઘારામ ... હું ... નગરની દક્ષિણે હયાત છે.

તે પછી અહીં જૈન ધર્મની અસર આવી ગઇ. જો કે હુએનસંગે બૌદ્ધ કાળમાં પણ અહીં ઘણા જૈનો હોવાની નોંધ કરી છે. ફરી પાછો બૌદ્ધ ધર્મને ઢાંકતો બ્રાહ્મણ ધર્મ જાગૃત થયો. પલ્લવ રાજવંશનો સૂર્ય તેના મધ્યાહ્ને તપવા લાગ્યો, અને એમના પાટનગર તરીકે કાંચી તેમની જાહોજલાલીનો કળશ બની રહ્યું. પલ્લવો પછી રાષ્ટ્રકૂટો આવ્યા ને તેમની પછી ચૌલાએ અગિયારમી સદીમાં વિજય મેળવી સમસ્ત પ્રદેશ કબજે કર્યો. ત્યારથી કાંચી દક્ષિણનું પાટનગર મટ્યું. ચૌલાઓ પલ્લવોના પ્રતાપને પણ પોતાના પરાક્રમોથી ઝાંખો કરી દીધો. વારાફરતી ત્રિચી, મદુરા, મૈસુર ને વિજયનગર આ પ્રદેશની ભિન્નભિન્ન સત્તાના કેન્દ્રો બનવા લાગ્યા પણ કાંચીની ધાર્મિક મહત્તા તો કાયમ જ રહી અને બ્રાહ્મણ ધર્મે તેના

(અનુસંધાન આગળ પાન ૧૦૫મે)





કાંજીવરમમાં વરદરાજનું મંદિર અને (ઉપર) એ મંદિરના સો થાંભલાવાળા મંડપનો ભાગ

# પશ્ચિમદેશનો પ્રવાસ*



જ્યોતિષાચાર્ય પંડિત સૂર્યનારાયણ વ્યાસ 'વિદ્યારત્ન'

ઉજ્જૈનના શ્રી સૂર્યનારાયણ વ્યાસ મધ્યભારતના શિરોમણિ સાહિત્યકાર છે, અને જ્યોતિષ વિદ્યાના પ્રખર વિદ્વાન હોવા સાથે હિંદી સાહિત્યના અઠંગ અભ્યાસી ને 'મધ્યભારત સાહિત્ય પરિષદ'ના પ્રથમ પ્રમુખ છે. ઉપરાંત, હમણાં એકાદ વર્ષથી તેઓ 'વિક્રમ' નામનું એક શિષ્ટ હિંદી માસિક પણ પ્રકટ કરે છે. શુદ્ધ હિંદી ભાષાના પ્રચાર માટે તેમની ધગશ એટલી બધી છે કે તેમણે મધ્ય ભારતમાં એક હિંદી વિદ્યાપીઠનું સ્થાપન કરવા માટે પ્રાંતના પ્રધાનપુરુષોનું એક મહા આંદોલન કરી તેના શ્રીગણેશ માંડી દીધા છે. રાષ્ટ્રના ગૌરવથી ધબકતા તેજસ્વી મુદ્રાવાળા એ પંડિતજીની લેખિનીનો પ્રસાદ તેમના નિમ્નોક્ત પુસ્તકમાંથી થોડો અત્રે ઉતાર્યો છે

## પ્રસ્થાન

"જોતજોતામાં ચાર સાડાચાર વાગ્યા હવે તો ચાલવાનું જ હતું. ક્યાંસુધી મોહ રાખવો? પૂજ્ય માતાની પાસે જે વખતે રજા લેવાને ગયો ત્યારે મારા પગ નીચે જાણે જમીન નથી એમ લાગ્યું! એમ થયું કે જાણે હું બહુ હલકો બની ગયો છું; અને હમણાં હવાના ઝપાટાથી ઊડી જવાશે એમ માની વારંવાર જોરથી જમીન પર મેં પગ દબાવી રાખ્યા. હૃદયનું તોફાન હવે રોકી શકાયું નહિ તે શાંત જ જોઈ રહ્યું હતું. જીભ ઉપર તાળું પડી ગયું. કેટલું યે કહેવાનું વિચારીને મળવા ગયો હતો, પણ કોને ખબર કે શબ્દોની ગતિ પણ સીમાબદ્ધ છે! ત્યાં તો આંખો પહેલેથી પોતાનું કામ કરવા લાગી માતૃનયન સજળ બની ગયાં બસ. હૃદયઝરણીના પુનિત જળથી માતૃચરણોને ધોઈ હૃદય કઠણ બનાવી આગળ વધ્યો

...

જહાજમાં અમારો એક નાનોશો સંસાર આ ભવસાગર પર તરી રહ્યો હતો, મોજાંઓને ટક્કરો દેતો પોતાની ધીર ગતિથી લહેરોને ચીરતો આગળ વધી રહ્યો હતો

લાલ સમુદ્રની અસહ્ય ઉષ્ણતાએ મારો પણ મિજાજ બદલી નાખ્યો. પાટલૂનમાં થતા પસીનાનારેલા મારાથી સહન થઈ ન શક્યા. મેં સાહસપૂર્વક આજ ધોતી ધારણ કરી આખા જહાજમાં હું એકલો જ ધોતીધારી ભારતીય હતો. ધોતીથી બહુ સાનુકૂળતા થઈ. કંઈક અંગ્રેજો મારી આ વેષભૂષા વિસ્મિત મુદ્રાથી જોતા હતા મારા એક મિત્ર જે મને પૂરો અંગ્રેજ બનેલો જોવા ચાહતા હતા તેને એ ગમ્યું નહોતું. મુંબઈના સર્વમાન્ય ડૉક્ટર મુલગાવકર જેવી વ્યક્તિને અચકન સુરવાલ અને એક સાદી ટોપીમાં હું જોતો ત્યારે મારું હૃદય બેચેન બની જતું કે મેં મારી અજ્ઞાનતાથી જ નાહક કોટ-પૅન્ટ-હૅટનું બંધન સ્વીકારી લીધું છે જ્યારે અંગ્રેજ સ્ત્રીપુરુષો આ ગરમીની અસહ્ય વેદનાથી કાયર બની અર્ધઉઘાડા રહેતા દેખાયા ત્યારે એમની સભ્યતા ઉપર કોઈએ આંગળી પણ ન કરી. એટલે મને મારા પ્રાચીન મહિરણે ફરી આકર્ષણ કર્યું. મહાસાગરાળે રાતનું શુભાગમન થયું. હવા તો બંધ હતી, પણ રવિકિરણમાળાની તીક્ષ્ણતા ગઈ અને ચંદ્રના શાંત કિરણો નયનાનન્દ દઈ રહ્યા. પ્રશાન્ત સ્તબ્ધ મહાસાગરના વક્ષઃસ્થળ ઉપર કેટલા ય ખંડોમાં વિભક્ત બની ક્રીડાકલ્લોલ કરી રહ્યા યાત્રીગણ આ મોહક દૃશ્યને જોતો આત્મસંતોષ પામી રહ્યો હતો

## ભૂમધ્ય સાગરમાં

લગભગ રાતના નવ સાડાનવ વાગ્યા હશે, તેવામાં પુનાના મિ. મહમુદ ફતાવળા આવી પહોંચ્યા ને કહેવા લાગ્યા: 'પંડિતજી જરા ઉપર ચલિયે આજ તો આપ હી કુછ બતા સકેંગે કિ ક્યા હોનેવાલા હૈ'.

મેં પૂછ્યું: 'કોઈ આફત આઈ હૈ ક્યા?'

તેણે કહ્યું 'આપ ઉપર તો આઈયે''

નાઈટગાઉન પહેરી તેની સાથે ઉપરના તૂતક પર જતાં એણે આકાશ તરફ ઈશારો કરતાં મને બતાવ્યું તો નિર્મળ આકાશમાં ચંદ્ર રક્ત જેવી લાલિમા ધારણ કરી રહેલો દેખાયો. બીજું મિત્રમંડળ પણ બહુ ઉત્સુકતાથી એ દૃશ્ય નિહાળી રહ્યું હતું હું પણ તે જોઈ રહ્યો. ખરેખર. આસપાસના કોઈ પણ કારણ વગરનો આ રક્તમય ચંદ્ર વિશેષ વિસ્મયજનક બની રહ્યો હતો. મેં તો તેમને સ્પષ્ટ કહ્યું કે આ કોઈ મહા ઉત્પાતનું સૂચન છે, રક્તપાતનું ચિહ્ન છે ચંદ્ર દ્વારા આવી અનેક ઘટનાઓની સૂચના મળે છે પણ જાણવું જોઈએ કે આવું અહીં જ દેખાયું છે કે બીજે બધે પણ? આવું બીજે ક્યાંક્યાં દેખાયું તે જો જણાય તો એનો પ્રભાવ ક્યા દેશોમાં પડશે તે સમજી શકાય નિઃસંદેહ આ ભયોત્પાદક છે, યુદ્ધસૂચક છે, પણ ક્યાં ક્યાં?

... ...

ચૌદ દિવસોથી નિરંતર ગતિએ ચાલતું અમારું જહાજ આજ રાતે માર્સેલ્સ પહોંચી જશે. સ્મૃતિપટ પર અનેક કલ્પનાચિત્ર રચાઈ રહ્યાં હતાં ઉત્સાહ, વિયોગ, આનંદ અને ખિન્નતાનાં વિચિત્ર સંમિશ્રણો જાણે થઈ રહ્યાં સૌ પોતપોતાનો સામાન સમેટી લેતું હતું. આજ રાતભરમાં ખાલી થઈ જવાનું હતું જહાજના કર્મચારીઓ પણ પોતાના આ ક્ષણસ્થાયી પ્રવાસી મિત્રો જોડે એક મોહક નાતો બાંધી લે છે. એમના ચહેરા પરે આજ એક અજબ ઉદાસીનતા હતી.

## માર્સેલ્સનું કસ્ટમ

સવારે નવ વાગ્યે અમે જહાજનો મોહ છોડી, નવી નગરીના નિરીક્ષણના ઉત્સાહથી ભર્યા, ફ્રાંસની ભૂમિ પર ઊતર્યાં પણ એ ઉત્સાહ ઠરી ગયો ૧૨ વાગ્યા સુધી અમારી પેટીઓ કસ્ટમના ચોગાનમાં મોં ઉઘાડાં કરી સત્યપણું ભાવે પડી રહી. પણ કસ્ટમ આવું જેનું નામ! કસ્ટમ વાસ્તવમાં 'કષ્ટમ્' જ હતું. એ કદિ 'સુખમ્' કેમ બને! હું તો મનમાં ને મનમાં આ પ્રથમ પદાર્પણના સમયે પરેશાનીથી ગભરાઈ રહ્યો હતો. અહીંનો અનુભવ ધરાવનાર મારા સાથી પણ કોણ જાણે કંટાળી ઊભા હતા અને બીજી તરફ ભૂખની સતામણી વળી જુદી આ તો અહીં રોજનો કાર્યક્રમ છે. ...... આખરે ૧૨॥ વાગ્યે 'કૂક'નો એક ભલો આદમી મળી ગયો, તેને મેં મારી રામ-

* 'પુસ્તકભંડાર' લહેરિયાસરાય (બિહાર) તરફથી પ્રકાશિત, જ્યોતિષાચાર્ય પંડિત સૂર્યનારાયણ વ્યાસ 'વિદ્યારત્ન' કૃત, 'સાગર-પ્રવાસ' નામના પુસ્તકમાંથી

કહાણી સુણાવી. એણે કસ્ટમ અધિકારીને સમજાવી પટાની સામાનની તપાસ ૧૫-૨૦ મિનિટમાં કરાવી એ ફંદામાંથી મને છૂટો કર્યો.

### હૉટેલમાં

અમે અહીં એક નવી પ્રથા જોઇ ચા પીઓ, ફળ ખાઓ અથવા ખાણું લ્યો; તમારે પૈસાનું બિલ માગવું ન પડે, તેમ કોઇને પૂછવું યે ન પડે જે ડિશ કે પ્યાલામાં તમે ખાધુ કે પીધુ હોય તેને ઉલટાવી જુઓ, એટલે તેના તળિયે કેટલા પૈસા ચુકવવા તેની છાપ નજરે પડે' જેવી વસ્તુ તેવી કિંમત આંકેલી ડિશ કે પાત્ર તમને આપવામાં આવે. ઉપાહાર લઈ કિંમત વાંચી ચૂકવી દેવું. કોઈને કંઇ કહેવા સાંભળવાનુ જ નહિ. લોકોનો વ્યવહાર પણ બહુ પ્રામાણિક અને સભ્યતાવાળો.

### ઑસ્ટ્રિયાનું એક નગર

બાડગેસ્ટાઇન નામના ગામે મારી યાત્રા પૂરી થઈ ત્યાં મારે મારા રોગનું નિદાન કરાવવાનુ હતુ અને વિશ્રાંતિ લેવાની હતી

શહેરની બધી હૉટેલો ચિક્કાર હતી તપાસ કરતાં મહામુશીબતે 'ઇમ્પીરિયલ' હૉટેલમાં જગ્યા મળી નગરના મધ્ય ભાગે એક નિરંતર પ્રવાહિત રહેતા મોટા ઝરણ પાસે તેનું ભવ્ય મકાન હતુ.

આ નગર પર્વતના એક મસ્તકભાગ ઉપર વસેલું છે બહુ ઊંચી જગ્યાઓ સુધી રેલવે અને મોટરો યાત્રિકોને પહોંચાડે છે અમારી બારી આગળના માર્ગમાંથી અનેક નાનામોટા શૈલરાજ હિમાચલ આદિ ઊભેલા દેખાતા હતા પણ અહીં ભાષાની અગવડનો પાર નહોતો. અમે ઑસ્ટ્રિયન સમજીએ નહિ; હૉટેલમાં કોઈ અંગ્રેજી જાણે નહિ અને ભોજનની પણ ચિંતા હતી. એટલે હૉટેલ બદલવાનો નિશ્ચય કર્યો સામે જ એક બહુ મોટી હૉટેલ હતી. ત્યાં લગભગ ૩૦૦ રૂમ હતી. ત્યાં તલાશ કરતાં ખબર પડી કે ૧૦ વાગ્યે બે કમરા ખાલી થવાના હતા. અમે તુરત તે રીઝર્વ કરાવી લીધા

૧૦ વાગ્યે અમે અમારો સામાન સમેટી એ સુસજ્જિત ભવ્ય પ્રાસાદમાં ધામા નાખ્યા. દરેક રૂમમાં તેમજ જવા-આવવાના માર્ગ પર મખમલની બિછાત હતી રૂમને ગરમ રાખવાના હીટરો હતા, કીમતી કોચ-ખુરશીઓ, ટેબલ ને આરામખુરશી હતા શુદ્ધ વાયુ-પ્રવેશની પણ સુરસ સગવડ હતી. નીચે ઉન્નત શૈલશિખરથી ઊતરી પાતાળ સુધી સંદેશ લઈ જતુ ઝરણુ ઝરઝર વેગથી વહી રહ્યુ હતુ પ્રકૃતિની અભિરામતાથી મુગ્ધ બની આ ઓરડાને અમારા પ્રવાસનુ વિશ્રાન્તિસ્થાન બનાવી લીધુ

હૉટેલના એક કમરાનું રોજનું ભાડુ ૩૫-૪૦ શિલિંગ (૨૫-૩૦ રૂપિયા) હતું; પણ અહીંની વ્યવસ્થા સુખપ્રદ હતી હૉટેલનો કોશાધ્યક્ષ (મૅનેજર) અંગ્રેજી જાણતો હતો ભોજન અને બ્રેકફાસ્ટ માટે આ હૉટેલ શહેરમાં ખૂબ જાણીતી હતી અને બીજેથી પણ પ્રવાસીઓ અહીં લચ-ડિનર લેવા આવતા. શાકાહારની મનમાનતી ગોઠવણ પણ અમારા માટે થઈ ગઈ.

### સ્વાસ્થ્ય-સુધાર

હવે મને સર્વ પ્રથમ મારા સ્વાસ્થ્યસુધારને માટે રેડિયમ-બાથ લેવાની ચિંતા હતી એટલા માટે તો હું ઠેઠ હિંદથી અહીં આવ્યો હતો. સ્નાનની ગોઠવણ તો દરેક હૉટેલમાં હોય છે, પણ તે માટે પ્રથમ ડાક્ટરી પરીક્ષા ને પ્રમાણપત્ર જોઇએ; નહિ તો સ્નાન દુર્લભ થાય છે. મૅનેજરને પૂછી ત્યાંના વિખ્યાત ડૉ. ઑટો નિર્કોને મળવા ગયો.

કેટલાક અમીર લોકો તેને મળવાની રાહ જોઇ બેઠા હતા. ૧॥ કલાક પછી મારો નંબર આવ્યો. ડૉક્ટરે મને દૂર દેશથી આવેલો જોઇ ઘણી શાંતિ, નમ્રતા અને કુતુહલતાથી સલાહ આપી તેણે કહ્યુ, 'તમે સ્વસ્થ છો; પછી સ્નાન કરવાનું કેમ ઇચ્છો છો?' મને નવાઇ લાગી કેટ વર્ષોથી ઍનીમિયાની ચાલુ બીમારીથી નિરાશ થઇ ગએલો માણસ એકદમ સ્વસ્થ કેમ થઇ ગયો''

પણ ડૉક્ટરે મને સમજાવ્યુ કે સાગર-લહેરોના પવને મને ઠીકઠીક સ્વસ્થ બનાવી દીધો હતો. વાસ્તવમાં મારા શરીરમાં ઍનીમિયાનો વિકાર જ નહોતો કે મને રેડિયમ બાથની જરૂર હોય પણ રેડિયમ-બાથથી મને વિશેષ લાભ મળે એમ હોય તો મને અનુમતિ આપવા મેં એમને વિનતિ કરી, અને એમણે મારી વાત સ્વીકારીને સ્નેહપૂર્વક ૧૫ મિનિટ સુધીના રેડિયમ-સ્નાન માટે સર્ટિફિકેટ લખી આપ્યુ. તે પછી હુ આભાર માની ઊઠવા જતો હતો ત્યાં એમણે પૂછ્યુ. 'પણ તમે મને કહ્યુ નહિ કે તમે કયા દેશમા રહો છો અને શો ધંધો કરો છો?'

'હુ ભારતવાસી છુ અને આપના જેવો જ એક ધંધો કરૂ છું' એમ મેં સંકોચથી કહ્યુ પણ મારા સાથીએ મારો પૂરો પરિચય આપી દીધો એટલે તો ડૉક્ટર મને બહુ આદર અને પ્રેમથી બેસાડી અંદર ગયા અને થોડી વારે કેટલાક કાગળો લઇ આવ્યા.

'તમે હવે મારો ઇલાજ કરો. મારી જિંદગીનો અહેવાલ સુણાવો'

મેં જોયુ કે ડૉક્ટરની પાસેના કાગળોમાં પાશ્ચાત્ય પંડિતોએ બનાવેલી પત્રિકા હતી તે પરથી જન્મ સમય, તિથિ, માસ, વર્ષ આદિ લખી મેં વિદાય લીધી અને વચન આપ્યુ કે તેમનુ 'લાઇફ-રીડિંગ' કરી આપીશ

### રેડિયમ-બાથ

આ બહુ અગત્યનું કામ પતાવી હુ આવાસ-ભવનમાં આવ્યો મૅનેજરને પ્રમાણપત્ર બતાવ્યુ અને સ્નાનની રાજ લીધી રૂમમા જઈ સ્નાનીય વેશ (બાથ-ગાઉન) ધારણ કરી લિફ્ટ આગળ ગયો, જ્યાંથી ત્રણ માળ નીચે સ્નાનગૃહના એક સુંદર ખંડમા હું પહોંચ્યો. ત્યાં નહાવાયોગ્ય ટેમ્પરેચર (ઉષ્મા) પ્રમાણે ગરમ અને ઠંડા પાણીનો હોજ ભરી આપવામા આવ્યો. સામે જ એક કોચ હતો, ઉપર ગરમ વસ્ત્ર હતુ વીજળીથી વસ્ત્રો ગરમ રાખવાનો એક ગોખ હતો. નહાવાનો સમય બરોબર સાચવી શકાય તે માટે દીવાલ ઉપર ઘડિયાળ હતી. પંદર મિનિટ સ્નાન કરવાની સૂચના સાથે ત્યાંના રખેવાળે મને નિયમો સમજાવી દીધા અને બારણુ બંધ કરીને ચાલ્યો ગયો હું બહુ ડરતો ડરતો હોજમા ઊતર્યો કદાચ અંદર વીજળીનો પ્રવાહ હોય તો ! પણ એવું કંઈ ન લાગ્યુ શરીર હલકુ બની આખા યે અંગમા રોમાંચ થઈ ગયો ઝીણી ચૂંટીઓ ખણાતી હોય એમ આખા દેહમા જણાવા લાગ્યું અને 'સન્-સી' 'સન્-સી' અવાજ થવા લાગ્યો. પાણીમાં એક દોરી તરતી પડેલી હતી તે મેં સહસા પકડી લીધી પણ આ શું ? એ પકડતા વેંત દરવાજા બહારની ઘંટડી વાગવા લાગી અને હોજમા શીતોષ્ણ જળ ધડધડ ભરાવા લાગ્યુ. તરત હુ સમજ્યો કે પાણી કમી થઈ જાય ત્યારે એ દોરી ખેંચતા કરી જલ-પૂર્તિ થાય છે આ રીતે નવો અનુભવ લઈ ૧૫ મિનિટ પછી હુ બહાર નીકળ્યો. ડૉક્ટરે જતાંજતાં મને જણાવ્યુ હતુ કે સ્નાન લીધા બાદ અરધો કલાક વિશ્રાન્તિ લેવી લાભપ્રદ છે પણ હું જલમાંથી બહાર આવતાં જ નિદ્રાભિભૂત થઇ ગયો અને એ કોચ ઉપર જ વિશ્રાંતિ લીધી થોડી વારે તો નવી સ્ફૂર્તિનો અનુભવ કરતો હુ મારા કમરામાં પાછો ગયો.

'રેડિયમ બાથ' નો દૈનિક ઉપચાર લેવાથી મારા શરીરમા નવજીવન સંચાર થઇ રહ્યુ અને સ્ફૂર્તિની લહેરો દોડવા લાગી. અન્નપચન પણ ખૂબ થવા લાગ્યુ નિયમિત ને આવશ્યક પોષક પદાર્થો અને યથેચ્છ ફળોના સેવનથી ક્રમશ હું નિર્ભયતાથ થતો જણાયો, અને પછી તો પ્રતિદિન નગર-નિરીક્ષણ અને ભ્રમણ કરવાનું શરૂ થયુ

ડૉક્ટરી સલાહથી અહીં બહુ સ્નાનાર્થીઓ આવે છે આખા

નગરમાં પાંચસાત યુવક યુવતી માંડ જોવામાં આવે વૃદ્ધ અને આધેડ પુરુષોની જ ભરતી અહીં છે અને સાંજને વખતે ઘણે ભાગે બધા ફરતા નજરે પડે છે. વયોવૃદ્ધ અને રાગશિથિલ ગાત્રવાળા લોકો એક વાર અહીં આવી સ્વસ્થ અને ભલાચંગા થઇ પાછા જાય છે બડગેસ્ટનમાં બીજો કોઈ ધંધો નથી, હૉટેલો જ છે, જે સીઝન પૂરતી ખુલ્લી રહે છે અને પછી બંધ થઇ જાય છે.

## ભારતીય મિલાપો

અહીં રસ્તામાં કેટલાક ભારતીય લોકો જોવામાં આવ્યા એક વાર સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ ફરતાફરતા સડક પર મળ્યા. મને ટોપી પહેરેલો જોઈ તેમની ઝડપ રોકાઇ ગઇ. તેઓ પાસે આવી ઊભા અને સહસા અનેક પ્રશ્ન કર્યાં એમની સરળતા અને સૌજન્યથી હું બહુ પ્રભાવિત બન્યો. અમે ઘણી વાર સુધી સડકના એક ખૂણા પર વાતો કર્યાં કરી. તેઓ પણ અહીં 'રેડિયમ નેચર ક્યૉર બાથ' લેવાને આવ્યા હતા અને એક બે દિવસમાં ઇંગ્લંડ જતા રહેવાના હતા.

થોડે દૂર જતા વળી એક હિંદુસ્તાની સજ્જન દેખાયા. કપુરથલા મહારાજાના તે મંત્રી હતા અને મહારાજા સાથે આવેલા હતા. સર તુકોજીરાવ હોળકર પણ અહીં હતા.

## મહારાજા ગાયકવાડ

એક વખત સવારે હું બાથ રૂમમાં જવાને લિફ્ટની પાસે પહોંચ્યો ને બટન દબાવ્યું. એવામાં જોઉં છું તો મહારાજા સર સયાજીરાવ એ જ લિફ્ટ ઉપર ચડી રહ્યા છે! દરવાજો ખુલ્લો હતો, એટલે તે બહાર આવ્યા. હું એક બાજુ ખસી ગયો અને નમસ્કાર કર્યાં તેમણે પણ મંદ સ્મિત-મુદ્રાથી નમસ્કાર ઝીલ્યા હું સ્નાનીય વેશમાં હતો એટલે લિફ્ટમાં પેસી ગયો ને અનેક તર્કવિતર્ક કરતો સ્નાનગૃહમાં ગયો.

બીજે દિવસે આઠ-સાડાઆઠના શુમારે મારા કમરાનું બારણું ખખડાવી એક સજ્જન અંદર આવ્યા તે હિંદી હતા. મારો પરિચય પૂછી થોડી વારમાં આવવાનું કહી ચાલ્યા ગયા. એણે માત્ર એટલું કહ્યું કે પોતે વડોદરાના છે હું સમજી ગયો કે કાલની ઘટનાથી આ પ્રસંગ બન્યો છે. અરધા કલાક પછી તે સજ્જન પાછા આવ્યા અને મને કહ્યું 'આપને મહારાજા મળવા ચાહે છે ' એ સાંભળી મારા આશ્ચર્ય અને આનંદનો પાર ન રહ્યો કે મારા દેશના એક મહાન નરેશનું દર્શન કરવાની તક આટલા દૂર દેશમાં મળી. હું થોડીવારમાં તૈયાર થઈ તેમની સાથે ગયો એ જ હૉટેલના એક ભવ્ય હૉલમાં મહારાજા ઊતર્યા હતા. સાથે આવેલા સજ્જને અંદર જઈ મારી સૂચના આપી.

થોડી વારે હું અંદર દાખલ થયો મહારાજા સાહેબ મને જોતા જ ઊભા થયા ને ઘણા સ્નેહથી હસતાહસતા હાથ મિલાવી મને પાસેની ખુરશી પર બેસવાનું કહ્યું લગભગ વીસ મિનિટ સુધી તેમની સાથે મીઠી વાતો ચાલી. મહારાજા બહુ ઉતાવળે બોલતા હતા. એમની વાણીમાં તેજ અને વેગ હતો. એમને યૂરોપની ઘણી માહિતી હતી મારે શું શું, કેમ કરવું, કેવી રીતે જોવું જાણવું તેના સંબંધમાં અસ્ખલિત વાણીથી તેમણે પોતાના અનુભવ અને પૂર્ણ વિચારો વ્યક્ત કર્યા. હરેક વાતમાં એમનું સૂક્ષ્મ નિરીક્ષણ જણાતું હતું.

એ વખતે તેઓ લગભગ છ્યાશીવર્ષની વયના વૃદ્ધ હતા, છતા યુવકોને લજ્જિત કરે તેવી સ્ફૂર્તિ, તેજસ્વિતા અને કાર્યશક્તિ ધરાવતા એમની સામેના ટેબલ ઉપર કાગળોનો ઢગલો હતો બીજા નરેશોની જેમ તેઓ યુરોપમાં જઈ આરામ ન કરતા, બલ્કે એ નિર્મલ વાતાવરણમાં એકાંત ચિત્તથી રાજ્યનો મહત્ત્વનો ભાર વહન કરતા હતા અને યુરોપના સ્વાસ્થ્યપ્રદ વાતાવરણમાં અત્યંત શ્રમ સાથે કર્મશીલ રહેતા ક્ષણભર પણ તેઓ નવરા ન રહેતા; કામ કરતા જ રહેતા. એમની પાસે ગણીગાંઠી ૩-૪ વ્યક્તિઓ રહેતી. બધાં કામ પોતે જ કરતા. બહુ જ નિયમિત અને વ્યવસ્થિત રહેવાને કારણે એ વૃદ્ધ વયમાં પણ તેઓ યુવકો જેવા તેજ રહેતા ભારતવર્ષના સમસ્ત નરેશોમાં તે ખરેખર એક મહાન વ્યક્તિ હતા.

કેટલોક સમય તેઓ પોતે જ પ્રવાહમાં બોલ્યે ગયા, અને હું તો એમની તરફ એક ચિત્ર જેવો જોઈ રહ્યો. એમનું વક્તવ્ય પૂરું થતાં મેં નમ્રતાપૂર્વક નિવેદન કર્યું: 'શ્રીમંત! મારા દેશથી બહુ દૂર, મારી માતૃભૂમિના એક આદર્શ મહાપુરુષ નરેન્દ્રના દર્શનનું સૌભાગ્ય પામી હું આજ કેટલો સુખી અને આનંદિત થયો છું એ શબ્દોમા વ્યક્ત કરી શકતો નથી મારો આજનો દિવસ મહાપર્વ સમો—' પણ વચમાં જ મને રોકીને મહારાજાએ મંદ સ્મિત કરી કહ્યું, 'નહિ; હું મહાપુરુષ નથી હું તો મારી માતૃભૂમિનો એક છોટા સો સેવક છું '

એ મહાન રાજપુરુષની આ સરળતા અને સાદાઇ પર હું મુગ્ધ બની ગયો. બહુ વખત થવાથી મેં રજા માગી મને વિદાય કરતાં તેઓ બોલ્યા કે તમને મળવાથી બહુ આનંદ થયો કોઇ વાર વડોદરા આવજો. એ ક્ષણોની અલુપ્ત સ્મૃતિ લઇ હું મારા ઓરડામાં ગયો.

મહારાજા સર તુકોજીરાવ હોળકરના દર્શનનું સૌભાગ્ય પણ મને અહીં મળ્યું હતું

## સેલ્સબર્ગ

સેલ્સબર્ગ એ ઑસ્ટ્રિયાનું મનોહર નગર અને સૃષ્ટિનું સુંદર નિકેતન છે. એ પર્વતશૃંગો પર વસ્યું નથી, પણ ગિરિમાળાઓની હરિયાળીથી ઘેરાએલા સમથલ ભૂભાગ પર ભવ્ય પ્રાસાદો અને વિજળીક રોશનીથી ઝગઝગાટ કરતું શોભાધામ છે. સંગીત, નૃત્ય ને નાટ્યને માટે એ ખાસ વિખ્યાત છે. સપ્ટેમ્બર ત્યાં જલસાઓની સીઝન છે અને સમસ્ત યુરોપમાંથી હજારો નરનારી એની મોહિનીથી આકૃષ્ટ થઇ ત્યાં દોડી આવે છે. આખા ઑસ્ટ્રિયામાં એક આ જગ્યા પર રોમન, જર્મન અને સ્લાવ જનતા એકહૃદય બની અહીંની રંગસ્થલીમાં સૌનું-સુગંધ બની વસી છે. કહેવાય છે કે અહીંનાં જેવાં નાટકો સમસ્ત યુરોપમાં ભજવાતા નથી અહીંની નાટકશાળા એક મહાન અટ્ટાલિકા છે, જેમાં હજારો નરનારીઓનો સમાવેશ થઇ જાય છે.

## મારી ટોપી

મારી ભારતીય ટોપીએ હજારો નેત્રોને મારી તરફ આકૃષ્ટ કર્યાં મારી ડાબી-જમણી, સામી-પાછળની બાજુઓની નજરોનું તે નિશાન બની ગઇ, એટલું જ નહિ પણ કેટલા યે કૅમેરા બંદુકની જેમ મારું નિશાન તાકી રહ્યા હતા. કોના કોના કૅમેરામાં હું કેદ થયો છું તે તો હું જાણી શક્યો નહિ, પણ એક ફ્રેંચ રમણી મારી નિકટ આવી અને પાસેની ખુરશી પર બેસી કહેવા લાગી: 'આહ! આપની પાસેની આ સુંદર ટોપીએ કેટલાનું ખેંચાણ કર્યું છે!' મેં કહ્યું 'ધન્યવાદ. મારી અથવા મારી ટોપીના આકર્ષણની વધારે બીજી શી સાબીતી જોઈએ કે આપના જેવા શ્રીમતી મારી નિકટ નિ સંકોચ આવી બેઠા!'

'નિઃસંદેહ, આપ ભારતીય છો એટલે આકર્ષણનો વિષય થાઓ. પણ જુઓ; લોકો તો માત્ર આકૃષ્ટ બન્યા અને મને તો આપના પરિચયનો લાભ મળ્યો.'

ભારતવાસીઓ તો ત્યાં ઘણા હતા, પણ ભારતીય વેષભૂષામાં તો હું એકલો જ હતો એથી જ એ કુતૂહલ બન્યું "

...

ઑસ્ટ્રિયાનું નગર વીએના, સ્વિટ્ઝર્લૅન્ડના શૈલનગરો અને બીજાં રમણીય સ્થળોનાં વર્ણનો, વ્યક્તિપરિચયો અને પોતાનાં અવલોકનો વડે એ આખું યે પુસ્તક પંડિતજીની તત્કાલીન મનોલહરીઓનું સુંદર દર્પણ બન્યું છે.'

# પંચતંત્રની વાર્તાઓ

## પાંચમું તન્ત્ર - અપરીક્ષિતકારિતા

તે સાંભળીને ચક્રધર કહે, 'મારી દુર્દશાનું એ કારણ નથી ભલ-ભલા બુદ્ધિશાળી પણ દુષ્ટ દૈવને હાથે માર્યા જાય છે, અને અલ્પબુદ્ધિ મોજ કરે છે તથા કહ્યું છે'

**શતબુદ્ધિ રહ્યો ખાંધે, ટીંગાડ્યો આ સહસ્રધી।**
**એકબુદ્ધિ જ હું ભદ્રે ખેલું છું વિમળે જળે॥'**

સુવર્ણસિદ્ધિ કહે 'એ કેમ?' તે બોલ્યો'

### કથા ૫

એક જલાશયમાં શતબુદ્ધિ ને સહસ્રબુદ્ધિ બે માછલાં રહેતાં હતાં. એનો એકબુદ્ધિ નામે દેડકો મિત્ર હતો. ત્રણે આઇબંધ જલતીરે ગોઠડી કરી પાછાં પાણીમાં પ્રવેશ કરે આમ એકવાર વાતો કરે છે ત્યાં હાથમાં જાળ લઈને માછી ત્યાંથી નિકળ્યા, અને જલાશય જોઈને બોલ્યા 'અહો, આ ધરામાં માછલાં બહુ છે ને પાણી થોડું છે, એટલે પ્રભાતમાં અહિં આવશું' એમ કહીને એ ઘેર ગયા. આ સાંભળીને ઉદાસ થયેલાં માછલાં મન્ત્રણા કરવા મંડ્યાં દેડકો કહે, 'શતબુદ્ધિ, માછી બોલ્યો તે તમે સાંભળ્યું? હવે શું કરવું? ભાગવું કે રહેવું?' સહસ્રબુદ્ધિ હસીને કહે, 'મિત્ર, વચન સાંભળતાં વેંત જ ભયભીત બનવું એ ઠીક નહિ કોણ જાણે માછી આવે કે નયે આવે. ને આવ્યા તો પણ મારા બુદ્ધિપ્રભાવથી હું તારી ને મારી રક્ષા કરીશ, કારણ મને ચાલ ઘણી આવડે છે' શતબુદ્ધિએ થાપલી પૂરી 'તમે ઠીક કહો છો બુદ્ધિથી અગમ્ય કાંઇ નથી. નન્દ અધિપતિ હતા, પણ ચાણક્યે બુદ્ધિબળથી એને હણ્યા હતા. વાયુ કે રવિ જ્યાં ન પહોંચે ત્યાં પણ બુદ્ધિ પહોંચી જાય છે કોઇ કાઇક બોલી જાય એટલે બાપદાદાથી આવેલું જન્મસ્થાન છોડવું તે અશક્ય છે. બીજે જવાનું કાંઇ કારણ નથી' દેડકો કહે, 'ભાઇઓ, મારે તો એક જ બુદ્ધિ છે ને તે પલાયનપરાયણ છે. હું તો આજ જ પત્ની સાથે બીજે જલાશયે આ હાલ્યો.' એમ કહીને દેડકો રાતે જ ભાગી ગયો.

સવારે માછી આવ્યા, અને શતબુદ્ધિ-સહસ્રબુદ્ધિએ બચવા સારુ કઇક યુક્તિપ્રયુક્તિ કરી જોઈ, તોપણ જાળમાં પકડાઈને માર્યાં ગયાં દોઢે હરખેલા માછી ઘેર જવા નિકળ્યા એનું શરીર ભારે હતું, એટલે એક જણે શતબુદ્ધિને ખાંધે નાખ્યો હતો, અને સહસ્રબુદ્ધિને લટકતો લઇ જતા હતા. એની આ દશા જોઈને વાવને કાંઠે આવેલા દેડકાએ પત્નીને કહ્યું, 'પ્રિયે, જો, જો.

**શતબુદ્ધિ રહ્યો ખાંધે, ટીંગાડ્યો આ સહસ્રધી।**
**એકબુદ્ધિ જ હું ભદ્રે ખેલું છું વિમળે જળે॥'**

એટલે હું કહું છું 'શતબુદ્ધિ' ઇતિ બુદ્ધિ પણ સદાકાળ કામ જ આવે એમ નથી.' (ચાલુ) દેસાઇ વાલજી ગોવિન્દજી



એક જણે શતબુદ્ધિને ખાંધે નાખ્યો હતો અને બીજો સહસ્રબુદ્ધિને લટકતો લઈ જતો હતો. એમની આ દશા દેડકાએ પોતાની પત્નીને બતાવી.

આ ઉનાળાની રજાઓમાં મહુવાની માલણ નદીના ઠેઠ મૂળ સુધી જઈ આવ્યા હતા. એ પ્રવાસનુ આ નીચે ઉતારેલુ વર્ણન સ્થાનિક ભૂગોળ જાણનારને જ વધારે રસ આપનાર છે; છતાં અહીં એ ઉતારવાનો વિશિષ્ટ ઉદ્દેશ તો એ છે કે આ ઉદાહરણ ઉપરથી ગુજરાતના ગામેગામના તરુણો, કુમારો, કિશોરો ને જ્ઞાનપિપાસુઓને પોતપોતાના પ્રદેશના આવા ભૌગોલિક પ્રવાસો કરવાની પ્રેરણા મળે. ડુંગરો ને ધારોની ટોચો આંબવી, આવી નાની નદીઓના પણ મૂળ શોધવા, ઘાડા જંગલો વીંધવા, વગેરે કેટલા સાહસોત્સાહ વધારનારાં તથા રસદાયક છે તે તો અનુભવે જ જાણી શકાય

તેઓ મોટરબસમા ખુંટવડા થઈ ગાડા રસ્તે સરેરા પહોંચ્યા ત્યાંથી ભોમિયા સાથે તેઓ ભોકરવા થઈને ત્યાંના ડુંગરમા ભોકરવાની ભડ (ભડ=બીણ) નામે ઓળખાની જગ્યાએ પહોંચ્યા, જ્યાં આસપાસમા લાખાધાર અને ભરમ્સાના ડુંગરો આવેલા છે અને જ્યાંથી માલણના ઝરણા શરૂ થાય છે. તે ડુંગર ઉપર એક જેળ પત્થર નીચેથી આ પાણી સતત વહ્યા કરે છે. તે ડુંગરની બાજુબાજુની બે ખીણો (જેમાંની એક સૂકી છે અને બીજી લીલી છે તે)માંની બીજીમા થઈને નદીનુ ઝરણું આગળ વધે છે. સૂકી ભડમાં પાણી બીલકુલ વહેતુ નથી ત્યાંથી આગળ વધીને કરવા ગામ પાસે થઈ તે ઝરણુ રાવણઓલાની ભેખ પાસે નીકળે છે આ ભેખ આગળ ઈટિયાનું નહેરૂં તેને મળે છે આ ભેખ લગભગ દોઢસો ફીટ ઊંચી છે અને તેનુ ચડાણ ઘણું કપરૂ છે તેઓ જ્યારે આ ભેખ ઉપર ચડયા ત્યારે આજુબાજુનો દેખાવ ઘણો રમ્ય લાગતો હતો એક બાજુ કરવા પાસેથી વહેતી માલણ અને ઈટિયાના નહેરાનો સગમ થતો હતો, અને બીજી બાજુ દૂરદૂર સુધી પથરાએલું મહુવા મહાજન ગૌશાળાનુ વિશાળ બીડ દેખાતુ હતુ. પછી નદી બીલા પાસે થઈ મોરધાર અને ચિનાધારના ડુંગરો વીંધીને સીધી ખુંટવડા પહોચે છે ત્યાંથી આગળ ચાલતા ગોરસ પાસે રોજકી અને લીંડિયાના નહેરા તેને મળે છે અને તે 'ત્રિવેણી સંગમ' આગળ એક સુંદર શિવાલય છે પછી સાગણિયા, લખુપર, જાદરા, તાવીડા, ઉમણિયાવદર એ ગામોને પાણી પાતીપાતી તે નદી મહુવાની ત્રણ બાજુને વીંટળાઈને અરબી સમુદ્રને મળે છે

આ ત્રણે શિક્ષકોને રસ્તામાં કાઈ મુશ્કેલી નડી નહોતી, પરંતુ તેઓનુ એવુ સૂચન છે કે જ્યા જુદાજુદા ગામોના રસ્તા ફટાતા હોય ત્યા જો થાભલાઓ ઊભા કરવામા આવે તો રસ્તે જતા અજાણ્યા મુસાફરો તેનો લાભ લઈ શકે અને ભાવનગર સંસ્થાનનાં ઘણાંખરાં ગામોના નામથી પરિચિત થાય (ભાવનગર સમાચાર)

## નીરો : એક સસ્તું ને સ્વાસ્થ્યપ્રદ પીણું

દરિયાકાંઠાનાં ગામોમા, ખાસ કરીને ઉનાળાની મોસમમા, આનુ સારૂં જેવુ વેચાણ ચાલે છે. તાડમાથી ઝમેલો તાજો ને તાજો રસ એ નીરો એ વાસી થતા ખટાશપડતી તાડી બની જાય છે, જે માદક અને કેફી હોવાથી નશા તરીકે ગણાય છે. તાડીના પૂર્વદ્રવ્ય તરીકે જ નીરાને માનનારા આપણે ત્યા હજુ ઘણા લોકો છે, અને તેથી વિટામિનોથી ભરપૂર આ સસ્તામા સસ્તા અને સ્વાસ્થ્યપ્રદ પીણાનો ઉપયોગ આપણે ત્યાં બહુ મર્યાદિત રહ્યો છે જોકે ખરૂં જોતા તાડી તો શું પણ દ્રાક્ષાસવ કરતાં પણ આ પીણું અનેકગણું નિર્દોષ છે.

વરસાદ શરૂ ન થયો હોય ત્યા સુધી જ ગરમીની મોસમમાં નીરો સારવવામાં આવે છે એ સારવવાનો ઉત્તમ વખત વહેલી સવાર અને મોડી સાંજ છે. એ સારવવા માટેના ઘડાના અંદરના ભાગમાં ચૂનાનો હાથ મારવામા આવે છે, જે ટીપેટીપે જમા થતા રસને કાંઈક ક્ષારમયતા આપે છે. એમ ન કરવામા આવે, તો શર્કરાઓથી સમૃદ્ધ એવા એના આમ્લધર્મી રસમાના 'યીસ્ટ'ના કોષોનું તાડીમા રૂપાતર થઈ જાય

ખરૂં જોતાં નીરામા આ 'યીસ્ટ—કોષો' જ મહત્ત્વના હોય છે. કારણકે વીટામીન 'બી'થી તે ભરપૂર હોય છે. આ જાતનુ વિટામીન શરીરના બંધારણ તથા વૃદ્ધિમા જ માત્ર નહિ, પરંતુ મગજ તથા પેટના સ્નાયુઓને પણ ગુણકારક છે. ખોરાકમા પણ વીટામીન 'બી' પૂરેતા પ્રમાણમાં હોય ત્યારે તે સઘળું પચી જઈને દસ્ત સાફ લાવે છે

કુનૂરની પોષણસંશોધન પ્રયોગશાળાના ડિરેક્ટર ડૉ એકરોઈડ નીરાનુ પૃથક્કરણ આ મુજબ આપે છે: પાણી ૯૬ ૨ ટકા, પ્રોટીન ૦·૧, ખનીજ દ્રવ્યો ૦ ૨, કાર્બોહાઇડ્રેટ ૩ ૫, ચૂનો ૦ ૪, ફૉસ્ફરસ ૦ ૦૧, લોઢુ ૧·૦ (મિલિગ્રામ), દર સો ગ્રામે કેમ્પાજનકતા ૧૪, વીટામીન 'બી' ૮૫ (દર સો ગ્રામે આંતરરાષ્ટ્રીય યુનિટ મુજબ) 'પ્રકર્ષ'

## ભંડખોર બંધવાઓ

વિધિની વિચિત્રતાનો આથી વધુ અજાયબીભર્યો દાખલો તમને જવલ્લે જ જડશે.

ઇ. ૧૮૪૮માં આયર્લૅન્ડની આઝાદી માટેની ક્રાંતિનો ભુવાળ અદૃશ્ય બન્યો મહારાણી વિક્ટોરિયા સામે રાજદ્રોહનું કૅંગલ મચાવવાના આરોપસર નવ આયરિશ જુવાનિયાઓને ખાસ ન્યાયમૂર્તિઓના મંડળ સામે ખડા કરવામા આવ્યા. સૌને ફાંસી ફરમાવાઇ અને વડા ન્યાયમૂર્તિ કાયદાને સુસંગત એવી સહુમાદથી બોલ્યા 'બંધવાઓ, તમારી સજા સામે તમારે કઇ કહેવાનું છે?'

તૂટું તૂટું થતા ધૈર્યથી સેગાનો એક ટૉમસ માધર બોલ્યો 'સાહેબ, આ તો હજુ પહેલો ગુનો છે, એટલે એ ઈછેલો ઓછો જ બનવાનો હતો? અમે ગૃહસ્થના બોલે આપસાહેબને ખાત્રી આપીએ છીએ કે અમને જો છોડવામા આવશે તો હવેની ફેરા એવું તો કામ પાર પાડીશું કે પકડાઈ જવાની મૂર્ખાઈ કે ક્યારે જરાય નહિ વર્તાય.'

આવા બાંગડાને જીવતા શે રખાય? ન્યાયમૂર્તિઓએ બબડીને સજા ફટકારી દીધી. પણ દેશભરમા એવી તો ઝુંબેશ ઊપડી અને તેમને મૃત્યુમાંથી ઉગારવા એવા તો આંદોલનો ઊગટ્યા કે છેવટે મહારાણીને તેમની દેહાંતની સજા રદ કરી તેમને ઑસ્ટ્રેલિયામા દેશનિકાલ કરવા પડયા.

એ વાત વિસારે પડયા પછી બાવીસે વર્ષે, ઈ. ૧૮૭૦મા મહારાણીને કાને ઑસ્ટ્રેલિયાના એક પ્રાંત વિક્ટોરિયાના ચૂંટાએલા નવા વડા પ્રધાન સર ચાર્લ્સ ડફીનુ નામ અથડાયુ આ કોણ? અને એ પરિચિત કેમ લાગતુ હતું? તપાસને અંતે બહાર આવ્યુ કે આયર્લૅન્ડના મુક્તિયજ્ઞમા રાજદ્રોહ માટે દેશનિકાલની સજા પામેલા પેલા નવ બંધવામાનો આ એક હતો! ત્યારે બાકીના આઠનું શું થયુ? મહારાણીની જિજ્ઞાસા ઉત્તેજાઇ.

જડબાતોડ જવાબ આપનારો પેલો માધર તો મૉન્ટાનાનો ગવર્નર થઈ બેઠો હતો! ને મૅકમૅનસ તથા ડૉનાહ્યુ અમેરિકાના સૈન્યમા સેનાપતિને હોદ્દે બિરાજતા હતા! ઑ'ગોરમાન ન્યૂ ફાઉન્ડલૅન્ડનો વડો હાકેમ બની બેઠો હતો. મૉરીસ લીએન ઑસ્ટ્રેલિયાની સરકારનો વડો ધારાશાસ્ત્રી નિમાયો હતો અને તેના પછી તેનો ભંડખોર જોડીદાર માઇકલ આયર્લૅન્ડમાં હતો. કૅક ગી કૅનેડાની ધારાસભાનો પ્રમુખ ચુંટાયો હતો. મિશેલ ન્યૂયૉર્કનો જાણીતો મુત્સદી થઈ પડ્યો હતો. તેનો જ પુત્ર પાછળથી ન્યૂયૉર્કનો મેયર નિમાયો (પ્રજાબંધુ)

# આ માસ ઈતિહાસમાં

## એપ્રિલ

જૂના રોમન કૅલેન્ડરના બીજા, અને આધુનિક પશ્ચિમી વર્ષગણનાના આ ચોથા માસનું નામ લૅટિન 'ઍપેરીએર' (=ઊઘડવું) શબ્દ ઉપરથી પડ્યું હોવાનું મનાય છે, કેમકે આ માસથી બેસતી વસંતઋતુમા પુષ્પો અને પલ્લવો ઊઘડવા-ખીલવા માંડે છે વસંતોત્સવના આનંદમા આપણે ત્યા ઊજવાતી હોળીના દિવસની જેમ પશ્ચિમમા પણ આ માસનો પહેલો દિવસ 'એપ્રિલ-ફૂલ્સ-ડે' તરીકે ઊજવીને ને વ્હાલે મિત્રોને મૂર્ખ બનાવની ઠઠ્ઠામશ્કરીઓ યોજવામા આવે છે.

---

**તા. ૬** અમેરિકન સ્વાતંત્ર્યના પિતા જ્યૉર્જ વૉશિંગ્ટનની અમેરિકાના પ્રથમ પ્રમુખ તરીકે ચૂંટણી થઈ, ઇ ૧૭૮૯.

**તા. ૭** હિંદભરમાં ગુર્જરતના નામને ઉજ્જ્વળ કરનાર પ્રતિભાવાન ગુજરાતી, સાક્ષર અને શિક્ષણકાર, વિવેચક અને ચિંતક, વિદ્વાન તત્ત્વદર્શી આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવનુ અવસાન, ઈ ૧૯૪૨

**તા. ૧૧** 'કૅાઇમ્સ્ટર ઍન્ડ ધ હાર્થ'ની લોકપ્રિય તથા અનેક તરુણોને પ્રેરક કથાના આલેખક, જાણીતા અંગ્રેજ નવલકથાકાર ચાર્લ્સ રીડનું અવસાન, ઈ. ૧૮૮૪

**તા. ૧૬** ચંપારણ્યની સત્યાગ્રહની લડતનો મહાત્મા ગાંધીજીની આગેવાની નીચે પ્રારંભ થયો, ઇ ૧૯૧૭

**તા. ૨૦** અમેરિકાના ન્યૂ યૉર્ક પરગણાનું રાજ્યબંધારણ ઘડાઇને સ્વતંત્ર પરગણા તરીકે તેની સ્થાપના થઈ, ઈ ૧૭૭૭

**તા. ૨૪** પોતાની બોધપ્રદ નવલોથી દુનિયાભરના વાચકવર્ગને એક કાળે વશ કરનાર અંગ્રેજ નવલકથાકાર મેરી કૉરેલીનુ અવસાન, ઇ. ૧૯૨૪.

**તા. ૨૯** 'ઑર્લીઆની કુમારી' તરીકે ઇતિહાસમા વિખ્યાત સૈન્ય વીરાંગના જ્યાં દ'આર્ક (જોન ઑવ આર્ક)નો, વિજેતા તરીકે ઑર્લીઆ (ઑર્લીઅન્સ)મા પ્રવેશ ઈ ૧૪૨૯.

### આ માસની વ્યક્તિવિશેષ

### ધોંડો કેશવ કર્વે

આર્ત ને અસહાય હિંદુ વિધવા જાતિની બાંહ્ય ગ્રહીને એની સેવા તથા શિક્ષણ અર્થે જીવન સમર્પિત કરનાર, મહારાષ્ટ્રની વિધવોન્નતિ તથા સ્ત્રી-શિક્ષણ પ્રવૃત્તિઓના પિતા, પાલક અને કુલસ્વામી, શ્રી ધોંડો કેશવ કર્વેનુ જીવન મહારાષ્ટ્રના સામાજિક ઇતિહાસનુ મૂગું મહાકાવ્ય છે. એમનો જન્મ દક્ષિણ કોંકણના સમુદ્રકાંઠાના મુરુડ ગામમા ઈ. ૧૮૫૭ના એપ્રિલની ૧૮મીએ થયો હતો.



ગરીબ માતાપિતાએ હાથ પહોંચ્યો ત્યાસુધી દેવું કરીને, અંગ્રેજી ત્રણ ધોરણ સુધી ભણાવી તે વિદ્યા એમણે ખંત ને કુશળતાથી મેળવી અને વધુ અભ્યાસ માટે મુંબાઈ ગયા. ત્યા જેમનેમ નિભાવ કરી ઈ ૧૮૮૪ મા ગણિતના વિષય સાથે તે બી એ થયા.

ઉદરનિર્વાહ અર્થે મુંબાઇની જુદીજુદી હાઈસ્કૂલોમાં થોડો સમય એમણે કામ કર્યું, એવામા ૧૮૯૧મા ફર્ગ્યુસન કૉલેજમાથી તિલક મહારાજે અધ્યાપકનુ પદ છોડ્યુ તેમનુ એ કાર્ય સંભાળતા ગોખલેએ પોતાના સહાધ્યાયી કર્વેને એ જગ્યાએ બોલાવી લીધા. એ વખતે પૂનામાં મહાસુધારક અને ત્રિખંડપંડિત વિદ્વાન ડૉ. રામકૃષ્ણ ભાંડારકરની જુવાનીના દિવસો હતા અને તિલક મહારાજના તેજસ્વી યૌવનની ફોરમો ઊડતી એવા સુભગ વાતાવરણમા કર્વેની નમ્ર જુવાનીએ પ્રવેશ કર્યો.

કૉલેજ કાળમા સમાજસેવા ને દેશસેવાનાં સેવેલાં સ્વપ્નોને આ વાતાવરણે વેગ આપ્યો, અને સુધારાની જે હૃદયભેદક હાકલો પડતી તેથી કૃતનિશ્ચય બનીને તરુણવયે વિધુર બનેલા કર્વેએ, એ સ્થિતિચુસ્ત જમાનામાં ભલભલા હિંમતવાન સુધારકો પણ ભરતા ડરે એવું પગલું ભર્યું,—પોતાના મિત્ર નરહર બાલકૃષ્ણ જોશીની વિધવા બહેન આનંદીબાઈ સાથે પુનર્લગ્ન કર્યું એ લગ્ને મહારાષ્ટ્રીય સામાજિક જીવનમા ખળભળાટ મચાવ્યો, જૂના વિચારના પ્રેમાળ માતાપિતાના ધર્મપ્રિય હૃદયોને કારમો ઘા દીધો, અને સમાજની ગાળો તથા બહિષ્કારનો તેમના પર વરસાદ વરસાવ્યો પણ આ બધા અવરોધો ને દુખો સામે અદ્ભુત સમતાથી, કઠણ હૃદયે અને અવિશ્રાંત શ્રમથી એમણે 'વિધવા વિવાહના પ્રચાર મંડળ'નુ કામ આગળ ને આગળ ધપાવ્યું, અને એક દસકા બાદ, ઈ. ૧૯૦૦મા તો, સતત પ્રચાર, સંગીન આચાર, નિષ્કલંક નાણાં-વ્યવસ્થા તથા સદ્ભાગ્ય કાર્યદક્ષતા વડે એ સંસ્થાને સફળ બનાવી સ્થિર કરી દઈને, પોતે વિધવા-શિક્ષણના નવા કાર્ય તરફ પોતાની શક્તિ વાળી.

જેણે આજે એમનો કીર્તિધ્વજ રોપ્યો છે તે સ્ત્રીશિક્ષણના એ કાર્યની શરૂઆત પણ ઘણી જ ઉપરી હતી ઇ. સ ૧૮૯૯ના જાન્યુઆરીની પહેલી તારીખે કર્વે દંપતીએ પૂનાના સદાશિવપેઠમાં એક નાના મકાનમાં એક વિધવાથી 'અનાથ બાલિકાશ્રમ'નો પાયો નાખ્યો ત્યારથી માંડીને તે આજ સમગ્ર પશ્ચિમ હિંદમાં પોતાની અનેક શાખાઓ વડે ફાલી રહેલા 'મહિલા વિદ્યાપીઠ'ની નામચીન યુનિવર્સિટીના મહાવૃક્ષના રૂપમા એમની એ પ્રવૃત્તિ પાંગરીને નવપલ્લવિત થઈ ત્યાં સુધીનો પિસ્તાળીસ વર્ષનો એ ગાળો એમના અવિશ્રાંત શ્રમ ને સેવાથી ભરપુર જીવનની મહાકથા છે. દિવસ અને રાત જોયા વિના, જાત નીચોવીને અને લોહીનું ખાતર પૂરીને, ફડફાળા માટે ગામગામડે રખડીને અને સાથે રાતદિવસ શિક્ષણ તથા સંસ્થાસંચાલનનુ કાર્ય ચાલુ રાખીને એમણે 'અનાથ બાલિકાશ્રમ'ને એવા પાયા પર મૂક્યુ કે કર્વેની તપશ્ચર્યાનુ એ મૂર્ત સ્વરૂપ પૂનાનું તીર્થધામ થઇ પડ્યું ગાંધીજી, લાજપતરાય, માલવીયજી અને દેશબંધુ જેવા નેતાઓ તથા લૉર્ડ સિડનહામ અને સર સયાજીરાવ જેવા સત્તાધીશોની એને આંખ ઠારી હવે, એકલા વિધવાશિક્ષણ પર ન રહેતા સમગ્ર મહિલા શિક્ષણ પર આંખ માંડી એમણે 'મહિલા વિદ્યાલય'ની સ્થાપના કરી નારીકલ્યાણના વ્રતધારી એ સાધુમૂર્તિ કર્વેનું કામ હવે જાણીતુ થયુ હતુ. માનવતાના કલ્યાણ અર્થે પૈસા વેરતુ 'વાડિયા ચૅરિટી ટ્રસ્ટ ફંડ' એમની વહારે આવ્યુ ને મહિલા વિદ્યાલયની પ્રતિષ્ઠાનો પ્રકાશ મહારાષ્ટ્રની પણ બહાર પહોચી ગયો.

૧૯૧૫ના ડિસેમ્બરમા મુંબાઈમાં મળેલી અખિલ હિંદ સામાજિક પરિષદમાથી કર્વેએ હવે 'મહિલા વિદ્યાપીઠ' સ્થાપવાનો ભવ્ય સૂર સંભળાવ્યો. અને અવિશ્રાંતપણે ભટકીભટકીને વાતાવરણ કેળવ્યા બાદ, ૩જી જૂન ૧૯૧૬ના રોજ એ સ્વપ્ન પણ મૂર્ત કર્યું ૧૯૧૭મા આફ્રિકાવાસી વિઠ્ઠલ રાઘોબાએ ૪૦,૦૦૦નુ ટ્રસ્ટફંડ એ સંસ્થાને અર્પણ કર્યું. ઇ. ૧૯૧૮મા સર વિઠ્ઠલદાસ ઠાકરસી જગતપ્રવાસે નીકળ્યા ત્યારે તેમના લેડી ઠાકરસી સાથે કર્વે વિદ્યાલયની એક તેજસ્વી બાઈ સહચારી તરીકે ગએલી એ સૌને જાપાનમા એક સ્ત્રીવિદ્યાપીઠ જોઇને પ્રેરણા થઇ ને તેને પરિણામે શેઠે કરેલા સંકલ્પનું મૂર્તરૂપ એ આવ્યું કે ૧૯૨૦ના જૂનમા પંદર લાખ રૂપિયાની ઉદાર સખાવતથી એ વિદ્યાપીઠના પાયા પાકા થઈ ગયા આજે તો એ વટવૃક્ષની વડવાઇઓ દેશવ્યાપી થઈ ગઈ છે.

## સુખી સંયોગોમાં સહુ યે પ્રકટે જીવનકલા
## દુઃખની તરવોમાં સુભગ હસશે વીરવિરલા.

—રામપ્રસાદ શુક્લ—

ઇંગ્લંડની રૉયલ ઍકૅડેમીના પ્રદર્શનમાં નવા કલાકાર બર્ડનું એક ચિત્ર આવ્યું. ચિત્ર સારૂં હતું, પણ બધાં ચિત્રોની જગ્યા નક્કી થઈ ગઈ હતી, અને એ ચિત્ર માટે પ્રદર્શનમાં જગ્યા ન હતી. મહાન કલાકાર ટર્નર એ પ્રદર્શનની હૅંગિંગ કમિટી (ચિત્ર પસંદ કરીને તેને ઉચિત સ્થાન આપનાર સમિતિ)માં હતો તેણે તરત પોતાનું એક અતિ પ્રિય ચિત્ર ઉતારીને તેની જગ્યાએ બર્ડનું ચિત્ર લટકાવી દીધું

અનેકાર્થી શબ્દ . હેડ=ગુનેગારનો પગ જકડી તેને કેદ રાખવા માટે યોજેલું કાણાંવાળું ભારે લાકડું; સગર્ભા સ્ત્રીને નિયમિત થતી અમુક શારીરિક હાજત-જેમકે ઊલટીની હેડ, તોફાની ગાયભેંસના ગળામા, બરોબર પગ વચ્ચે રહે અને આથડાયા કરીને તેને નાસવા ન દે એવું બંધાતું લાબું લાકડું કે ડેરો; વેચવાના બળદનો કાફલો; કોલ અથવા કદ

કહેવતોના અર્થ 'રળિયા ગઢવી વેરના ઘેર, ભરકડા બેર.'—લાભ ધારીને કરેલા કામમા પણ સામું નુકશાન જ આવીને ઊભું રહે અને હતા ત્યાંના ત્યાં આવી રહીએ, એ સ્થિતિ માટે નિરાશાનો ઉદ્ગાર દર્શાવતી આ કહેવત વિષે વાત એવી છે કે રળિયા ગઢવી નામનો એક ચારણ એટલો ગરીબ બની ગયો કે બરના ભરકડા સિવાય કશો ખોરાક જ તેને મળી શકતો નહિ રોજ ભરકડું ખાવાની આ સ્થિતિથી કંટાળી તેણે વિચાર કર્યો કે દસબાર દિવસ બહારગામ જઇ આવું તો એટલું અનાજ બચશે, ને તેના બદલામા અમે ધણીધણિઆણી એકાદ બે દિવસ તો કંસાર જેવું ગળપણ કે શાકપાદડું પામીશું પણ આ યોજના અમલમા મૂકી, તે બારેક દિવસ બહારગામ ગાળી, ભાવતા ભોજનનાં સ્વપ્ન રચતો જેવો પોતાના ગામમા પગ મૂકે છે તેવા પાદરમા જ દસબાર મહેમાન આવી મળ્યા, અને તેમને પોતાને ઘેર લઇ જવા પડ્યા. આમ, બાર દિવસનું બચાવેલું અનાજ એક જ દિવસમા ખતમ થઇ ગયું ને પાછું ભરકડું ખાવાનો વારો આવ્યો! બીજે દિવસે ગામમા નીકળતા કોઇએ તેને પૂછ્યું, "કેમ રળિયા ગઢવી, ક્યાં ગયા હતા?' ગઢવીએ નિરાશા અને ચીડથી જવાબ દીધો: "વેરના ઘેર, ભરકડા બેર!'

જપાનમા મહિનાનાં નામને બદલે સંખ્યાનો ક્રમ હોય છે

ગણિતગમ્મતઃ પાસેપાસેના કોઇપણ બે અંક તમારા મિત્રને ધારવાના કહો અને પછી તેનો ગુણાકાર કરાવો. ધારો કે તેણે ૭ અને ૮ લીધા અને તેનો ગુણાકાર ૫૬ થયો હવે તેને કહો કે એ બંને અંકને ત્રણ ત્રણ વખત ગણિતરીતે એવી તરેહથી મૂકો કે બંનેનો જવાબ ૫૬ આવે. તેને ન ફાવે તો તમે આ રીતે ગોઠવી બતાવો ૭×૭+૭=૫૬; ૮×૮−૮=૫૬. આ રીતે પાસેપાસેના કોઇપણ બે અંક લઇને તમે એકસરખા જવાબ લાવી શકશો. એમાં કૂંચી માત્ર એટલી જ છે કે નાના અંકના બે આંકડાનો ગુણાકાર કરીને ત્રીજો ઉમેરવો, ને મોટા અંકના બે આંકડાના ગુણાકારમાથી ત્રીજો બાદ કરવો. (શિરાઝ ઈબ્રાહીમ બીવીજી-સિદ્ધપુર)

મૅક્સ શ્લિંગ નામના ન્યૂ યૉર્કના એક ફૂલના વેપારીએ 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ'મા શૉર્ટહૅન્ડ (લઘુલિપિ)ની ભાષામા જ એક જાહેરાત છપાવી મોટામોટા શેઠિયાઓ અને ઉદ્યોગપતિઓએ, તેમા શું હશે એવા કુતૂહલથી તેની કાપલીઓ કાપીને પોતાની શૉર્ટહૅન્ડ ટાઇપિસ્ટ સેક્રેટરીને તેનો અનુવાદ કરી લાવવા આપી તેમાં સેક્રેટરી રમણીઓને ઉદ્દેશીને એવું જણાવ્યું હતું કે તમારા શેઠને જ્યારેજ્યારે શેઠાણીના ઉપયોગ માટે ફૂલ જોઇએ ત્યારે અમારી દુકાનની ભલામણ કરજો! પોતાની જાહેરખબર વિષે કુતૂહલ પ્રેરીને તેનો વધુમા વધુ પ્રચાર કરવાની એક નવતર યુક્તિ!

લાપલૅન્ડનિવાસીઓ જ્યારે એકબીજાને મળે છે ત્યારે 'તમારા પગ કેમ છે?' એ રીતે તબિયતનો સવાલ પૂછે છે



ઈ.સ. પૂર્વે ૯૫૫માં ચીનમાં લી-મિંગ નામનો એક સુબો થઈ ગયો તેની બંને આંખમા બબ્બે ડોળા હતા!



સોનામહોરોનો આવડો મોટો ઢગલો હોય ત્યારે તેના બદલામાં બાજુએ બતાવ્યું છે તેટલું જ રેડિયમ મળે! (વિશેષ માહિતી માટે જુઓ, આ અંકમાંનું ચરિત્ર)

ચીની સ્ત્રીઓ એટલી વિનયશીલ હોય છે કે પોતાને ક્યાં દર્દ થાય છે એ, સાથે લાવેલી ઢીંગલીના તે અંગ દ્વારા ડૉક્ટરને બતાવે છે!

બંને છેડેથી ગાંઠો વડે બંધ હોય એવી પહોળા વાંસની એક કાતળી સરસરીતે કાપીને તેની ઉપર એક રૂપિયો જઈ શકે તેટલો લાંબો કાપ પાડવાથી તે પૈસા સંઘરવાની પેટી (મની-બૉક્સ)નું કામ આપશે

અલાબામા સ્ટેટ (યુ. સ્ટે.)ના તંદુરસ્તીખાતાએ કરેલા સંશોધન મુજબ, બાળકની જિંદગીનો સૌથી સલામત ગાળો પ થી ૯ની વયનો હોય છે.



રેલ્વે લાઇનની બાજુએ ઘણી વાર આ રીતના આંકડા લખેલા પત્થરો ખોડેલા નજરે પડે છે, જેમા દર ૦। માઇલને અંતરે એક એક પત્થર અનુક્રમે ¼, ½, ¾ અને પછી સપૂર્ણ આંક, એમ દર્શાવતો હોય છે તમે ધારો તો એ પથ્થરોની મદદ વડે ટ્રેનમાં બેઠાં બેઠાં તેની સ્પીડ (વેગ) માપી શકો. એ બે પત્થરોની વચ્ચે જેટલી સેકંડ વીતે તે વડે ૯૦૦ને ભાગી નાખો અને જે જવાબ આવે તે તમારી ગાડીનો વેગ. દાખલા તરીકે તમારી ગણત્રીમાં બે પત્થર વચ્ચે ૨૫ સેકંડ થઈ, તો ૯૦૦÷૨૫=૩૬ માઇલ તમારી ટ્રેનનો વેગ. કેટલેક સ્થળે દર ૦। માઈલને બદલે દર ફર્લાંગે એક પત્થર મૂકેલો હોય છે. ત્યાં ૯૦૦ ને બદલે ૪૫૦ને તમારી સેકંડો વડે ભાગવા.

ઈંગ્લંડના પોએટ લૉરીએટ (રાજકવિ)નું પદ ત્રણ કવિઓએ નકારેલું: ગ્રે, સર વૉલ્ટર સ્કૉટ ને વર્ડ્ઝવર્થ એમાંથી વર્ડ્ઝવર્થે પાછળથી એનો સ્વીકાર કરેલો. બધા જ રાજકવિઓને સુખદ જીવન પ્રાપ્ત નહોતું થયું એમાંથી ૩ પદભ્રષ્ટ થએલા, ૨ જેલમા પડેલા અને ૧ રાજકવિ તો દેવાને કારણે જેલમા પડેલો તે ત્યાં જ મરી ગયેલો!



રમત

ચિત્રકાર • ગનુ વ્યાસ



હુડુ-યુદ્ધ ચિત્રકાર: સૌ. શ્રીમતી નિર્મળાબહેન દેસાઈ (એમનાં બીજાં ચિત્રો તથા એમનો પરિચય હવે પછીના અંકમાં)

બ્લૉક: ચિત્રકારના સૌજન્યથી

વર્ષ ૨૦ **કુમાર** અંક ૫

મે • ૧૯૪૩



## દવ લાગ્યો

દવ લાગ્યો ને ખંડો સળગિયા,
સળગે સાગર ને આભ;
બળ્યાં રે શે'રો ને બળિયાં ગામડાં
સારે સંસારે લ્હાય . .. દવ રે૦

ઊંચી રે ઈમારત બાંધી બુદ્ધિએ,
એના મોભે યે ઝાળ,
મથીને હૈયે રચિયા બાગ જે,
લાગી તેમાં યે આગ . .. દવ રે૦

લોહી રે પડે ને ભપકી ઊઠતી,
ઝાઝે જોરે એ ઝાળ;
ફરે રે જળમાં, જાતી આભમાં,
તેને શાની રે પાળ? .... દવ રે૦

બળે રે મહેલો, બળતાં ઝૂંપડાં,
સળગે મોટા ને બાળ;
ઊભા રે સળગાવી દૂરે જે બધા
થાતી સહુનો એ કાળ .... દવ રે૦

બુઝાવી શકે ન એને રાજવી,
કોઈ નહિ વા કુબેર;
એક રે સૌ થાયે અદના આદમી
ત્યારે અટકે એ કેર .... દવ રે૦

**પ્રહલાદ પારેખ**

## નાખુદાને

પૃથ્વી•

જગર્ઝીન તમામ ભીરુ તણી ભ્રાંતબાથી તજી,
રહી સતત સાત સાયર અગાધનો મોખતી,
પ્રસન્નમન ખેલતા, ક્ષિતિજભાલ ચૂમ્યે જતા
ધપે કવણ આરઝુથી વદ ઓ જરા નાખુદા !

કદી તડિતની જબાન ચતુરત ચાટી વળે,
અને કદિક ઈન્દ્ર વજ્ર સહ રન્ધ્ર ક્યે ભરે,
કરે પિશુન રે પ્રવાત સહ ચીથરે ચીથરાં,
અને ઘનદલો ય શે અદય આભ અંધારતા;
છતાં અનત તુ રહી, ક્ષિતિજ માંહ્ય દૃષ્ટિ કરી
સદા સ્થિર, બલો બધાંય બિચસાવ એકાગની
બઢે કવણ આરઝુથી ચિરયાત્રિ અભ્રોમના ?

અરે, નહિ વિરોપ; લિજ્જત જરાક તો લ્હેરથી
કહે મુકરની સુધીર અહ્ દોસ્ત ! હું યે પછી
બનુ ખચિત આસમાન નજરાવતો નાખનો

**અશોક હર્ષ**

(અભ્રોમના=જળમય જેનુ ચિત્ત રહ્યુ છે તે)

## જયથી મહાન

•મિશ્ર•

વાર્ધકયનુ ભીષણુ હાસ્ય સામગી
વર્ષોતણા ભારથી દેહ વા નમી ?
ધાત્રો ઝીલી જીવનક્ષેત્રમાં કૈં
ઘવાયલા વીર, મથે તુ રોકવા
નિ:શબ્દ નિશ્વાસ, છતાય અંકિત
કારુણ્યરેરા મુખ પે સહુ ય.

ઉન્માદ તેં વિજયનો ન માણ્યો,
પરંપરા માત્ર પરાજયોની
પ્રેરી રહી નૂતન જગ કાજ.
જેતા તણી માદક પ્રેરણા શકી
એ પ્રેરણા શૌર્યભરેલ અદ્ભુત.

તારા રચી ઉચ્ચ પ્રશસ્તિગીત
ના અર્પતુ અંજલિ યે તને કો,
કિન્તુ અવિરામ શ્રમિત તારે
શી ક્ષુદ્ર શબ્દો તણી છે અગત્ય ?
માનેલ તેં મૂલ્ય પ્રયત્ન કેરૂ
ઝઝૂમવાનુ, હસતા વ્યથાને
સ્હેવા તણું, એ જયથી મહાન.

**હૈદર જીવાણી**

આત્મા કેરી ભક્તિ છે જ્ઞાનીઓની,
ભાષા કેરી ભક્તિ છે પંડિતોની;
કાળા વર્ણો કૂટતા સંત પાક્યા
જેની મ્હેરે પત્થરો યે તરેલા

**તનસુખ ભટ્ટ**

હૈયામાં દવ લાગ્યો છે, મુખે સ્નેહસુધા ઝરે,
સની, સતજનો, સ્નેહી, ધીર એ વ્રત આચરે

**રામપ્રસાદ શુક્લ**

આવતી કાલનાં નાગરિકો માટેનું અદ્યતન માસિક

નથી ઉલટું તે દ્વારા તેની લાગણી ને સંસ્કારને અનેકગણાં ઊંચા લાવી શકાય. ભગવાન બુદ્ધની જાતકકથાઓ મનુષ્યસંઘને દયા અને એકતા એ રીતે જ આપી શકી છે. એ જ રીતે સાચા ભાવે દોરાએલા તમામ ચિત્રો (ગમે તે યુગનાં ને ઢબે તોપણ) આબાલવૃદ્ધ સૌને તેની ભક્તિ, પ્રેમ કે શૌર્યની લાગણીઓથી પ્રેરિત કર્યા વિના નહિ રહે.

વિવિધ જ્ઞાન આપવાની ભાવનાથી કરાતા ચિત્રોમાં પણ કલ્પના અને ભાવમિશ્રિત ચિત્રોથી જ આરંભ કરવો પડશે. વૈજ્ઞાનિક વિભાગીકરણ કે નિરાકરણ કોઈ પણ બાળમાનસને પ્રથમ રુચિકર થતું નથી, પણ પોતાના પરિચય, સબંધ કે લાગણીમાં સમાય એવા પાત્રો પ્રાણીઓ અને પક્ષીઓ કે પદાર્થો વડે જ તે પ્રથમ સહેલાઈથી આકર્ષાય છે. તમે એને વરાળયંત્રની રચના સમજાવવા માંડશો તો જરા યે નહિ ગમે; પણ એક પ્રચંડ શક્તિવાળા રાક્ષસની વાત કહો, મનુષ્ય તેને કબજે કરે છે એવું કહો, તો તે એકાગ્રતાથી સાંભળશે અને મનુષ્યશક્તિનો વિકાસ કરવાની ઈચ્છા કરશે.

અરેબિયન નાઈટ્સ જેવી ચમત્કારપૂર્ણ વાતો દ્વારા તે સાહસ, ધૈર્ય, વિશ્વાસ, એકનિષ્ઠા સમજશે ને સાથે જ પ્રપંચો, કુટિલતા અને દુરાચારને તિરસ્કારતું થશે. આપણે મોટેરાં બધા એવા અનુભવોમાંથી પસાર થઈ ચૂક્યા છીએ. વાર્તાના સ્વરૂપો ભૂલી ગયા છે, પણ તેનું રહસ્ય આપણા જીવનમાં ઉતારી વ્યવહાર કરી રહ્યા છીએ.

સ્વ. ગિજુભાઈએ આ હકીકતનો સ્વીકાર કરી પોતાના બાલસાહિત્યમાં તેનો આદર કર્યો છે અને સદુપયોગ કરી બતાવ્યો છે, એટલે લેખિત સાહિત્યમાં આપણે ઠીક સંચય કર્યો છે પરંતુ ચિત્રિત સાહિત્ય ઘણું જ થોડું છે—અપ્રાપ્ય છે, અથવા જે છે તે મોંઘું છે. આ દિશામાં શ્રી દસાણીબહેનના પ્રયાસો ખરેખર અભિનંદનીય છે. તેમણે ચિત્રો સારાં અને સચોટ કરવા ખાસ કાળજી રાખી ખર્ચ કર્યો છે, અને લગભગ સફળતા મેળવી છે. પણ ઈતર ચિત્રિત સાહિત્યમાં ચિત્રોની પોકળતા, નિર્બળતા, વિચારની સચોટતાનો અભાવ અને નિર્માલ્ય કથનશક્તિ જોવામાં આવશે.

આ ખામીનો દોષ તેના પ્રકાશકો અને ચિત્રકાર બંનેને ફાળે સરખો જાય છે. પ્રકાશકો ચિત્રોના ગુણદોષનો ખ્યાલ કરી શકતા નથી, ચિત્રકારો ઊંડું નિરીક્ષણ અને અભ્યાસ કરતા નથી.

હાલ રાષ્ટ્રની ઉન્નતિ અને પ્રગતિનો પ્રશ્ન વિચારતાં આ કાર્યમાં દરેક જણ થોડો ભોગ આપવા તૈયાર થાય અને ઉચિત કાર્ય માટે ઉચિત પાત્રોને કામ સોંપાય તો એક ભારે દેશોપકારક કામ કરી શકાય. ચિત્રો સારા અને કલાનિષ્ઠ ચિત્રકારોને હાથે થવા જોઈએ, સારા રંગમાં છપાવા જોઈએ અને પ્રામાણિક વ્યાપારથી વેચાવા જોઈએ, જેથી દરેક સાધારણ આવકવાળા માતપિતા તે લઈ શકે. આ માટે બાળકોની ચિત્રપોથીઓ મોટી સંખ્યામાં અને અનેક ભાષાઓમાં છપાવવાની તૈયારી કરવી જોઈએ, જેથી બ્લૉક અને ચિત્રોનો ખર્ચ મોટા જથ્થા ઉપર વહેંચાઈ જતા પરિણામે તે સસ્તા પડે.

આજે તો કાગળ અને છાપકામ ઘણાં મોંઘા થઈ ગયાં છે, પણ તેનો ઉકેલ જ્યારે આવી જાય તે વખતે નવેસરથી વિચાર કરવો જોઈએ, અને બાળકોની પ્રગતિમાં ઢીલ થાય એ કરતા તે દિશામાં યોજનાપૂર્વક કામનો આરંભ કરી દેવો જોઈએ. ર. મ. રા.

('શિક્ષણપત્રિકા' માટે ખાસ લખેલો લેખ)

# 'હસ્તે બાઈ હીરૂ'

મારા એક મિત્રની પડોશમાં હીરબાઈ કરીને આધેડ ઉંમરની એક વિધવા રહેતી હતી. તેનો જુવાન દીકરો પરદેશ કમાવા ગયો ત્યારે એક ઓળખીતા દુકાનદારને કહેતો ગયો કે મારી માને જે કાંઈ પરચુરણ ચીજ જોઈએ તે મારે ખાતે લખીને આપજો. દીવાળી ઉપર હું ઘેર આવીશ ત્યારે હિસાબ ચૂકવી આપીશ. જતી વખતે દાણાદૂણાં તો ઘરમાં ભરી ગયો હતો, એટલે ખોરાકીપોશાકીની ચિંતા હીરબાઈને નહોતી. માત્ર ઝીણીનાની પરચુરણ ચીજ જોઈએ તે પેલા વેપારીને ત્યાંથી તે લઈ આવતી. બાર મહિને દીકરો ઘેર આવીને વેપારીને ત્યાં હિસાબ ચૂકવવા ગયો ત્યારે પોતાને નામે બસ્સો રૂપિયાનો આંકડો નીકળ્યો. જોઈને તે આભો જ બની ગયો! હિસાબ તપાસતાં ચોપડામાં રકમો વિગતવાર લખી હતી:

એક પૈસાની દીવાસળી—હસ્તે બાઈ હીરૂ
બે પાઈની ટીકડી—હસ્તે બાઈ હીરૂ
પૈસાનું ધુપેલ—હસ્તે બાઈ હીરૂ
એક આનાનું ઘાસતેલ—હસ્તે બાઈ હીરૂ
ત્રણ પૈસાનો સાબુ—હસ્તે બાઈ હીરૂ

આમ બધી રકમો વિગતવાર 'હસ્તે બાઈ હીરૂ' કરીને માંડી હતી, અને નીચે ખાસ્સો બસો રૂપિયા વગેરેનો સરવાળો હતો! દીકરાએ મૂંગે મોઢે રૂપિયા ગણી આપ્યા.

ઠેઠ નાનપણમાં સાંભળેલી આ ખરી બનેલી વાતે જીવનમાં મને એક મોટો પાઠ ભણાવ્યો છે કે 'નાની ચીજોનો સરવાળો હમેશાં મોટો હોય છે.' હીરબાઈના હિસાબમાં વેપારીનો વિશ્વાસઘાત હતો કે નહિ એ વાત બાજુએ મૂકીએ; પણ એક વાત જે બાઈ હીરૂ ન કરી શકી તે તો જીવનમાં ખાસ મહત્ત્વની છે: 'પાછું વાળીને જોવાની.'

અને એ ચેતવણી માત્ર ખર્ચ કરવા પૂરતી જ ઉપયોગી નથી. જીવનમાં ડગલે ને પગલે આપણે પાછું વાળીને જોયા વિના ચાલીએ છીએ. ખાતી વખતે આપણે જેમ પાછું વાળીને જોતા નથી ને માંદા પડીએ છીએ, તેમ ખરચતી વખતે આપણે આપણું ગજું વિસરી જઈએ છીએ, બોલતી વખતે આપણે આપણું ગૌરવ વિસરી જઈએ છીએ, સ્વાર્થવશ થઈ કોઈ અનુચિત કામ કરતાં આપણી આર્યતા-ખાનદાની વિસરી જઈએ છીએ.

પણ એ નજીવા ગણાતા માનુષી ખર્ચો, બેદરકારીથી બોલી નાખેલા હળવાં વેણ, વિસાત વિનાના લાગતા નાનાંનાના અપરાધોનો સરવાળો, બાઈ હીરૂના હિસાબની માફક, એટલી ધીમી ને અદૃશ્ય રીતે વધતો જતો હોય છે કે એક દિવસ ઓચિંતો તે આપણને પાયમાલી કે પસ્તાવાના કાદવમાં તરફડતા કરી મૂકે છે.

ઘણી પ્રાર્થનાએ આપને કહ્યું હશે એ વાત જીવનમાં બધાં જ ક્ષેત્રોમાં અને હમેશને માટે સાચી છે. નાના ને નજીવા લાગતા પ્રસંગોએ આપણે માત્ર જરાક જ ખમચાઈને વિચાર કરીએ, રોજેરોજ વાર આત્મપરીક્ષા કરી લઈએ, ખરે વખતે થોભીને પાછું વાળી જોઈ લઈએ, તો—

તો 'હસ્તે બાઈ હીરૂ'ની માફક આપણે 'હસ્તે' જીવનના અંતરના ચોપડામાં આપણે ખાતે લખાતા હિસાબનો સરવાળો જોઈને પસ્તાવાનો વખત કદી નહિ આવે.

'શાલિગ્રામ'

# પાશ્ચાત્ય જગતનો પહેલો જ્યોતિર્ધર



રોમના પૅલેઝો સ્પાડામાનુ
એરિસ્ટોટલનુ પૂતળુ

સિતમગર સિકંદરે કાંડાના બળે જગત જીતવા વિજય-પ્રસ્થાન આદર્યું, ત્યારે ગ્રીસમા એક એવી પ્રતિભા દ્યુતિમાન થઈ રહી હતી, જેણે પોતાના બુદ્ધિવિભવ વડે સિકંદરથી યે મહાન સામ્રાજ્ય ઊભુ કર્યું સિકંદરના તો અવસાન સાથે એનું સામ્રાજ્ય પણ અવસાન પામ્યું, પરતુ આ બુદ્ધિસમ્રાટની કીર્તિવેલને કરમાવવા કાળના અનેક ચક્રો યે અશક્તિમાન નીવડ્યા છે.

એનું નામ એરિસ્ટોટલ ઇસ્લામની શેહ અરબી આલમ ઘેરી વળેલી ત્યારે કૉર્ડોવા ને બગદાદની વિદ્યાપીઠોમાં તરુણ વિદ્યાર્થીઓ તેના ગ્રંથો હોંસેહોંસે પઢતા. એના નામનું અરબ અપભ્રંશ 'અરસ્તૂ' ફિલસૂફીમા તેની એકછત્ર આણ વર્તતી પણ એ સિવાય એ માનસશાસ્ત્રી હતો, તર્કશાસ્ત્ર નીતિશાસ્ત્ર ને રાજનીતિમા પાવરધો હતો, ને સૌથી જબરો તો એ જીવશાસ્ત્રી હતો. સાહિત્યવિષયક સમા-લોચના ને પાશ્ચાત્ય અલંકારશાસ્ત્રનો આદ્યસર્જક પણ એ જ ગણાય છે.

એની પૂર્વે થઈ ગએલા સૉક્રેટિસ ને પ્લેટો (અરબોના 'સુકરાત' ને 'અફલાતૂન') મળીને થતી ગ્રીસની 'અમર ત્રિપુટી'નો એ છેલ્લો અંકોડો પણ એનું જ્ઞાનસામ્રાજ્ય પહેલા બે કરતા અનેકગણું વિસ્તર્યું હતુ. ને આજે તો એટલે સુધી કહેવાય છે કે કોઇ પણ બુદ્ધિમાન શખ્સ જાણ્યે અજાણ્યે તેનો અનુગામી જ છે.

પ્લેટો (અફલાતૂન)ના ચિંતનાત્મક સાથે એરિસ્ટોટલ(અરસ્તૂ)નાં પ્રયોગાત્મક ગ્રંથનો અરબો પાસેથી હિસ્પાનિયા (સ્પેન)ના યહૂદીઓએ અપનાવ્યાં, ને પાશ્ચાત્ય જગતમા જ્ઞાનની ક્ષીણપ્રાણ બનેલી એ જ્યોત પુનઃ પ્રકાશી ઊઠી સિકંદરિયાનાં કિતાબખાનાએ એ જ્યોતમા નવું તેલ પૂર્યું ને એ અરસામાં એવું કોઇ ખ્રિસ્તિ હૃદય ન હશે જેણે એ પુણ્યજ્યોતિની આશાતા ન અનુભવી હોય.

સિકંદરના દાદા આમિન્તાસના રાજવૈદ્ય ઍસ્ક્લેપિયસના પુત્ર નિકોમૅકસનો તે પુત્ર. ઈજીઅન સમુદ્રના વાયવ્ય કિનારાના અખાત પર આવેલા સ્ટેજિરા નગરમાં ઈ પૂ ૩૮૪મા તે જન્મેલો. જાતિએ તે આયોનિયન હતો નિસર્ગના પહેલા અન્વેષકો તરીકે આયોનિયન ગ્રીકો પહેલેથી જ પંકાતા આવેલા.

એરિસ્ટોટલના બાળપણ કે યુવાનીની કશી વિગતો બહાર નથી આવી. તેના હાથ આવેલા ગ્રન્થોમા પણ એ બાબતનો કયાં યે ઉલ્લેખ નથી. તેના બાપ પાસેથી તે વૈદુ શીખેલો ને પછી ઍસ્ક્લેપિયડની સંસ્થાનો સભ્ય બનેલો એટલી માહિતી મળી શકે છે

અઢારની વયે ગ્રીસના ત્યારના સર્વોત્તમ ફિલસૂફ પ્લેટોની શાળા-માં તે દાખલ થયો. ડાયોજિનિસ લેઅર્ટિસના કહેવા મુજબ, બેસ ગયેલો અવાજ, નાની છતા ધ્યાનરક્ત આંખો ને પાતળા પગવાળા છતાં તરવરિયા એ તરુણની જ્ઞાનપિપાસા એટલી બધી હતી કે અભ્યાસ ખાતર તે ઘણીવાર રાતે ઊંઘનો પણ ત્યાગ કરતો નિદ્રાનો સમય બને તેટલો ઓછો કરવા પથારી પાસે પિત્તળનું એક વાસણ રાખી તેના પર વાળા કરેલા હાથમાં સીસાનું વજન મૂકી તે વાચવા પડતો વાંચતા વાચતાં ઝોકું આવી જતુ કે તરત નિદ્રાથી જડ થએલા તેના હાથમાથી પેલું વજન પડી જતુ, વાસણ ખખડી ઊઠતું ને એ જાગી પડતો!

પ્લેટો પાસેથી અનેક વિષયો તે શીખવા લાગ્યો ને એ બધામા એનું અન્વેષણ એટલુ ઊંડું હતુ કે તેણે સૌ વિદ્યાર્થીઓમા માનની નજર પેદા કરી હતી કહેવાય છે કે, ઘણી વાર તો વિદ્યાર્થીઓ પ્લેટો-ના ગતવ્ય કરતાં યે એરિસ્ટોટલના ખાનગી અભિપ્રાયને વિશેષ પસંદગી આપતા. પ્લેટો તેની પ્રગલ્ભ બુદ્ધિમત્તાથી અણજાણ નહોતો. એરિસ્ટોટલને તે 'શાળાની પ્રતિભા' તરીકે સંબોધતો.

થોડા વખતમા તો આ તરવરિયો જુવાન ઍકેડેમીમાં પોતાના ગુરુના મદદનીશ તરીકે કામ કરતો થઈ ગયો. જ્યાંજ્યાં પ્લેટોથી તેનો મત વિરુદ્ધ જાય ત્યા ત્યા તેની છડેચોક જાહેરાત કરતા તે સહેજ પણ ન અચકાતો તે કહેતો, 'પ્લેટો મને પ્રિય છે, પણ સત્ય પ્રિયતર છે'

ઇ. પૂ. ૩૪૭મા પ્લેટોનું અવસાન થયુ તે સાથે એણે આથેન્સ પણ છોડ્યુ. એ સાથે ઇ પૂ ૩૬૭થી ૩૪૭ સુધીનો તેના જીવનનો એક ગાળો સપૂર્ણ થયો લેખાય. બીજો ગાળો ઈ પૂ ૩૪૭થી ૩૩૫નો. એ આખો યે ગાળો રખડપાટનો છે. હર્મિયાસ, મિતિલીન, લેસ્બોસ, ઍસસ, પૅલા એ બધા જાણીતાં સ્થળો એ અરસામાં તે રખડી ચૂક્યો. તેની વયના આ ૩૭થી ૪૯ સુધીના એ બાર વર્ષો પછી ઉજ્જ્વલ ગાળો આવે છે તે પણ બાર વર્ષનો, ઇ. પૂ ૩૩૫થી ૩૨૨ સુધીનો કેફિસસ-

આપેલો આથેન્સમાં એ ન બન્યું, પણ એ બનાવવામાં કારણભૂત તો આથેન્સ એકલું જ હતું. કોઈ પણ બહાનું આથેન્સની એ કાળી ટીલી ધોઈ શકે તેમ નથી.

જિંદગીની ચડતીપડતીની દરમિયાન પણ અરસ્તૂની મહાયવૃત્તિ કદી ઓસરી ન હતી. સગાંઓ ઉપરાંત હરકોઈ ગરજવાનને તે નિઃસ્વાર્થ સહાય કરતો રહેલો. ગુલામોના છૂટ માટે પહેલવહેલો પ્રયાસ કરનાર પણ એ જ હતો.

એ મૂઓ ત્યારે થોકબંધ લખાણ પાછળ મૂકતો ગએલો. ભૌતિકશાસ્ત્ર, આધિભૌતિકશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ખગોળ, પ્રાકૃતિક ઇતિહાસ, કાવ્ય અને અલંકારશાસ્ત્ર તથા રાજનીતિ એ બધા વિષયો પર તેણે પોતાની કલમ ચલાવી છે. આજ એવડા બહોળા ક્ષેત્રમાં ચાંચ બોળવાની પણ કોણ હિંમત કરી શકે? અને છતાં તેની પાસે હાલનાં સાધનોમાંનું તો એકે ન હતું. નહોતું હવાનો વજન કે ગુરુત્વાકર્ષણનું ત્યારે જ્ઞાન, કે નહોતા વજન કે કદના સાચા પરિમાણો મેળવવાનાં સાધનો; નહોતું સૂક્ષ્મદર્શક યંત્ર, કે નહોતા ઘડિયાળ ને થર્મોમીટર.

આ મહાન અરસ્તૂએ આજના વિજ્ઞાનની દૃષ્ટિએ ભૂલ કરી હોય તો એટલી જ કે તેણે પૃથ્વીને વિશ્વનું કેન્દ્ર મનાવ્યું, ડેમોક્રીટસના આણુવિક સિદ્ધાંતને અને પાઇથાગોરાસના અમુક કેન્દ્ર આસપાસ પૃથ્વી ફરતી હોવાના સિદ્ધાંતને તેણે ખોટા ઠરાવ્યા હતા, પણ એટલા ખાતર તેણે જિંદગી નીચોવી કરેલું કાર્ય ઉપેક્ષાને પાત્ર નથી બનતું. એના સારા યે કામની તુલના કરીને રેનાએ પણ કહ્યું છે કે 'જગતને પહેલવહેલું વિજ્ઞાન આપનાર તો અરસ્તુ જ હતો.' ગર્ભશાસ્ત્રની નાજુક વિદ્યામાં કશા સાધનો વિના તેણે એટલી તો પ્રગતિ કરેલી કે સર્વોત્તમ ગર્ભશાસ્ત્રી ફૉન બેયરે જાહેર કરેલો મહાન સિદ્ધાંત પણ તેના ગ્રંથોમાં મળી આવે છે અને તે એ કે, ગર્ભમાં પહેલાં તો બધા જેમ સાધારણ લક્ષણો જણાય છે, પછી જાતિના ને સૌથી છેલ્લે વ્યક્તિત્વના.

વંશાનુગતિકતાનો વિકાસ તો ગ્રેગર મેન્ડેલે હાલમાં જ કર્યો છે, પણ તે પહેલાં અરસ્તૂએ તેના પર અન્વેષણ આદરેલું. એક વિચિત્ર બાબતે તેને એમાં પ્રેર્યો. એક ગોરી સ્ત્રીએ એક સીદી સાથે લગ્ન કર્યાં. તેથી થએલાં પુત્રપુત્રીઓ તો બધાં ગોરાં થયાં, પણ ત્રીજી પેઢી પાછી સીદી જ જન્મી. ગોરા શરીરમાં ત્યારે કાળાશ ક્યાં સંતાએલી હશે? અરસ્તૂએ તે પર અનુમાનો કર્યાં, તેની પછી બે હજાર વર્ષે મેન્ડેલે તેનો સાચો જવાબ આપ્યો.

પ્રાણીઓનું તેણે કરેલું વર્ગીકરણ તો લિનિયસે કરેલા થોડા સુધારાવધારા સહિત આજ દિવસ સુધી હજુ યે સ્વીકારાતું આવે છે. જીવશાસ્ત્રના અભ્યાસ માટે તે પ્રાણીઓને ચીરતો ને કાયદો ને ધર્મ જો મના ન કરત તો તે મનુષ્યોને પણ ચીરત. પણ એ સુભાગ્ય ન મળતાં મનુષ્યની જાતિ ઉપરના તેના ઘણા નિર્ણયો ખોટા પડે છે. સંતતિનિયમનનો જગતને પહેલો ખ્યાલ આપનાર પણ એ જ. તે કહેતો કે આબાદી માટે વસ્તીનું પ્રમાણ નિયમિત જ રહેવું જોઈએ. લગ્ન માટે પુરુષની વય ૩૭ની અને સ્ત્રીની ૨૦ની તેણે જણાવેલી છે.

પણ સૌથી મહાન પ્રશ્ન તો તેણે વિકાસવાદનો છણેલો. ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદને તો હર્બર્ટ સ્પેન્સરે ઓગણીસમી સદીમાં વિકસાવ્યો, પણ અરસ્તૂએ તો ખ્રિસ્તથી યે ત્રણસો વર્ષ પહેલાં માણસથી લઇને તે લાકડા સુધી, તથા પથ્થરથી માંડીને તે જીવની વૃત્તિઓ સુદ્ધાંને એ લાગુ પડતો હોવાનો ઉલ્લેખ કર્યો છે; અને જેમ કોઈ જાતિનો માનસવિકાસ વધુ ને વધુ થતો જાય છે તેમ તેની સંતતિની પેદાશ ઘટતી જવાનું પણ તેણે જણાવ્યું છે.

માનવતાના આ મહાન સંસ્કારકને ખ્રિસ્તી ધર્મને સુધારવા નીકળેલા લ્યૂથરે નિશાળીઆઓના ગુરુ તરીકે વખોડી કાઢ્યો છે, પણ જ્યારે સંત ટૉમસ અક્વીનાસ જેવા બોલી ઊઠે છે કે 'Aristotle was the master of those who know' ત્યારે આ અભિપ્રાયની કશી કીમત રહેતી નથી. દાન્તે જેવા મહાકવિ પણ તેને 'અજબ ફિલસૂફ' જણાવે છે. તેનું 'નિકોમેકિયન નીતિશાસ્ત્ર' તો આજ પણ દુનિયાના મહાન ગ્રંથોમાં ગણાય છે. યુરોપના પુનર્વિધાન-યુગ (રેનાસાં) સુધી તો યુરોપની સમગ્ર વિચારસૃષ્ટિનો એ એકલો શાસક હતો. ગઇ સદીનો ડાર્વિન પણ તેના માટે લખતો ગયો છે કે 'Linnaeus and Curier have been my two Gods, though in very different ways; but they were mere school-boys to old Aristotle.'

તેણે કાર્ય માટે લીધેલું પગથિયું કદાચ નાનું હશે, કારણ તેની પાસે કોઈ ભૂમિકા તૈયાર ન હતી કે અનુકરણ કરવા યોગ્ય નહોતો કોઈ નમૂનો. પણ જે પગથિયે તેને ગૅલીલિયોના યુગ સુધી વિજ્ઞાનના શહેનશાહ તરીકેની પદવી અપાવી એ પગથિયું નાનું કેમ કહી શકાય?

ખીલતા ગુલાબથી લઇને અદૃશ્ય થતા આકાશબિંદુ સુધીના, સજીવતાના થતા અનંત પુનરાવર્તનના નિરીક્ષણથી એ પોતાની આખી ફિલસૂફી રચી ગયો છે. જીવનભર ક્યાંયે માન, સહાય કે સંતોષ પામ્યા વિનાના એ ફિલસૂફનો સાચો દિલાસો એક જ હતો. ચિંતન.

'જિંદગીનો સાચો દિલાસો મને તત્વના ચિંતનમાં જણાય છે. જેમજેમ મારી જાતને હું એકલી જોઉં છું તેમતેમ ચિંતનમાં રત થાઉં છું' એ શબ્દોમાં પોતાના એકના એક આશ્વાસનનો ઉલ્લેખ કરતા આ ફિલસૂફનું પૂતળું આજ પણ રોમમાં પૅલેઝો સ્પૅડામાં ઊભું છે. બધી આશા, બધા આદર્શો વહી ગયા હોય તેવા કોઈ માનવીના એ આદર્શ પ્રતિકૃતિ લાગશે. તેના હોઠ અને આંખો પણ નિરાશાનું જ સૂચન કરતા જણાશે. છતાં પણ દુઃખની સતત સતામણીમાં પસાર થનારના ચહેરા પર ફિલસૂફીની જે રેખાઓ આપમેળે અંકાઈ જાય છે એવી એ રેખાઓનું નિરીક્ષણ જ એના વ્યક્તિત્વનો સાચો ખ્યાલ આપી શકશે.

એ યુગબાળી તત્વદૃષ્ટાની કોઈએ સાચીજ પિછાન આપી છે કે,

'Mongst gods, he was a man mortal,
'Mongst men, like God that can do all

અશોક હર્ષ

## ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ તરફથી થતી વાર્ષિક વાઙ્મય-સમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતી, વર્ષભરના વાઙ્મયની સમીક્ષાનું કામ, ચાલુ વર્ષના પુસ્તકો માટે નીચેના ત્રણ વિભાગવાર તેમની સામે જણાવેલા સમીક્ષકોને સોંપવામાં આવ્યું છે: (૧) કવિતા, નાટક, નવલિકા, નવલકથા વગેરે લલિત વાઙ્મય માટે-પ્રો ભાનુશંકર બા વ્યાસ, 'પ્રભુભુવન', શ્રી પી. ટૅન્ક, મુંબાઈ ૪; (૨) નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ-તત્વજ્ઞાન, ઇતિહાસ-પુરાતત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, પ્રવાસ, બાળસાહિત્ય વગેરે લલિતેતર વાઙ્મય માટે-પ્રો. હસમુખલાલ મ કાજી, સિવિલ સ્ટેશન, રાજકોટ; (૩) રસાયણશાસ્ત્ર, ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, શાસ્ત્રીય સાહિત્ય આદિ વૈજ્ઞાનિક વાઙ્મય માટે-પ્રો. ડૉ રમણિક કે ત્રિવેદી, 'પંકજ', પ્રતાપગંજ, વડોદરા. સૌ લેખકો તથા પ્રકાશકોને પોતાના પુસ્તકો સમીક્ષા માટે ઉપર જણાવેલા સમીક્ષકોને તેમને સરનામે મોકલવા ગુજરાત સાહિત્ય સભા અમદાવાદની આગ્રહભરી વિનતિ છે.

ફેઆના રહેવા તેઓએ એ નથી રહી શક્યા. બીજી વખત ગાંડીમાટે એ વાજનું પતાવ્યું, ત્યાં ઊંઘના માટે છેટો ટૂંકો પડ્યો!

છેવટે, જેમતેમ કીકેલું મૂકી, ગાયે પીળી ચોળીને વરરાજ તૈયાર થયા ત્યારે રાતના એકનો ગુમાર થયો હતો.

આ વખતે જાનૈયાઓમાંના ઘણાખરાઓએ તો એમની ઊંઘ પણ ઊંચી મૂકી હતી. આવી, વણુંવણું ગોદડાં અને બબ્બે ગાદલાંની હૂંફ ક્યાંથી મળે?

વરઘોડો ચડ્યો ત્યારે બહુ ઓછા જાનૈયાઓ જાગતા હતા—વર, અણવર, વરના બાપ, ઇચ્છાકાકા, અને લૂણ ઉતારનાર એકબે છોકરીઓ. સાફ થયું, કે ગાડવિયા શ્રીયુતો મોટી સભામાં જાગી પહોંચ્યાં હતાં.

હથેવાળો થતા પણ બહુ વાર લાગી. બે આખો સોપારીના પાન વહેંચવામાં વઢી પડ્યા, તે એક કલાકે તેમની વચ્ચે સમાધાન થયું. પછી કન્યાદાન દેવાયું. હથેવાળો પત્યો એટલે ચોરીના ફેરા ફરવા શરૂ થયા.

રાતના અઢી વાગ્યા હતા. ટાઢ કહે કે મારું જ કામ. વરરાજાએ તો લાંબા ડગલાની નીચે એક ગરમ બંડી ચડાવી લીધી હતી, એટલે બીક જેવું નહોતું, પણ કન્યાને હજી હમણાં જ નવડાવી હતી, તેથી આ ટાઢને લીધે થરથર ધ્રૂજતી હતી. તેના વાંસાની ધ્રુજારીને લીધે તે પર અડેલીને પડેલ તેની બહેનનો હાથ જ્યારે થરથર્યો, ત્યારે એણે શાલ લાવીને કન્યાને ઓઢાડી લીધી.

આ ટાઢે જાનીવાસમાંના જાનૈયાઓ એક પડખું ઠંડું થવાથી ગોદડામાં હળવેકથી બીજું પડખું ફેરવતા હતા.

ઇચ્છાકાકા પાસે સોપારીની થેલી હોવાથી ગાડવિયાઓ તેમનો જીવ ખાતા હતા. કેટલીક ચાલાક બાયડીઓએ તો ગીતમાં પણ ઇચ્છાકાકાને ગાયા:

> જેવું જેવું રે ઇચ્છા! તારું મોટપણું રે,
> તેં તો સોપારીના કકડા સારુ દેહ જેવું રે. .

ઠંડીમાં ઇચ્છાકાકા ધ્રૂજતા હતા, છતાં આ લીટીઓ સાંભળતાં ધન્યતા અનુભવી રહ્યા.

**વરઘોડિયાં** ફેરા ફરી રહ્યાં એટલે સૌ જાનીવાસ તરફ જવા ઊપડ્યા. સૌથી મોખરે વાજા હિટસનલાઈટ લઈને ચાલતો હતો. પાછળ વરઘોડિયાં, એની પાછળ અણવર, ઇચ્છાકાકા, અને બીડા લેવા માટે વેવાઈપક્ષનો શીવજી ચાલતો હતો.

ઉતારામાં અત્યારે નસકોરાંનો અવાજ ન ગણીએ તો સાવ શાન્તિ હતી.

ગોર મહારાજે ગોત્રેજના ચાંદલા આગળ દીવો કર્યો અને બે બાઈઓ જોડાઈ વરઘોડિયા કોડી રમવા બેઠા. ઇચ્છાકાકાએ પોતાને સોંપાએલા સોપારીનો હવાલો હજી છોડ્યો નહોતો.

કોડીની રમત રમાઈ રહી એટલે વેવાણોએ બીડાં માગ્યાં.

ઇચ્છાકાકા સિવાય બીજો કોઈ પણ માણસ એવી શક્તિઓ નહોતો ધરાવતો, જેને નાણાંવિષયક જવાબદારી સોંપી શકાય.

હવે બન્યું એવું, કે બીડાં લેનારી વેવાણોની સંખ્યા ધાર્યા કરતાં ઘણી મોટી નીકળી પડી. એ સૌને જુદીજુદી રકમનાં બીડાં જમણા હાથની મૂઠીમાંથી ડાબી હથેળીમાં બરોબર, બે વખત ગણીને આપવા જતાં ઘણો સમય વીતી ગયો.

વરરાજાને તો આખા દિવસનો નકોરડો ઉપવાસ હતો અને ઠેઠ મોડેથી ફરાળ મળ્યું હોવાથી એમાં કાંઈ મોકળી વળી નહોતી. એ તો થાકોડાને લીધે કડકડતું ધોતિયું અને કોટની પહેરણ સોતા, કર-ચલી પડવાની પણ બીક રાખ્યા વિના ખાટલામાં પડ્યા.

અણવરે પણ આખા દિવસની ઑનરરી-માનાર્હ-મજૂરી કરી હોવાથી થાકીને ઠેં થઈ ગયા હતા. તેમણે પણ જગ્યા કરીને લંબાવ્યું.

વરના બાપ તો આગલી રાતે રૂપિયાની કોથળીઓ ગણવા આડે ઊંઘી જ નહોતા શક્યા. તેમાં વળી આજની પણ પોણી રાત ભાંગી. આજના ખરચનો હિસાબ આવતી સવારે લખવાનું નક્કી કરી, તેમણે પણ ઢબૂજી ઓશીકા નીચે મૂક્યો.

લૂણ ઉતારનારી છોકરીઓ તો આમે ય ઊંઘતી જ હતી. એ તો બીચારી આવતાંવેંત જ ઢળી પડી.

ઇચ્છાકાકાને વેવાણોએ બીડાં માટે બહુ રોકી રાખ્યા. તો ય, ધારે આવ્યું તો એમ કહેવાય કે ઇચ્છાકાકાએ જ વેવાણોને મોડે સુધી રોકી રાખી.

રાતના ત્રણને ટકોરે ઇચ્છાકાકા દાખલ થયા ત્યારે ઓરડામાં ત્રણ ઓછી કૅન્ડલ પાવરની ફૂંકાતી નાખેલી હિટસન લાઈટ સિવાય બીજું કોઈ જાગતું નહોતું. જાનૈયાઓ બધુ ય પાથરણું વીંટીવીંટીને હલાવી સુતા હતા. અને અત્યારે કેવી મીઠી ઊંઘ માણી રહ્યા હતા! બેટમજીઓએ નરી છે ને કાંઈ!

હવે પાંસળાં વીંધી નાખે એવી ટાઢમાં કરવું શું? સૂવાની તો ક્યાંય જગ્યા જ નહોતી. તસુ પણ ખાલી નહોતું, નહિતર આડે-ઓડે પણ કોઈ બે જણની વચ્ચે સમાસ કરી શકાત. પણ હવે ઊઠ્યા વિના કાંઈ ચાલશે?... ને સૂવાની જગ્યા તો ધારો કે કદાચ મળી હોત, તોપણ ઓઢવાનું શું? નવાબજાદાઓએ ઓશીકે પણ ગોદડાં જ મૂક્યાં છે!

અને આવી મોડી રાતે પાથરણું લેવા વેવાઈને ત્યાં પણ કોણ જાય? વાજાં પણ હમણાં જ વીંઝણો લઈને માંડવે વધી ગયો. પગલાંનો જ ફેર પડ્યો.

ઇચ્છાકાકા મૂંઝાય અને એનો તોટ ન આવે એવું બને?

ખાટલાની ઈંડી પાસે જે બે જણ સુતા હતા તેમની વચ્ચે મહેજ પોલાણ રહી જવા પામેલું એમાં હળવે... ક રહીને ઇચ્છાકાકાએ પડખાભેર ઉભડક જેવી સ્થિતિમાં લંબાવ્યું.

પણ આમ તે આખી રાત પડ્યા રહું, તો તો હાડકાંના સાંધા જ રહી જાય ને! ને એકધારાં નળિયાંવાળા ખપેડામાંથી સીધા વર-સના ટારગલ ટુંકવાઈ જ જતું કે બીજું કાંઈ થાય?

છેવટે ઇચ્છાકાકાએ એક તુક્કો અજમાવ્યો.

પડખામાં જે જણ સૂતો હતો એના વાંસા ઉપરથી પહેરણ ઊંચું કરીને હળવેક રહીને ત્યાં કાકાએ પોતાની છાતી ફેરવી!

પેલો બરફીને જાગી ગયો. આખમાં બરફી ઊંઘને હિટસનલાઈટ-નો ઉજાસ આંજી નાખતો હતો. પાછળ વાંસામાં કૂતરું જીભ ફેરવી ગયું હોય એમ ભીનુંભીનું લાગતું હતું. પણ કૂતરું તો અહીં, અત્યારે ક્યાંથી આવે? ત્યારે કોઈ માણસે...?

'કોણ ઇચ્છાકાકા!......'

ઇચ્છાકાકાએ ફરીથી એના પગની ઘૂંટી ઉપર જીભ ફેરવી!

'આ શું, ઇચ્છાકાકા? શું થયું છે?'

ઇચ્છાકાકાના મોંમાંથી લાળ ચાલી જતી હોય એમ પેલો ઊંઘ-ભરી આંખે પણ કળી શક્યો.

'શું થયું છે ઇચ્છાકાકા?'

ઇચ્છાકાકાને હેરણી ઉપડી હોય એમ તેઓ હ...ર હ...ર હ... ર કરી રહ્યા હતા. તેમાં વચ્ચેવચ્ચે તેઓ ત્રૂટક શબ્દો બોલ્યા:

'તમે કોઈ, હ... ર, જરાય ગભરાતા નહિ હો! હ...ર છ તો

પણ ના આ વખતે તો આખી પરિસ્થિતિ અણધારીરીતે ફેરવાઈ ગઈ. હવે તો 'શિકારી' જાતે જ 'શિકાર' બની બેઠો અને ત્યાંથી નાસી જવાને બદલે કે એના માટે બાંધી રાખેલા તૈયાર ભોજનને ઝડપવાને બદલે, સિંહે તો આ વખતે મને જ ઝડપવાનો નિશ્ચય કર્યો. ચોરપગલે હવે એણે મારી આસપાસ ભમવા માંડ્યું અને મારા ખટખડપાંચમ જેવા માળા ફરતા ચક્કર લગાવતાં લગાવતા, કાંટાળા ઝાંખરા વચ્ચેથી રસ્તો કરીને આવતાં, એણે મારી અને એની વચ્ચેનું અંતર ધીમેધીમે ઓછું કરવા માંડ્યું આ રમત એ બરોબર બે કલાક સુધી રમ્યો. અને હું પણ, પ્રત્યેક ક્ષણે એ મારા પર ધસી આવશે એવી ખાતરીથી વાટ જોતો બેઠો હતો આવું બને, એ સંભવ ધ્યાનમાં રાખીને કંઈ માળો બાંધવામાં આવ્યો ન હતો એના ધક્કાથી પાતળા થાંભલાઓનો એકાદ ભાંગ્યો તો . . ? અથવા મારી અને જમીનની વચ્ચેનું દસબાર ફૂટનું અંતર સિંહ માપી શક્યો તો . ? આ વિચાર ભાગ્યે જ પ્રોત્સાહક હતો મને રૂંવે રૂંવે ઝણઝણાટી થતી હતી અને આવી ભયંકર સ્થિતિમાં મારી જાતને મૂકવાની બાબી જોઈને મૂર્ખતા કરવા માટે મને ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. આથી મનોદશામાં પણ હું હાલ્યાચાલ્યા સિવાય સ્થિર થઈને બેઠો હતો. ખરું પૂછો તો આખનું એક મટકું મારવા જેટલી પણ મારામાં હિંમત ન હતી.

પણ આખરે લાખો વખત પડેલા પરિશ્રમની અસર મારા જ્ઞાનતંતુઓ ઉપર થવા માંડી અને જ્યારે મધરાતે અચાનક પાછળથી કંઈક આવીને મારા માથાના પાછલા ભાગમાં 'પટાક' કરતું ને અથડાયું તે વખતની મારી લાગણીઓની પરિસ્થિતિ વર્ણવી શકાય એમ નથી. એનો તો કેવળ ખ્યાલ કરવો જ ઘટે ઘડીભર તો હું એટલો થથરી ગયો કે પાટિયા ઉપરથી ઊથલી પડતા સહેજમાં રહી ગયો મને તો લાગ્યું કે સિંહે પાછળથી તરાપ મારી છે પણ થોડીક વારમાં મન ઉપર કાબૂ આવતા મેં જોયું કે મને અથડાએલી ભયંકર (!) વસ્તુ તો બીગારૂ એક ઘુવડ હતું મને સ્થિર બેઠેલો જોઈને એણે ઝાડનું ઠૂંઠું જ માની લીધું હશે ' સાધારણ પ્રસંગોમાં આ બનાવ કંઈ ભડકાવનાર ન ગણાય, એની મને ના નથી પણ એ પ્રસંગે તો મને લગભગ પક્ષાઘાત જ થઈ ગયો ! અનાયાસે મને ધ્રુજારી આવી ગઈ ને એનો પ્રત્યાઘાત માળા હેઠળથી ગાત્ર શિથિલ કરી નાખતા ભયંકર ઘુઘવાટે કર્યો

આ પછી મારાથી બની એટલી સ્થિરતા મેં રાખી જો કે આવેશને લીધે હું ધ્રૂજતો હતો થોડી વારમાં સિંહને દબાતે પગલે મારી નજદીક ફરીથી આવતો મેં સાંભળ્યો ભૂખરા ઝાંખરા વચ્ચે એ ભરાઈ ગયો હતો, એટલે મહામહેનતે મને એનું શરીર નજરે પડ્યું હતું પરંતુ મારા એ ઘડીના કાર્ય માટે તો એટલું યે બસ હતું. એટલે એ ઓચિંતો આવી પહોંચે તે પહેલાં તો ધડકતે હૈયે પણ સાવધાનીથી નિશાન લઈ મેં ઘોડો દબાવ્યો. ભડાકાના અવાજ ભેગો જ ભયંકર ગર્જનાનો અવાજ આવ્યો ને ચોગરદમ તરફડાટ કરતો કૂદકા મારતો ધમપછાડા કરતો હું એને સાંભળવા લાગ્યો કારણ હવે એને હું જોઈ શકતો ન હતો ગોળી વાગતાં જ એક કૂદકે એ ગાઢ ઝાડીમાં પેસી ગયો હતો. એને ઘાયલ કર્યાનો વધુ ચોકસાઈ કરવા, જે દિશામાં એની ફડાફડ સંભળાતી હતી તે તરફ મેં ગોળીઓ છોડે જ રાખી ધીમે ધીમે દર્દની ચીસોની એ પરંપરા નિઃશ્વાસના રૂપમાં ફેરવાઈ ગઈ અને આખરે તદ્દન શમી પણ ગઈ અને મારી ખાતરી થઈ કે તાની જેડીમાંનો એક, જેણે આટલા મહિના અમને ત્રાહ ત્રાહ કરાવ્યો હતી તે, હવે અમને વધુ ત્રાસ આપશે નહિ.

જેવા મારા ભડાકા બંધ થયા કે આસપાસની છાવણીઓમાંથી હોકારાના અને પૂછવાના અવાજો ઉપર અવાજો જનાર ભેગીને આવવા લાગ્યા. મેં પણ વળતો જવાબ વાળ્યો કે 'ગભરાતા નહિ. હું સલામત છું અને બેમાંનો એક સિંહ માર્યો ગયો છે ' એ સાંભળતાંવેંત તમામ છાવણીઓમાંથી આનંદના પોકારનો એટલો બધો શોરબકોર થઈ ઊઠ્યો કે એ સાંભળીને માઈલો સુધી રહેતા આદિવાસીઓને ખરેખર આશ્ચર્ય થયું હશે ઘડીવારમાં તો જંગલની આડમાંથી દીવાઓની હારમાળા ચમકતી દેખાવા લાગી છાવણીમાંથી એકેએક માણસ નીકળી ચૂક્યો હતો, ને ઢોલ નગારાં વગાડતા, પીપૂડાં ફૂંકતા તેઓ બળતી મશાલો સાથે માંચડા ભણી આવી રહ્યા હતા. આવતાંવેંત એમણે માળાને ઘેરી લીધો અને 'મુબારક' 'મુબારક' (એનો અર્થ 'નરબહાદર માણસ!' 'અમારો ઉદ્ધાર કરનાર!' એવો થાય, નહિ?) બોલતા એમણે મારી સમક્ષ જમીન ઉપર પડીને મને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા હું તો દંગ જ થઈ ગયો એ રાતે તો મેં એમને સિંહના મૃત દેહને લેવા જવાની રજા ન આપી, કારણ કે વખતે એનો સાથી આસપાસમાં નજીકમાં જ ભમતો હોય. વળી, પેલો ઘાયલ થવા છતાં જીવતો તેમ છેલ્લો કૂદકો મારવા જેવી ચેતનવાળી સ્થિતિમાં પણ હોય. પછી અમે બધા વિજયપ્રસ્થાન કરતા છાવણીએ પાછા ફર્યા. બાકીની રાત આનંદ-પ્રમોદમાં ગાળવામાં આવી. સ્વાહિલી અને આફ્રિકાની બીજી જાતોના મજૂરોએ તો અનેક પ્રકારનાં જંગલી અને વિચિત્ર નાચગાનોથી એ પ્રસંગમાં વળી ઓર મઝા આણી.

મારી પોતાની વાત કરું તો, મેં તો એ રાત આશંકાભર્યા ચિત્તે જ ગાળી અને પરોઢિયું થતાંમાં તો એ યાદગાર સ્થળે જવા નીકળ્યો. કારણ હજુ મારી જાતને હું પૂરેપૂરી રીતે મનાવી શક્યો ન હતો કે એ શેતાન કોઈ અજબ ને હેરતભરી રીતે મારા હાથમાંથી છટકી જઈ શક્યો નથી સદ્ભાગ્યે મારી બીક નિર્મૂળ નીવડી. આજ પર્યંત ખેલ ખેલીને હાથતાળી આપી જનારું નસીબ આખરે આ વખતે હારી આવી ગયું હતું લોહીની ધારે ધારે થોડાક ડગલાં ગયો હોઈશ ત્યાં એક ઝાડીની આથેથી ચકરાવો ખાઈ નીકળતાં જ, મારી છાતી સામે જ, કૂદકો મારવા માટે જમીન સરસી છાતી ચાંપીને તૈયાર બેઠેલા પ્રચંડકાય સિંહને જોતા જ હું છળી ગયો ! પણ થોડી વાર બાદ થતા, પાસે જઈને જોતા મારી ખાતરી થઈ કે ખરેખર એ મરણશરણ થઈ ગયો છે. એ જોઈને મારા સાથીઓ હર્ષથી ઉન્મત્ત બની ગયા અને એની આસપાસ વીંટળાઈને નાચવા, કૂદવા, ગાવા અને નાના છોકરા પેઠે આનંદમાં બરાડવા લાગ્યા કેટલાકે તો મને ખભા પર ઊંચકી લઈને સિંહ ફરતી પ્રદક્ષિણા પણ કરી લીધી.



પહેલો સિંહ

આભાર માનવાનો આ બધો ક્રિયાવિધિ સમાપ્ત થતાં, મેં સિંહના મૃતદેહને તપાસી જોયો તો જણાયું કે એને મારી બે ગોળીઓ બરાબર વાગી હતી. એક એના ડાબા ખભા ઉપર થઈ, હૃદયને વીંધીને ગઈ હતી, જ્યારે બીજીથી એનો ડાબો પગ ભાંગી ગયો હતો. અને એ દેનાગ(!) પણ ખરેખર રાક્ષસ થવા જેવું હતું. નાકની અણીથી પૂંછડીના છેડા સુધીની એની લંબાઈ નવ ફૂટ આઠ આગળ, અને ખભા આગળથી ઊંચાઈ ત્રણ ફૂટ અને નવ આગળ હતી! છાવણીમાં લઈ જતાં, આઠ માણસોએ તો એને ઊંચકવો પડ્યો હતો. ઊણપ માત્ર એટલી જ હતી કે, એના બલિદાનને ઉપાડી લઈ જતી વખતે, વારંવાર કાંટાળી વાડમાં રસ્તો કરવાથી એની ચામડીમાં અગણિત ઉઝરડા અને ચીરા પડ્યા હતા અને એને લીધે એ તદ્દન નિરુપયોગી બની ગઈ હતી.

નરભક્ષીઓમાંના એકના નિકંદનના આ સમાચાર વીજળીવેગે દેશમાં ચારે તરફ ફેલાઈ ગયા. મુબારકબાદીના તારોનો તો મારા ઉપર વરસાદ જ વરસ્યો અને રેલવે લાઈન ઉપરથી માણસોના ટોળે ટોળાં સિંહની ખાલને સગી આંખે નીહાળવા ઊતરી પડ્યા. ક્રમશઃ

---

# નવાં પુસ્તકો

**કલાન્ત કવિ :** 'મસ્ત કવિ'ના નામથી ગુજરાતી સાહિત્યમાં જાણીતા કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાનાં, ગુજરાતી હિન્દી-ઉર્દૂ-ફારસી બધાં જ કાવ્યોનો શ્રી ઉમાશંકર જોષીએ સંપાદિત કરેલો નિઃશેષ સંગ્રહ, એમના ૪૦ પાનાના ઉપોદ્ઘાત અને ૧૬૦ પાનાની 'બાલનંદિની' નામથી ટીકા સાથે પ્રકાશક ગુજરાત સાહિત્ય સભા, બાલેન્ટાઈનની હવેલી, ત્રણ દરવાજા અમદાવાદ કુલ પૃષ્ઠ ૫૦૦ તથા કવિ બાલના નવા જ તૈયાર કરેલા ત્રિરંગી મુખચિત્ર અને પૂંઠા સાથે; કિંમત સવા બે રૂપિયા. **ચન્દ્રશંકરનાં કાવ્યો:** સંપાદક-ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા; એમણે લખેલા લાંબા અને માહિતીપૂર્ણ પરિચય-લેખ 'ચન્દ્રશંકર' તથા શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ લખેલા 'કવિતામાં ચન્દ્રશંકર' નામના વિવેચન લેખ સાથેનો દળદાર સંગ્રહ; પ્રકાશક એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, મુંબાઈ ૨, કિં અઢી રૂપિયા. **પિરામિડની છાયામાં:** (મિસરનું પ્રાચીન સાહિત્ય)—ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી પ્રકટ થતી 'વિશ્વસાહિત્ય માળા'નું પહેલું પુસ્તક: લેખક-ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્રકાશક, ગુ. સા. પરિષદ તરફથી ભારતીય વિદ્યા ભવન, હારવેગેડ, ચોપાટી, મુંબાઈ-૭, કિંમત બે રૂપિયા

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો**

**દિગ્દર્શન :** આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના લખાણોમાંથી શ્રી રામનારાયણ પાઠક તથા શ્રી ઉમાશંકર જોષીએ ચૂંટીને સંપાદિત કરેલા ઇતિહાસ, કેળવણી અને સમાજલોકનના લેખો ('કાવ્યતત્ત્વ વિચાર' અને 'સાહિત્યવિચાર' એ બે સંગ્રહો પછીનો એવો જ સુંદર ત્રીજો સંગ્રહ), સવા પાંચસો પાનાં, છતાં કિં માત્ર એક રૂપિયો. **વિજ્ઞાનની વાટે:** શ્રી દેવશંકર ઓ. સેવકપુરા; વિજ્ઞાનના સેવકોમાં આવશ્યક ગુણો તથા તેમાં ધ્યેયસિદ્ધિને વરવામાં જરૂરી મનોબળ, મહેનત અને શ્રદ્ધાનો ખ્યાલ આપતું ઊગતા વિજ્ઞાનીઓને માર્ગદર્શક પુસ્તક. કિં બાર આના; **આયુર્વેદનો ઇતિહાસ:** લેખક દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, કિં. એક રૂપિયો, **શ્રી શારદાદેવી :** શ્રી રામકૃષ્ણ પરમહંસના પત્ની શારદાદેવીનું ચરિત્ર લેખક-જયંતીલાલ આચાર્ય, કિં એક રૂપિયો, **ખેતીની જમીન:** લેખકો માર્તંડ શિવશંકર પંડ્યા, અને મહાદેવપ્રસાદ હ. દેસાઈ, કિં બાર આના.




૧૮૯૩માં સત્તાવીશમે વર્ષે ચીમનભાઈ (સર સેતલવાડ) ગુજરાતની મ્યુનિસિપાલિટીઓ તરફથી ધારાસભામાં ગયા. તે વખતની ધારાસભાના પ્રમુખ ગવર્નર, ને ઘણા સભ્યો મોટા અંગ્રેજ અધિકારીઓ. ત્યાં પણ એમની તેજસ્વિતાએ માન મુકાવ્યું. એમણે ધારાસભામાં પ્રશ્નપરંપરા વરસાવવા માંડી. તે વખતની સ્વાધિકાર-ઉન્મત્ત-અધિકારીઓની સરકાર આ જુવાન વકીલના પ્રશ્નોના જવાબો આપતાં થાકી. દર બેઠકમાં વીસત્રીસ સવાલો પૂછનાર આ સભ્યને ગવર્નર લૉર્ડ હૅરિસે બોલાવ્યા. તે મળવા ગયા. લૉર્ડ હૅરિસે તાપથી અકળામણમાં કહ્યું. 'જુઓ, મિ. સેતલવાડ, તમે અમને એટલા બધા સવાલો પૂછો છો કે સેક્રેટરિયેટથી પહોંચી વળાતું નથી. સેક્રેટરિયેટને બીજું ઘણું અગત્યનું કામ કરવાનું છે.'

સત્તાવીસ વર્ષના આ જુવાનમાં ક્ષોભ નહોતો, આત્મવિશ્વાસ ને સ્વમાન જોઈએ તેટલાં હતાં. તેમણે ઝટ જવાબ આપ્યો: 'હું દિલગીર છું, પણ તમે ભૂલી જાઓ છો કે આ સવાલોના જવાબો આપવા એ તમારું કર્તવ્ય છે; ને તે માટે તમને બહુ સારું મહેનતાણું મળે છે. તમને સવાલો પૂછવામાં હું તો લોકોપયોગી કર્તવ્ય કરું છું અને તે પણ વગર મહેનતાણે.' લૉર્ડ હૅરિસનો તાપ તે જ વેળા ઊતરી ગયો. તેણે નરમ થઈને માફી માગી.

('સીધાં ચઢાણ'માં કનૈયાલાલ મુનશી)

સર ઍલેક્ઝાંડર ફાર્બસ જૂનાં પુસ્તકોના શોખીન હતા. એક વખત એક ભાટ તેમને એક જૂનું પુસ્તક ભેટ ધરી બોલ્યો, 'સાહેબ, એક વાર ગાયકવાડને અમારા વડે એક સરસ પુરાણું પુસ્તક આપ્યું હતું; બદલામાં તેમણે એક ગામ બક્ષિસ આપ્યું છે. તો અંગ્રેજ તો મોટા રાજા છે, તેથી અમને વધારે આશા છે.'

સાહેબ ગજવામાંથી પુસ્તકની કિંમત જેટલું આપતા. તેમને આ માગણી સાંભળી મૂંઝવણ ઉત્પન્ન થઈ. એટલે કવિ દલપતરામ ત્યાં હાજર હતા તેમને કહ્યું કે 'હનુમાન નાટક'માંની પેલી વાર્તા આ બારોટને કહો. તે આમ હતી: એક વાર હનુમાનને એક માણસે કહ્યું કે 'હે હનુમાન દાદા, તમે મને બૈરી મેળવી આપશો તો હું તમને તેલ ને સિંદુર ચઢાવીશ.' હનુમાને ઉત્તર આપ્યો કે 'તને પરણાવવા જો મારી પાસે સ્ત્રી હોય તો હું જ શા માટે કુંવારો રહું?' સાહેબે પેલા બારોટને કહ્યું કે 'ભાઈ, તમને આપવા મારી પાસે ગામ હોય તો હું જ શા માટે સરકારની નોકરી કરું?'

પોતાના કૉલેજ-જીવનમાં ગોખલે સ્મરણશક્તિમાં બિનહરીફ હતા. તેમની યાદદાસ્ત એટલી તીવ્ર હતી - મોટામોટા ગ્રંથો પણ તે મોઢે કરી રાખતા. બર્કનું 'રિફ્લેક્શન્સ ઑન ફ્રેન્ચ રેવોલ્યુશન' તેમણે આખું મોઢે કરેલું અને ચર્ચાસભામાં પણ ભાષણ આપતાં તેમાંથી અવતરણો બોલતા. એક દિવસ તેમની સ્મરણશક્તિની કસોટી કરવા એક મિત્રે તેમની પાસેથી પેલું પુસ્તક લઈ લઈને એવી શરત કરી કે એ પુસ્તકમાંનું લખાણ મોઢેથી બોલતી વખતે જો ભૂલ પડે તો દરેક ભૂલ દીઠ એક આનો ગોખલેએ પેલાને આપવો. પછી કલાકો સુધી પેલો ચોપડી ઉઘાડી રાખી ગોખલેને સાંભળતો બેસી રહ્યો, પણ તેના નસીબમાં એક પણ આનો લખાયો નહોતો!



# સંસારનાં શહેરો

## ૪૨-ગૉથનબર્ગ

સ્વીડનને પૂર્વકિનારે જેમ તેનું પાટનગર સ્ટૉકહોમ મોખરાનું બંદર છે, તેવું જ એ દેશના પશ્ચિમ કિનારે, દુનિયાભરની સાથે વ્યવહાર ખેડતું આ બંદર આવેલું છે, અને દક્ષિણોત્તર ધ્રુવની પેઠે પૂર્વપશ્ચિમ આવેલા આ બંદરો એ દેશની વ્યાપારી ચેતના અને સાંસ્કૃતિક સજ્જનતાના ધરીકેન્દ્ર છે.

સ્ટૉકહોમથી બે દોઢી વસતિ ધરાવતું આ નગર સ્વીડનનું ઉદ્યમીમાં ઉદ્યમી બંદર અને વિસ્તાર તથા વિપુલતામાં બીજા નંબરનું શહેર છે. ગોટા નદીને કિનારે, તેના મુખથી પાંચ માઈલ અંતરાળમાં આવેલું તેનું બંદર દુનિયાના બંદરોમાં આઠમું સ્થાન ધરાવે છે.

દેશને સામે કિનારે આવેલા સ્ટૉકહોમથી ૨૮૫ માઈલને રેલરસ્તે આવેલું એ નગર ઈ. ૧૬૧૯માં સ્વીડનના મહાન રાજા ગસ્ટાવસ ઍડોલ્ફસે પાકી નિશ્ચેબંધી સાથે સ્થાપેલું એનું સ્વીડિશ નામ ગૉટેબોર્ગ. અઢારમા સદીના અંત ભાગમાં માછલાંનો ધંધો ત્યાં વિકસ્યો તેની સાથે વેપારના ધામ તરીકે તેની ઝળા ચડતી થઈ, અને બાલ્ટિક સમુદ્રની બહાર ખુલ્લા સમુદ્ર પર આવેલું હોવા ઉપરાંત યુરોપી દેશો જોડે પણ સંપર્ક રહે એવું વિશિષ્ટ ભૌગોલિક સ્થાન હોવાથી



યુરોપના દેશાવર સાથેના વેપારનું તે સ્થાનક બની રહ્યું. ઈંગ્લંડનું પણ તેના સંસ્થાનો સાથેના વેપારનું તે મુખ્ય થાણું હતું; અને તેની જૂની ઈસ્ટ ઈન્ડિયા કંપનીની કોઠી હજી પણ ત્યાં છે, જેમાં આજે મ્યુઝિયમ અને ચિત્રાલય રાખવામાં આવ્યાં છે.

સ્વીડન દેશની સરહદે મોટા ભાગે સમુદ્રરેખા આવતી હોવાથી રાજા ગસ્ટાવસે પોતાની પ્રજાને સાગરજીવનમાં દક્ષ બનાવવા અહીં કેટલા યે ડચ ખલાસીઓ ખાસ બોલાવેલા; અને આજે યે સ્વીડનમાં ડચ પ્રજા માટે સમાનની લાગણી છે. સ્વીડનના વહાણ બાંધવાના ઉદ્યોગનું કેન્દ્ર અહીં જ છે. નૌકાતાલીમની ખાસ શાળા યે અહીં છે અને નૌ-યાન વિદ્યાને લગતું મ્યૂઝિયમ પણ છે.

દેશનું પહેલા નંબરનું બંદર, ઉદ્યોગનું ધામ ને ખુલ્લા સમુદ્ર પર આવેલું હોઈ ગૉથનબર્ગ સ્વીડનના હૃદય જેવું છે. ત્યાંથી ધોરી નસોની પેઠે છ રેલવેમાર્ગો ફૂટીને આખા સ્વીડનમાં ફેલાયા છે. સ્વીડનમાં પથરાએલા નાનામોટા સરોવરોના પ્રદેશ જોડે તે નહેરોથી પણ જોડાએલું છે, અને તે એટલી વિપુલ છે કે રેલવેની મુસાફરી નાપસંદ હોય તે નહેરો વાટે પણ દેશભરમાં સફર કરી શકે છે.

સ્વીડનનાં જંગલોમાંથી નીકળતાં મબલખ લાકડાં વહેરવાની મીલો, અને લાકડાના માવામાંથી બનતાં કાગળનાં કારખાનાં એ તેના અગ્રણી ઉદ્યોગો છે સોડા અને પોલાદના કારખાના, ખાંડ ગાળવાની ભઠ્ઠીઓ, કાપડસુતરની મીલો તથા રંગવા-નિખારવાના કારખાનાં, ચામડાં, ફર્નિચર, ખાદ, કાચ, દિવાસળી—એવા વિવિધ તેના ઉદ્યોગો છે. સુસ્થિત અને સમૃદ્ધ શહેરની બધી વિશેષતાઓ આ નગર ધરાવે છે. ત્યાં યુનિવર્સિટી છે, આર્ટ ગૅલેરી છે, મ્યૂઝિયમો છે, સ્વીડન આખામાં પહેલી મોટી લાયબ્રેરી છે, અને યુરોપભરમાં પ્રસિદ્ધ બગીચા છે. યુરોપના સૌથી સુશિક્ષિત અને નિખાલસ મનાતા દેશ સ્વીડનને આ શહેર નિઃશંક ગૌરવ અપાવે છે.

## જગતનાં સૌથી આબાદ શહેરો

આજની દુનિયામાં દસ લાખથી વધુ વસતિ ધરાવનારાં શહેરો વધુમાં વધુ કોઈ દેશમાં હોય તો તે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં એવા પાંચ શહેરો એ દેશ ધરાવે છે ન્યૂ યૉર્ક, શિકાગો, ફિલાડેલ્ફિયા, ડેટ્રોઈટ અને લૉસ ઍન્જેલિસ બીજે નંબરે નીચેનાં ચાર શહેરો સાથે ચીન આવે: શાંઘાઈ, પેકિંગ, ટીન્ટસિન ને કેંતાન. બ્રિટન માત્ર ત્રણ જ એવા શહેરો ધરાવે છે લંડન, ગ્લાસગો અને બર્મિંગહામ; અને જાપાન પણ એટલા જ ધરાવે છે: ટોકિયો, નાગોયા અને કિયોટો. એ સિવાય નીચેનો દરેક દેશ એવા બબ્બે શહેરો ધરાવે છે જર્મનીમાં બર્લિન અને હામ્બુર્ગ, ઇટાલીમાં રોમ અને મિલાન; રશિયામાં મૉસ્કો અને લેનિનગ્રાડ, સ્પેનમાં બાર્સિલોના અને માડ્રિડ; બ્રાઝિલમાં રાયો દ જાનેરો અને સાઓ પાઉલો અને હિંદમાં કલકત્તા અને મુંબાઈ. એ સિવાય માત્ર એક જ શહેર એવું આબાદ રહ્યું, અને તે ઑસ્ટ્રેલિયાનું સિડની

## વિકસતું વિજ્ઞાન

રેતી વગરનો કાચ બનાવવામાં વિજ્ઞાને હવે સફળતા મેળવી છે રેતીનું સ્થાન ટેન્ટેલમ, ટંગસ્ટન, લેન્થેનમ વગેરે ભારે મૂળ તત્ત્વોના સંયુક્ત દ્રવ્યોએ લીધું છે. રેતી વિના કાચ બનાવવાની શક્યતા આજથી આઠેક વર્ષ પર યુનાઈટેડ સ્ટેટ્સની ઇસ્ટમૅન કોડૅક લૅબોરેટરીના ડૉ. જી. ડબલ્યુ મોરીએ ભાખી હતી. પરંતુ તેની સિદ્ધિ તો ડૉ. મોરીના સહકાર્યકર ઈન્ટમૅનને જ ફાળે આવી છે એ કે હજુ તે પ્રાયોગિક દશામાં છે, પરંતુ રેતીના કાચ કરતા આ નવા કાચની પ્રયોજ્યતાનું ક્ષેત્ર અનેકગણું વિશાળ જણાય છે.

કાગળ, કાચ, રંગ વગેરે ઉદ્યોગોમાં સોડિયમ સલ્ફેટની ખાસ જરૂર પડે છે. હિંદના એ ઉદ્યોગને ટકવું હોય તો કોઈ દેશજ સ્રોત હાથ કરવાનો રહે છે, કારણ કે અત્યારે પરદેશમાંથી તેની આયાત થવી મુશ્કેલ છે જોધપુર રાજ્યમાં ડીડવાના સ્થાને મીઠું બનાવવામાં આવે છે, એ મીઠાના ક્યારામાં જે અવશિષ્ટ રહે છે તેમાં એ સોડિયમ સલ્ફેટનું વિપુલ પ્રમાણ રહેતું હોવાનું જણાયું છે. ક્ષારયુક્ત પાણીમાંથી મીઠું ને સોડિયમ સલ્ફેટ બંને મળી આવે છે ફક્ત એ વિશુદ્ધ રૂપે મેળવવા ગરમીનું જુદુંજુદું પ્રમાણ આપવાની જરૂર રહે છે. જોધપુર રાજ્યમાં મીઠું બનાવવાનું કામ હિંદી સરકારે પટે લીધું હોઈને હાલ સોડિયમ સલ્ફેટ વધુ પ્રમાણમાં મેળવવાના તેના પ્રયાસ ચાલુ છે.

કાંતવા કે વણવાની કશી કડાકૂટ વિના સીધેસીધું કાપડ જ નિપજાવવા તરફ હવે વિજ્ઞાનીઓનું લક્ષ દોરાયું છે અને રૂના તાર તથા એક પ્રકારના પ્લાસ્ટિક વડે તે પર અખતરા થવા લાગ્યા છે. જો કે સંપૂર્ણ કાપડ તરીકે નહિ, પણ સસ્તા કાપડ તરીકે તેનો ઉપયોગ થઈ શકે તેમ છે. લશ્કરમાં કેટલેક સ્થળે એ વપરાવા પણ લાગ્યું છે અને એને માસલીન (મસલિન નહિ, Masslinn) નામ અપાયું છે ટેબલક્લૉથથી માંડીને ચોપડીઓ બાંધવા સુધીના કામમાં તે આવી શકે છે. ભીંજાતા તે ચોળાઈ જતું નથી, અને તેનું ઉત્પાદન ખર્ચ માત્ર કાગળ જેટલું જ આવે છે —અ

# પંચતંત્રની વાર્તાઓ

## પાંચમું તન્ત્ર · અપરીક્ષિતકારિતા

સુવર્ણસિદ્ધિ કહે, 'એમ હોય તો પણ મિત્રનું વચન ન કથાપવું ઘટે પણ થાય શું? મેં વાર્યો પણ અતિલોભ તથા અહંકારને લીધે તું રહ્યો નહિ અથવા આ ઠીક કહ્યું છે

**સારું' માતુલ તેં ગાયું વાર્યો પણ રહ્યો નહિ।**
**અપૂર્વમણિ આ બાંધ્યો પામ્યો ગીતસુલક્ષણ॥'**

ચક્રધર કહે 'એ કેમ?' તે બોલ્યોઃ

### કથા ૬

એક ઠેકાણે ઉદ્ધત નામે ગધેડો વસતો હતો. તે ધોબીને ઘેર ભારવહન કરી રાતે સ્વેચ્છાએ પર્યટન કરતો, અને સવારે પકડાઈ જાય એવી બીકે ઘેર આવતો. તે આમ રાતે ખેતરમાં ફરતો હશે ત્યાં એને એક શિયાળની મૈત્રી થઈ, એટલે વાડ તોડી શિયાળ સહિત કાકડીના ખેતરમાં જાય; ત્યાં પેટ ભરીને ચીભડાં કઢાવી સવારે સ્વસ્થાને આવે.

એકવાર મદોદ્ધત ગધેડાએ ખેતર વચ્ચે શિયાળને કહ્યું. 'ભાણેજ, જો, જો કેવી નિર્મળ રજની છે' એટલે હું ગીત ગાઈશ. કહે કયો રાગ લલકારું?' તે બોલ્યો, 'મામા, આ અનર્થ વળી તમને ક્યાંથી સૂઝ્યો? આપણે ચોર રહ્યા, ને ચોરજારે છાના રહેવું જોઈએ અને કહ્યું છે

**કાસીયુક્ત તજે ચોરી, નિદ્રાળુ પણ તે તજે।**
**જિહ્વાલોલ્ય રુજાક્રાન્ત જો ઇચ્છા હોય જીવવા॥**

બીજું તારો સ્વર મધુર નથી, શંખનાદ જેવો દૂરથી પણ સંભળાય. તે સાંભળીને ખેતરના સૂતેલા રખેવાળો ઊઠે ને આપણને બાંધે કે મારી નાખે એટલે અમૃતમય ચીભડાં ખા ને ગીત ગાવા રહેવા દે.'

ગધેડો કહે, 'તું ગમે તેમ તોય વનવાસી ગયો, એટલે ગીતરસનો અજાણ છે, અને આમ બોલે છે અને કહ્યું છે'

**શરત્પૂનમની રાતે હોય સ્વજન સંનિધે।**
**વહે ધન્ય તણે કાને ગીતઝંકારની સુધા॥'**

શિયાળ કહે, 'મામા, સાચું, પણ તને ગાતાં નહિ પણ ભારડતાં જ આવડે છે. એટલે આપણે પણ તારા ગીતનો ફુવારો ભારે પડશે?' ગધેડો કહે 'ધિક્ મૂર્ખ, હું ગીત નથી જાણતો એમ કે? એનો ભેદ તને સમજાવું ૭ સ્વર, ૩ ગ્રામ, ૨૧ મૂર્છના, ૪૯ તાલ, ૩ માત્રા ને ૩ લય હોય છે. યતિસ્થાન ૩, રસ ૯, રાગ ૩૬ ને ભાવ ૪૦ હોય છે. આમ ગીતના ૧૮૫ અંગ છે. દેવોને પણ ગીતથી પ્રિય એવું કાંઈ નથી. અને કહ્યું છે'

**શુષ્કસ્નાયુસ્વરાહ્‌લાદે તોષ્યા શંકર રાવણે।**

તો ભાણેજ મને અનભિજ્ઞ કહીને તું કેમ રોકે છે?' શિયાળ કહે, 'મામા, જો એમ હોય તો હું વાડના ઝાંપા આગળ ઊભો ઊભો ખેતરપાળની ચોકી કરું છું, તું મોજથી ગાયન કર.' શિયાળ આમ ખસી ગયો ને ગધેડાએ ગાન આરંભ્યું. એનું ભૂંકવું સાંભળીને રખેવાળિયો દાંત કચકચાવતો દોડ્યો, અને ગધેડાને એવી લાકડીઓ ફટકારી કે તે ભોંય ઉપર પડી ગયો. પછી એને છેદવાળા ખાંડણિયામાં



શિયાળ આમ ખસી ગયો એટલે ગધેડાએ ગાન આરંભ્યું. એનું ભૂંકવું સાંભળીને રખેવાળિયો દાંત કચકચાવતો દોડ્યો

બાધાને રખવાળ પાછો થઈ રહ્યો. ગધેડાને પણ જાતિસ્વભાવને લીધે તરત કળ વળી એટલે ઊઠ્યો, અને ખાડણિયાને ઉપાડી, વાડ તોડી ભાગવા મંડ્યો એને આઘેથી જોઈને શિયાળ સ્મિત કરીને બોલ્યો

સારું માતુલ તેં ગાયું વાર્યો પણ રહ્યો નહિ।
અપૂર્વમણિ આ બાંધ્યો પામ્યો ગીતસુલક્ષણ॥

(આધુ) દેસાઈ વાલજી ગોવિંદજી

## ૩. ઊન તથા રેશમને પદભ્રષ્ટ કરનારો માણસે શોધેલો પહેલો જ તંતુપદાર્થ

# રેયોન

માણસે પોતાની નગ્નતા ઢાંકવા ઝાડની છાલનો પહેલવહેલો પ્રયોગ કર્યો ત્યારથી માંડીને ગઈ કાલ સુધી તેના બધા વસ્ત્રોની ઉત્પત્ત પ્રકૃતિજન્ય–કુદરતી પદાર્થો પર જ અવલંબેલી હતી રેશમ એ કીડાઓની પેદાશ છે ઊન ઘેટાંઓની પેદાશ છે, રૂ ને શણ જમીનની પેદાશ છે. માણસને એનો બાખૂબ ઉપયોગ છે પણ એ ત્રણેને ટપી જાય એવો, ને આવતી કાલે એ ત્રણેને પદભ્રષ્ટ કરે એવો તંતુપદાર્થ આ યુગના વિજ્ઞાનીઓએ પોતાની પ્રયોગશાળાઓમા નીપજાવેલો છે એ કૃત્રિમ પદાર્થને રેયોન નામ આપવામા આવ્યું છે.

રેશમની વૈજ્ઞાનિક તપાસ કરતા ઈ ૧૭૪૨મા ફ્રેન્ચ વિજ્ઞાની રૉમુરે જાહેર કર્યું કે 'રેશમ એ એક જાતનો સુકાએલો ગુંદર જ છે. આપણે મન પર લઈએ તો શું જુદાજુદા ગુંદર કે રાબમાથી એવો પદાર્થ ન બનાવી શકીએ?'

વર્ષો બાદ મહાન પાસ્તરના શિષ્ય કાઉન્ટ હિલે દ શાર્દોનેએ એ વિચાર ઝીલી લીધો. રેશમના કીડાના રોગોનો અભ્યાસ કરતા કરતાં શેતુરના પાંદડાના પોષક દ્રવ્યનું કોશેટામા કેવી રીતે રૂપાંતર થાય છે તે એના જોવામા આવ્યું, અને એ મુગ્ધ બન્યો. તે પરથી એણે એ કીડાની સજીવ ક્રિયાની યાંત્રિક નકલ કરવા માંડી. છ વરસની મહેનત પછી ૧૮૮૪મા એણે પહેલો કૃત્રિમ તંતુપદાર્થ ઉત્પન્ન કર્યો અને ૧૮૮૯ના પારીસના પ્રદર્શનમા સૌ પહેલો જાહેરમાં મૂક્યો. એ ઉત્પત્તિને ઈ. ૧૯૩૯માં પચાસ વરસ પૂરા થયાને નિમિત્તે અમેરિકામા એની જયંતી ઉજવાઈ

ઇ. ૧૮૯૧મા શાર્દોનેએ બેસાંકમાં રેયોનનું પહેલું કારખાનું ખોલ્યું, જે હજુ ચાલુ છે. ત્યાર બાદ આજ સુધીમાં બધાં મળીને દુનિયામા એવા બસો જેટલા કારખાનાં ઊભાં થયાં છે. શાર્દોનેની નાઇટ્રો-સેલ્યુલોસની પદ્ધતિએ તો માત્ર બે જ કારખાના કામ કરે છે; બાકીનાં બધા તે પછી શોધાએલી જુદીજુદી ત્રણ પદ્ધતિઓમાથી કોઈ એકની મદદે કામ કરે છે. એ ત્રણ પદ્ધતિઓ તે વિસ્કોસ, એસિટેટ ને કૂપ્રૅમૉનિયમ પણ સૌમાં ૧૯૨૭થી વિસ્કોસ પદ્ધતિ વધુ આદર પામી છે, કારણ એ સસ્તી પડવા સાથે એનાથી ડાઇંગ(રંગાટ)ને ફિનિશિંગ (કુંદી) પણ ઉત્તમ થાય છે.

આ ચારે પદ્ધતિઓની શરૂઆત તો સેલ્યુલોસના પ્રાથમિક પદાર્થથી જ થાય છે કોઈ એ લાકડાના માવામાથી તૈયાર કરે છે તો કોઈ કપાસને લોઢ્યા પછી કપાસિયાને ચોંટેલા ટૂંકા કાળા રેસા (cotton linters)માંથી. એ સેલ્યુલોસને જોઈતા રાસાયણિક પુટો આપ્યા પછી, આપણા સોનીઓ નાનામોટા તાર ખેંચવા માટે જેવી આરણીઓ (જંતરડા) રાખે છે એવી પ્લૅટિનમની બારીક કાણાંવાળી ગરણી—જે સ્પિનરેટ કહેવાય છે તે–માથી તેના યાંત્રિકરીતે તારો કાઢી કાંતવામાં આવે છે.

ધીમે ધીમે આ રેયોને એના હરીફોની કિલ્લેબંધી તોડવા માંડી છે યુનાઇટેડ સ્ટેટ્સમા તો અરધા ઉપરાંતની ટેક્સ્ટાઇલ મિલોએ રેયોનનો જ વણાટ અપનાવ્યો છે ઈ ૧૯૩૩માં સમગ્ર ઉત્પન્નમાં રેયોનનો ફાળો ૪ ટકા આવતો હતો તે હવે ૮ ટકા ઉપર પહોંચ્યો છે.

રેયોનનો ગુણ એ છે કે તેના તંતુઓ રેશમ જેવા જ કુમાશભર્યા, ઉઠાવદાર ને સુંદર હોવા છતા રેશમના ત્રીજા ભાગ જેટલા જ ખર્ચાળ હોય છે અને પાકા રેશમ કરતા વધુ ટકાઉ ! જોકે એ ઓછું સ્થિતિસ્થાપક હોવાથી હોઝીઅરીની બનાવટમાં તે સફળ નહોતું થયું, પણ હવે તેના પરના અખતરા સફળ થયા હોઈ, વિસ્કોસ પદ્ધતિથી એ સંપૂર્ણ સ્થિતિસ્થાપક ને આજના કરતાં ૪૦ ટકા વિશેષ મજબૂત બનાવી શકાયું છે. મખમલ ને કિનખાબ વગેરેની બનાવટોમા તો રેશમને એણે પદભ્રષ્ટ જ કર્યું છે

એકલા કાપડની બાબતમા જ નહિ. પણ બીજી યે અનેક દિશાઓમાં રેયોનનો ઉપયોગ વિસ્તર્યો છે બનાવટી વાળ, ફોટોગ્રાફીની ફિલ્મો ને જુદાજુદા પ્લાસ્ટિકોમાં તેનું નાઇટ્રો-સેલ્યુલોસ ક્ષેત્ર સર કરતું જાય છે. ઊન અને રૂ—ખાસ કરીને મર્સિરાઈઝ્ડ—ના વણાટમાં તેને ભેળવવામા આવે છે, ને હવે તો શણના વણાટમાં યે તેનો ઉપયોગ શરૂ થયો છે હજુ તો વિજ્ઞાનશાસ્ત્રીઓ એની સ્થિતિસ્થાપકતા ને ટકાઉપણું વધારવા તથા રેશમ જેવી લલિત ચમક એમા આણવા અનેક પ્રયોગો કરી જ રહ્યા છે, જેને પરિણામે, સંભવ છે કે, આ માનવકૃત તંતુ સર્વોપરિપદ પ્રાપ્ત કરે

પ્રયોગશાળામાંથી રેયોન બહાર પડ્યા પછી એની પ્રવૃત્તિ કુંઠિત નથી બની ગઈ એના એક પછી એક સગોત્રીઓના નામ તેમા ઉમેરાતા જ રહ્યા છે એમાનું એક તો ડુપૉંટ રેયોન કંપનીએ શોધી કાઢ્યું છે, જેને તેણે 'નાઈલૉન'નું નામ આપ્યું છે

રેશમની હરીફાઈમા અમેરિકાએ જબરા પ્રમાણમા રેયોન બહાર પાડતાં જપાનના રેશમના ઉદ્યોગને જબરો ધક્કો લાગ્યો; પણ ચબરાક જપાન ચેતી ગયું ને રેશમને છોડી અમેરિકાની જ ફાંસલા પર એ પણ રેયોનના જ ઉદ્યોગ પાછળ પડ્યું ૧૯૨૯મા એણે ૨૭૦ લાખ રતલ જેટલો જથ્થો બહાર પાડ્યો ને ૧૯૩૭માં ૫૦૯૦ લાખ રતલ જેટલો ગંજાવર જથ્થો બહાર પાડી, ત્યારથી આજ સુધી જગતની બજારો એકહથ્થુ કરી લીધી છે—અને એ યે લાકડાના માવાથી માંડી રસાયણો સુધીના સઘળા પદાર્થો બહારથી ખરીદીને!

અમેરિકાને હવે ગુમાવેલું બજાર સર કરવાની ચટપટી થઈ છે અને એ માટે એણે સૌ પહેલી અગત્ય પોતાના રસાયણશાસ્ત્રીઓને સતત અખતરા કરવા દેવાની સ્વીકારી છે આ વસ્તુસ્થિતિ આપણને પણ બોધપાઠ આપનારી છે કારણ આપણે ત્યાંની આટલી બધી વણાટ મિલોમાંથી કલકત્તાની નૂતન મિલો સિવાય કેમિકલ એન્જિનીઅરિંગની કીમત કોને સમજાઈ છે?

# મહીગળતેશ્વર

**એક આકરો સાઇકલ પ્રવાસ,**
**એક નાનકડું સાહસ, અને...**

'ઠાકોર! સાચવજે, આ બાજુ કોતર છે.' બાબુભાઇએ બૂમ મારી.

ઠાકોરભાઇના એક ડફરનાં આગળા સાવચેત બન્યા. તેમની એક ઢીલી હતી તેથી બાબુભાઈ તેમને વારંવાર સૂચના આપતા.

અમારી ત્રણે સાઇકલો, મહી નદીના અટપટા ડુંગર-કોતરોમાં સતાકૂકડી રમતી પગદંડી ઉપર દોડી જતી હતી દિવસો તો હતા દીવાળીની શરૂઆતના, પરંતુ તાપ સખ્ત હતો. અમારા શરીર પરસેવે નીતરતાં હતા. વારેવારે સાઈકલની ઝડપ ઉપર એક મારી આસપાસ ભૂખરી, ક્યારેક ને પીળાશ મારતી ડુંગરોની જમાત તરફ જોતા ક્યારે ગળતેશ્વરના મંદિરનુ શિખર દૃષ્ટિગોચર થતુ ન હતુ આંખ નિરાશ થતી; ઘડીભર હૃદય વિચાર કરતુ-કલ્પના ઘડતુ: "આ ડુંગર પારદર્શક હોત તો? કેવી મઝા આવત ' મંદિરને શોધતા વાર જ ન લાગત ભેખડોની ઓથે સંતાઇને સરી જતી સરિતાઓ કેવી તરત જ દેખાઇ આવત " કેટલીક વાર મનુષ્યહૃદય અપ્રાપ્ય અને અસંભવિતની પ્રાપ્તિ માટેની અકળામણ કલ્પનાઓ જ માણીને દૂર કરે છે ને મનને મસ્ત બનાવે છે અમે પણ પારદર્શક ડુંગરોની કલ્પનાની પાંખે સહેલ કરતા ભેખડોના ચકરાવા લેતા હતા.

આ તરફ મહીકાંઠાની ડુંગર-દીવાલ તાદૃશ કરે તેવી છે બૌદ્ધ ધર્મના સંન્યાસીઓ જેવા ડુંગરો, આસપાસ ફૂટી નીકળેલુ ભૂખરુ ઘાસ, કાંટા, ઝાંખાં થઇને પડેલા કોતરો, અર્ધા લીલા અને કંઇક પીળા રંગના ઝાંખરા, આ બધી મહીસાગરની તટસમૃદ્ધિ. અહીં આંખને અહ્લાદે તેવી વનશ્રીને બદલે હૃદયને ગમગીન બનાવે તેવી વિકટતા છે તેમા યે વાઘનો વસવાટ અહીંની વિકટતાને વધારે છે

'અહીં તો પુષ્કળ કાંટા છે, સાઈકલ નહિ ચાલે ' ફરીથી બાબુભાઇનો સાવચેતીનો અવાજ ગાજી ઉઠ્યો. ઠાકોરભાઇની સાઈકલના ટાયરમાં એકાદ નહિ પણ સામટા આઠ દસ કાંટા ભરાયા હતા, તેમને ત્યાં જ રહેવા દીધેલા. વિઘ્નસંતોષીઓને હવખને ઉખેડી નાખવા જતાં કદાચ વધારે વિપત્તિમાં મુકાવું પડે, એ ન્યાયે સાઈકલ-પ્રવાસમાં અર્ધે રસ્તે ટાયરમાં ભોંકાએલા કાંટાને ત્યાં જ રહેવા દેવામાં સલામતી છે.

અમે સાઇકલ પરથી નીચે ઉતર્યાં. કચકદમ શરૂ થઈ ડુંગરની પ્રદક્ષિણા ફરતી અને થોડીવાર તેના જ અંતરની આરપાર પસાર થતી પગદંડીનો છેલ્લો ચકરાવો પૂરો થયો તરત જ મહીસાગરનો જળનિનાદ કાને પડ્યાં અને સામેવારમાં તો અસંખ્ય પથ્થર-ખંડોમા અટવાતો અને સરળતાપૂર્વક માર્ગ કરતો તેનો ભવ્ય દેહ નજરે પડ્યો. નજરને સહેજ ફેરવતા અમારાથી થોડા કદમ દૂર ગળતેશ્વરનું પ્રાચીન મંદિર દેખાયું! આ જ ગળતેશ્વર! હૃદયમાં ઉત્સાહ અને થાક એકસાથે ઉભરાયા. કેવું વિચિત્ર લગન લાગે છે' ઉત્સાહ અને થાક એકસાથે? હા. રખડુ પ્રવાસપ્રેમીઓ માટે જ આ લગન છે. ધ્યેય ઉપર પહોંચ્યાનો ઉત્સાહ અને હરમજલ ખેડીને આવ્યા હોય તેનો થાક. ઉભય વિરામસ્થળ દેખાતા બન્ને સાથે જ આવે છે.



**. . . એક પુરાતન કલાધામના, આપણી સંસ્કૃતિનુ પ્રતિબિંબ પાડતા પથ્થરોમાંથી મળતા જીવનબોધનું કથાનક . . . . . .**

બપોરના ત્રણ વાગી ગયા હતા. અમે મંદિર પાસેની નાની ધર્મશાળામાં ગયા બે મિત્રો પાણી પી આરામ લેવા આડા પડ્યા મને તો મહીસાગર અને ગળતેશ્વરના પુરાણા મંદિરના દર્શનમાત્રથી આરામ મળ્યો હતો કેટલીકવાર દૃશ્યથી મળેલી આંખની ઠંડક હૃદયને આરામ નથી આપતી? અને હૃદયનો આરામ એટલે શારીરિક સ્ફૂર્તિ ખભે ટુવાલ અને હાથમાં લોટો લઇ હુ ઉપડ્યો મહીસાગરને ઓવારે

અમદાવાદ ને મુંબાઇ વચ્ચે મુસાફરી કરતી વખતે અનેક વાર મહી નદીના દર્શન ટ્રેનમા બેઠાબેઠા જ કરેલા ત્યારે વિચાર આવતો કે આ સરિતાને સાગરનુ ઉપનામ ક્યા ભૂગોળવેત્તાઓ અથવા શાસ્ત્રીઓએ આપ્યુ હશે? નદી જેવી નદી, ને કહેવાય તો કે 'મહીસાગર" તે સમયે ખ્યાલ નહિ આવેલો કે આ શાંત દેખાતી સરિતા આટલી પ્રબળ ને વેગવંત હશે આટલી મનોહર અને હૃદયસ્પર્શક હશે! આ સ્થાને મહી નદી ખરેખર પોતાના 'મહીસાગર' નામને સાર્થક કરે છે. અલબત્ત, સાગર જેટલી વિશાળતા તેનામા નથી, સાગર જેટલા તરંગો પણ નથી; પરંતુ તટમર્યાદામા બંધાએલી હોવા છતા તેનું ગર્જન સમુદ્રગર્જનનો ખ્યાલ આપે તેટલુ સમર્થ છે. અહીં અનેક કાળમીંઢ પથ્થરો તેનો માર્ગ રૂંધીને પડ્યા છે, પણ તેઓ તો હારીને ઘેરાઇ ગએલા યોદ્ધા જેવા નિરાશ લાગે છે;—અને મહી તો જાણે અનેક બાળકોની માતા, કોઇને ટાપલી મારતી, કોઇને ચૂંટી ભરતી તો કોઇને વ્હાલથી ગાલે ચુંબન કરતી પોતાના કામ પર ચાલી જાય તેમ, કોઈ મોટા પથ્થરને ગોળ ફરીને, કોઇના માથા ઉપર થઇને, તો કોઇને ધકેલી ખસેડવાનો સબળ પ્રયત્ન કરી-કોઈ સાથે અડ્યાની હસતી મસ્ત હૃદયે ચાલી જાય છે

આ નદીનો સૌથી પ્રથમ પ્રવાહ આ પંથ ઉપર નીકળ્યો હશે ત્યારે કાળબળ સાથે ઘસાઇને લીસા થઇ ગએલા આ શિલાખંડોએ કેવા પ્રમત્ત બની આ સરિતાનો માર્ગ રૂંધ્યો હશે, અને ત્યારે આ મોગળકેડા સરિતાને શુ થયુ હશે? એને થયુ હશે કે અહીં જ રોકાઈ જઉ? અથવા રસ્તો બદલીને ચાલું? ના. એ સમયે પોતાની આત્મશ્રદ્ધામાં એને પૂરેપૂરો વિશ્વાસ હશે. પ્રતિબંધો અને અવરોધોને હટાવવા માટે આત્મશ્રદ્ધા જ એક અમોઘ શસ્ત્ર છે સરિતા જેવું હૃદયબળ મનુષ્યમાં હોત તો? બાકી ભૂગોળમાં આ નદીઓનાં

નામ ગાએ છે, મોરાંઓ તેના ઉગમ અને મુખને યાદ રાખે છે, ભૂસ્તરશાસ્ત્રીઓ તેનાં તલ, સપાટી અને વારિવહનમાર્ગની નોંધ રાખે છે, ભક્તો—પૂજકો તેની આરતી ઉતારે છે અને ભાવિકો કરોડોની સંખ્યામાં તેમાં સ્નાન કરે છે, જગત-વિશાળ જગત—અબજોની સંખ્યા ધરાવતી માનવજાત આ જગતજનની માતાઓને એક યા બીજી રીતે ઓળખે છે, પણ કદિ યે, કોઈએ તેમનો જીવનક્રમ—જીવનધર્મ વિચાર્યો હશે ? અરે, ફક્ત નદીમાં રહેલી અડગ આત્મશ્રદ્ધાનો જ આ બધાને ખ્યાલ આવે તો ? પૃથ્વી પર કોઈ ગુલામ રહે ?

એની પ્રેરણાનો ખ્યાલ આવતાં હું ગોળ પત્થર ઉપરથી ઊઠ્યો અને વિચારને વાગોળવાનું છોડી દઈ કર્તવ્યમાર્ગી બન્યો. ડુવાલ ને લોટો પત્થર પર ગોઠવ્યા ને કછોટો બીડાવ્યો —હાથ આટલા વર્ણનથી જરૂર કોઈને લાગે કે હું નદીમાં કૂદી પડ્યો હોઈશ અને તરવાની લિજ્જત ઉડાવી હશે! પણ ના હું પડી ન શક્યો. મહી નદીના પ્રખ્યાત મગરો યાદ આવ્યા, તેમનો ત્રાસ યાદ આવ્યો, એટલે અંદર ડૂબકી મારવાને બદલે બહાર રહી પાણીનું ઊંડાણ માપવા બેઠો. ચોતિયાને છેડે એક પત્થર બાંધી તેને પાણીમાં નાખ્યું. પરંતુ તાગ દેખાયો નહિ. પાણી વીસ ફૂટથી વધારે ઊંડું હતું. છેવટે પ્રવાહની વચ્ચે એક મોટા પત્થર ઉપર બેસીને જ સ્નાન કર્યું.

મહાદેવના મંદિર પાસે થઈને નાની ગળતી નદી વહે છે અને આ સ્થળે તે મહીસાગરને મળે છે. ગળતીના સામે કિનારે, ડુંગર ઉપર, એક ભરવાડ કુટુંબે પોતાનાં ઘેટાંબકરાં ચરાવવા પડાવ નાખ્યો હતો. અમે સાંજના અંધારામાં ત્યાં દૂધ લેવા ગયા.

નાનું એવું તાપણું સળગતું હતું. તેની પાસે એક વૃદ્ધ ડોસો બેઠો હતો. તેણે અમને આવકાર્યા. અમે પણ તેની પાસે જમાવ્યું. ઘેટાં હજી ચરીને આવ્યાં ન હતાં, અને તેમને આવતાં સમય લાગે તેમ હોવાથી બાબુભાઈ અને ઠાકોરભાઈ પાછા ધર્મશાળામાં ગયા. થોડીવારે ઘેટાનું ટોળું આવ્યું. ટોળાના છોકરા આવી તાપણા પાસે બેઠા. બે જુવાન સ્ત્રીઓ અમારે માટે દૂધ દોહવા લાગી.

ચોતરફ કૃષ્ણપક્ષની તિમિર-ચાદર પથરાઈ હતી. મહી નદીનો ગર્જનધ્વનિ આકાશ ભરી રહ્યો હતો. હું વિચારતો હતો: કેવા મસ્તાન છે આ જિપ્સી જીવન ગાળનાર ભરવાડો! હરહમેશ જંગલની અનુપમતામાં રાચતું. આજે આ ડુંગર ઉપર, તો આવતી કાલે બીજા ડુંગર ઉપર. કોઈ દિવસ કોઈ સરિતાકિનારે તો કોઈ દિવસ સરોવરતટે; સંચય કરતા, નદીઓનાં મૂળ તરફ જંગલના ઊંડાણમાં સનાતન કૂચ કરતા. એમની જાતિનો અને ગોધાનો ઇતિહાસ કોઈ લખે તો? વધારે વિચારું ત્યાં બકરાંની બૂમાબૂમ ને શોરબકોર શરૂ થયો. સ્ત્રીઓએ એકદમ 'હો હો'ની કીકિયારી મચાવી. તાપણા પાસે બેઠેલા ભરવાડ યુવકો ફાળ ભરતા કૂદ્યા. હું પણ ચમક્યો અને 'આ શું?' કરતો હાથમાં સાઈકલનું ફાનસ લઈ પેલા યુવકની પાછળ દોડ્યો ત્યાં તો પાછળથી પેલા ડોસાનો અવાજ સંભળાયો: 'મહારાજ, રેવા દ્યો, ઈ તમારૂં કામ નંઈ. વાઘ હશે.'

એનો અવાજ હોકારામાં ડૂબી ગયો ને હું દોડતો પાછળ ગયો. નજર સામે જોઉં તો જીવન અને મૃત્યુ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલતું હતું. એક વાઘ, બકરીનો પગ પોતાના જડબામાં દબાવી તેને ઘસડી જવાની જીવતોડ મહેનત કરતો હતો. બકરી ઘસડાતી હતી. આ જોતાં જ મારી હિંમત થીજી ગઈ. પગ જમીન સાથે ચોંટી ગયા. હાથમાં દીવો સ્થિર થઈ ગયો. છાતીમાં કદિ ન અનુભવેલો એવો ધબકાર શરૂ થયો. આ મારી સ્થિતિ.

પણ પેલા જવાંમર્દ ભરવાડો મારી જેમ અટક્યા નહિ! તેમને પોતાના પ્રાણ કરતાં, પોતે ઉછેરીને મોટા કરેલા પ્રાણીનો પ્રાણ વધારે વહાલો હતો. તેમાંના એક જણના હાથમાં કશું જ ન હતું. તેણે પ્રબળ હોકારો કર્યો અને સાથે જ બીજાના હાથની ડાંગ હવામાં વીંઝાઈ. વાઘ ઉપર તેનો એક મરણાન્ત સખ્ત ફટકો પડ્યો કે ન પડ્યો તે દેખાયું નહિ, પણ વાઘ ત્યાંથી પલાયન કરી અંધારામાં ઝાંખરાની ઓથે છુપાઈ ગયો. બકરી એકલી ભયની મારી અર્ધબેભાન બની તરફડતી હતી. તેના પગમાંથી લોહી નીતરતું હતું. એક જણ ઘાયલ બકરીને ખભે ચડાવી તાપણી પાસે લઈ ગયો. હું ને બીજો ભરવાડ દીવાના અજવાળે વાઘનાં પગલાં તપાસવા નીકળ્યા. હવે મારામાં પૂરી હિંમત આવી ગઈ હતી. પણ થોડું આગળ વધતાં સલામતી જોખમમાં લાગી એટલે તરત પાછા ફર્યા. કુદરતને ખોળે વસનારના જીવનમાં એકલી પ્રકૃતિની મોજનો જ નહિ, પણ મોતની દોસ્તીનો લહાવો પણ હતો જ.

તપેલીમાં ચાર શેર દૂધ લીધું. એક હાથમાં તપેલી અને બીજા હાથમાં નાનું ફાનસ રાખી મારે હવે સામે કિનારે જવાનું હતું. એકલા જતાં મન ગભરાતું હતું. એમ પણ થયું કે આમાંથી એકાદને કહું? સાથે આવી મંદિર સુધી મૂકી જાય. પણ જીભ ન ઊપડી. ઘડી પહેલાં વાઘનાં પગલાંની તપાસ કરનાર આમ એકલો જતાં ડરે? આત્માને નાચીજ બનાવતાં દિલ ન ચાલ્યું. બીજી બાજુ ખૂનનો સ્વાદ ચાખી, શિકાર છોડી, ઝાંખરામાં સંતાએલો વાઘ પણ કેમ ભૂલાય? હૃદયમાં ભય અને અભયનું યુદ્ધ જામ્યું. જાઉં? ન જાઉં? કહું? ન કહું? એટલામાં ગીતાનો એક મંત્ર વહારે ધાયો: 'नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः.' તું ડરે છે? તારો આત્મા નિત્ય ને સર્વગત છે એ ડરે? ઊઠ, ચાલ્યો જા! અને ખરેખર એ મંત્રે મારામાં બળ પ્રેર્યું અને હું બીકરહિત નિર્ભય બની સામે કિનારે ધર્મશાળામાં પહોંચી ગયો.

મિત્રોએ બટાટા બાફી રાખેલા તે ખાધા. ઉપર તાજું દૂધ પીધું ને ઘસઘસાટ ઊંઘી ગયા.

સવારે સ્નાન કરી મહાદેવની પૂજા માટે ગયો. મંદિરની આસપાસનો કોટ તૂટી ગયો છે. શિખરના કલાયુક્ત પત્થરો વિખરાઈને મંદિરના પાછળના ભાગમાં પડ્યા છે. ગત યુગનું આ મંદિર—નિસર્ગધામ અસ્તવ્યસ્ત દશામાં છેલ્લા શ્વાસ લઈ રહ્યું છે.

અમદાવાદથી ડાકોર, ત્યાંથી ચાર માઈલ ઠાસરા, ત્યાંથી ત્રણ માઈલ અબાવ અને અંબાવથી શા માઈલ સાઈકલોને રેતીમાં ઘસડતા, ડુંગરોમાં ભમતા, તાપ સહન કરતા, શું અમે આ મંદિરના વેરાએલા પત્થરો જોવા આવ્યા હતા? એવી ક્ષણભર મનમાં શંકા જાગી.

પણ એ પત્થરો શું નિર્જીવ શિલાઓ હતી? એ પત્થરનાં હૃદય તો કોરાએલાં હતાં. કલાના ઇતિહાસના રક્ષણ માટે જેણે પોતાના દેહ ઉપર સતત લોખંડના ટાંકણાના ઘા ઝીલ્યા એને પત્થરો જ શી રીતે કહેવાય? એ હતા કલાખંડો. એના એક એક ટુકડાના દર્શન કરતાં જીવ બહેલી ઊઠતો હતો. એના દર્શન માટે અમારો ફેરો વ્યર્થ ગયો કેમ કહી શકાય?

આ પત્થરો પાસે શું નથી? અહીં સચવાયાં છે, સૈકાઓ સુધી જગતની સીમા ગજવતા પ્રતાપી પિતામહોની સંસ્કૃતિનાં પ્રતિબિંબ, ભારતના યશસ્વી ધર્મ-ઈતિહાસનું અમરત્વ અને પોતાના ટાંકણાના બળે દુનિયાની શિલ્પકલાને મોખરે રહેલા હિંદી શિલ્પીઓનો કલાદેહ. આ ભગ્ન મંદિર પાસે શું નથી? અહીં છે આપણા પૂર્વજોની સર્વોત્તમ કક્ષાએ પહોંચેલી જીવન-વિચારણા અને કલાસર્જનની સ્મૃતિ-સૌરભ. એ જીવનયાત્રીઓ સાથે આપણા ક્ષુદ્ર જીવનમાર્ગની સરખામણીનો વિચાર કરતાં પણ કંપારી છૂટે. બારે પહોર ગર્જતી ને

ધસ્યે જતી આ મહી અને કુમારિકા જેવી લાગતી આ ગળતીના સંગમ-સ્થાને, જ્યાં શાન્ત ડુંગરોની કતાર ખડી છે, ઊંચી ભેખડો કરાડ ને કોતરો કુદરતનું સૌમ્ય ને વિકટ રૂપ બતાવતા ઊભા છે, ઉપર અનંત અવકાશ ને નીચે અખંડ સ્તબ્ધતા વ્યાપી રહ્યાં છે, એવા આ સ્થાને, માનવ હૃદયની ભક્તિનું પ્રતીક આ મંદિર બંધાવનારના જીવનમાં કેટલું સામર્થ્ય હશે! પ્રકૃતિને એમણે પ્રાણપૂરક જ માની હશે ને?

અને ભારતના ભવ્ય મંદિર-દેહ ઉપર નજર નાખીએ તો! હિમાલયના ઉત્તુંગ શૃંગો વચ્ચે સમાધિસ્થ બનેલા બદ્રિકેશ્વરથી માંડી દક્ષિણ હિંદના પ્રદેશમાં ઉપડીએ કે દ્વારિકાના જગતમંદિરથી લઈ છેક જગન્નાથ પુરી સુધી નજર નાખીએ તો? ભારત—સમસ્ત ભારત જાણે મંદિરોનો દેશ, પ્રભુ નિરંજન અને નિરાકારમાંથી વિકસેલા અસ્તિત્વ ઉપર આત્મોન્નતિથી જય સાધનાર સાધકોનો દેશ લાગે છે. સરિતાના ઉગમ, સંગમ અને અન્ત પાસે, સરોવરને કિનારે, ગિરિ અને ભૂ સીમાન્તે, પહાડને ચરણે અને શિખરે, કે ઉંડા જંગલ અન્તરે, નિરાકારને શોધતા સાધકોને પથ બતાવતા, વિશ્વ-પૂજનના આ પ્રતીકો ખડા છે, એટલે જ ગંગાને પુનિત તટે બેઠેલા કાશીવિશ્વનાથ અને મહી કિનારે બેઠેલા ગળતેશ્વર એક જ છે એક દિવ્ય વિચારણામાંથી રૂપ પામેલી સાંકળના અંકોડા છે.

કુદરત-આંગણે કલાધામના અવલોકનાર આર્ય દ્રષ્ટાઓ ન હોત તો? મંદિરોની આ રચના, ટાંકણે ટાંકણે ભાવના ઝીલતા ઉપજાવતા સ્થાપત્યો, કદમે કદમે પ્રભુત્વ પાથરતી પ્રકૃતિ, બધું ક્યાંથી જોવા મળત? હિમાલયમાં બેઠેલા બદ્રીનાથ ને કેદારનાથની કોઈએ સ્થાપના ન કરી હોત તો, અવસ્થાએ પહોંચેલી દક્ષિણ દેશની કોઈ વૃદ્ધ માતા મૃત્યુને પડકારતી હિમાલયની સફર કરવા કદી યે નીકળી હોત?

પ્રકૃતિની સૌમ્ય શાન્તિએ મંદિરોનું માહાત્મ્ય વધાર્યું, મંદિરોએ પ્રકૃતિની ભવ્યતા વધારી માનવોએ મંદિર-પ્રકૃતિના અસ્તિત્વમાંથી જીવનાનંદ પીધો.

જગતના અવશેષ ઇતિહાસખંડોમાં નજર નાખીએ તો જણાય છે કે આપણી આ શિલ્પ-સ્થાપત્ય-કલા હિંદની પ્રતિષ્ઠાને અણનમ અને અપરાજિતપણે સાચવતી આવી છે. આ પત્થરો તો આપણા ગરીબોની ગૌરવદોલત છે. આ શિલાખંડો ન હોત તો પસાર થતી ગુલામીની અંધકારઘેરી રાત્રિમાં તારા બની આપણને આપણી ભૂતકાલિન યશસ્વી સંસ્કૃતિની ઝાંખી કરાવી કોણ ટટ્ટાર રાખી શકત? આ પત્થરો એટલે ચક્રવર્તી ભારતીય મહાકાયાનાં અસ્થિ.

આપણો મોજીલો વિદ્યાર્થી કોઈક વાર આ પત્થરો પાસે સંસ્કૃતિનો ઇતિહાસ સાંભળવા આવે તો? તો કદાચ ભારતનો પ્રચંડ પણ આજે ઢળી ગએલો દેહ ફરીથી નવજુવાની પ્રાપ્ત કરે.

સાંજે ગળતેશ્વરને પ્રણામ કરી અમે નીકળ્યા અને રાત્રે મુસાફરી કરતા બીજી સવારે અમદાવાદ આવ્યા.




### હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ લાયક ચિત્રને અભાવે મોકુફ. બીજું ઇનામ 'એકલવાયી' ચંદુભાઈ ભટ્ટ (અમદાવાદ), ત્રીજું ઈનામ 'ગિરનારી ડોળી' મનુ પટેલ (જામનગર), નોંધપાત્ર: 'ગોરીલો'—નારાયણભાઈ વારા (જામનગર); 'કુદરતને ખોળે'—શુકદેવ ભચેચ (અમદાવાદ)

ચિત્રોની સંખ્યાના પ્રમાણમાં ગુણની દૃષ્ટિએ આ વખતનાં ચિત્રો ઊતરતી કક્ષાનાં જણાયાં છે. ભાઈ ચંદુભાઈ ભટ્ટનું ચિત્ર 'એકલવાયી' યોગ્ય દૃષ્ટિકોણથી લેવાએલું હોઈ બીજું ઈનામ જીતી ગયું છે. આજુબાજુ ઝાડની બે ડાળોની કમાન વચ્ચે દહેરી મઢાઈ જતી હોય તે રીતની યોજના વિચારીને આ ચિત્ર લેવાયું છે તેને લીધે જ ચિત્ર આકર્ષક બની શક્યું છે. આગળના ભાગમાં હજી અરધો ઇંચ જગ્યા વધારે જોઈએ. ચિત્રની નીચે ડાબે ખૂણે ધોળું ધાબું દેખાય છે તે તથા એન્લાર્જમેન્ટ કરતી વખતે આવેલી ધોળી—કાળી કિનારીનો નકામો ભાગ તથા ડ્રોઈંગ પિનના નિશાન વગેરે સફાઈની ઊણપ સૂચવે છે.*

ત્રીજું ઇનામ જીતનાર ભાઈ મનુ પટેલના ચિત્ર 'ગિરનારી ડોળી'ની ટેક્નીક ઉત્તમ છે અને તેજછાયા પ્રમાણસર છે પણ તેના નામ પ્રમાણે ડોળીને સંપૂર્ણ ખ્યાલ આપી શકતું નથી. આગેનું પાત્ર ઊંચાઈ સૂચવે છે અને પગથિયાંથી માંડીને પહાડના શિખરો સુધી નજર દોરવાય છે ને સાથે ઉપર જવાનો દૂરનો આગળનો રસ્તો જણાતો હોત તો ચિત્ર સંપૂર્ણ બનત.

ભાઈ નારાયણભાઈ વારા પોતાના ચિત્રમાં, નેગેટિવના સપ્રમાણ એક્સ્પોઝરને લીધે છેક વાળની રેખા દેખાય એ રીતના તેજછાયાથી ઘણી સરસ રીતે 'ગોરીલા'ને દેખાડી શક્યા છે. બૅકગ્રાઉન્ડ અસ્પષ્ટ દેખાડી છે ને પણ વાજબી છે. માત્ર ડાબા હાથે માથાનો આકાશનો ભાગ આંખને ખૂંચે છે તે એન્લાર્જમેન્ટ કરતી વખતે દબાવી પાડી દેવાની જરૂર હતી. જંગલી પ્રાણીના ચિત્રો લેવા સહેલ નથી અને જે નમૂનો ભાઈ નારાયણભાઈએ રજૂ કર્યો છે તે માટે ખરેખર એમને ધન્યવાદ ઘટે છે.

ભાઈ શુકદેવ ભચેચનું 'કુદરતને ખોળે' ચિત્ર ઉછળતા પાણીને લીધે આકર્ષક બને છે. પાત્રાની ક્રિયા એ ભાગમાં વહેંચાઈ જઈ કંઈ અર્થ સમજાતો નથી. કેટલાક છોકરા કૅમેરા સામે જુએ છે તે પણ ખામી રૂપ છે. ભાઈ શુકદેવે એક સરસ ચિત્ર બનાવવા માટે સાંપડેલી તક ગુમાવી છે. પ્રિન્ટ પણ જોઈએ તે કરતા ઝાંખો છે.

બી. બી. કેનીબંદા

* ચિત્રની ચોમેર એકસરખી કિનારી રાખવા માટે ચિત્રના કદ કરતાં ૦ા ઇંચ જેટલી કરતી મોટી સાઇઝનું એક કાર્ડબોર્ડ કાટખૂણે કાપવું, અને તે, એન્લાર્જમેન્ટ પૂરતુ એક્સ્પોઝર આપી રહ્યા પછી, ચોમેર ૦ા ઇંચ કિનારી ખુલ્લી રહે તે રીતે ચિત્રની ઉપર બરોબર વચમાં ગોઠવવું. પછી તે પર સાધારણ વજન મૂકી તેને પ્રિન્ટિંગ પેપર સાથે દબાએલું રાખવું. હવે એન્લાર્જરમાંથી નેગેટિવ કાઢી લઈ એન્લાર્જરના લેન્સમાંથી સીધો પ્રકાશ તેના પર આવવા દેવો. ફક્ત થોડી સેકન્ડના આ એક્સ્પોઝરથી કાર્ડબોર્ડની આજુબાજુ એકસરખી કાળી કિનારી છપાશે. પછી પ્રિન્ટ તૈયાર થતા આગળ કે ઇંચ યા જરૂર જેટલી પાતળી કિનારી ચોમેર રાખી બાકીનો ભાગ ટ્રિમ કરી નાખવો.

---

અંધશ્રદ્ધા અને અજ્ઞાન એ અભણના દુશ્મન છે; અને અશ્રદ્ધા ને અંધજ્ઞાન એ ભણેલાનાં દુશ્મન છે.
માનવી યંત્રનો ઉપયોગ કરે છે ને સર્જન થાય છે, યંત્ર માનવીનો ઉપયોગ કરે છે ને વિનાશ થાય છે.
ઘણા માણસો કબાટ ખરીદે છે—પુસ્તકને માટે. ઘણાં માણસો પુસ્તક ખરીદે છે—કબાટને માટે.
સ્નેહ કર્યા પછી નાતો તોડનાર નિર્બળ છે. નાતો તૂટ્યા પછી સ્નેહ કરનાર મહાન છે.

'मंजुल'



# માધુકરી

સાગર ભૂષણ સ્વચ્છતા, વ્યોમનું ભૂષણ સોમ,
યામિન ભૂષણ તારકા, યૌવન ભૂષણ પ્રેમ.
ઉડુગણ ભૂષણ અચલતા, ધરણી ભૂષણ ધીર,
માનવી ભૂષણ સંતજન, નારી ભૂષણ શીલ
કવિનું ભૂષણ કલ્પના, ગાયક ભૂષણ સૂર,
વાણી ભૂષણ મજુતા, નયનનું ભૂષણ નૂર
સર્જન ભૂષણ પૂર્ણતા, નાટ્યનું ભૂષણ મર્મ,
કાવ્યનું ભૂષણ વ્યંજના, જીવન ભૂષણ ધર્મ
પ્રણયિની ભૂષણ રાધિકા, પ્રેમ ભૂષણ ઘનશ્યામ,
દંપતી ભૂષણ જગતમાં એક જ: જાનકી-રામ

—રતિલાલ છાયા

## મિલર રીઝ હચિસન

આ નામ વાંચીને તમને કશો ખ્યાલ આવે છે? ભાગ્યે જ આવે. અને છતાં એ નામ ધરાવનાર વ્યક્તિના સીધી કે આડકતરી રીતે તમે ઋણી ન રહો એવો ભાગ્યે જ કોઈ દિવસ વીતતો હશે. એનું કારણ?

કારણ જાણવા માટે તમારે પચાસ વર્ષ પહેલાના સમય પર જવું જોઈશે, જ્યારે અમેરિકાના એક દંપતી પોતાના યત્ન-સેવા પુત્રને સુપ્રસિદ્ધ વિજ્ઞાની એડીસનની પ્રયોગશાળાની મુલાકાતે લઈ ગએલાં.

બાર વર્ષના એ મ્હોરતા કુમાર સાથે હાથ મિલાવી એડીસને એને સવાલ કરેલો, 'તું મોટો થઈને શું બનવા ધારે છે, દીકરા?'

'તમારો મુખ્ય ઈજનેર, મિ. એડીસન'' કુમાર હચિસને નિર્ણયાત્મક ખાતરીથી તેને જવાબ આપેલો એડીસન માત્ર એ સાભળીને સહેજ મરકેલો, પરતુ એ કુમારનો જુસ્સો અને મુગ્ધ કર્યા વિના નહોતો રહ્યો.

અને તમે નહિ માનો, પણ ખરેખર, ત્રણ જ વર્ષ રહીને કુમાર મિલર હચિસન એ પદને યોગ્ય બની ગયો હતો મહાન વિજ્ઞાનીઓને પણ ઇલેક્ટ્રિસિટી જ્યારે એક અદ્ભુત રહસ્ય સમી લાગતી ત્યારે પંદર જ વર્ષના આ કુમારે બરાબર કામ આપતી એક વીજળીક યુક્તિ શોધી કાઢી હતી!

માત્ર ઓગણીસ વર્ષનો હતો અને ઈલેક્ટ્રિકલ એન્જિનીઅરિંગની પોતાની ડિગ્રી માટે અભ્યાસ કરી રહ્યો હતો ત્યારે એકાએક તેને એવો ખ્યાલ આવેલો કે બહેરા માણસોને સાંભળતા કરવાના કામમા વીજળીને યોજી શકાય. જેમજેમ વધુ અભ્યાસ કરતો ગયો તેમતેમ પોતાનો ખ્યાલ વાજબી હોવાની ખાતરી તેને થતી ગઈ. પરંતુ એક બાબતના પોતાના અજ્ઞાનની પણ એને એટલી જ ખાતરી હતી, અને તે મનુષ્યના કાનની રચનાની. પોતાનું એ અજ્ઞાન એ ન ટાળી શકે ત્યા સુધી તેનો ખ્યાલ કદી મૂર્તિમંત ન થઈ શકે

બહુ થોડા તરુણોમાં હોય છે એવી હિમત અને ધીરજપૂર્વક પોતાનો ઇલેક્ટ્રિસિટીનો કોર્સ પૂરો કરી નાખીને તરત જ તે અલાબામાની મેડિકલ કૉલેજમા દાખલ થયો ' નિશ્ચયાત્મક ચહેરાનો એ તરુણ, દાક્તર થવા સિવાય બીજા કોઈ ઉદ્દેશે એમાં પ્રવેશ્યો હશે એવો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે પરંતુ મિલર હચિસને તો પોતાને જરૂરી લાગ્યો એટલો જ અભ્યાસ કરીને કૉલેજને પડતી મૂકી. અને ત્યાર બાદ થોડા જ મહિના રહીને બહેરાઓને સાંભળવામા સહાય રૂપ એવી એક વીજળીક રચનાનુ એણે પેટંટ લીધુ!

એની આ શોધ એટલી અપૂર્વ હતી કે ઈંગ્લંડ તરફથી તેના એ 'ઍકાઉસ્ટીકોન' (Accousticon) ની તાત્કાલિક વિનતિ થતાં તેનું એક સુધારેલું મૉડેલ કર્ણદોષ ધરાવતી રાણી ઍલેક્ઝાન્ડ્રા પર મોકલી આપ્યું બદલામાં રાણી અને રાજા એડવર્ડે (એ સમયે હજુ તેઓ ગાદીનશીન નહોતાં થયાં) પોતાના રાજ્યાભિષેકમાં ભાગ લેવા માટે આ તરુણ દક્ષ શોધકને ખાસ નિમત્રણ મોકલ્યુ.

આઠ વર્ષ રહીને હચિસને પોતાની કુમાર વયની પ્રબળ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરી. એડીસને જાતે હચિસન પાસે માગણી મૂકી કે એડીસન લેબોરેટરીઝના મુખ્ય ઈજનેર અને સલાહકારના પદનો જો એ સ્વીકાર કરશે તો પોતે ખૂબ આભારી બનશે! અને એ માગણીનો જે દિવસે સ્વીકાર કર્યો એ દિવસ મિલર હચિસનની જિંદગીનો કદાચ સૌથી ગૌરવવંતો દિવસ હતો.

જગતની કોઈ પણ બે શોધક પ્રતિભાઓ આટલા અતલગના સહકારપૂર્વક કામ નથી કરી શકી પ્રયોગશાળામા અઢાર કલાક કામ કરતા એડીસનથી હચિસન પણ ઓછો ઊતરે તેવો નહોતો. ક્યારેક તો બંને મળીને ચોવીસે ચોવીસ કલાક મથ્યા રહેતા. દાખલા તરીકે એક શકવર્તી શોધની સફળતાની અણી પર તેઓ હતા ત્યારે તો હચિસન ચોવીસે કલાક પ્રયોગશાળામાં જ પડ્યો રહેલો, જોકે એનુ સુંદર ઘર ત્યાંથી માત્ર ૪૦૦ વારના જ અતર પર હતું.

એક દિવસ નજીકના એક બીજા કારખાના તરફથી ટેલીફોનની ઘંટડી રણકી. ખોટકાઈ પડેલું કોઈ યંત્ર ચાલુ કરવાને હચિસનની જ જરૂર પડેલી હચિસન ત્યા ગયો. યંત્ર પર એક વેધક નજર નાખી અને બોલ્યો, 'હથોડી લાવો જોઈએ.'

હથોડી આવી યંત્રના એક ભાગ પર એ ઠોકી અને ત્યાં કાન દીધો બીજી વાર કાન દીધો. ત્રીજી વાર, અને તેણે સ્વિચ ચાલુ કરાવી. યંત્ર પૂર્વવત્ ચાલુ થઈ ગયુ હતું!

કારખાનાનો માલિક પ્રશંસાપુષ્પો વરસાવી રહ્યો હતો ત્યાં વચ્ચે જ શાંતિપૂર્વક હચિસન બોલી ઊઠયો: 'મારી ફી ૨૦૦ ડૉલર છે.'

'બસો ડૉલર? અને તે હથોડીના માત્ર ત્રણ ટપકારા માટે?' ચકિત થઈને પેલા કારખાનાના માલિકે પ્રશ્ન કર્યો.

'ના,' હચિસને જેવી ને તેવી શાંતિથી જવાબ આપ્યો, 'એક ડૉલર એ ટપકારા માટે અને ૧૯૯ ડૉલર એ ટપકારા ક્યાં દેવા એ જાણનાર માત્ર હું જ એક હોવા માટે.'

પરંતુ પોતાના કાર્યનું પોતાને લાગતું વાજબી મૂલ્ય લેવાનો આગ્રહ ધરાવવા છતાં હચિસન સૌથી ઉદાર અને આત્મત્યાગી પુરુષ પણ બની શકે છે. યુનાઇટેડ સ્ટેટ્સ જ્યારે ૧૯૧૪–૧૮ની લડાઇમાં ઊતરેલું ત્યારે પ્રેસિડેન્ટ વિલ્સને તેને બોલાવેલો.

'ડૉ. હચિસન!' એના આવતાવેંત વિલ્સન બોલ્યો, 'મારા નિષ્ણાતો કહે છે કે નૌકામંત્રણા ખાતાના પૂરા સમયના સલાહકાર તમને નીમવા આવશ્યક છે. માત્ર તમારા દરમાયાનું નામ પાડો તો...'

'અલબત્ત વળી,' હચિસને તત્કાળ ઉત્તર આપ્યો, 'યુદ્ધ ચાલે ત્યાં સુધી વર્ષે ૧ ડૉલર!' અને એક ડૉલર ઉપરાંત એક સેન્ટ પણ લેવાની એણે ચોખ્ખી ના પાડી દીધેલી!

આજે આ મિલર રીસ હચિસન ખુદ પોતાની જ એવી હજારો શોધોના પેટન્ટનો દાવો કરી શકે એમ છે, અને એ શોધોએ બજારમાં ૧૦૦,૦૦૦,૦૦૦ પૌંડથી વિશેષ પોતાનું મૂલ્ય ઉપજાવ્યું છે. એમાંની એકે શોધ એવી નથી જેમાં કોઈ હરીફના પેટન્ટનું સહેજ પણ અતિક્રમણ થયું હોય. ઊલટું, એને ખબર પડે કે પોતે કરવા ધારેલી શોધ પર અમુક હરીફના પ્રયોગો ચાલે છે તો એ શોધમાં પડવાનું જ એ માંડી વાળે. એક નહિ પણ અનેક દાખલામાં પોતાના કરતાં ઓછા સદ્‌ભાગી હરીફોને તેમની શોધો પૂર્ણતાએ પહોંચાડવામાં એણે સહાય કરેલી છે.

રજા?..... હચિસને આખી જિંદગીમાં માત્ર ત્રણ જ રજાઓ પાડેલી છે, અને એમાંની છેલ્લી આજથી વીસ વર્ષ પહેલાં! એ રજાના દિવસે એ ૧૦૦૦ પૌંડના ખરચમાં ઊતરી પડેલો. એક સ્પીડ-બોટ એ લાવેલો, અને પછી એની ગતિ વધારે ઝડપી બનાવવા પાછળ જ એનો બધો સમય ગએલો. કહેવાની જરૂર નથી કે એ સમય ખરબાદ નહોતો ગએલો, અને એણે કરેલા સુધારા જુદાજુદા પેટન્ટ રૂપે બહાર પડીને તેને માટે હજારો ડૉલરની આવકનું સાધન બની રહ્યા!

આજે ૬૫ વર્ષની વયે પણ હચિસન પૂરા અઢાર કલાક કામ કરે છે. શતાયુ બનવાની અને છેલ્લી ઘડી સુધી પ્રયોગો કરતા રહેવાની તેની ઉમેદ છે. —અશોક દવે

## તમારાં પુસ્તકો

પોતાનો વિકાસ સાધવા ઈચ્છનાર કોઈ પણ વ્યક્તિ આજે પોતાના ગજા મુજબ થોડાઘણાં યે પુસ્તકો વસાવ્યા વિના ભાગ્યે રહેતી હશે. ખરું જોતાં એવાં પુસ્તકો એ જ્ઞાનની એક જાતની પરબ છે અને જ્ઞાનના તૃષાતૌંની તરસ એથી છીપે છે. માણસના સ્વભાવની પણ એ એક નૈસર્ગિક ટેવ કદાચ કહી શકાય કે પોતે જાણેલું બીજાઓને જણાવવા તે હંમેશાં ઉત્સુક રહે છે, અને એ ઉત્સુકતામાં પોતાને ત્યાંનાં પુસ્તકો પણ જિજ્ઞાસુ વર્ગમાં ફેલાવતો રહે છે.

પૈસાની માફક પુસ્તકોનું મહત્ત્વ પણ તેમના ઉપયોગમાં રહેલું છે. પરંતુ ઘણીવાર પૈસાની માફક પુસ્તકોનો પણ ગેરઉપયોગ કરનારા મળી આવે છે. એ ગેરઉપયોગ કરનારાઓ સામે સ્વાભાવિક જ જે ચીડ ઉપજવા પામે છે તેનો એક આ સૌમ્ય પ્રકાર વિદ્યાર્થી અવસ્થામાં ઘણાં પાઠ્ય પુસ્તકો પર અંગ્રેજીમાં એકકાળે જોવામાં આવતો:

'રાતું ફૂલ ગુલાબનું, લીલું જંગલ ઘાસ,
આ પુસ્તક છે માહરું, જ્યાં લગી શ્વાસોચ્છ્વાસ.'

આપણે ત્યાં વિદ્યાર્થીવર્ગમાં, અથવા શૈક્ષણિક, પત્રકારત્વ વગેરે બેચાર વ્યવસાયોમાં રોકાએલાઓ સિવાય ગૃહપુસ્તકાલયનો આગ્રહ ભાગ્યે જોવામાં આવે છે. પરંતુ પશ્ચિમમાં એ પ્રવૃત્તિ ખૂબ વિકસી હોઈને યે ચોપડીઓના ચોરો માટે ત્યાં પણ આવી કવિતાઓ પુસ્તક પર લખાય છે કે:

"Steal not this book for fear of shame,
For here you see the owner's name,
And when you die, the Lord will say
Where is that book you stole away?
And if you say you do not know,
He'll send you into the hell below"

આજકાલ માનસશાસ્ત્રીઓ ચોપડી પાછી વાળવામાં નિષ્ફળ નીવડનારાઓના ત્રણ વર્ગ પાડે છે: (૧) પોતે ચોપડી ઉછીની લાવેલા એ જ છે એ મૂળનું ભૂલી જનારા. (૨) પોતે કોની પાસેથી ચોપડી ઉછીની લાવ્યા છે એ ભૂલી જનારા. (૩) વાચવા લાવ્યા પછી પણ લાંબો સમય વીતી જવાને કારણે એ પાછી વાળવાની જરૂર ન જોનારા. આ ત્રણે વર્ગો સામે સંપૂર્ણ કાર્યસાધક પગલાં કઇ રીતે લઈ શકાય તેની શોધ હજુ કોઈ માનસશાસ્ત્રીએ બહાર પાડી નથી; એટલે પુસ્તકો વસાવનારે જાતે જ એ પ્રવૃત્તિ શોધી કાઢવાની રહી.

એક વાત સત્ય છે કે માણસ પુસ્તક વસાવે છે તે પ્રાથમિકપણે તો પોતાના જ લાભ માટે. અને પુસ્તકોને માત્ર આનંદનું નહિ પણ જીવનઘડતરનું સાધન એ સમજતો હોય તો તેમની યોગ્ય જાળવણી પ્રત્યે એણે સારું એવું લક્ષ આપવું જોઈએ. બધા જ શોખીનો રબર સ્ટૅમ્પ વસાવી શકે એવી શક્યતા આપણે ત્યાં નથી. એટલે સ્વચ્છ અને મરોડદાર અક્ષરે, પુસ્તકના પાનાને બેડોળ ન બનાવે એ રીતે, યોગ્ય સ્થાને દરેકે પોતાનું નામ લખી દેવું જોઈએ. નામ માટે બનતાં સુધી પુસ્તકનું ઉઘડતું જ કોઈ પાનું નક્કી કરવું અને તેના પર પોતાનું પૂરું નામ, સરનામું, ખરીદ્યાની તારીખ તથા કીમત લખવી તથા પુસ્તક પૂરું થતું હોય ત્યાં લખાણને અને પોતાના નામની સહી સાથે પુસ્તક શરૂ કર્યાની અને પૂરું કર્યાની તારીખો લખી રાખવી.

પોતાને ત્યાંનાં દરેક પુસ્તકના મધ્યમ કદનું એકાદ કાર્ડ રાખવાનું પણ સુગમ થઈ પડે. કોઈ મિત્ર કે પરિચિત પુસ્તક વાચવા લઈ જવા માગે ત્યારે તેમાનું કાર્ડ લઈ, તે પર પુસ્તકનું તથા જેને વાચવા આપવાનું હોય તેનું નામ અને તારીખ તથા તે પાછું વાળવાની અપાએલી ખાતરીની તારીખ લખી રાખવી, અને કબાટમાં અથવા છાજલી પર પુસ્તકની ખાલી પડેલી જગ્યામાં એ કાર્ડ રાખી મૂકવું. જ્યારે પણ નજર જાય ત્યારે ખાલી પડેલી જગ્યા વચાવા ગએલી ચોપડીની યાદ આપી રહેશે. ઘણા લોકો ચોપડી જલદી પાછી વાળવાની પોતાની અશક્તિ દર્શાવવામાં ગૌરવ માને છે, અને બહાના તરીકે વાચવાની પોતાની ધીમી ગતિ આગળ ધરે છે. એવાઓને માત્ર નમ્રતાપૂર્વક એટલું જ જણાવી દેવું કે તેઓ પોતાના વાચનની ઝડપ વધારે એ જ ઇચ્છનીય છે.

કેટલાક વળી પોતાને ત્યાંનાં પુસ્તકો માગીને પણ વાંચવા દેવાની બાબતમાં અત્યંત કૃપણ હોય છે. તેમણે કાં તો પોતાનાં સારાંસારાં પુસ્તકો અપાત્રે વિશ્વાસ મૂકીને ગુમાવ્યાં હોય છે, અથવા તો બીજાઓને ત્યાંથી લાવીને પાછાં ન વાળેલાં પુસ્તકોનું જ પોતાનું પુસ્તકાલય બનાવ્યું હોય છે. આમાંના પહેલા વર્ગનો વિશ્વાસ મેળવવાનો પ્રયાસ



# મધુકરી

સાગર ભૂષણ સ્વસ્થતા, વ્યોમનું ભૂષણ સોમ,
યામિની ભૂષણ તારકા, યૌવન ભૂષણ નેમ
ઉડુગણ ભૂષણ અચલતા, ધરણી ભૂષણ ધીર,
માનવી ભૂષણ સંતજન, નારી ભૂષણ શીલ
કવિનું ભૂષણ કલ્પના, ગાયક ભૂષણ સૂર,
વાણી ભૂષણ મંજુતા, નયનનું ભૂષણ નૂર.
સર્જન ભૂષણ પૂર્ણતા, નાટ્યનું ભૂષણ મર્મ,
કાવ્યનું ભૂષણ વ્યંજના, જીવન ભૂષણ ધર્મ
પ્રણયિની ભૂષણ રાધિકા, પ્રેમ ભૂષણ ઘનશ્યામ,
દંપતી ભૂષણ જગતમાં એક જ: જાનકી-રામ —રતિલાલ છાયા

## મિલર રીઝ હચિસન

આ નામ વાંચીને તમને કશો ખ્યાલ આવે છે? ભાગ્યે જ આવે. અને છતાં એ નામ ધરાવનાર વ્યક્તિના સીધી કે આડકતરી રીતે તમે ઋણી ન રહો એવો ભાગ્યે જ કોઈ દિવસ વીતતો હશે એનું કારણ?

કારણ જાણવા માટે તમારે પચાસ વર્ષ પહેલાના સમય પર જવું જોઈશે, જ્યારે અમેરિકાના એક દંપતી પોતાના યંત્ર-ઘેલા પુત્રને સુપ્રસિદ્ધ વિજ્ઞાની એડીસનની પ્રયોગશાળાની મુલાકાતે લઈ ગએલા.

બાર વર્ષના એ મ્હોરતા કુમાર સાથે હાથ મિલાવી એડીસને એને સવાલ કરેલો, 'તું મોટો થઈને શું બનવા ધારે છે, દીકરા?'

'તમારો મુખ્ય ઈજનેર, મિ. એડીસન!' કુમાર હચિસને નિર્ણયાત્મક ખાતરીથી તેને જવાબ આપેલો. એડીસન માત્ર એ સાંભળીને સહેજ મરકેલો, પરંતુ એ કુમારનો જુસ્સો એને મુગ્ધ કર્યા વિના નહોતો રહ્યો

અને તમે નહિ માનો, પણ ખરેખર, ત્રણ જ વર્ષ રહીને કુમાર મિલર હચિસન એ પદને યોગ્ય બની ગયો હતો. મહાન વિજ્ઞાનીઓને પણ ઇલેક્ટ્રિસિટી જ્યારે એક અદ્ભુત રહસ્ય સમી લાગતી ત્યારે પંદર જ વર્ષના આ કુમારે બરાબર કામ આપતી એક વીજળીક યુક્તિ શોધી કાઢી હતી!

માત્ર ઓગણીસ વર્ષનો હતો અને ઈલેક્ટ્રિકલ એન્જિનીઅરિંગની પોતાની ડિગ્રી માટે અભ્યાસ કરી રહ્યો હતો ત્યારે એકાએક તેને એવો ખ્યાલ આવેલો કે બહેરા માણસોને સાંભળતા કરવાના કામમાં વીજળીને યોજી શકાય. જેમજેમ વધુ અભ્યાસ કરતો ગયો તેમતેમ પોતાનો ખ્યાલ વાજબી હોવાની ખાતરી તેને થતી ગઈ પરંતુ એક બાબતના પોતાના અજ્ઞાનની પણ એને એટલી જ ખાતરી હતી, અને તે મનુષ્યના કાનની રચનાની. પોતાનું એ અજ્ઞાન એ ન ટાળી શકે ત્યાં સુધી તેનો ખ્યાલ કદી મૂર્તિમંત ન થઈ શકે.

બહુ થોડા તરુણોમાં હોય છે એવી હિંમત અને ધીરજપૂર્વક પોતાનો ઇલેક્ટ્રિસિટીનો કોર્સ પૂરો કરી નાખીને તરત જ તે અલાબામાની મેડિકલ કૉલેજમાં દાખલ થયો! નિશ્ચયાત્મક ચહેરાનો એ તરુણ, દાક્તર થવા સિવાય બીજા કોઈ હેતુએ એમાં પ્રવેશ્યો હશે એવો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે પરંતુ મિલર હચિસનને તો પોતાને જરૂરી લાગ્યો એટલો જ અભ્યાસ કરીને કૉલેજને પડતી મૂકી. અને ત્યાર બાદ થોડા જ મહિના રહીને બહેરાઓને સાંભળવામાં સહાય રૂપ એવી એક વીજળીક રચનાનું એણે પેટંટ લીધું!

એની આ શોધ એટલી અપૂર્વ હતી કે ઇંગ્લંડ તરફથી તેના એ 'ઍકાઉસ્ટીકોન' (Accousticon)ની તાત્કાલિક વિનતિ થતાં તેનું એક સુધારેલું મૉડેલ કર્ણદોષ ધરાવતી રાણી ઍલેક્ઝાન્ડ્રા પર મોકલી આપ્યું. બદલામાં રાણી અને રાજા એડવર્ડે (એ સમયે હજુ તેઓ ગાદીનશીન નહોતાં થયાં) પોતાના રાજ્યાભિષેકમાં ભાગ લેવા માટે આ તરુણ દક્ષ શોધકને ખાસ નિમંત્રણ મોકલ્યું

આઠ વર્ષ રહીને હચિસને પોતાની કુમાર વયની પ્રબળ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરી એડીસને જાતે હચિસન પાસે માગણી મૂકી કે એડીસન લેબોરેટરીઝના મુખ્ય ઈજનેર અને સલાહકારના પદનો જો એ સ્વીકાર કરશે તો પોતે ખૂબ આભારી બનશે! અને એ માગણીનો જે દિવસે સ્વીકાર કર્યો એ દિવસ મિલર હચિસનની જિંદગીનો કદાચ સૌથી ગૌરવવંતો દિવસ હતો.

જગતની કોઈ પણ બે શોધક પ્રતિભાઓ આટલા અતલગના સહકારપૂર્વક કામ નથી કરી શકી. પ્રયોગશાળામાં અઢાર કલાક કામ કરતા એડીસનથી હચિસન પણ ઓછો ઊતરે તેવો નહોતો. ક્યારેક તો બંને મળીને ચોવીસે ચોવીસ કલાક મચ્યા રહેતા. દાખલા તરીકે એક ક્રાંતિકારી શોધની સફળતાની અણી પર તેઓ હતા ત્યારે તો હચિસન ચોવીસે કલાક પ્રયોગશાળામાં જ પડ્યો રહેલો, જો કે એનું સુંદર ઘર ત્યાંથી માત્ર ૪૦૦ વારના જ અંતર પર હતું.

એક દિવસ નજીકના એક બીજા કારખાના તરફથી ટેલીફોનની ઘંટડી રણકી. ખોટકાઈ પડેલું કોઈ યંત્ર ચાલુ કરવાને હચિસનની જ જરૂર પડેલી. હચિસન ત્યાં ગયો. યંત્ર પર એક વેધક નજર નાખી અને બોલ્યો, 'હથોડી લાવો જોઈએ'

હથોડી આવી યંત્રના એક ભાગ પર એ ઠોકી અને ત્યાં કાન દીધો બીજી વાર કાન દીધો. ત્રીજી વાર, અને તેણે સ્વિચ ચાલુ કરાવી. યંત્ર પૂર્વવત્ ચાલુ થઈ ગયું હતું!

# આ માસ ઈતિહાસમાં

## મે

રોમનોમાં વાણિજ્યના દેવતા–ધનકુબેર તરીકે ગણાતા મર્ક્યુરી (બુધ)ની માતા માઈઆના નામ પરથી આ માસનુ નામ પડ્યું, કેમકે તે દેવીને આ માસમાં નૈવેદ્ય ધરાતા.

ઇંગ્લંડમાં આ માસ વસંત કાળમા આવતો હોઇ તેની પહેલી તારીખે બહુ ધામધુમથી 'મે ડે' નો વસંતોત્સવ ઊજવાતો, જમા ગામ બહારથી ફૂલેભરી ઝાડની મોટી ડાળી લાવીને શહેર વચ્ચોવચ્ચ 'મે–પોલ' તરીકે રોપવામાં આવતી, અને તેની આસપાસ ઉત્સવઘેલી પ્રજા નાચગાન કરતી. મધ્યયુગનો એ રિવાજ આજે તો ત્યા નરમ પડી ગયો છે અને માત્ર બાળકો જ ઊજવે છે.

---

**તા. ૧** સમાજવાદ અને સામ્યવાદ સિદ્ધાંતોના હિમાયતીઓ તરફથી કામગારોના 'મહાદિન' તરીકે ઊજવાતો 'મે ડે'. ૧૮૮૯ની આંતરરાષ્ટ્રીય સમાજવાદી કૉંગ્રેસે એ દિવસ ઊજવવાનો ઠરાવ પહેલવહેલો કરેલો

**તા. ૭** અમેરિકાની કોલંબિયા નદી પહેલવહેલી કૅપ્ટન ગ્રેએ શોધી કાઢી, ઈ. ૧૭૯૨.

**તા. ૮** ફ્રાન્સના છેલ્લા રંગદર્શીયુગના નામી નવલકાર ગસ્તવ ફ્લૉબર્ટનું અવસાન, ૧૮૮૦

**તા. ૧૧** ૧૮૫૭ના બળવામા બળવાખોરોએ દિલ્હીનો કબજો લઇ મુઘલ સમ્રાટ બહાદુર શાહ ઝફરને હિંદનો શાહાનશાહ જાહેર કર્યા.

**તા. ૧૬** હોળકરના અમીરખા નામના સરદારે ફૂટી જઇને કરેલી સહાયથી અંગ્રેજ સૈન્યના જનરલ લેઇકે હોળકરના રામપુર અને ટૉંકના જિલ્લા જીતી લીધા, ઈ ૧૮૦૪ એ સેવાના બદલામાં અમીરખાને ટૉંકની રિયાસત બક્ષિસ આપવામા આવી

**તા. ૨૨** બ્રાહ્મોસમાજની પ્રવૃત્તિના આદ્ય સ્થાપક, બંગાળામા નવા યુગની ચેતના પહેલવહેલી ફૂંકનાર પ્રખર સમાજસુધારક, બંગાળી ગદ્યના જન્મદાતા રાજા રામમોહનરાયનો જન્મ, ઇ ૧૭૭૨

**તા. ૨૭** રશિયામા નવપ્રાણ પૂરનાર પીટર ધ ગ્રેટે 'સેન્ટ પીટર્સબર્ગ' નગરની સ્થાપના કરી, ઈ ૧૭૦૩

**તા. ૩૧** દક્ષિણ આફ્રિકાના નાતાલ પરગણાને કેઇપ કૉલોનીના પરગણા સાથે જોડી દેવામા આવ્યુ, ઇ. ૧૮૪૪.

### આ માસની વ્યક્તિવિશેષ
### નેપોલિયન બોનાપાર્ટ

ફ્રાન્સ તાબાના કૉર્સિકા ટાપુમાં આવી વસેલા એક ઇટાલિયન કુળમા જન્મેલો, નાના કદનો એક અદના લશ્કરી જુવાન, પો-



તાના વ્યક્તિત્વની તેજસ્વિતા, લશ્કરી બુદ્ધિ, આશ્ચર્યકારક ચાતુરી, સ્પષ્ટ અને સચોટ વિચારશક્તિ અને સર્વગ્રાહી મહત્ત્વાકાંક્ષા વડે ફ્રાન્સનો સરમુખત્યાર શાહાનશાહ બન્યો અને સમસ્ત યુરોપની સંયુક્ત રાજસત્તાઓને હંફાવતો ચોદિશ હાક વગાડી રહ્યો ઝળહળાટભરી એ કારકીર્દિથી જગતને એણે એવુ તો આંજી દીધુ કે એના જ જીવનકાળમા એની તેજીલી કારકીર્દિનો તથા એણે સ્થાપેલા ફ્રેન્ચ મહારાજ્યનો કરુણ અંત આવ્યા છતા આજ સુધી જગતના પુરુષપુંગવોની નામાવલિમા એના નામાક્ષર અમર રહ્યા છે

ઇ. ૧૭૬૯ના ઑગસ્ટની પાચમીએ એનો જન્મ તરુણ વયે તોપખાનાની અમલદારી તાલીમ લેતો હતો ત્યારનો જ એ ઉદ્યમી પણ અતડો ને માની ગણાતો. પોતાની લશ્કરી પ્રતિભા વડે ૨૫ની વયે તો એ બ્રિગેડિયર જનરલ થયો અને ૨૬ વરસની ઉમરે પારીસમા થએલો બળવો દાબી દઇ ત્યાની રાજસત્તાના મામૂલી માણસોની વચ્ચે પોતાનું વિશિષ્ટ સ્થાન જમાવી દીધું તેની તેજસ્વી શક્તિઓ જોઈ ફ્રેન્ચ પ્રજાસત્તાએ તેને ઈટાલીમાં ચાલતા ઑસ્ટ્રીઅનો સામેના મંદ પડતા યુદ્ધનુ મુશ્કેલ સુકાન સોપ્યુ. તેમા તેણે એવા તો ઝડપી અને નિર્ણયાત્મક વિજયો મેળવ્યા કે તે જ ઘડીથી ફ્રાન્સનો તે રાષ્ટ્રવીર થઇ ગયો, અને રાજકારણમા તેનો પડચો બોલ ઝીલાવા લાગ્યો

એ કાળે ઈંગ્લંડ ફ્રાન્સનુ મુખ્ય શત્રુ હતુ. રાજપુરુષોએ તેને ઈંગ્લંડ પર હુમલો કરવાનુ કહ્યુ, પણ નેપોલિયનની યોજના ઈંગ્લંડને બદલે પૂર્વમા વધતા જતા તેના વેપાર અને સંસ્થાનોના માથા પર હલ્લો કરી, હિંદ કબજે કરીને તેની સત્તાને પાણી સીંચતા મૂળ જ કાપી નાખવાની હતી તેથી તે લશ્કર લઇને, ૨૦૦૦ વર્ષ પર નીકળેલા સિકંદરની માફક, પૂર્વમા દિગ્વિજય કરવા નીકળ્યો પણ એમા તે નિષ્ફળ ગયો ઇજિપ્તના કિનારા પર નાઇલના યુદ્ધમા નેલ્સનને હાથે તે હાર્યો એવામાં ફ્રાન્સના રાજકારણમાં તેની ગેરહાજરીમાં બગડેલા મામલાને કારણે તેને પાછા સ્વદેશ જવુ પડ્યુ

ફ્રાન્સ આવી તેણે વહીવટી મંડળને રજા આપી, સુકાન હાથ લીધું ને ત્રીસ લાખ મતે ફ્રાન્સનો એકહથ્થુ સર્વસત્તાધીશ નીમાયો.

પછી તો એની કારકીર્દિનો મધ્યાહ્ન તપવા લાગ્યો અશક્ય ગણાતા આલ્પ્સ પર્વતો ઓળગી એણે ઇટાલિયનોને પરાસ્ત કર્યા. બ્રિટને ૧૮૦૨મા તેની સાથે ઍમીઍન્સની સંધિ કરી તે જ સાલમાં ફ્રાન્સે એને જીવનભરની સરમુખત્યારી આપી અને ૧૮૦૪ની ૪થી મેને દિવસે તેને શાહાનશાહ બનાવ્યો

૧૮૦૫ અને ૧૮૧૫ વચ્ચેનો તેનો દસકો યુદ્ધમા જ વીત્યો ઉલ્મ કબજે કરી, ઉલ્મમા ઑસ્ટ્રિયનોને હરાવી તેણે વીએના જીત્યુ; જીના અને ઑસ્ટરલિટ્સના વિખ્યાત વિજયો મેળવી પ્રુશિયનોને જમીનદોસ્ત કર્યા; બુલોમાથી ઇંગ્લંડ પર હલ્લો લઇ જવાની યોજનાથી બ્રિટિશરોને થથરાવી મૂક્યા; આઇલૉ અને ફ્રીડલૅન્ડના યુદ્ધમા રશિયનોને શિકસ્ત આપી, સ્પેન પર હલ્લો લઈ જઇ તેની તથા પોર્ટુગાલની મદદે લડતા ઇંગ્લંડના સેનાપતિ વેલિંગ્ટનને હઠાવ્યો અને સમસ્ત મધ્ય અને પશ્ચિમ યુરોપમા એનો ડંકો વાગવા લાગ્યો.

પણ પછી મહત્ત્વાકાક્ષાના માર્યા એણે જે આવળિયાં સાહસો કર્યાં તેમાં તેના હાથ હેઠા પડ્યા અને તેની ઊતરતી કળા બેઠી. ૧૮૧૨માં તે રશિયા પર હલ્લો લઈ ગયો, પણ ત્યાના શિયાળામા તેનું સૈન્ય નાશ પામ્યુ અને તેને નિરાશાભરી પીછેહઠ કરવી પડી સ્પેન જીતવાની તેની જિદ નિષ્ફળ ગઇ, અને આ દરમ્યાન પ્રુશિયા ને ઑસ્ટ્રિયાએ માથુ ઊંચકી કરેલા હલ્લામા લાઈપઝિકના યુદ્ધમા કપરી હાર ખાઈ તેને નાસીને ફ્રાન્સ ભેગા થવું પડ્યું. ત્યા દક્ષિણેથી વેલિંગ્ટનને ને પૂર્વેથી પ્રુશિયા-ઑસ્ટ્રિયાએ કરેલા ફ્રાન્સ પરના આક્રમણથી અકળાઇ ફ્રેન્ચ સરદારોએ ફરજ પાડવાથી તેને ગાદીત્યાગ કરી એલ્બાના ટાપુમા જતા રહેવુ પડ્યું

૧૮૧૫ના ફેબ્રુઆરીની ૨૬મીએ એલ્બાથી પાછા આવી તેણે ફરી છેલ્લો મરણિયો પ્રયત્ન કર્યો, પણ એ જ વર્ષની ૧૫મી જૂને વૉટર્લૂ મુકામે નિશ્ચયાત્મક હાર ખાઇ બ્રિટિશોને હાથે તે સેન્ટ હેલીનાના ટાપુમાં દેશનિકાલી પામ્યો, જ્યા ૧૮૨૧ના મેની પાચમી તારીખે તેનુ અવસાન થયુ

જોસેફાઇન જોડે થએલા તેના પહેલા લગ્નના ૧૮૦૯મા છુટાછેડા લઈ તે ઑસ્ટ્રિયાની કુમારી મેરી લૂઈઝીને પરણેલો, જેનાથી તેને એક પુત્ર થએલો, પણ તે કદિ રાજગાદી પર આવી નહિ શક્યો.

હિમાળાનાં હેમ  હૈયાં સાધુ સંતનાં,
અગન લાગે એમ  ગળશે પણ બળશે નહિ.

—તનસુખ ભટ્ટ

ઑક્સફર્ડની ઑલ સોલ્સ કૉલેજમાં ભણીને બે તેજસ્વી વિદ્યાર્થીમિત્રો એકીસાથે તેના કેડે પણ થયા. એમાંનો એક ગરીબ હતો તે કેળવણી ખાતામાં અધ્યાપક બનીને હિંદ આવ્યો, એ પ્રો. બેઈન; બીજો શ્રીમંત ઉમરાવ હતો તે જતે દહાડે વાઈસરૉય બનીને હિંદ આવ્યો, એ લૉર્ડ કર્ઝન. વાઈસરૉયગીરી દરમ્યાન કર્ઝન પૂનાની મુલાકાતે ગયા ત્યારે ત્યાંની કૉલેજની મુલાકાત વેળા વર્ગેવર્ગ ફરી વળવા છતાં તેની આંખે બેઈન ન ચડ્યા. પ્રિન્સિપાલ મેકબીને પૂછતાં ઉત્તર મળ્યો કે તે આજના દિવસની રજા પર ઊતર્યો છે. એના તાપે ભલા ચમરબંધીને પણ દઝાડ્યા હતા એ લૉર્ડ કર્ઝનની ગાડી તરત એ મામૂલી પ્રોફેસરના બંગલા તરફ વળી, અને એ નાના બંગલાના પગથિયાં ચડતા ચડતા એ મહાન વાઈસરૉયે બૂમ પાડી 'હલ્લો બેઈન'' ઉત્તરમાં ધીમું મલકતો મિત્ર બહાર આવ્યો તેને એની ઈરાદાપૂર્વકની ગેરહાજરીનું કારણ પૂછતા ગૌરવપૂર્ણ નીડર જવાબ મળ્યો 'જૂનો મિત્ર વાઈસરૉય થયા પછી મને કેટલો યાદ કરે છે તે જોવા ખાતર જ!'

અનેકાર્થી શબ્દ હરિ=વિષ્ણુ અથવા કૃષ્ણ; ઘોડો, સિંહ, વાંદરો, ચંદ્ર, એ ઉપરાંત સંસ્કૃત સાહિત્યમાં તો નીચે જણાવેલા ઘણા અર્થોમાં તે વપરાય છે: ઇન્દ્ર, યમ, શિવ, વરુણ અને બ્રહ્માનાં બીજાં નામ; ઇન્દ્રના ઘોડાનું નામ; સૂર્ય; દેડકો; પોપટ; સર્પ, મોર, કોયલ; ભર્તૃહરિનું નામ, શામળ, પ્રકાશનું કિરણ; અગ્નિ; પવન; પોપટી રંગનું; પીતવર્ણ લીલું. હરિ-હરી=નાગાઓ કૂવાનું પાણી પાઈને લેવામાં આવતો પાક.

ઇલાસ્ટિક (સ્થિતિસ્થાપક) નાડીવાળી ચડ્ડીઓ કે એવા બીજાં કપડાં ધોયા પછી તેનો એ ભાગ ઝટ સુકાતો નથી ને પરિણામે તે જલદી સડી જાય છે. તે સુકવતી વખતે તેની નાડીને તાણીને વચ્ચે ફૂટપટ્ટી કે એવું બીજું કોઈ સાધન ભરાવી દેવાથી તેમાં ભેજ નહિ રહે ને વહેલું સુકાઈ જશે.

પગાર માટે અંગ્રેજીમાં વપરાતો 'સૅલેરી' શબ્દ લૅટિન 'Salarium' માંથી ઊતરી આવ્યો છે. રોમન પ્રજામાં મીઠું એટલું મોંઘું હતું કે ત્યાં પગાર મીઠામાં જ ચૂકવાતો. ને સેલેરિયમનો અર્થ એ જ થાય છે.

કહેવતોના અર્થ: 'લાલો લાભ વિના લોટે નહિ'—સ્વાર્થ હોય ત્યારે માણસ નકારેલાં ને અણગમતાં કામ પણ કરે છે તે દર્શાવતી આ કહેવત પાછળ લાલા નામના બાર ચૌદ વરસના એક વાણિયાના છોકરાની વાત છે. તેના બાપે તેને ઘી લેવા મોકલેલો, તે રસ્તામાં અચાનક એક ઠેકાણે હાથમાંની ઘી ભરેલી તપેલી ફેંકી દઈ લોટવા લાગી ગયો! આ અચરજ જોઈ કોઈ પડોશીએ તેના બાપને ખબર કર્યા ત્યારે બાપે ટાઢે જીવે જવાબ દીધો કે 'મારો લાલો લાભ વિના લોટે નહિ'' અને દીકરો ઘેર આવ્યો ત્યારે પૂછતાં ખરેખર લાભની જ વાત નીકળી. દીકરાએ ખુલાસો કર્યો કે ઘી લઈને આવતાં રસ્તે બે જણ વાત કરતા હતા તેમની પાસે જમીન પર સોનામહોર પડી હતી. એ એમ ને એમ ઉપાડું તો તેઓ જોઈ જાય, ને માગી લે તેથી આ યુક્તિ કરી.' આટલું કહી લાલાએ આળોટતાં આળોટતાં કપડાંની લીધેલી સોનામહોર બાપના હાથમાં મૂકી.

ગણિતગમ્મત: જેને છેડે '૫' પાંચડો આવતો હોય તેવી કોઈપણ રકમનો વર્ગ કાઢવો હોય તો સૌ પ્રથમ તેના છેલ્લા અંક પાંચનો વર્ગ ૨૫ જમણી બાજૂ મૂકવો. તે પછી એ રકમમાં બાકી જે અંક વધે તેનો તથા તેની પછી ગણતરીમાં તરત આવતા અંકનો ગુણાકાર કરીને પેલા પચીસની પહેલાં મૂકી દેવો. જે આવે તે જવાબ. દાખલા તરીકે ૩૫×૩૫ કરવા હોય તો '૩૫'માંના '૫'નો વર્ગ ૨૫ જમણા હાથ પર મૂકીને, પછી બાકી વધેલા '૩' અને તેની પછીના અંક '૪'નો ગુણાકાર કરી ડાબી બાજુ મૂકવો. (૩×૪)=૧૨ અને ૨૫=૧૨૨૫ જવાબ. એ જ રીતે બીજા દાખલા: ૮૫×૮૫=(૮×૯) અને ૨૫; એટલે ૭૨૨૫, ૧૨૫×૧૨૫=(૧૨×૧૩) અને ૨૫, એટલે કે ૧૫૬૨૫. ૧૧૦૫×૧૧૦૫=(૧૧૦×૧૧૧) અને ૨૫; એટલે કે ૧૨૨૧૦૨૫. (શિરાઝ ઇબ્રાહીમ બીવીજી—સિદ્ધપુર)

પૃથ્વીથી વાદળાંની સરેરાશ ઊંચાઈ ૧ માઈલની હોય છે.

એક રતલ રૂમાંથી
૨,૧૦૩ માઈલ લાંબો
તાર નીકળી શકે

ઝીણામાં ઝીણો રૂનો તાર કાંતવા સંબંધે ઉપર કહેલી ગણતરી નીકળી છે.




ખોટી વાત: સામાન્યરીતે નિયમ છે કે માદા કૂકડી જ ઇંડાં મૂકે; નર કૂકડો કદિ ઇંડા ન મૂકે પણ એ વાત ખોટી છે. ઇંડા મૂકનાર કૂકડા પણ પશ્ચિમમાં જણાયા છે!

દુનિયામાં સૌથી સારી ગ્રીઓ ઝંઝીબારમાં છે

શરીરના જમણા ભાગના અવયવો કરતાં ડાબા ભાગના અવયવો સહેજ મોટા હોય છે

આફ્રિકામાં આવેલી ડાહોમીની નગરીમાં બે રાજાઓ રહે છે—એક દિવસનો અને એક રાતનો!

સરકસનાં પ્રાણીઓના અનુભવીઓ કહે છે કે નર કરતા માદાને કાબૂમાં લેવી સહેલી છે

જેલી ફિશ નામે ઓળખાતી માછલીનો દેહ ૯૦ ટકા પાણીનો બનેલો હોય છે.

અમેરિકામાં પહેલવહેલી વપરાએલી બગી ઈ. ૧૭૮૨માં હિંદથી બાલ્ટીમોર નિકાસ કરવામાં આવેલી!



દૃષ્ટિભ્રમ: એક નજરે જોતા આ બધા ઘનનાં ડાબાં મોં નીચલા ડાબા ખૂણા તરફ મંડાએલા જણાશે અને બીજી નજરે જોતાં બધા ઘન ભકુરોની માફક ઉપલા જમણા ખૂણા તરફ મંડાએલા જણાશે. ઉપરાંત જોવાથી પણ એ જ રીતે જણાશે અને બને પડખે ફેરવી જોવાથી પણ એ જ પ્રકારના દૃષ્ટિભ્રમ ભમણા નીચલા ને ઉપલા ડાબા ખૂણા તરફ મંડાએલા જણાશે.



અસંગ

કલાકાર મહર્ષિ નિકોલસ રોરિક

નીચે : ડાબી બાજુથી (૧) યુદ્ધ પ્રયાસની ટિકિટોમાં યુદ્ધની કરકસર—વિગત માટે વાંચો આ અંકની માધુકરી (૨) થી (૪) ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ : જુઓ પૃ. ૧૫૫





ઉમા-મહેશ (શિલ્પી : શ્રીધર મહાપાત્ર) અગ્નિશિખા-રૂપિણી જટા-કલાપની અને આમળા લેતી સર્પની વિવર્તિની લીલાની વચ્ચે પુરુષ-પ્રકૃતિની ઐક્યદીક્ષા ઉમા-મહેશનું સ્નેહ સ્નિગ્ધ સાયુજ્ય

## તાહરે ચરણ

• ઝૂલણા •

તાહરે ચરણ આ ઉચ્છળી આવિયું
જગત ક્ષારાબ્ધિથી એક બિન્દુ,
ક્ષાર તેનો હરી, ધાર તુજ ક્ષીરમાં,
અમૃતના અતલ ચૈતન્યસિન્ધુ!

તાહરે ચરણ, જગઝાડીના ઝુંડથી
કંટકિત આવિયો એક ગુંજ,
કાંટ તેની હરી, ધાર તુજ હૃદય પર,
અમિત સૌન્દર્યના દિવ્ય પુંજ!

તાહરે ચરણ ઘનપ્રકૃતિ ઘર્ષણ થકી
સળગતો એક આવ્યો સ્ફુલિંગ,
ક્ષણિકતા તેની હરી, ધાર તવ મુકુટ પર,
શાશ્વતા તેજના ભવ્ય શૃંગ!

સુન્દરમ્

## પરોઢ

• સગ્ધરા •

વીણીને વ્યોમમાંથી હલમલ કરતા તારલા મત્સ્ય જેવા,
માછીકન્યા સમી ઓ! તરલ ડગ ભરી યામિની જાય ચાલી.
ધીરે ધીરે ઉપાડે તિમિરજવનિકા કોક અદૃષ્ટ હસ્તો,
લીલા પશ્ચાદ્ભૂની અવનવ પ્રગટે તેજઅંધારગૂંથી;
પ્રાચીને પુણ્ય ક્યારે કિરણટશરના કેવડા રમ્ય ફૂટે,
સૂતું ઉત્થાન પામે સચર અચર સૌ, નિંદનાં ઘેન વામે.
માળામાં પંખી જાગે, મધુર રણકતી ઘંટડી દૂર વાગે;
ટૌકો ઊંડો ગજાવે ગગનપટ ભરી કૂટડી ક્રૌંચજોડી.
લાજાળુ નારીવૃન્દો શિર પર ગગરી લેઈ આવે ઉમંગે,
ભાગોળે વેણુ વાતા ધણ લઈ નિસરે છેલડા ગોપબાલો.
આત્માના મર્મમાં શી મનહર મુરલી માતરિશ્વા બજાવે,
પર્ણે પર્ણે ફરૂકે સભર વિલસતા સૂર્યનાં ભર્ગરશ્મિ;
પોઢેલો જેમ પેલો શતદલકમલે મૂર્છના ભૃંગ ત્યાગે,
જાગે શો પ્રાણ મારો અભિનવ ઝીલતો તેજના રાશિ ભવ્ય!

બાલમુકુન્દ દવે

## લગ્નતિથિ

• વસંતતિલકા •

આજે તિથિ મધુર! આપણુ લગ્નની આ
–વૈશાખ માસ અગિયારશ ઉજળીની–
આવી, ગઈ પુન ઓગણત્રીસ વેળા,
ગાજે વસંતતિલકામ્રની મંજરીઓ.
પૂરી થશે અવધ કો દિન સ્થૂળની તો,
રહેશે પછી અમર પ્રેમનું સૂક્ષ્મ લગ્ન;
સંસાર તો સુભગ સૌરભનંદભાનો
આનંદ જ્યોતિ મમ પ્રાણપ્રસાદ મગ્ન.
સૌભાગ્યકંકણ વતી તનયા કુમારી
એ રીત અર્પણ કરી જગમંગલા શી
સાતત્યની સ્મિત વહો રસરૂપરાશિ,
મોદી રહો વરદ લગ્નવિલોલ સિદ્ધિ

દેશળજી પરમાર

## હેડો!

• પુષ્પિતાગ્રા •

ગહન નભ તણી અને ઉંચાઇ,
ખીણુખીણના અતલન્ત હે ઊંડાણો!
વિજન રણ તણી અહો સપાટી,
વનવનની અયિ કુંજકુંજ ઘાટી!
અયિ સમદરની તરંગઝોળો,
ખડક તણી કઠિનાઈ વજ્ર શી હે!
ગગન પવન હે! વિહગગીતો,
ઋતુઋતુની રસલક્ષ્મી પુષ્પિતા હે!
નભ વિચરત હે દિનેશ–ચંદ્ર,
ટમટમતા અય લાખલાખ તારા!
પથિકપથિકના પ્રવાસપંથો,
મુજ મનભાવન રમ્ય હે ગલ્લી!

–બસ સહુ ચાહિયા, ગાડી જ આવો
ગગન ગઢો સમ દ્વાર છો બીડેલાં
ટગ ફઈ ટગ ડો ભરે પહેરો
સજગ રહીઆડી સારી રાત સત્રી!
નિમીલિત દગમાં બધાં ય આવો
સ્મરણું નિસર્ગ વિશાલતા મનાવો.
વિપગ ઠરણ ને વિષાદ ઊંડા
મહીસહીને ફર એ જ ટળ ઝંખે.

વેણીભાઇ જ. પુરોહિત

## રહું તો ધખ્યો

• પૃથ્વી •

વરો વિકટ વિઘ્ન ને અગણ્ય દુઃખો, પથમાં
ભયાનક તિમિર વિશુ ન ભલે મળે સાથ કે,
રહે અટલ કિન્તુ એક મુજ આ તીવ્ર શ્રદ્ધા અને
વગે કુરજપાલન હૃદયમાં પ્રફુલ્લિતતા,
રહું સતત કર્મની કઠિન કડીએ તો ધખ્યો
ન કિંચિદપિ પૂર્ણતા મુજ પ્રવાસની માગવા

'પ્રવાસી'

આવતી કાલનાં નાગરિકો માટેનું અદ્યતન માસિક

# સામયિક ચિંતન



## ધાવણની પ્રતિષ્ઠા

**[ સ્વામી આનંદ ]**

**ઈતિહાસના** આદિકાળથી માંડીને આજ સુધી, જેમ આપણા સતસાધુ ને ઋષિમુનિઓના આદેશઉપદેશનો ઝોક એક જ રહ્યો છે—સંસારની નશ્વરતા અને આત્મદર્શનની મહત્તા, તેમ આપણા તમામ સાહિત્યસર્જનને સારુ એક જ સામગ્રી આપણે ત્યાં કાળ કાળાંતરથી અખૂટપણે ચાલી આવે છે: ઉચ્ચ અને અધિકારી લેખાતા વર્ગોને હાથે અધીન સ્ત્રી-શૂદ્રાદિ અનધિકારી ગણાએલા વર્ગોની વિટંબણા. છેક રામાયણ–મહાભારત કાળના સીતાત્યાગ અને દ્રૌપદીવિડંબનથી માંડીને આજની કાકી વિધવાઓ કે આધુનિક કૉલેજ-કન્યાઓ સુધી, અથવા તો શંબૂક-એકલવ્યથી માંડીને આજની પંચમ પારિયા કે અસ્પૃશ્ય ગણાતી કોમો સુધી, તમામ સ્ત્રીશૂદ્રાદિને એક કે બીજી રીતે પણ, પોતાના કાળના સમાજની, ઉચ્ચનીચના અધિકારવાદ ઉપર ઘડાએલી પ્રચલિત માન્યતાઓ અને રૂઢિઓના દોર તથા આતંક તળે અવિરતપણે વેઠવું જ પડ્યું છે. આદિયુગમાં શું, મધ્યયુગમાં શું કે આધુનિક યુગમાં શું, માણસ પોતાને અધીન એવાં આશ્રિતો પર કે પોતાથી નબળા પર એનો ને એનો શિરજોર રહ્યો છે, અને અધીનોની એવી નબળાઈને જ પાછી એમના અનધિકારનું મુખ્ય લક્ષણ ગણાવીને એમને તમામ જ્ઞાન અને અધિકારથી વંચિત રાખતો આવ્યો છે. વીસમી સદીની લગભગ અધવાટે પહોંચેલો આજનો જમાનો પણ કુળગોત્ર અને સ્ત્રી-પુરુષાદિના આવા સનાતન છાપના અધિકારોના હકદાવાથી ખાલી નથી. કેળવાએલા અને સંસ્કારી ગણાતા આધુનિકો પણ જાણ્યેઅજાણ્યે એ યુગના આવેલા રૂઢિગત સંસ્કારોના વિષથી અને એની ચુનાઈથી મુક્ત નથી હોતા, બલ્કે વખત આવ્યે પોતાના સર્વ કેળવાએલા સંસ્કારોને કોરે મેલી એ જ સનાતન માનસના અચૂક શિકાર થઈ પડે છે, એનું ભાન આજની ઘડીએ પણ સમાજમાં રોજ બનતી નાનીમોટી ઘટનાઓમાંથી આપણને અનેકવેળા તીવ્રપણે થઈ આવે છે.

માનવકુળના અગ્રજ એવા પ્રાચીન બ્રાહ્મણ ક્ષત્રિયોએ કુળલોહી અને ધાવણની પ્રતિષ્ઠા આદિ અને અધિકારવાદની દીવાલો ઊભી કરી આમ કરીને તેમણે ધરતીના ખમીર સમી આમજનતાને તેના તમામ ઉત્કર્ષમાંથી વારસાથી વંચિત કરીને હમેશને સારુ અપંગ ને હડધૂત કરી મેલી. અધિકારવાદના એ દીવાલોએ જ્ઞાનને પણ ભોંયરાંમાં પૂરી ને સત્યને રૂંધ્યું. સમકાલીન દુનિયાને માથે લઈને ફરનારા ને કોઈ અમોંઘવિદ્યાની શોધમાં વારા ફરતા મેલનારા તે કાળના ક્ષત્રિયોએ અથવા તો 'શાપાદપિ શરાદપિ'ના બિરુદ બાંધીને ફરનારા બ્રાહ્મણોએ પોતાના શૌર્ય, વીર્ય અને તપસ્યાઓને બિનહરીફ ગણાવવાની બાજીમાં પૃથ્વીને નિઃક્ષત્રી કરી મેલવાના કોડ સેવ્યા એ અધિકારવાદના દોર અને આતંક હેઠળ મોટા મોટા માનવસમાજો ત્રસ્તગ્રસ્ત નિસ્તેજ ને આત્મગૌરવહીન બન્યા.

પણ કુળ-કોમના અભિમાનના નશામાં જિંદગી આખી વીતાડનારા એ ત્રૈવર્ણિકોએ અધિકારવાદના બધાં વાડાવાડીઓ ઊભા કરીને, આઠઆઠવા કાળના અટ્ટહાસ પછી—આઠઆઠલા કાળ ગાઢ ને અધિકારોના કળ-બળ ભોગવટા કર્યા પછી, સાચું શું? સંસારની નામી અનામી સૌ સેળભેળ એવી પ્રજાઓની ઘોડદોડમાં એમણે પોતાના કુળશીલને જોરે કઈ સરસાઈ સાબિત કરી?

સાચી વાત તો એટલી જ છે કે આ અધિકારવાદની ઈન્દ્રજાળ નરી નરદમ પોકળ ઠરી ચૂકી છે એના પુરાવા શોધવા આઘે જવું પડે તેમ નથી. જે બ્રિટિશરોએ પચાસ વરસની વાત પર આ જ દેશની 'લોક' લેખાતી હડધૂત જનતાને હાથમાં લઈને જૂજ દિવસોની કવાયત વાટે ક્ષત્રીપેશામાં પળોટી લીધી અને શિસ્તબદ્ધ સંગઠિત પલટનોમાં ફેરવી નાખીને એની જ મદદથી હિન્દુસ્તાનને જીત્યું, જે જનતાને આજે પણ લાખોની સંખ્યામાં ભરતી કરીને એ જ બ્રિટિશરો દુનિયા આખીને ધમરોળી રહ્યા છે, તે બધી બિલાડીના ટોપની જેમ અડવાડિયે પખવાડિયે ને મહિને-મહિને ઊભી કરવામાં આવતી હિંદી પલટનો શું હાડા–સિસોદિયાના ને રાઠોડ-ચંદેલોના વંશમાંથી વીણીવીણીને ભરતી કરેલી હોય છે? પચાસ પચાસ ને સો સો મજલાના સ્કાઈ-સ્ક્રેપર્સ (આભઊંચા મકાનો)માં આગ લાગે ચડી જઈને ભડભડતી અગ્નિઝાળો વચ્ચે ઘૂમનારા ને એવા ઊંચાઈએથી ગતરીડામાં ભૂસકા મારનારા ન્યૂયૉર્ક બ્રિગેડના બંબાવાળાઓને તેમના કુળશીલ ને ગતની હિસ્ટ્રી-ટિકિટોના આધાર પર ભરતી કરવામાં આવે છે શું?

ઉચ્ચનીચ અને જાતપાતના અધિકારવાદની આ અટકી અમને એટલાને જ ડગલે ને પગલે અટકાવીને કાં ઊભા રાખે? જે માથા લઈને દુનિયાને પાદાક્રાંત કરવા નીકળેલી પ્રજાઓને એ કેમ ક્યાંય નડતી નથી દેખાતી? દુનિયા આખીના કાળા ગોરા કે પીળા તમામ બ્રાહ્મણોની ચાહે તેટલા દાઢી ગરે પણ સત્યની પ્રતિષ્ઠા, શીલની પ્રતિષ્ઠા, આવા આભડછેટિયા આચારથી કદિ સ્થપાવાની નથી.

અસલ વાત એ છે કે કાળા માથાનું માનવીમાત્ર એકલોહી એકપ્રાણ ને એકપરિવાર છે. એમાં જાતરંગ, કુળકોમ, ઉચ્ચનીચ, પૂર્વપશ્ચિમ કશા જ ભેદ નથી. માણસની સામે માણસે કાઢેલા તમામ હકદાવા ને અધિકાર તો જીવનની જમીનમાં હારી બેઠેલા લોકોએ પૂર્વપરાક્રમોના હવાલા દઈને નોંધાવેલી જીવાદી-અરજીઓની આળપંપાળ છે. આગળીને અંધારે પડી ચૂકેલા વામી શોધકગતના અને ગુજરાતીઓના બીનશિસ્તાઓ સાથે સમજણ કાઢી દેખાડીને ડંફાસ કરવાના, ને ઉપર વળી લાયકી કરવાના ધંધા માત્ર છે. એની શેખી ને એનાં કારણું આ જમાનામાં હવે કારગત રહ્યા નથી, રહેવાના નથી. માનવીમાત્રને જન્મથી મળેલો એવો એક જ અધિકાર છે: પુરુષાર્થ, કર્મ—સતત, અવિરત, અનંદિત કર્મ; સંસારને એની તમામ અવળાઈઓ અને અવળચંડાઈઓમાંથી ખેંચી કાઢીને સ્વર્ગ બનાવવા ઝૂઝી મરનાર કર્મ, જેના વિના તમામ સંસાર ઉત્પન્ન થઈને નાશ પામે એની ભીતિ જાહેર કરીને ગીતાના ગાનાર પુરુષોત્તમે સ્વયં પોતાને (પરમેશ્વરને) પણ તેમાંથી બાકાત રાખવાની ના પાડી એ જ એક માનવમાત્રનો અબાધિત જન્મસિદ્ધ હક છે; બાકી તમામ



સ્વામી આનંદ બાવીસ વર્ષ પરનો સ્કેચ (સ્મરણ)

## સામયિક ચિંતન (સ્વામી આનંદ)

આળપંપાળ, આળી વળગાડેલી ને કલ્પનાથી કાઢેલી ઉટપટાંગ કથા-કહાણી છે

શું નાગી કે શું અનાગી, કુળવાન કે કુળહીન, જીવનના પુરુષાર્થક્ષેત્રમાં માનવીમાત્ર એકઆરે છે, એ એક જ વાસ્તવ સત્ય છે. વ્યક્તિગત ગણતરીએ કદાચ આનુવંશિક સંસ્કારના વારસદારો ક્યાંય થોડીઘણી પૂંછ લઈને પડમાં ઊતરતા હશે, પરંતુ એવી પૂંછ પણ એમના પુરુષાર્થનું ભાથું બનવા કરતાં મોટે ભાગે એમના પ્રમાદ આળસ ને પરોપજીવીપણાની જ સામગ્રી બને છે એવો ગહનો અનુભવ છે. કુલશીલની ઉપાદાનસામગ્રી ગરાસ-વારસામાં મળેલી ટાઢી પૂંજીમાંથી કે નિર્જીવ વાસી આચારવિચારમાંથી નથી નીપજતી. હેમને પારણે પોઢેલા ને હીરની દોરીએ હીંચેલાઓએ સંસારમાં પરદુઃખે દુઃખિયા થઈને આર્તત્રાણને અર્થે આત્મવિલોપનના પંથ ક્વચિત જ ખેડ્યા છે. વિવિધ તાપમાં તપતી બળીઝળી દુનિયાને સાંત્વન દેનારા, વિપદના ઝંઝાવાતો વચ્ચે જાતને બાળીપ્રજાળીને આત્મયજ્ઞને દીવડે દુનિયાને માર્ગ દેખાડનારા, સંકટ સમે નૈયા બનીને આર્ત દુનિયાને પાર ઉતારનારા અને ગાંતિ સગર્ભે દીનદુનિયા ભેળેનું ભાથું બંધાવીને માનવકુળનું સ્થાયી શ્રેય સાધનારા માડીજાયાઓને તો ઘણુંખરું કોઈ દીનદલિત રાંડીછાંડી માતાઓએ જ છાતીએ પથ્થર બાંધીને જણ્યા હતા. તેથી જ તો કહેવી પડી કે મહાપુરુષોનું કુળમૂળ ન તપાસવું. દુનિયા તો અતિ અતિ વેગે સંકોચાતી જાય છે. રાગદ્વેષ અને રંગભેદની સરહદો હવેની દુનિયામાં ટપોટપ ટૂટી પડવાની છે. આખા મોરચાનું નહિ પણ ધોમધખ્યા બળબળતા બપોર નીચે ચાલવાનું છે. વાડાવાડીઓ કરીને હવે નહિ જીવાય. વિરાટને વળગીને, એની સામે નજર નોંધીને જ હવે ચાલવા પડશે. એ પડકાર ઝીલનારા નીકળશે ? "Where there is no vision, people perish" ('દીઠું મેં ગામડું ત્યાં' નામના પુસ્તકની 'ઊર્મિ'માં આવેલી પ્રસ્તાવનામાંથી તારવેલું)

### સ્વ. પૂ. ત્રિલોકચંદ્રજી મહારાજ

યોગનિષ્ઠ મુનિવર શ્રી ત્રિલોકચંદ્રજી મહારાજ શ્રાવણ વદ ૩ ને બુધવારના ૧૮-૮-૪૩ના રોજ દિવંગત થયા એ સમાચારે એમના પરિચયમાં આવેલા યુવાનો તથા નરનારીઓને પોતાને [illegible] ઉપજવી છે. એઓશ્રી સ્થાનકવાસી જૈન સંપ્રદાયના સાધુવર્ય હોવા છતાં પરમ ભારતીભક્ત હતા, અને ધર્મના આડંબર તથા



ચીંદાઓને બાજુએ નાખી, અપાર વાત્સલ્ય તથા સરળતાથી અનેક સંપ્રદાયના સાધુ, સંન્યાસી, બ્રાહ્મણ - ગૃહસ્થ તેમજ ઇસાઈ પારસી વગેરે અન્ય ધર્મના માણસોના પણ પરમ મિત્ર અને સહાયક બન્યા હતા. તેમની મોટી અભિલાષા હતી કે વાગડના કાંઠે શ્રી [illegible] ([illegible]) મહાદેવના મંદિર આગળ નવે વર્ગને ઉપયોગમાં આવે એવું એક સંસ્કૃતિધામ વસાવવું ત્યાં યોગ અને જ્ઞાનના અભ્યાસીઓ માટે નિવાસ, રસોડું, દવાશાળા, વાચનાલય આદિ કરવાં, ગ્રામજનતા માટે એક ઉદ્યોગશાળા સ્થાપવી, અને દેશના કોઈ પણ ભાગના કોઈ પણ વ્યક્તિના આરોગ્ય માટે અતિથિગૃહ નિભાવવું. આવો મહાન પુરુષાર્થ સાધવા તેમણે ત્યાં 'યોગાશ્રમ'ની સ્થાપના પણ કરી હતી અને તેની આસપાસની જમીનનો મોટો વિસ્તાર મેળવ્યો હતો. સાધનસામગ્રીવાળાઓ ઉદાર [illegible] પુસ્તકો નો મદદ પણ કર્યો હતો. એમની એ ભાવના સિદ્ધ થશે તો જ તેમના આશીર્વાદ ઊતરશે, ને ગુજરાતને એ સંસ્કૃતિકેન્દ્ર ધરાવવું થશે.

એ પરમ કલ્યાણસાધુ સંતનો ગુજરાતમાં કદાચ થોડાને પરિચય હશે. એમનો મુખારવિંદ (મુદ્રાચિત્ર) વગરનો આ સાથે આપ્યો છે ને એમ જ ફોટો આદ તેમની આજ્ઞાથી અપ્રકટ રાખવામાં આવ્યો હતો. આજે તે પહેલી જ વાર જાહેરમાં મુકાય છે.

### ડૉ. મંજુલાલ મજમુદાર

વડોદરા કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી મંજુલાલ ર. મજમુદાર, પોતાના કલાવિષયક વિદ્વત્તાભર્યા લેખોથી 'કુમાર'ના વાચકોને તો સુપરિચિત છે. ગુજરાતના મધ્યાંતના અધ્યાપકોમાંના જેઓ ગુજરાતની સંસ્કૃતિ અને કળાનો અભ્યાસ તથા ઉત્કર્ષ કરી રહ્યા છે તેમાંના તેઓ એક છે; અને ગુજરાતની પ્રાચીન તેમજ અર્વાચીન કલા વિષે સંશોધન અને નોંધો કરી યુનિવર્સિટીને બારણે તેની પ્રતિષ્ઠા કરાવનાર પણ તે એકલા જ છે. તેમણે આજ સુધી ગુજરાતની લોકકળા, સાહિત્ય અને સંસ્કૃતિ ઉપર અનેક લેખો પ્રસિદ્ધ કર્યા છે, પણ હમણાં તાજેતરમાં એમણે ગુજરાતની પ્રાચીન કલા ઉપર એક વિદ્વત્તાપૂર્ણ મહાનિબંધ (થીસીસ) લખી મુંબાઈ યુનિવર્સિટી તરફના ડૉક્ટરેટ (પંડિત પ્રવર) ની-પીએચ ડી ની-પદવી મેળવી છે તે માટે આપણા તેમને અભિનંદન હો. —ર

### એક ઉપયોગી પુસ્તક

'આપણું હિંદુસ્તાન': જે અપરંપાર સાધનસંપત્તિ—વનસ્પતિ, ધાન્ય, ઢોર, ખનીજોના ભંડાર અને બેશુમાર માનવબળ આપણો દેશ ધરાવે છે તેનો સાચો અને રસમય ખ્યાલ આપવો, અને એટલી અઢળક સંપત્તિ હોવા છતાં આ દેશ શા કારણે દરિદ્ર રહ્યો છે તેનાં કારણો દર્શાવીને એ કંગાલિયત નાબૂદ કરવા માટે સંપત્તિની કેવા પ્રકારની યોજના કરવી જોઈએ તેના માર્ગ દર્શાવવા,—એવું બેવડું કામ કરતું આ પુસ્તક એક અનન્ય પ્રકાશન છે. સાદી સરળ ભાષામાં, આપણને કોઈ વાતનાં કહેતું હોય એ રીતે, એ તમામ હકીકત એવી ખૂબીથી એમાં સમજાવી છે કે ઊગતા કુમાર-કુમારીઓ અને ઓછું ભણેલો આમવર્ગ પણ એ સમજી શકે, અને આપણા દેશ માટે ગૌરવ ધરાવતો થઈ તેની ઉન્નતિ વિષે વિચાર કરતો થઈ જાય. સાથેસાથે પુસ્તકમાંની હકીકતો સીધી દેખાવામાં ઊતરી જાય એવી વિશિષ્ટ ઢબના સરળ અને ઉઠાવદાર શૈલીના ચોકઠાચિત્રો પણ એમાં આપ્યાં છે, તે એ પુસ્તકની ઉપયોગિતા અને આકર્ષકતાને બેવડી વધારી મૂકે છે. જોકે પરદેશીને હાથે ચીતરાયેલી હોવાથી ચિત્રોમાંની પાત્રસૃષ્ટિ વિદેશીપણાના ભાવથી ઊણી લાગે છે. આ પુસ્તક મૂળ અંગ્રેજીમાં બહાર પડેલું ત્યારના એમાંના કેટલાંક ચિત્રાત્મક મુદ્દા 'કુમાર'નાં છેલ્લાં પાનાંઓમાં અવારનવાર આપ્યા કરતા હતા તે વાચકોને યાદ હશે. હવે દેશની બીજી ભાષાઓમાં પણ તે ઉતરાયું છે. ઉત્તમ કુમાર-વાચનનું આ પુસ્તક પ્રત્યેક ઘર, શાળા ને લાયબ્રેરીમાં હોવું જોઈએ. લેખક: મીનુ મસાની; અનુવાદક: પુરુષોત્તમ ત્રીકમદાસ; પ્રકાશક: ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ મુંબાઈ. કિંમત રૂા ૨

સંગીતકલાની શિષ્યવર્ગમાં પ્રતિષ્ઠા સ્થાપનારા પુરુષાર્થીઓમાંના એક

# ભારતના ગાયનાચાર્ય વઝે બુવા

**અન્નને અભાવે અર્ધભૂખી અવસ્થામાં અને કપડાંને અભાવે લંગોટીભર કપરી ગરીબી અને નિરાશામાં જુવાની વિતાવી ગાયનની સાધના કરી એ ગાયનાચાર્ય થયા**

ગઈ તા. પાંચમી મેએ ગાયનાચાર્ય રામકૃષ્ણ વઝે બુવા આશરે સિત્તેર વર્ષની ઉંમરે અવસાન પામ્યા તે દિવસે ભારતીય સંગીતના ઇતિહાસનું એક મહાન પર્વ પૂરું થયું.

જ્યારે જ્યારે હું એમને મળવા જતો ત્યારે તેઓ કહેતા, 'હવે મારા થોડા જ દિવસ બાકી છે. નામના મેળવી, પૈસા પણ સારા મળ્યા, તમારા જેવા સંબંધીઓ અવારનવાર મળી જાય છે, એથી વધારે માણસને શું જોઈએ ? હવે મારે તો દિવસ ગણવાના જ રહ્યા.

વઝેબુવાના દર્શન થતા અને એમની પાસેથી એમના સંસ્મરણો અમે સાંભળતા, ત્યારે છેલ્લાં ૫૦-૬૦ વર્ષનું સંગીત જાણે નજર આગળ સાક્ષાત થઈ જતું. ગાયનકળા શીખવા ખાતર એમણે શું શું વેઠ્યું હતું એનું વર્ણન સાંભળી અમારા મસ્તક નમી પડતાં

ગુજરાતમાં વઝેબુવાનું નામ એટલું જાણીતું નથી, જેટલું તે મહારાષ્ટ્રમાં કે ઉત્તર હિંદમાં જાણીતું છે એટલે મેં એમને એક વાર કહ્યું હતું પણ ખરું કે 'કુમાર'માં હું તમારું ચરિત્ર આપવાનો છું

એ વખતે ખ્યાલ ન હતો કે એ ચરિત્ર મૃત્યુલેખ થશે '

વઝેબુવા હોય ત્યાં જાણે સાહિત્ય પરિષદ ભરાતી એમને બધા યે ઓળખતા સ્વામી વિવેકાનંદ જોડે એમને સારો પરિચય થએલો. એમની જોડે એમણે બે-ત્રણ અઠવાડિયા પ્રવાસ પણ કર્યું હતું. ભારત-સેવક ગોખલેએ એમને પોતાના સમકાલીન ગાયકોનો ઇતિહાસ લખવાનો આગ્રહ કર્યો હતો. બેંગલોરમાં બુવા સર સી. વી. રામનને મળ્યા ત્યારે તેમણે પણ બુવા આત્મચરિત્ર લખે તો સારું એમ કહેલું. અને શ્રી કેળકરે તો પોતાના 'સહ્યાદ્રિ' માસિક માટે એમના સંસ્મરણો મગાવ્યા પણ હતા.

ગાયનાચાર્ય રામકૃષ્ણ નરહર વઝે, સાવંતવાડી સંસ્થાનમાં ઓઝર્ડે નામના ગામડામાં જન્મ્યા એમના પિતા મરણ પામ્યા ત્યારે એમની ઉંમર દસ મહિનાની હતી. નાના છોકરાને ઉછેરવાનો બધો ભાર માતાને શિર પડ્યો. કુટુંબ બહુ ગરીબ હતું, અને ગામડું તદ્દન નાનું, એટલે ત્યાં ગુજરાન ચાલે એવું ન હતું આથી રામકૃષ્ણ ચાર વર્ષનો થયો ત્યારે એની માતા જોડે એને જન્મભૂમિનો ત્યાગ કરવો પડ્યો. માદીકેરો કાગલ આવ્યા અને કોઈ દેશપાંડે નામના ગૃહસ્થને ત્યાં નોકરી કરવા રહ્યાં યથાસમય રામકૃષ્ણ નિશાળે જવા માંડ્યો ને મરાઠી ચોથી સુધી ભણ્યો. પણ બાળનું ભણવામાં ચિત્ત ન હતું. નાનપણથી એને ગાયનનો શોખ હતો. નિશાળમાં કે રસ્તામાં જ્યાં જાય ત્યાં રામકૃષ્ણ તાન મારતો ફર્યા કરતો. અંતે એક દિવસ માસ્તરે એની માને કહ્યું, 'છોકરાનું ભણવામાં ધ્યાન નથી એને ગાયન શીખવાડવાનો પ્રબંધ થઈ શકે તો સારું ' માની પણ એ જ ઇચ્છા હતી, પણ એને મહિને ત્રણ રૂપિયાનો પગાર મળતો, એમાં એ છોકરાને ગાયન શીખવાડવા પૈસા ક્યાંથી કાઢે ? છોકરાનું નસીબ સારું એટલે કાગલ રહેનારના ગવૈયા બળવંતરાવ પોહરે એને શીખવાડવા તૈયાર થયા રામકૃષ્ણ એ વખતે નવ વર્ષનો હતો પોહરે પાસે બે વર્ષ રહી એ વિઠોબા અણ્ણા હડપ નામના પ્રખ્યાત ગવૈયા પાસે શીખવા મોકલાયો અને ત્યાં એક વર્ષ રહ્યો.



બાર વર્ષની ઉંમરે રામકૃષ્ણને પરણવું પડ્યું પરણ્યા પછી એને લાગ્યું કે આપણી જવાબદારી તો વધી ગઈ છે, પણ હાલત પ્રતિદિન બગડતી જાય છે. મા પણ બીચારી મજૂરી કરી આપણને ક્યાં સુધી સાચવશે ? એટલે ઘેરથી નાસી છૂટવાનો વિચાર એને આવવા માંડ્યો પણ જવું ક્યાં ? પાસે ફૂટી બદામ પણ ન મળે ' અને આજની માફક એ વખતે બધે રેલવે પણ ન હતી એટલે ભાઈએ નક્કી કર્યું કે પગપાળા મુસાફરી કરીશું ! તરત જ નિશ્ચય કરી પગે ચાલીને ભાઈ પુને આવ્યા અને ત્યાંથી મુંબાઈ પહોંચ્યા ત્યાં થોડા દિવસ રહી લોકોને ગાયન સંભળાવી ત્યાં એણે દસબાર રૂપિયા ભેગા કરી લીધા. આ વખતે એને ચૌદ વર્ષ પૂરા થવા આવ્યાં હતા.

મુંબાઈથી રામકૃષ્ણ ઇંદોર ગયો અને ત્યાં જાણીતા મૃદંગ વગાડનાર નાનાસાહેબ પાનસેને મળ્યો પાનસે એને ગાયન શીખવાડી શકે તેમ ન હતું; વરસો કે મૃદંગ વગાડતાં શીખવાડવા તેઓ તૈયાર હતા પણ આ છોકરાને તો ગાયનની જ ધૂન લાગી હતી ગાયન તો ગ્વાલિયરમાં શીખી શકાશે, કારણ કે ત્યાં ઘણા ઉસ્તાદો રહે છે, એવી સલાહ મળવાથી રામકૃષ્ણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો એની આ સફરની વાત એના જ શબ્દોમાં સાંભળીએ '

'"ચૌદ વર્ષની ઉંમરે ઘર છોડી હું ગાયન શીખવા બહાર પડ્યો ઘર છોડ્યું એટલે બહુ મોટો ત્યાગ કર્યો એમ તો ન હતું ત્યાગ કર્યો એમ કહું તો ત્યાગ કરવા જેવું ઘરમાં કશું યે ન હતું હા, પણ ગરીબ છતાં પ્રેમાળ એવી માતા તો હતી જ. એને છોડવા મન તૈયાર થતું ન હતું પણ ઘરમાં રહેવું એટલે એ બીચારીને એક નહિ પણ બે માણસ માટે મજૂરી કરવા મોકલવા જેવું હતું. એટલે મેં નીકળી

જ જવાનો નિશ્ચય કર્યો, અને જ્યાં કોઈ પરોપકારી ગાયનગુરુ મળી શકે ત્યાં જવાનું નક્કી કરી ભટકવું શરૂ કર્યું.'

મુંગેરથી એ બનારસ ગયા. એ વખતે જાણીતા સંગીતકાર રહિમતખાં અને એમના આશ્રયદાતા છત્રે ત્યાં હતા. એમને ત્યાં થોડા દિવસ રહી, ત્યાં સાંભળી શકાય એટલું ગાયન સાંભળી, રામકૃષ્ણ ગ્વાલિયરને રસ્તે ઊપડ્યો.

ગ્વાલિયરમાં એ વખતે નિસારહુસેનખાં નામના શ્રેષ્ઠ ગાયક રહેતા હતા. એમની પાસે વિદ્યા મેળવવાનો ઇરાદો રાખી વઝેબુવા એમને મળવા ગયા. 'મારા પરમ પૂજ્ય ગુરુ,' તેઓ લખે છે, 'નિસારહુસેનખાં સાહેબને શ્રાવણ મહિનાના એક સોમવારે હું મળ્યો. એમને જોઈને હું તો દિંગ જ થઈ ગયો! એમનું નામ મુસલમાન જેવું, એમનો ધર્મ પણ એ જ, પણ વેશ તો હતો હિંદુ જેવો! એમણે ધોતિયું પહેર્યું હતું, આખા શરીરે ભસ્મ લગાડી હતી, અને ગળામાં જનોઈ હતી! એમને જોઈ હું વિચારમાં પડ્યો. પણ તેમણે જ બોલવાની શરૂઆત કરી: "તારે શું જોઈએ છે? શા માટે આવ્યો છે?" મેં કહ્યું, "મારે આપની પાસે રહી ગાયન શીખવું છે." એમણે તરત જ હા પાડી અને કહ્યું કે મારો ચેલો થવા તૈયાર હો તો કાલથી શીખવાડવા માંડું. મેં ટૂંકમાં મારી કફોડી સ્થિતિનું વર્ણન કર્યું. ખાંસાહેબ બહુ જ દયાળુ હતા. એમણે મને શીખવાડવા માંડ્યું. ખાંસાહેબ એકાદશી, શિવરાત્ર અને શ્રાવણી સોમવારે ઉપવાસ કરતા.

આમ, ગ્વાલિયર આવ્યો તો ખરો, પણ મુશ્કેલીઓ હજી પૂરી થઈ ન હતી. મોટો સવાલ એ હતો કે ખાવું ક્યાં? આખરે માધુકરી માગવાની શરૂઆત કરી. પણ પેટ ભરાય એટલી માધુકરી તો કોઈ દિવસ મળતી નહિ. એમ જ અધભૂખી અવસ્થામાં પાંચ-છ વરસ કાઢ્યાં. જે દિવસે માધુકરી મેળવી શકતો નહિ તે દિવસે અનછત્રમાં ખાઈ લેતો. શરીર ઢાંકવા પૂરતાં કપડાં યે મારી પાસે ન હતાં; એટલે પેટભર ખાવાનું યે નહિ ને કપડાં પણ નહિ! લંગોટી પહેરીને જ ફરતો. ઉત્તરનો પ્રદેશ, એટલે કુનાળામાં તાપ અને શિયાળામાં ટાઢ એટલાં બધાં કે કહેવાની વાત નહિ. અધૂરામાં પૂરું મારા ગુરુ જાતના મુસલમાન. કેટલાયે દિવસ તો મેં રડ્યા જ કર્યું. મનમાં થયું, ક્યાં ભૂલ કરી અને વહાલી માને મૂકી અહીં આવ્યો! પણ નિશ્ચય કર્યો કે વિદ્યા મેળવીશ જ. ગામના લોકો કહેતા, 'આ છોકરો ચોક્કસ ગાંડો થશે એક દિવસ.' લંગોટી પહેરી આખો દિવસ ફર્યા કરે છે અને ગાયન ગાયા કરે છે. એક દિવસે એક મોટા માણસે કહ્યું, "તું શું કામ અહીં આવ્યો છે? ગાયન તને કોઈ દિવસ આવડવાનું નથી. તું રૂપાળો છે; નાટકમાં જાય તો સારું." મેં એમને કહ્યું: "અહીં તમે આજે પચાસેક વિદ્યાર્થીઓ જુઓ છો, પણ યાદ રાખજો કે હું જ સૌથી સરસ ગાઈશ એક દિવસ."

અમારા ગુરુજી હમેશાં એક દોહરો ગાતા:

> ખાને કૂ અન્ન નહિ, રહેને કૂ જગા નહિ,
> રાગકી સમૃદ્ધિ હૈ ઔર સબ આબાદી આબાદ

એવી જ મારી સ્થિતિ હતી. કોઈને ત્યાં જઉં તો તે તરત જ કાઢી મૂકતા. મુસલમાન લોકો મને કહેતા, "અબે લૌંડે, તૂ કાય કુ આયા? તેરે કુ આના નહિ આ સકતા." આ દીન શબ્દો ખમી લઈને પણ હું મારા ધ્યેયને વળગી રહ્યો. જેના પર ઈશ્વરની કૃપા હોય છે તે કોઈથી બીતો નથી. જે લોકો મારી મશ્કરી કરતા તેઓ જ આગળ જતાં મને વખાણતા થયા. પણ એ નવ વરસમાં એક દિવસે ય પૂરું ખાધું હોય એવું યાદ નથી. દહાડે તો ચેન જ પડે નહિ. કોઈ પણ ચીજ સાંભળું કે તરત જ લખી નાખું. ગામમાં નવો ગવૈયો આવે કે તાન પૂરો પકડવા જઉં. એમ મારા દિવસ જતા.'

ગ્વાલિયરમાં મહામહેનતે વિદ્યા પ્રાપ્ત કરી વઝેબુવા આગ્રા, જયપુર, ઉદેપુર, રેવા વગેરે ઠેકાણે ફર્યા. જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં સારા ગવૈયાઓ પાસે રહેતા અને એમની 'પાસેથી' શીખાય તેટલું શીખી લેતા. આજે છે એવા સંગીતવર્ગો તે વખતે ન હતા. ચોવીસે કલાક ગુરુ સાથે રહેવું પડે, એની સેવા કરવી પડે અને ગુરુને શીખવવાનું મન થાય ત્યારે જ એ શીખવે! તેમ છતાં પણ એક બ્રાહ્મણ યુવાન મુસલમાન ગુરુઓ પાસે રહી વિદ્યા કમાયો એ પ્રશસ્ય નથી?

અધ્યયન પૂરું કરી વઝેબુવા દેશ આવવા ઊપડ્યા. રસ્તામાં એમને અનુભવ થયો કે વિદ્યા મળતાંની સાથે જ કાંઈ નિર્વાહનો સવાલ ઊકલી જતો નથી; અને સંગીત ઉપર આજીવિકા ચલાવતાં મુશ્કેલીઓ તો ઘણી નડશે. તેઓ અમરાવતીમાં એક વીશીમાં ઊતર્યા હતા. ગામમાં બધે ફાંફાં માર્યાં, પણ એમનું ગાયન કરાવવા કોઈ તૈયાર થયું નહિ. એક વકીલે કહ્યું, 'જોગ વકીલને ઘેર જાઓ; એઓ ગાયન કરાવશે ને પૈસા પણ સારા આપશે.' વઝેબુવા ત્યાં ગયા. પણ ત્યાં ખબર પડી કે વકીલસાહેબને ગાયનનો શોખ બીલકુલ ન હતો. વીશીવાળો રોજ પૈસા માગે. બુવાના મગજમાં હતા માત્ર આઠ આના. વીશીવાળાએ કહ્યું, મારા પૈસા આપો, નહિ તો વીશીમાં પીરસવા રહી જાઓ! ઘડીભર બુવાને થયું કે જે વિદ્યા વડે એક પાઈ મળી શકતી નથી તે વિદ્યા મેળવવામાં આપણે નકામાં વર્ષ ગુમાવ્યાં. વીશીવાળાને માંડમાંડ સમજાવ્યો. 'ચાર દિવસમાં તારા પૈસા આપીશ. અથવા તારે ત્યાં નોકરી કરી તારું દેવું પતાવી દઈશ.' બુવાએ તો દરરોજ જોગ વકીલને ત્યાં જવા માંડ્યું. બે દિવસ તો વકીલસાહેબે પૂછપરછ પણ ન કરી. ત્રીજે દહાડે કારકૂનને કહે, 'આ છોકરો બીચારો રોજ આવે છે. ફીના બે રૂપિયા આપી દો એને.' બુવાએ કહ્યું, 'હું વિદ્યાર્થી નથી, ગવૈયો છું.' તો વકીલ કહે 'ગવૈયો? એ શું? પેલા તાન મારે છે એ જ આવિયા કે? ભાઈ, તારું ગાયન નથી સાંભળવું મારે. એમ ને એમ જ તને પાંચ રૂપિયા આપીશ!' બુવાને એ જ જોઈતું હતું. કહે કે લાવો, વીશીવાળાને આપવા થશે. પછી વકીલને શું થયું કોણ જાણે, કે તેઓ તૈયાર થયા. એમના નાના ભાઈ પણ સાંભળવા બેઠા. ગાયન સાંભળીને નાના ભાઈએ વકીલને કહ્યું, 'માણસ ગુણી છે.' નવાઈની વાત કે વકીલસાહેબ પણ ખુશ થયા. એમણે બુવાને દૂધ આપ્યું અને કારકૂનને કહ્યું, 'વીશીમાંથી એમનો સામાન લઈ આવો અને વીશીવાળાના પૈસા ચૂકવી દો.' એ વકીલને ત્યાં બુવા ચાર મહિના રહ્યા.

ત્યાંથી બુવા ફરી ગ્વાલિયર ગયા અને ત્યાંથી બરેલી. બરેલીમાં એમને સ્વામી વિવેકાનંદ જોડે ભેટો થયો. બે જણા પંદરેક દિવસ સાથે હતા એ દરમ્યાન સ્વામીજીના જ્ઞાનનો લાભ પોતાને બહુ મળ્યો એમ તેઓ ઘણીવાર કહેતા. બરેલીથી બુવા નેપાળ ગયા. સારા નસીબે ત્યાં નોકરી મળી ગઈ. પણ એક જ વર્ષ ત્યાં રહી બુવા દક્ષિણમાં આવ્યા.

આ પછી શરૂ થાય છે બુવાનો ભાગ્યકાળ. ઘણા શિષ્યોને તેઓ વિદ્યા આપે છે, પૈસા કમાય છે અને આખા દેશમાં ખ્યાતિ મેળવે છે.

વિદ્યા મેળવવામાં પોતાને જેટલાં કષ્ટ પડ્યાં હતાં તે બુવા કોઈ દિવસ ભૂલ્યા ન હતા. પોતાના શિષ્યોને તેઓ ઉદાર હૃદયથી વિદ્યા આપી દેતા. એમનો શિષ્યવર્ગ ઘણો મોટો છે. એમાં જાણીતાં ગાયિકા કેસરબાઈ અને મોધુબાઈ, મહારાષ્ટ્રના નટબાપુરાવ પેંઢારકર, વિનાયકરાવ કાગળકર, ગુરુરાવ દેશપાંડે અને બીજા ઘણા છે. હરિભાઉ ઘાયેકર એમના શિષ્ય ગણાય છે. વૃદ્ધાવસ્થામાં જ્યારે બુવાને લાગ્યું કે આપણાથી હવે કોઈને શીખવાશે નહિ ત્યારે એમણે 'સંગીતકલા પ્રકાશ' નામના પુસ્તકના બે ભાગ બહાર પાડ્યા.

ગાયકના ચરિત્રમાં જાણવા જેવું બીજું તો શું હોઈ શકે? ગાયક તરીકે તો વઝેબુવા મહાન હતા જ, પણ વ્યક્તિ તરીકે પણ તેઓ ઓછા મહાન ન હતા. જે વખતમાં ગાયનકલા સારા લોકોમાં પ્રચાર પામી ન હતી ને વખતમાં એ કલા મુસલમાનો પાસેથી શીખી લઈ સારા લોકોમાં ફેલાવનારા થોડા પુરુષાર્થીઓમાં એમનું સ્થાન અવશ્ય રહેશે. એમનો સ્વભાવ ખૂબ જ મીઠો હતો. પોતાના દોષો તેઓ જોઈ શકતા, એટલે એમને ખાસ અભિમાન જેવું ન હતું; અને તેથી તેઓ લોકોમાં બહુ પ્રિય થઈ પડતા.

શરીરે ઠીંગણા, જરા જાડા અને વર્ણે ગોરા, એવી મૂર્તિ કલ્પી શકો તો તેઓ કેવા દેખાતા એનો ખ્યાલ આવી જશે. એક વખત એમનું વજન બસો વીસ રતલ હતું; પણ એમનામાં ધ્યાન ખેંચી લેનાર વસ્તુ તો એમની આંખો હતી. જોતા જ નાના નિરાગસ બાળક યાદ આવે એટલી એ નિર્મળ, મસ્તીભરી અને આનંદભરી દેખાતી. તેઓ બોલતા પણ તેમ જ. કલાકોના કલાકો સુધી વાતો કર્યે જ જાય. વચ્ચે પાંચ પાંચ મિનિટે 'હવે ઘરડો થયો છું, સ્મરણશક્તિ નબળી થઈ ગઈ છે' એમ કહી એટલી નિખાલસતાથી હસે કે આપણને પણ હસવું આવી જાય. કોઈ શૃંગારિક ચીજ કે ઠુમરી ગાતા ત્યારે તો એમની આંખોમાંની મસ્તી ક્યાંયે સમાતી નહિ. પણ વઝેબુવા દરબારી કે કાફી કાનડા જેવો રાગ એવા ઢબથી ગાતા કે શ્રોતાઓ એમની ઠુમરીઓનું રંગીલાપણું ભૂલી જઈ ગંભીર વાતાવરણ અનુભવતા.

જિંદગીના છેલ્લાં સાત–આઠ વર્ષ એમની તબિયત સારી રહેતી ન હતી. લોહીનું દબાણ વધી ગયું હતું, મધુપ્રમેહ હતો જ, એમાં વળી હૃદયવ્યથા (angina pectoris) અને હૃદયનો દમ (cardiac asthma) એ વ્યાધિએ ઉમેરો કર્યો. અમે મળવા જતા ત્યારે એમના angina–એમના શબ્દોમાં 'અનજાનીયાની' વાત ન નીકળી હોય અને એ ઉચ્ચાર પર અમે ન હસ્યા હોઈએ એવું ભાગ્યે જ બનતું. ઇ. ૧૯૩૮ની આખરમાં કે ૧૯૩૯ના પ્રારંભમાં તેઓ અમદાવાદ આવ્યા ત્યારે આધાર વગર એકલા ચાલી પણ શકતા ન હતા. મધુપ્રમેહ હતો, એટલે ડૉક્ટરે ખાંડ ખાવાની ના પાડેલી. પણ બુવાને શીખંડ વગર તો ચાલે જ કેમ? એટલે ડૉક્ટરનું કહ્યું કોઈ દિવસ માનતા જ નહિ. જમવા બેઠા હોય ત્યારે 'મને ડાયાબીટીસ થયો છે' એમ કહેતા જાય અને શીખંડ ઉડાવતા જાય, એટલે જોનારને હસવું આવ્યા વગર ન રહેતું. એક વખતે મારી બહેનો એમને ત્યાં જમવા ગઈ હતી ત્યારે એમને કહે, 'હું તો ઘરડો છું અને એમાં વળી ડાયાબિટિક. તમે તો જુવાન છો. પણ ચાલો જોઈએ, તમે વધારે શીખંડ ખાઓ છો કે હું!' આવું તો ઘણું કહી શકાય એવું છે. પણ આ પરિચય કાંઈ મારાં સ્મરણો આપવા માટે લખવા બેઠો નથી, એટલે આટલેથી સમાધાન માનવું પડશે. (અનુસંધાન પૃ. ૧૫૯મે)



# પૃથ્વી પર જીવન કેમ પાંગર્યું [૩]

સળગતા તારાના રૂપમાંથી ઠરીને પૃથ્વીનું બંધારણ ઘટ્ટ થયા બાદ, આજથી ત્રણ કરોડ વર્ષ ઉપર તેના પર પહેલવહેલી જીવસૃષ્ટિ પ્રકટી. ત્યારથી માંડીને તેનો વિકાસ ઉત્તરોત્તર જે રૂપમાં થતો આવ્યો છે તેના ક્રમવાર જુદા જુદા યુગ વૈજ્ઞાનિકોએ પાડ્યા છે. ગયા હપતામાં આપણે તેના 'કાર્બોનિફેરસ' યુગ સુધી આવી પહોંચ્યા, જે આજથી એક કરોડ ને ત્રીસ લાખ વરસ પર થઈ ગયો. તે પછી પચાસ લાખ વરસનો ગાળો વીત્યા બાદ, એટલે કે આજથી એંશી લાખ વર્ષ પર, પૃથ્વી પરના જીવો વિકાસ પામતા પામતાં જે કક્ષાએ પહોંચ્યા હતાં તેનો પરિચય આ પડખેનું ચિત્ર આપે છે. વૈજ્ઞાનિકોએ એને 'પર્મિયન યુગ' કહ્યો છે. આ યુગમાં ત્રણ રસમય હકીકતો બની. એક તો એ કે સમસ્ત પૃથ્વી પર પહેલવહેલી નક્કર જમીનનો ઉદય થયો. પૃથ્વીનો એ વિભાગ તે આફ્રિકા અને દક્ષિણ અમેરિકાના પ્રદેશો. એ મહાન ખંડો તે ઉદીયમાન ધરિત્રીના પ્રથમ પુત્રો. આ યુગનો બીજો રસમય બનાવ તે એ કે આજ સુધીના જીવો જે જમીન અને પાણી બંનેમાં વસી શકે તેવા હતા તે હવે ધીમેધીમે 'રેપ્ટાઈલ'–જમીન ઉપર પેટે ચાલનારા પ્રાણીઓ–નું રૂપ લેતા ગયા. પર્મિયન યુગના આ રેપ્ટાઇલ, હતા તો માત્ર થોડાક જ ફૂટના કદના, પણ તે જમીન પરની જીવસૃષ્ટિના આદિ પૂર્વજો હતા એ હકીકત નોંધપાત્ર છે. કેટલાક તો ગરોળી જેવા જ હતા, પણ કેટલાકની પીઠ પર કરવતના જેવા દાંતાવાળી ઢાલની આખી કરોડ ઉપર હતી. માછલાં જે આજ સુધીના યુગોમાં વધુમાં વધુ જીવતાં પ્રાણી ગણાતાં, તેનો નંબર હવે ઊતરવા લાગ્યો. જોકે તેમના રૂપબંધારણમાં ફેર થયો, અને પર્મિયન યુગની માછલી પહેલવહેલી આજના જેવી સરખા ઘાટની પૂંછડી ધરાવતી થઈ (જુઓ, પડખેનું ચિત્ર.) આ યુગનો ત્રીજો અગત્યનો બનાવ તે ફળવાળાં ઝાડનું પ્રાકટ્ય. ફર્ન–હંસરાજ–ના છોડ તો એ વેળા રાક્ષસી કદના વૃક્ષો જેવડાં પૂરબહારમાં ફાલતાં જ હતાં; પણ હવે એક એવા ઝાડની નવી ઉત્પત્તિ થઈ કે જેના પર ગટુ આકારના ફળ બેસવા લાગ્યાં. આમ, પર્મિયન યુગમાં પૃથ્વીના ઇતિહાસનું પ્રારંભિક પ્રકરણ પૂરું થયું અને તેના જીવનનો નવો સફો શરૂ થયો. એનો પરિચય આવતા અંકથી. (COURTESY: WORLD OF WONDER)

# પાપ અને પુણ્ય

બાની ધર્મશ્રદ્ધામાં મને અત્યંત શ્રદ્ધા હતી. મને લાગતુ કે બાના લોહીમાં જ એ વણેલી છે. પણ મોટાભાઈને એ ધર્મશ્રદ્ધા પ્રત્યે એક પ્રકારનો અણગમો હતો. કદિક હું મોટાભાઈને તેમની એ સૂગ દૂર કરવા આગ્રહ પણ કરતો કે 'બાની આ ધર્મશ્રદ્ધામાં અનાસ્થાનાં આંધણ મૂકવા એ જ મહાપાપ છે.' મોટાભાઈ પછી કશું બોલતા નહિ, એથી મને મારા વાક્યનો વિજય જણાતો.

એક દિવસ અમે બન્ને ભાઈઓ જમવા બેઠા. બા રોટલીનો થોકડો થાળીમાં મૂકીને અમને પીરસવા રસોડામાંથી બહાર આવ્યા પણ ત્યાં તો 'રામરોટી . . .' કહેતો રામરોટીવાળો ચાલીમાં આવીને ઊભો. રોટલીની થાળીને જમીન પર એકદમ મૂકતા બા રોટલા પાછા રસોડામાં, અને ત્યાંથી બાજરાનો એક રોટલો લઈ બહાર નીકળ્યા રામરોટીવાળાને તે આપ્યા પછી જ અમને બે ભાઈઓને તેમણે પીરસ્યું

'આને તું ધર્મશ્રદ્ધા કહે છે ને? પેટના જણ્યાને પીરસ્યા સિવાય દોટ દીધી રામરોટીવાળા ભણી. પીરસીને ગયા હોત તો શું બગડી જવાનું હતું!' મોટાભાઈને મેં કશો જવાબ આપ્યો નહિ. કૂતરા માટે રોટલા ઉઘરાવવા આવતો છોકરો 'રામરોટી . . .' એમ ટેલ નાખતો અમ બધા એને રામરોટીવાળો કહેતા

મોટાભાઈની ગેરહાજરીમાં એક દિવસ મેં બા ન દેખે એમ બહાર ચાલીમાં ઊભા રહેલા રામરોટીવાળાને ચાલી જવા હાથના ઈશારાથી ફરમાન કર્યું. પણ બાની નજર બહાર તે રહ્યું નહિ બારણે એ ચાલ્યા જતા રામરોટીવાળાને પાછો બોલાવ્યો, અને 'લે, ભા, ધરમનું કામ છે; એમાં તે શરમાવાનું હોય? કંઈ કામમાં હોઈએ તો તારે અમને બોલાવીને પણ રોટલો માગી લેવો. કૂતરાના મોઢે રોટલો જાય છે ને! ક્યાં કોઈ બીજાને આપી દેવો છે!' કહી તેની ટોપલીમાં રોટલો નાખ્યો

'બા, મને પીરસીને ગઈ હોત તો શું બગડી જવાનું હતું?' મારા પ્રશ્નના જવાબમાં પ્રથમ તો બા હસ્યા. થોડીવાર પછી વળી તે ગંભીર બની ગયા ને મારી પાસે બેઠા. એક નાના બાળકની જેમ હું તેમની ધર્મભાવનાને સમજવા પ્રયત્ન કરવા લાગ્યો. બાએ ધીમે સાદે કહ્યું 'ગાંડા, પહેલાં ધર્મનું કામ, પછી બીજું બધું. મનખાદેહ ફરીફરીને નથી મળવાનો. એટલે જેટલું કર્યું તેટલું સાથે. પાપનો પોટલો તો રોજ બાંધવો જ છે ને! પુણ્યનો અવસર તો ક્યારેક જ આવે છે.

અને અમારા માળામાં બા કંઈ એકલા જ આવા નહોતા. પુણ્યના ભાથાં બાંધવાનો કંઈ બાનો જ ઈજારો નહોતો. અમારા ઘરની બાજુમાં રહેતાં સાઠ વર્ષનાં જીવી ડોશી યે લાકડીના ટેકે ધ્રુજતા શરીરને ટેકવીને, આંખ પર હાથની છાજલી કરી, 'લે, ભા, બટકુંક રોટલો પડ્યો છે તે લેતો જા, કહી સૂકો, ટાઢો, કાચોકોરો કે બળેલો રોટલો રામરોટીવાળાને આપતા, અને 'મનખાદેહ ક્યાં ફરી-ફરીને મળવાનો છે તે આવા ધરમના કામમાં ઢીલ કરીએ?' એમ ગણગણતા ગણગણતા, જગતની મોહમાયાજાળમાંથી મુક્તિ અપાવતી અને ભવસાગરને પાર કરવામાં હોડીરૂપ બનતી આવી સુભગ તકનો પોતે પૂરેપૂરો લાભ લીધો છે એવા ભાનસહિત એક લાંબો શ્વાસ લેતા એ જીવી ડોશીના જેવા જ રમા ડોશી પણ ધર્મ-શ્રદ્ધાળુ અને મોક્ષને ઈચ્છનારા હતા. જીવી ડોશીને મળેલા પુણ્ય અવસરથી પોતે વંચિત નથી રહી ગયા એનું ભાન તે એક મપાદામાં કરાવી દેતાં. એ જ જીવી ડોશીને ઉદ્દેશીને, ઊંચે સાદે—ઠેઠ અમારા ઘેર એમનાં પુણ્ય કર્યાની જાહેરાત સંભળાય એટલા સાદે—ને બોલતા: 'જીવી, તેં તો સાવ સૂકો રોટલો આપ્યો! આપણને બા એવું ના આવડે; આપણે તો બા આપણા ભાણામાંથી જ કડકા એક રોટલો રામરોટીવાળાને આપ્યો. ધરમનું કામ છે ને, બા'

પણ આ બધા ધર્મશ્રદ્ધાળુઓના મુકુટરૂપ તો રેવાશંકર મહા-રાજને જ ગણી શકાય. ઘરભંગ માણસની આધિઉપાધિઓનો કંઈ પાર હોતો નથી અને એના પ્રકારો પણ અનેકાનેક હોય છે. રેવા-શંકર ઘરભંગ હતા. એમના વચનો જ એમની મુશ્કેલીઓનો ચિતાર રજૂ કરતા. બાજરાનો રોટલો બાને તે આપતા, અને અત્યંત ગળગળા સાદે એ આર્તનાદને વહેતો મૂકતા: 'બેન, ઈ હતી ત્યારે તો એના હાથથી જ એ રામરોટીવાળાને રોટલો આપતી હશે તો જાણો છો ને! આપણે રહ્યા નોકરિયાત માણસ! સૂર્ય ઊગે જઈએ અને રાત પડ્યે આવીએ! એમાં ક્યાં રામરોટીવાળાનો ભેટો થાય અને આ આગડું આઘુ છે કે કૂતરાને બોલાવીએ એટલે કૂતરું આવીને હાજર થાય? તમે આ રોટલો આપી દેજો. આ પાપી આતમાના ભાગ્યમાં ધર્મ આચરવાનો નહિ લખ્યો હોય, નહિ તો સગા હાથે રોટલો નાખ-વાનું ન બને એવું હોય?' તેમની આંખમાં આંસુ આવી જતા, સાદ ગળગળો થઈ જતો અને પોતાને પાપી આત્મા કહેવા છતા, અમારા બધાંથી પોતે પુણ્યવાન આત્મા છે એવો ખુમારીભર્યો ભાવ-ગર્વરાટ તેમના મુખની વધતી જતી પ્રસન્નતામાં તે છુપાવી શકતા નહોતા

અને એ નિયમિતપણે અમારે ઘેર બાજરાનો રોટલો આપી જતા. મને એ લોકો ઉછ્રૃંખલ માનતા, પણ મારી ઉચ્છૃંખલતાએ કદાપિ તેમને તેમના ધર્મ પ્રત્યે અનાદર સેવતો કરી મૂક્યો નહોતો. એની રેવાશંકરને ખબર હતી, અને એથી જ એ, 'ભાઈને વીઠ્ઠ નોતી વળગવા તો દો; પછી ખબર પડશે કે પાપ અને પુણ્ય શું? અત્યારે તો ફક્કડની જેમ ફરે છે, પણ પરણ્યા પછી ખબર પડશે કે ધરમના પરતાપ વિના કેમ જીવાય છે!' એવા વચનો ઉચ્ચારી, ભવિષ્યમાં હું પણ તેમના જેવો ધર્મિષ્ઠ થવાનો છું એવી આગાહી આપતા. મને પણ તેમના કથનમાં સત્ય છુપાયેલું લાગતું. કારણ કે મોટાભાઈની જેમ તેમના ધર્માચરણ પ્રત્યે હું ટીકા કરતો નહિ—ટીકા કરવાનું કશું કારણ જડતું નહિ.

પણ એક દિવસ મને લાગ્યું કે એ મારી ભ્રમણા હતી. હું જિંદ-ગીમાં ધર્મિષ્ઠ થવાનો જ નથી. નહિ તો તો એ પ્રસંગ બન્યો જ ન હોત.

વાત એમ હતી કે સાંજના હું ઑફિસેથી જરા વહેલો છૂટી ગયેલ. એવામાં રસ્તામાં મારાથી થોડે દૂર ચાલ્યા જતા રામરોટીવાળા પર મારી નજર પડી. મને થયું કે હમણાં તે મારી સામે જોશે અને મને 'બાપુ સા'બ' કહી તે સલામ ભરશે. પણ એમાનું કશું જ બન્યું નહિ. ન તો તેણે મારી સામે જોયું, ન તો તેણે સલામ ભરી. મને જોવા છતાં ન જોવાનો ડોળ કરતો તે નીચું માથું રાખી ચાલવા માંડ્યો. મને થયું કે તેની કંઈ ધૂનમાં તે એમ કરતો હશે. પણ ત્યાં તો મારી દૃષ્ટિ તેની રોટલાની ટોપલી પર પડી: ટોપલી ખાલી હતી

'બધા ધર્માત્માઓ શું આજે જ મૃત્યુ પામી ગયા?' મને પ્રશ્ન થયો. રોજ રોટલાથી ભરચક બનતી રામરોટીવાળાની ટોપલી આજે ખાલી કાં?

હું આવીને જ્યાં ઘરમાં પગ મૂકું છું ત્યાં તો લાકડીના હા-થાને વારંવાર હાથ વડે ઉચોનીચો કરી જમીન સાથે અફાળતાં જીવી ડોશી, ડોસીના હાંફ સાથે વાતના રસની તીવ્ર સુગંધ લેતા રમા ડોશી, ચરમાને વારંવાર વાક્યના આરોહઅવરોહ સાથે

ઊંચાંનીચાં કરીને આંખો તથા મુખ પર ગુસ્સો, તિરસ્કાર, ઘૃણા, ક્રોધ, નફરત એમ સર્વ પ્રકારના રૂક્ષ ભાવોની નોંધને પ્રકટ કરતા રેવાશંકર મહારાજ, અને કંઈક ખોટું કાર્ય કરાઈ ગયું છે, એનું પ્રાયશ્ચિત્ત કર્યા સિવાય છૂટકો નથી, એવા ભાવની જાહેરાત કરતી લજ્જાભરી મુખાકૃતિને જમીન સાથે જડી રાખતાં બા,—સર્વને મેં એક મહાન ભયંકરતાના ભાર તળે ચગદાતાં જોયાં

બધાંએ મારી સામે જોયું. મેં તેમની સામે જોયું. ઘડીભર શાંતિ! ઘડીભર ગંભીર ભાવોની ભયંકરતા! ઘડીભર વળી આંખોની અર્થસૂચક ઉઘાડવાસ! ઘડીભર નાકના ટેરવાનું ફુલાવું તો ઘડીભર હોઠનું હોઠમાં ફફડવું. આ બધું શું હતું, કોના પર હતું, મને કાંઈ સમજાયું નહિ.

પણ વિજયનો હર્ષ કોને નથી હોતો? વિજયની વાત કરવી કોને નથી ગમતી?

'મને તો પહેલેથી જ વહેમ આવેલો કે કાળમાં કંઈક કાળું છે" રેવાશંકરે ચૂપકીદી તોડીને બોલવાનું શરૂ કર્યું

'ઈ એ શાનું રે બાપલા?' જીવીડોશીનો એ સૂર હતો.

'મીઠા તો ન હોય ઈ કંઈ'' રંભાડોશીએ ટીંગળીનો ટહુકો દીધો

'પણ આપણે કશી તપાસ કર્યા સિવાય જ એને રોજ રોટલા આપતા ગયા' એ બાનું વાક્ય હતું.

'મને તો કાલે ખબર પડી' રેવાશંકરે આગળ ચલાવ્યું, 'આવ્યા નરોત્તમે મને કહ્યું : કાકા, મારી મના આંખે મેં જોયું મારી જાતે ઈ આંખી નાખું જો હું ખોટું બોલતો હોઉં તો. ત્યારે મને એની વાત પર વિશ્વાસ બેઠો બાકી નરોત્તમ પર મને આમ વિશ્વાસ ન આવે''

'બાકી મને ય, રેવાશંકરભાઈ, સાચું પૂછાવો તો, પહેલેથી ઈરા તો હાનગુ કે જીવ, માન ના માન, પણ આ રામરોટીવાળાની શિકલમાં જ કંઈક બૂરી દાનતની છાપ છે પણ આ તો આપણે ધરમી જીવ, એટલે કોઈ જીવને વિના તપાસે દુ:ખી કરવો સારું નહિ એમ માનીને બોલ્યા નહિ' જીવીડોશીએ સાચા માણસના મુખભાવ કળી જવાની પોતાની અનોખી રીતની સર્વને પિછાન કરાવી.

પણ પછી વાત સમેટાઈ ગઈ સૌ પોતપોતાને ઘેર ગયા.

જમતાં જમતાં મેં બાને પૂછ્યું, બા, શું હતું? શાની વાત હતી?

'રામરોટીવાળાની''

'એનું શું છે?'

'જનમનો જૂઠો' ચોર નહિ તો' આજ રેવાશંકરે બરાબર ફજેતો કીધો! પાપ કરે અને અમને ય પાપના ખાડામાં નાખે'' બાનો પુણ્યપ્રકોપ સળગી ઊઠ્યો.

'શું કોઈના ઘરમાંથી કંઈ ચોરી કરી કે?'

'ચોરી કરે તો તો સારું જ ને? મનને ય મનાવવા થાય કે ઘરમાં એ ચીજ હાલ્યા જ નહોતા! હાલ્યા તે ખોવાઈ ગઈ!'

'ત્યારે તેણે કર્યું શું?'

'શું કર્યું? પાપનાં પોટલાં એણે બાંધ્યાં; ભેગાં અમને ય બંધાવ્યાં!' પાપના પોટલાના ભાર તળે બાનો આત્મા તો કોણ જાણે—પણ તેમનો સાદ તો દબાઈ ગયો હતો એમાં મને શંકા રહી નહિ.

કૂતરાં માટે રોટલા ભેગા કરે છે; ક્યાં પ્રચારક મંડળ તરફથી એના બદલામાં તે મહિને દહાડે ત્રણ રૂપિયા પગાર લે છે; છતાં જાત ચોરની, તે લખ્ખણ જાય? ઈ તો ચોરી પકડાઈ ગઈ ત્યારે ખબર પડી કે રામરોટીવાળો ય મૂઓ અધર્મી હોય છે.'

મને હજી એ મહાન ચોરનો મહા અધર્મ સમજાયો નહોતો.

'નરોત્તમે રેવાશંકરને વાત કરી: કાકા, હું હાલ્યો આવતો'તો ઑફિસમાંથી રસ્તામાં મનને થયું કે લાવ જરા બગીચામાં લટાર મારી આવું. જ્યાં બાંકડા પર બેસવા જાઉં છું ત્યાં તો પાસેના ઝાડ નીચે રામરોટીવાળો બેઠેલો. મને જરા થયું કે જોવા તો કે શું કરે છે, બેટમજી અહીં બગીચામાં હું બાંકડા પર લપાઈને જોવા બેઠો. ટોપલીમાંથી ફૂણા માખણ જેવા રોટલા વીણીવીણીને તેણે પોતાના ખોળામાં લીધા. મને થયું કે રોટલા ટોપલીમાં આડાઅવળા છે ને ઠીક કરતો હશે; ત્યાં તો એણે માંડ્યા બટકાવવા! હું તો જોઈ જ રહ્યો 'કાકા, કૂતરાંના રોટલા એ ખાઈ રહ્યો'તો! મને મનમાં ખાઈ ગઈ. થયું કે સાલાને અહીં જ ખોખરો કરી દઉં!' બાની વાત હજી પૂરી નહોતી થઈ; પણ વચ્ચે રંભાડોશી કેમ આવ્યાં તે જોવા એ ઊભાં થયાં.

'આપણે તો કૂતરાંને રોટલા પહોંચે છે જ એમ જાણીએ,' બાની જ કમ રહેલી વાતમાં રંભા ડોશીએ વાર્તાપ્રવાહને ચાલુ કર્યો: 'પણ વચમાં જ એ ખાઈ લે! આપણે બટકું રોટલાનું આપીને આપણે કંઈક પુણ્ય પામીએ ત્યાં તો રામરોટીવાળો જ રોટલો ખાઈ જાય અને આપણને પુણ્યને બદલે પાપના ખાડામાં નાખે'

'પણ રેવાશંકરે શું કીધું, મૂઈ, ખબર છે?' કહેતાં જીવી ડોશી આવ્યાં. 'ઈ કે રોટલો ચૂલામાં બાળી નાખવો બહેતર, પણ એને આપવો હરામ!'

'તે મેં ય ક્યાં આજે આપ્યો છે?' રંભાડોશી બોલ્યાં.

'મેં ય નથી આપ્યો!' બાનો અવાજ હતો.

'તો જ એ અધર્મમાંથી બચશો.' એ રેવાશંકરનો અવાજ હતો.

અને પછી તો વાણીપ્રવાહ અસ્ખલિત વહેવા લાગ્યો પણ હું ઊભો થઈ ગયો મારા ચિત્તની સ્વસ્થતા અસ્વસ્થતામાં ફેરવાઈ ગઈ હતી. એના કારણરૂપ હતો પેલો રામરોટીવાળો—જે એક ભયંકર ચોર તરીકે સાબિત થઈ ચૂક્યો હતો, જેણે પોતાની ભૂખ સંતોષવા માટે કૂતરાંના રોટલામાંથી રોટલા ખાઈને એક મહાન પાતક વહોરી લીધું હતું, જેણે આ પુણ્યવાન આત્માઓના પુણ્યવાન કાર્યને પાતકના મહાન ગર્તમાં ગબડાવી દીધું હતું!

અને એ અનાથ હતો, ગરીબ હતો; બગીચાના બાંકડા મને એના છત્રપલંગ બનતા, બગીચાનાં વૃક્ષો વીજળીપંખા રૂપ હતાં; એ વાતની મને અને આ શ્રદ્ધાળુ આત્માઓને ખબર હોવા છતાં એ ચોર હતો, અપરાધી હતો, પાપી હતો રોટલા કૂતરાંને ખાવાના હતા, માણસને નહિ, એનું એને જ્ઞાન ન હોતું એથી એ અજ્ઞાન પણ લેખાઈ ગયો.

પણ હવે એના પાપી પડછાયાથી અમારો માળો અભડાતો નહોતો—તેની મગદૂર નહોતી કે અમારા માળામાં તે પગ દઈ શકે.

'સાથમ'

## વડોદરા સાહિત્ય સભા તરફની 'સર મનુભાઈ ઈનામી નિબંધ' હરીફાઈ

'વિગ્રહ પછીની આર્થિક પુનર્ઘટના' એ વિષય ઉપર, ગુજરાતી ભાષામાં ફુલસ્કેપનાં ૭૫ થી ૧૦૦ પાનાનો નિબંધ, ગુજરાતી જાણનાર કોઈ પણ વ્યક્તિ લખી મોકલી શકશે મુદત: ડિસેમ્બર ૧૯૪૩ સુધી; ઈનામ: રોકડા રૂપિયા ૧૦૦) નિબંધ નીચે માત્ર તખલ્લુસ કે સંજ્ઞા લખી, પૂરું નામ સરનામું જુદા કવરમાં ભરીને લખી મોકલવું વિગતવાર શરતો મંગાવવા માટે તથા નિબંધ મોકલવા માટે સરનામું

શ્રી ભૂલાશંકર સી. જાની, મંત્રી, સાહિત્યસભા, દયાળભાઈનો ખાંચો, પૅલેસ રોડ, વડોદરા.

# કચ્છનાં કીર્તિમંદિરો

આપણા પ્રાંતના એ ઓછા ઓળખાએલા અંગની સાંસ્કૃતિક સમૃદ્ધિનો પરિચય આપતી લેખમાળાનો આગળ હપતો

## [૩] કંથકોટ


લેખક

**રામસિંહજી કા. રાઠોડ**

ડી. ડી. આર.


પોષની સુદ સાતમનો દિવસ હતો. અમે ભચાઉથી સવારે નીકળ્યા ત્યારે ઠંડી ન હતી પણ મેદાનનો ભાગ મૂકી વામકા પહોચ્યા ત્યાં તો આંધીનું તોફાન ચડી આવ્યું અને થોડા ફોરાં પણ પડી ગયા. અને પછી તો ટાઢે પોતાનું કામ શરૂ કર્યું અમારી સાથેના એક બુઢ્ઢાને તો ગોદડા લપેટી ઊંટ ઉપર બેસવું પડયું. વામકાથી કંથકોટ બહુ આઘુ તો નથી, પણ રસ્તો ડુંગરાળ અને વિકટ હોઇ અમારી ખરી ધ્રાબાભરી મુસાફરી અહીંથી શરૂ થઈ. અને કંથકોટથી થોડે દૂર રહ્યા ત્યારે તો થાકીને લોથ થએલા, અને બપોર પણ થવા આવ્યા હોઈ ભૂખ પણ કકડીને લાગેલી. હવે આકાશ સ્વચ્છ થઇ એમાં માત્ર વાદળાની આછી શ્વેત લહરીઓ રહી હતી એ છાશિયું આસમાન કલ્પનામાં અનન્ત ઊંડો એવો છાશનો કટોરો જણાયો; અને ખજૂરીના એક જ લાંબા વૃક્ષની પીઠે પૂર્વાકાશમાં ઊંચે ઝાંખો દેખાતો અર્ધ ચંદ્ર તારા સાથીઓને બાજરાના ટાઢા રોટલાના અડધા કટકા કે ડુંગળીની પાળ જેવા દેખાયા ! પણ કલ્પના કાંઇ થોડું જ કલ્પદ્રુમ બની પેટની ભૂખ મટાડે છે? આમ, કલ્પનાસૃષ્ટિમાં વિહરતા છેવટે અમે ખાખરાથી ભર્યાભર્યાં હરિત અને મનોહર દેખાતા છેતરવાવ વાળા વોકળામાં પ્રવેશ્યા. થાક અને ભૂખથી વિહ્વળ થઇ ગએલું મન અહીંના સૃષ્ટિસૌંદર્યમાં પ્રવૃત્ત થયું અને ખાખરાની છાયા તળે અમે પલાશપત્રના પ્યાલામાં વોકળાની વાવ માહેના કન્યાળાનું શીતળ જળ પી વિશિષ્ટ પ્રકારની શાતા અનુભવી પછી તો તરત ગિરિદુર્ગ કંથકોટની તળેટીએ છપરીમાં આવી લાગ્યા કંથાદુર્ગ પર પહોચવાની ઉત્સુકતાએ અમે અલ્પાહાર ઝટપટ પતાવી ઉપર જવા તલપાપડ થઇ રહ્યા

છપરીમાં મુખ્ય વસતિ ખેડૂતો અને ઘણારોની છે, થોડા ઘર મઘાર અને માણકાના છે, અને એક ઘર કાઠીનું છે જે તેમના જૂથથી વિખૂટું પડતા અહીં સંબંધે દસ્લામી બની હજુયે કાઠીના સ્વસંસ્કાર જાળવી રહ્યું છે. અમારા ઊંટ-ઘોડાને નીચે છપરીમાં મૂકી ત્યાથી સામેની કેડી પર થઈ દૂ ના માર્ગે સીધા કંથકોટ પર પગે પહોંચવાનું એ વખતે યોગ્ય લાગ્યું એ સાંકડી, અતિ સીધા ચડાણવાળી કેડીમાં થઇને, તેમા પગથિયા જેવા થઇ રહેલા તેના ધસ પર, એક પછી એક એમ અકેક પગ મૂકતાં વારાફરતી અકેક જણ જ જઈ શકે છે. કંથકોટના ડુંગરનો એ ૪૬૨ ફૂટનો ચડાવ ચડીને ઉપર પહોચતા ત્યાથી જે વિહંગદૃશ્ય જોવા મળ્યું તેથી લાગેલા થાકની અસરનું ભાન ન રહ્યું અમારી સાથે ભોમિયા તરીકે આવેલા ભીલને તો સીધા સપાટ મેદાનમાં ચાલતા સામાન્ય માણસને લાગે તેટલી અસર પણ અહીં દોડીને પહોંચી આવતા નહોતી લાગી

અહીં ઊભે કિલ્લાની ભવ્યતા અનુભવતા અમને એની સ્થળપસંદગીની મહત્તા સમજાઇ. નીચલી શ્રેણિના મધ્યયુગી ખડો, (Lower jurrasic) નો બનેલો, સમથલ ટોચવાળો કંથકોટનો ડુંગર તેમજ તૃણ જળ અને ટાઢારાથી છવાએલા આજુબાજુના ઊંચાનીચા ડુંગરો અને તે વચ્ચેની ફળદ્રુપ તથા હરિયાળી ખીણો જોતા, સર્વ દુર્ગોમાં શ્રેષ્ઠ એવા કંથકોટની

કંથકોટ તથા તેની આજુબાજુના પ્રદેશનો લેખકે દોરેલો નકશો

રામવાવ જવાનો માર્ગ
ચોબાનીધાર
પતાસરતળાવ
માથુધાર
કંથકોટ
છપરી કે રબારીપાળીવાંઢ
મનફરાથી
જોમસરી
મેમણપારી વાંઢ
ખોખરાંદેરો
ઉકેલ

१ ॐ पातु म हाप्र भु देवश्री त्रिलोके ... पातु महाप्रभु देवश्री त्रिलोके ... पातु
महाप्रभु देवश्री त्रिलोके ... पातु महाप्रभु देवश्री त्रिलोके ... पातु महाप्रभु
देवश्री त्रिलोके त्रिलोक ... पातु महाप्रभु देवश्री त्रिलोके ... पातु महाप्रभु देवश्री त्रि
लोके ... पातु महाप्रभु देवश्री त्रिलोके ... पातु म हाप्र भु देवश्री त्रिलोके ... विदः

છે. સૌરાષ્ટ્રમાં પ્રાચી કુંડ પાસે ભીમનાથનુ સૂર્યમંદિરનું જ ખંડેર છે તેની રચનાને લગતી આ મંદિરની રચના છે મંદિરની ડેલીમા પ્રવેશતા ત્યા કેટલાક જૂના પાળિયા જોવા મળે છે. આ ડેલીમા કથડના પૂજારી કનફટા ગુરુ, જે દાદા કહેવાય છે, તેમનુ રહેવાનું મકાન છે. ત્યાથી આગણું પસાર કરી આગળ વધતા પૂર્વાભિમુખ આવેલા સૂર્યમંદિરમા પ્રવેશાય છે. આ મંદિર આછી લાલ મોટી છાટોનુ બાધેલુ છે, અને બાધણીમાં શિલ્પકામ બહુ ઓછુ છે માત્ર શિખર પર અને ગર્ભમંદિરના દ્વાર પર સાખમા થોડુ શિલ્પ છે સ્તભોના સરામા કીચકો મૂકેલા છે અને સ્તંભો ભદ્ર સહિત અથવા સાદા છે મંદિર બધી બાજુથી બધ હોવાથી અંધારિયુ લાગે છે, અને તેમા યે હમણા પાછળથી, અગ્રભાગના મંડપના સ્તભોની વચ્ચે પણ પ્રવેશદ્વાર મૂકી બાકીનો ભાગ ચણતર કરી લઇ લીપી મૂકેલ છે એટલે એ વધુ અધારિયુ લાગે છે. એટલે જ ચામાચીડિયાનુ કાયમનુ નિવાસસ્થાન એ બન્યુ છે, અને ત્યાંથી સતત એક પ્રકારની દુર્ગંધ નીકળ્યા જ કરે છે એ કારણે ગભારામા તો જરા વાર ઊભવું પણ અસહ્ય બની જાય છે

એ ગભારામા ઓટલા જેવી પાલખ પર, પરિવાર સહિતની ચાર ફૂટ નવ ઇંચ ઊંચી સૂર્યભગવાનની મૂર્તિ છે. સૂરજની આ પ્રતિમાની બીજે કશે નથી એવી ખાસ વિશિષ્ટતા એ છે કે તેના બન્ને હાથ નમસ્કાર કરતા જોડેલા છે. સૂર્ય ભગવાનના રથને સાત અશ્વો જોડેલા મનાય છે, તેને બદલે પાલખમા નીચે સાત કિરણો કોરેલા છે જે અત્યારે ક્ષીણપણમા આવી ગએલાં છે. મંદિરના પ્રવેશદ્વાર પાસેના સ્તંભોમાના ડાબી તરફના એકમા એક શિલાલેખ છે, જેમા ભગવાનના રુદ્રસ્વરૂપની પ્રાર્થના છે. એ લેખ વાચી શકાય એટલું નાનુ બાકોરું રહેવા દઈ બાકીના ભાગમા સ્તંભોની વચ્ચે નવું ચણતર કરી દેવાયુ છે ગભારા પરનું મંદિરનું શિખર અર્ધું પડી ગએલુ છે, અને તેવી જ સ્થિતિ સભામંડપ પરના શિખરની છે. એ શિખરમા ઉપર ગાળ હોય અને હવા અજવાળુ જાય તેવી રીતે બારી મૂકેલી છે. પ્રસંગે પ્રસંગે અહીં સૂરજ ભગવાનનું પૂજન થાય છે ખરું. મંદિરને પડખે નવલખા તરીકે જાણીતા મકાનમાં એક ટાકુ અને અજાનો મૂકવાનુ બંડારિયું છે; અને હદ્દમાં બીજાં પુરાણાં મકાનોના ખંડિયેરો છે, પાછળ પાયના છે. ચોતરફના ખંડિયેરોમા નજરે પડતા કોરેલા ઘાટવાળા પથ્થરો તથા પુરાણી ઈંટોના અને કપાલિકાના કટકા જોતા ત્યાની એક સમયની આબાદી અને જાહોજલાલીનો ચિતાર ખડો થાય છે.

સૂર્યનારાયણના મંદિર પાછળ એક નાનું પ્રાચીન શિવાલય છે, પણ તે ખાસ આકર્ષક નથી ત્યાથી થોડે દૂર ઊંચા પડથાર પર શ્વેત અને મનોહર લાગતુ કથડનાથનું દહેરુ છે આગળથી ભવ્ય લાગતા, ઊંચા પડથાર પરના એ મંદિરમા જઈ તેની પરિક્રમા કરીને તેના પૃષ્ઠ ભાગે જતાં, તે કેટલી ભેંકાર ભેખડ પર આવેલુ છે તેનો અને નીચેની કરાળ ઊંડી ખીણનો ખ્યાલ આવે છે દાદા કથડનાથનુ મૂળ મંદિર, સાડી જ્યારે આ કિલ્લો ચણાવ્યો ત્યારે, જે ટેકરી પર કથડનાથે તપ આદર્યું હતું ત્યાં, મઢની દીવાલ સાથે જ એક બુરજાકારે ઊંચો પડથાર કરાવી લઈ તે પર કરાવેલું પણ એ મંદિર ઈ ૧૮૧૯ના





[મથાળે : કથકોટ પરના સૂર્યમંદિરમાના શિલાલેખની નકલ; ડાબી બાજુ: સૂર્યમંદિરમાની સૂર્યની મૂર્તિનો સ્કેચ; ઉપર: કથકોટ ઉપરની કથડનાથી બાવાઓની સમાધિઓના પ્રકાર]

ધરતીકંપમાં જમીનદોસ્ત થઈ જતા ત્યાના ગરાસીઆ દેદાઓએ સને ૧૮૨૦મા એ જ પડથાર પર હાલનુ મંદિર ચણાવી જીર્ણોદ્ધાર કરેલો ઘુમ્મટાકારનું એ મંદિરનુ શિખર અને ચાર સ્તભો પર ટેકવેલી તેની આગળની ઘુમ્મટવાળી પડાળી, તેની ઊંચાઈ તેમજ શુભ્રતાને લીધે કથકોટ આવતા ઘણે દૂરથી આપણું આકર્ષણ બને છે. મંદિરના ગભારામા પાલખ પર કંથડનાથની શ્વેત સંગેમરમરની સુંદર નાની મૂર્તિ આગળ દાદા કથડના આરસ પર કોરેલા એ પગલા છે દાદાની મૂર્તિના કાનમા કનફટાઓ પહેરે છે તેવી મુદ્રા કે દર્શન, ને માથે ટોપ છે. પદ્માસન વાળી બેઠેલી એ મૂર્તિના એક હાથમા બેરખો છે અને બીજો હાથ પલાઠી પર મૂકેલો છે મૂર્તિના ખભા પર બે તોતા બેસાડેલા છે.[૨] દાદા પાસે કાળી ઊનની સેલી, બનવો, રુદ્રાક્ષ વગેરે, કનફટાઓ ધારણ કરે છે તે વસ્તુઓ મૂકેલી છે મંદિરના ઊંચા પડથારના પગથિયાં ઊતરી નીચે જતા બાજુએ કથડનાથી યોગીઓની વિવિધ પ્રકારની, વિશિષ્ટ આકારની, પથ્થરના ગોળ તથા ચોરસ પડથાર અને પથ્થરના કોરેલા બાજઠ પર મૂકેલી, લાબી ડોકોવાળી સમાધિઓ આવેલી છે મનફરામા કે કથકોટમા જ્યારે કોઈ કંથડપથી કનફટા યોગીઓના ગુરુ કે પૂજારી ગુજરી જાય ત્યારે તેને અહીં સમાધિ આપવામા આવે છે. કથડદેવી સમે ગોક બેઠવું છે જે અત્યારે પુરાઇ ગએલુ છે. કહેવાય છે કે પહેલાં એ ભોંયરામાથી છટકબારી હતી ઘણા વખત પહેલા એક યોગી તેનો તાગ લેવા અદર ગએલો, પણ ગાંડો થઈ પાછો નીકળ્યો હતો. ત્યાંથી થોડે દૂર ઘણા જૂના પાળિયા છે, પણ તે ક્યારના છે તે ઉકેલી શકાય તેવુ નથી દસમી કે અગીઆરમી સદીના હશે એવુ ધારી શકાય છે　　　　(ચાલુ)

૨ સાડના પાળેલા તોતાઓને અજાણતાં ક્ષર્યાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા તોતાઓને કંથડનાથે ખભે ધારણ કર્યાં છે

# નરભક્ષી સિમ્બા!

લેફ્ટેનન્ટ કર્નલ જે. એચ. પૅટર્સનના અંગ્રેજી પુસ્તક
'ધ મૅન-ઈટર્સ ઑવ ત્સાવો' ઉપરથી રૂપાંતર કરનાર
હરિનારાયણ આચાર્ય



આ વાર્તામાં આવતા બંને સિંહના અવશેષો શિકાગો મ્યૂઝિયમમાં ભરીને રાખેલા છે, તેના ફોટોગ્રાફ ઉપરથી દોરેલું આલેખન

[ગોરા કાળા ઘઉંવર્ણા એકસો ઉપરાંત માણસોને ફાડી ખાનાર, ત્સાવોના બે મનુષ્યભક્ષી સિંહોને હણનાર લે. કર્નલ પૅટર્સનની આ પરાક્રમ કથા, જગતના સાહસ-સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે. આફ્રિકામાં રેલ્વેના ઇજનેરી બાંધકામ દરમ્યાન અચાનક એમને અત્યંત બુદ્ધિશાળી, ચાલાક, ભયંકર માણસખાઉ વિકરાળ સિંહોનો સામનો કરવો પડ્યો. એ પ્રસંગે એમણે એકલે હાથે અનેક પ્રકારની મથામણો, પ્રયત્નો ને યુક્તિઓ કરી જે પ્રબળ ને અવિશ્રાન્ત પુરુષાર્થ કર્યો તેની રોમાંચક હકીકત પાછલા હપતાઓમાં આવી ગઈ છે. તેમને ફસાવવા માટે ઊભી કરેલી તરકીબોને તે નકામી કરી મૂકતા, તેમને માટે ઊભા કરેલા ફાંસલામાંથી યે હાથતાળી આપી છટકી જતા; અને કેટલીક વાર તો સામે મોંએ કરેલા ગોળીબારોમાંથી પણ આબાદ બચી જતા; આમ, ભલા નરભક્ષકોની પણ હિંમત ઓગાળી નાખે એવા એ પિશાચોની રંજાડ છેવટે એટલી તો વધી પડી કે એ આખો પ્રદેશ તેમના ત્રાસથી થરથરી ઊઠ્યો, રેલ્વેનું કામ કરનારા બધા મજૂરો હિજરત કરી નાસી ગયા અને લોકો તેમને કોઈ અગમ્ય અસુરનો અવતાર માનવા લાગ્યા. છતાં આવી સ્થિતિમાં એકલા પડી ગયેલા પૅટર્સને લેશમાત્ર હિંમત ન હારતાં છેવટે એમનો કેવી રીતે નાશ કર્યો તેની રોમાંચક હકીકત આ અંકમાં પૂરી થાય છે.]

## ૧૨ બીજા સિંહનો સામનો

પણ રખે માની બેસતા કે આ સિંહના મરવાથી ત્સાવોમાં અમારી મુશ્કેલીઓનો અંત આવ્યો હતો. કારણ હજુ એનો સાથી તો જીવતોજાગતો છૂટો હતો અને થોડા જ દિવસમાં અમને અણગમતી રીતે એ વાતનું ભાન કરાવવા પણ લાગ્યો. પહેલા સિંહને માર્યાને થોડી જ રાતો ગઈ હશે ત્યાં તો એના એ સાથીએ પી. ડબલ્યુ. ઇન્સ્પેક્ટરના બંગલાનાં પગથિયાં ચડીને, ઓસરીમાં આંટા મારતાં મારતાં, ઘરધણીને જ પકડવાનો પ્રયત્ન કર્યો. એના મૂઝા મૂઝા કરવાનો અવાજ સાંભળીને, કોઈ ઘામલેટિયો ટાટ થઈને આવ્યો હશે એમ સમજી, ઇન્સ્પેક્ટરે બૂમ મારી કે 'ભાગ, નીકળ અહીંથી!' પણ એના સદ્ભાગ્યે બહાર આવવાની કે બારણું ઉઘાડવાની તકલીફ લીધી નહિ. આમ, માણસનું માંસ હાથ કરવામાં નિષ્ફળ જતાં સિંહે ઇન્સ્પેક્ટરના બે ત્રણ બકરાં ઝડપી લીધાં અને ત્યાં ને ત્યાં જ ગટાવી ગયો.

આ બનાવની જાણ થતાં જ, બીજી રાતે સિંહની રાહ જોઈને ઇન્સ્પેક્ટરના બંગલા નજીક જ બેસવાનો મેં નિશ્ચય કર્યો. નસીબજોગે એની અડોઅડ જ, અંદરથી બંદૂક ફોડી શકાય એવી ભીંતમાં બાકોરાવાળી પતરાની એક ઓરડી હતી. સિંહને લલચાવવા એના આંગણામાં આશરે છ મણ વજનના રેલના ટુકડા સાથે ત્રણ મોટા બકરા બાંધી રાખ્યાં હતાં. પરોઢિયા સુધી તો કશું જ બન્યું નહિ, પણ આખરે સિંહ આવી પહોંચ્યો અને એક બકરા ઉપર તરાપ મારીને, એ એના બે સાથીઓ અને ભેગી રેલ—એ બધું યે ઘસડતો લઈ ચાલતો થયો! એની તરફ ભડાકા તો મેં કેટલા યે કર્યા, પણ રાતના ગાઢ અંધકારને લીધે કશું યે દેખાતું ન હતું. આમ, સિંહને તો નહિ પણ એક બકરાને મારવામાં હું સફળ થયો! આવે વખતે ટૉર્ચ લાઇટની જરૂરિયાત મને ખૂબ જણાતી.

સવાર પડતાં વેંત હું સિંહની પાછળ જવા નીકળ્યો. છાવણી-માંથી બીજા કેટલાક પણ મારી સાથે થયા. રેલ સાથે બકરાં લઈ જતાં પડેલા રસ્તે સહેલાઈથી અનુસરી શકાતું. પાએક માઈલ ગયા હોઈશું ત્યાં, સિંહ ભોજનમાં ગૂંથાયેલો હતો તે સ્થળે અમે જઈ પહોંચ્યા. અમને આવતા સાંભળીને એ, ઝાંખરાંની આડમાંથી ક્રોધાવિષ્ટપણે ઘૂરકવા લાગ્યો. પણ જરા વધારે નજદીક ગયા કે ખાવાનું પડતું મૂકીને એણે ઝાંખરાંમાંથી રસ્તો કરી ખૂબ વેગથી દોડતાં દોડતાં અમારા ઉપર હુમલો કર્યો. એક જ પળમાં મારી સાથેનો એકેએક માણસ જ્યાં ફાવ્યું ત્યાં ઝાડ ઉપર ચડી ભરાઈ બેઠો. અપવાદ તરીકે પાછળ રહ્યા હું ને મારો એક ગાઢ મિત્ર મિ. વિંકલર. પણ સિંહ ઠેઠ સુધી ધસી આવ્યો નહિ, અને જે ભાગા વચ્ચે એ ભરાઈ બેઠો હતો ત્યાં પરસ્પર ફેરતાં, ત્યાંની નિઃસ્તબ્ધતા ઉપરથી સિંહ આગળ દૂર દેખાઈને છાનોમાનો ચાલ્યો ગયો હોય એમ લાગ્યું. અમે પણ ફરીથી સાવધાનપણે એની પાછળ પાછળ ચાલ્યા અને પેલા બકરાં પાસે પહોંચતાં જ અમારી ખાતરી થઈ કે એ બકરાં આખાં પાછળ છોડી દઈને એ ખરેખર અમારા હાથમાંથી છટકી ગયો છે.

એના હમેશના સ્વભાવ પ્રમાણે અધૂરું ભોજન પૂરું કરવા માટે સિંહ જરૂર એ સ્થળે પાછો આવશે, એવી ખાતરીથી મેં, બકરાં પડ્યાં હતાં તેની અડોઅડ એક માંચડો બંધાવ્યો, અને અંધારું થતાંમાં તો એના પર ચડી બેઠો. આ વખતે પહેરો ભરવાની સગવડ સારું હું મારી

સાથે માગ બંદૂક ઉપાડનાર નોકર માહિનાને પણ લીધો આવ્યો હતો; કારણ સિંહની વાટ જોઈ બેસવાથી આટલા દિવસના ઉજાગરાના કારણને લીધે હું તદ્દન નબળો પડી ગયો હતો.

માચડા પર હજી કામ થઈ જેવો હું ઝોકા ખાવા માંડું છું, ત્યાં તો અચાનક કોઈ મારો હાથ પકડવા લાગ્યું. ઝબકીને જોઉં છું તો માહિનાને બકરીવાળી દિશામાં આંગળી કરતો મેં જોયો. 'શેર' એમ ધીમેથી ગણગણ્યા ય ખરો. તરત મેં મારી નજર ગોઠવી બેસી એનાથી બંદૂક હાથમાં લીધી અને ધીરજથી રાહ જોવા લાગ્યો. થોડીવારમાં એ ધીરજનો બદલો મળ્યો, અને જે સ્થળે સિંહ દેખાય છે, એવું હું ધારતો હતો ત્યાં નજર રાખતાં, ને સ્થળની ઝાડીમાં ખડખડાટ થવા લાગ્યો અને સિંહને લપાતો છુપાતો ઝાડી બહાર આવતો જોયો. એ અમારી બરોબર હેઠળ થઈને નીકળ્યો કે તરત જ મેં એના ખભામાં બન્ને નળીઓ લગભગ સાથે જ ફોડી, અને ગોળી વાગતાં જ મારી ખુશાલી વચ્ચે એને ગુલાંટ ખાતો પડતો જોયો. પણ એનાથી વેરી મૂકીને છ બારની ગદકલ હાથમાં લઉં છું ત્યાં તો છલંગ મારી એ ઝાડીમાં ભરાઈ ગયો.'

એની પાછળ ફરી તેટલી ગોળીઓ મેં છોડી. તો કે મારી તો ખાતરી હતી કે એને વાગ્યું તો છે જ. એટલે અજવાળું થતાં જ અમે એની પાછળ જવા નીકળ્યા. એકાદ માઈલ સુધી તો લોહીની ધારે-ધારે જવાનું અઘરું ન હતું. નાસતાંનાસતાં એણે વચ્ચે કેટલીક વખત શ્વાસ ખાધો હતો એ ઉપરથી મને વિશ્વાસ પડ્યો કે જરૂર એને કારમો ઘા થયો છે. છતાં અંતે તો મારો પ્રયત્ન સફળ ન થયો; મારું થોડી વારમાં લોહીનાં ટીપાં અદૃશ્ય થઈ ગયાં અને પથરિયા ભોંય આવી, એટલે એનાં પગલાંને અનુસરવાનું અશક્ય બની ગયું.

આ અરસામાં હિન્દુસ્તાનની સરકારી રેલવેઓનો માલ્ડ સલાહકાર મિ. ગિલ્બર્ટ ઑલ્સવર્થ પરદેશખાતાની કચેરી તરફથી રેલવેઓની તપાસણી માટે નીકળેલો હતો તે ત્સાવોમાં આવી પહોંચ્યો. અહીં ચાલતાં પુલનાં અને બીજાં બાંધકામ તપાસીને એણે પોતાનો સંતોષ વ્યક્ત કર્યો (આ વખતે એણે કેટલાક ફોટોગ્રાફ પણ લીધા હતા, જેમાંથી એકબે અહીં પ્રસિદ્ધ કરવાની એણે કૃપા કરીને રજા આપી છે). નરભક્ષીઓના લીધે જે અનેક પ્રકારની હાડમારીઓ અમારે ભોગવવી પડી હતી તે વિષે એણે ભારે દિલસોજી દર્શાવી અને એમાંના એક સિંહના મારવાથી એને અપાર આનંદ થયો. બાકી રહેલાને જલદી હણવાની મને ખાતરી છે કે કેમ, એમ એણે પૂછતાં મેં જરા વધારે પડતા વિશ્વાસથી હા પાડી કે જરૂર, હું એને અલ્પ સમયમાં જ હણવાની ઉમેદ રાખું છું. તે સાંભળીને એના મોં પર ફરકી ગયેલું અર્ધવિશ્વાસનું સ્મિત આજે પણ મારી નજરે તરે છે.

હવે એમ બન્યું કે આ પછીના દસ દિવસ સુધી અમારા એ શત્રુનું નામનિશાન પણ ન જણાયું અને અમને ધીરેધીરે વિશ્વાસ બેસવા લાગ્યો કે ગોળીના ઘાને લીધે તે કોઈ ઝાડીમાં જ રામશરણ થઈ ગયો છે. છતાં સાવચેતી તો અમે પ્રથમ જેવી જ રાખતા હતા અને એ ઠીક જ થયું; નહિ તો સિંહના ભોગ થઈ પડેલાઓની યાદીમાં વળી એક વધુ બલિદાનનો ઉમેરો થયો હોત. કારણ ડીસેમ્બરની ૨૭મી તારીખે, મારી છાવણીની પડખેના ઝાડમાં સૂઈ રહેલા માણસોમાંના રેલવે-વાળાઓના 'સિંહ અમને પકડવા આવી રહ્યો છે' એવા ચીસાચીસથી હું અરધી રાતે ઊંઘમાંથી જાગી ઊઠ્યો. આવે વખતે બહાર જવું એ કેવળ ગાંડપણ જ હતું. કારણ આસમાનમાં ન ચંદ્ર હતો ન તારા. પાછળથી ચડતાં ચડતાં બેઠો હતો અને મારી આગળ એક વાર ઊડતી કેટલીક જોવાનું અશક્ય હતું. એ દરમિયાનમાં ગભરાટથી એવું બન્યું - સિંહને અંધ-

કારી નસાડવા ખાતર મેં થોડા ખાલી ભડાકા કર્યા. આની અસર પણ દેખીતીરીતે સારી થઈ, કારણ એ રાતે એણે ફરીથી કોઈ સ્થળે સતામણી કરી નહિ. તપાસ કરતાં જણાયું કે જે સ્થળેથી રાતે બૂમો આવી હતી ત્યાં નરભક્ષી થોડા વખત ભમી ગયો હતો, એ ઉપરાંત એકેએક તંબૂની અંદર પણ ફરી આવ્યો હતો. ઝાડના ફરતી તો એનાં પગલાંની હારમાળા જ પડી હતી.

### ૧૩ બીજા સિંહનો વિનાશ

વળતી રાતે મેં એ જ ઝાડમાં મારું સ્થાન લીધું એવી આશામાં કે કદાચ સિંહ ફરીથી ત્યાં આવે. કમનસીબે એ રાતની કાર્યવહીનો આરંભ પણ ખરાબ રીતે થયો. જેવો હું મારા બેસણે ચડવા જાઉં છું તેવો જ પાસેની ડાળ પર વીંટળાઈ બેઠેલા એક ઝેરી સાપ ઉપર મારો હાથ પડ્યો. હું તો તરત જ વિચારવેગે હેઠળ ઊતરી ગયો, પણ મારા માણસે એને વાંસડાથી પૂરો કરી નાખ્યો. મારા નસીબે રાત તો ચોખ્ખી નિરભ્ર હતી અને ચંદ્રના તેજમાં દિવસ પેઠે બધું સ્પષ્ટ દેખાતું હતું. પહેલી રાતના મેં જાગરણ કર્યું અને બે વાગતાં માહિનાને તેનો વારો સાચવવા જગાડ્યો. એકાદ કલાક ઝાડને પીઠ ટેકવી હું શાંતિથી ઝોકાં ખાતો હતો ત્યાં કંઈક બની રહ્યું છે, એવા આશ્ચર્યભાવને લીધે હું અચાનક જાગી ઊઠ્યો. પણ માહિના તો સાવધાન હતો અને એના જોવામાં કંઈ આવ્યું ન હતું. બારીકાઈથી ચોતરફ નજર કરતાં, કંઈ આકુળવ્યાકુળ થયું હોય એવું મને પણ લાગ્યું નહિ છતાં અરધોપરધો સંતોષ પામીને જેવો હું ફરીથી સૂવા જાઉં છું, ત્યાં થોડે છેટે નીચા ઝાંખરાં વચ્ચે કંઈક હાલતું હોય એવો મને ભાસ થયો. સ્થિર નજરે એ જ સ્થળે થોડી વાર જોઈ રહેતાં મારી પાકી ખાતરી થઈ કે મારી બાજુની નહિ એની અમારી આસપાસ ભમી રહેલો એ નરભક્ષી જ હતો. વચ્ચે બેચાર ઝાંખરાં સિવાય, અમારી આસપાસની તમામ જગ્યા સાવ ખુલ્લી ઉઘાડી હતી, એટલે અમારા ઊંચા આસનેથી એ વિશાળકાય પ્રાણીને, અમારી આસપાસ અત્યંત અસાધારણ શાંતિથી, વચ્ચે ચેન જેટલા આશ્રયની ઓથે પણ ચાલાકીથી છુપાતા લપાતા ભમતો જોવાનું દૃશ્ય અત્યંત આકર્ષક હતું. એની હોશિયારી ઉપરથી જણાઈ આવતું હતું કે માણસનો શિકાર કરવાની ભયંકર રમતમાં એ અત્યંત પાવરધો હતો. આ વખતે એને નાસી છૂટવા દેવાનું કોઈ પણ જોખમ ન વહોરવાનો મેં નિશ્ચય કર્યો હતો, એટલે એની રાહ જોતો હું બેઠો. આખરે ભમતો ભમતો એ ચાળીસેક વાર જેટલો પાસે મારી બરોબર સામે આવ્યો કે મેં મારી નજર


બીજો સિંહ

રાઇફલમાંથી એની છાતી વચ્ચોવચ ગોળી છોડી. ગોળી એને વાગ્યાનો ધડાકો મેં સાંભળ્યો પણ ખરો, પણ કમનસીબે એ ઘા તત્કાળ જીવલેણ નીવડ્યો નહિ. એક ભયંકર ઘુરકાટો કરી એણે પૂંઠ ફેરવી અને મોટી લાંબી લાંબી ફલંગો ભરતો એ નાઠો. નજરથી એ દૂર થાય ત્યાર પહેલાં મેં બીજા ત્રણ બાર કર્યા અને એના એક વધુ ઘુરકાટા પરથી હું જાણી શક્યો કે ત્રણમાંની છેલ્લી ગોળીથી એ ફરી એક વાર ઘવાયો છે.

અધીરા જીવે અમે સવાર પડવાની રાહ જોતા બેઠા ને પરોઢની પ્રથમ કિરણરેખા સાથે જ એની ભાળ લેવા અમે નીકળી પડ્યા. સાથે એક દેશી પગીને પણ લીધો હતો, જેથી હું છૂટથી ચોપાસ નજર રાખી શકું. મારી પાછળ માર્ટીની બંદૂક લઇને માહિના ચાલતો હતો. રસ્તામાં ઠેરઠેર લોહીનાં ખાબોચિયાં ભરાયાં હતાં, એટલે એની એંધાણીએ અમે ઝડપથી આગળ વધી શક્યા. જંગલમાં માઇલેક ગયા હોઇશું ત્યાં તો અમારી સામેની દિશામાંથી સાવધાન કરનાર ઘુરઘુરાટ સંભળાયો. ઝાડવાં આઘાંપાછાં કરીને જોયું તો અમારી તરફ તાકી રહેલો અને ક્રોધની ગર્જના કરતાં દાંત દેખાડતો સિંહ નજરે પડ્યો. તરત નિશાન તાકી મેં બાર કર્યો, એટલે એ પણ ઝાડીમાંથી બહાર કૂદી આવ્યો અને અત્યંત મક્કમતાથી અમારા ઉપર હુમલો કર્યો. ફરી મેં ગોળી છોડી અને એને ગુલાંટ ખવડાવી દીધી. છતાં એક જ ક્ષણમાં એ ઊભો થયો અને લથડાતી દશામાં પણ એને તેટલી ઝડપથી એ મારા પર ફરીથી ધસી આવ્યો. ત્રીજી વખત ગોળી મારતાં પણ એની કંઇ અસર દેખાઈ નહિ. એટલે એને માર્ટીનીથી અટકાવવાના ઈરાદે મેં એ બંદૂક લેવા પાછળ હાથ કર્યો. પણ ભયંકર નિરાશા વચ્ચે મને ભાન આવ્યું કે એ તો ત્યાં હતી જ નહિ 'અચાનક થએલા હુમલાની બીક માહિના માટે અસહ્ય થઇ પડી હતી એટલે અત્યારે તો એ અને માર્ટીની બને પાસેના ઝાડની ટોચે પહોંચી ગયાં હતાં! આ દશામાં મારે પણ એમને પગલે જવા સિવાય અન્ય માર્ગ ન હતો, અને રજ પણ વિલંબ કર્યા સિવાય મેં એમ કરી પણ નાખ્યું. સિંહનો એક પગ મારી ગોળીથી તૂટી ગયો ન હોત તો જરૂર એણે મને નાસતા પહેલાં પૂરો કરી નાખ્યો હોત. કારણ ભાંગેલે પગે પણ એ, હું ઝાડ પર પૂરો ચડી જાઉં ત્યાં તે ઝાડના મૂળમાં આવીને ઊભો રહ્યો હતો.

સિંહને ભાન આવ્યું કે એ મોડો પડ્યો છે, ત્યારે ખોડંગતો ખોડંગતો ઝાડીમાં જવા લાગ્યો. પણ એટલામાં તો મેં માહિનાના હાથમાંથી કારબીન ખૂંચવી લીધી હતી. એમાંની પહેલી ગોળીએ જ એના રામ રમી જતા દેખાયા. કારણ ભડાકો થતાં જ એ ગુલાંટ ખાઇ હેઠો પડ્યો અને શાંતિથી ત્યાં જ પડ્યો રહ્યો. બેવકૂફપણે હું તરત ઝાડ પરથી હેઠળ ઊતર્યો અને એ પડ્યો હતો ત્યાં જવા નીકળ્યો, પણ મારા આશ્ચર્ય અને ભયના થથરાટ વચ્ચે એનો ચડપ લઇને ઊભો થયો અને મારા પર ધસી આવવાનો પ્રયત્ન કરવા લાગ્યો! પરંતુ આ વખતે તો માર્ટીનીની બે ગોળી—એક માથામાં અને એક છાતીમાં—એ એને કાયમને માટે શાંત કરી દીધો, અને દોડતો આવતાં મારાથી માત્ર પાંચ વારથી યે ઓછે અંતરે ભોંય પર પટકાઈ પડ્યો ને બહાદુરીથી મરણ પામ્યો. મરતાં મરતાં યે પાસે પડેલી ઝાડની ડાળીને એ બચકાં ભરતો હતો.

આ દરમ્યાન બંદૂકના અવાજથી આકર્ષાઇને છાવણીમાંના તમામ કારીગરો ત્યાં આવી પહોંચ્યા હતા. એમના અનેક સાથીઓનો જીવ લેનાર આ વ્યાઘ્ર તરફ એમને એટલો તો તિરસ્કાર ઉપજ્યો હતો કે એના મડદાના ટુકડે ટુકડા કરી ફેંદી નાખતા એમને રોકતાં મને અપાર મહેનત પડી. આખરે અહીંના આદિવાસીઓ તેમજ છાવણીના મજૂરોના અનહદ આનંદ અને ખુશાલી વચ્ચે હું સિંહના મૃતદેહને ઉપડાવીને મારા વાડામાં લઈ ગયો. ઝીણવટથી માપતાં જણાયું કે એના શરીરમાં ઓછામાં ઓછી છ ગોળીનાં કાણાં દેખાતાં હતાં. દમેક દિવસ ઉપર માંચડા ઉપરથી મારેલી નકર ગોળી પણ એની પીઠ પર માંસમાં થોડે જ ઊંડે ભરાઈ બેઠેલી હતી. નાકના ટેરવાથી પૂંછડીની અણી વચ્ચેની એની લંબાઇ નવ ફૂટ અને છ આંગળ, અને ખભા આગળથી ઊંચાઇ ત્રણ ફૂટ અને અગિયાર આંગળ હતી. એના વિદેહ સાથી પેઠે એની ચામડી પણ વાડના કાંટાથી અનેક સ્થળે ઉઝરડાઈ ગઈ હતી.

આ બીજા નરભક્ષીના નિધનના સમાચાર પણ દેશભરમાં વીજળી વેગે ફેલાઇ ગયા અને એ શેતાનોના અવશેષો અને એમને મારનારને જોવા આદિવાસીઓનાં ટોળાંદેર ઠેરથી ઊભરાવા લાગ્યાં. વધુ આનંદની વાત તો એ હતી કે બીજાના માર્યા જે મજૂરો નાસી ગયા હતા તે પાછા ત્સાવોમાં આવી ગયા અને મારા અપાર સંતોષ અને આનંદની વચ્ચે રેલવેનું બાંધકામ પુનઃ શરૂ થઈ ગયું. ફરીથી કોઇ પણ વગડાઉ પ્રાણીએ અમને હેરાન કર્યા નહિ. બંને સિંહને મારવાથી મજૂરોની મારા પ્રત્યેની વર્તણૂક જોઈ મને ખૂબ ગમ્મત પડતી. પહેલાંની પેઠે મારું કાસળ કાઢવાની ધારણાને બદલે હવે એનાં જ લોકો મારા માટે શું શું કરી નાખવા તૈયાર હતા! એની નિશાની રૂપે એક સુંદર ચાંદીનો પવાલો અને મારા આખરી વિજયને વર્ણવતું હિંદુસ્તાની ભાષામાં લખેલું એક વિસ્તૃત માનપત્ર એમણે મને ભેટ આપ્યાં. એ પવાલાને તો હું મારા કિંમતી ખજાનારૂપ અને અત્યંત પરિશ્રમે જીતેલા ઈનામ જેવો જ ગણું છું.

'ત્સાવોના નરભક્ષી સિંહ'ની આ કથા પૂરી કરું ત્યાર પહેલાં એક વાત જણાવતાં નવાઈ લાગશે કે તમામ કેન્યાના જંગલી પ્રાણીઓમાં અજબ એવું માન માત્ર આ બે સિંહોને જ મળ્યું છે. એ માન એટલે ઇંગ્લંડની ઉમરાવ સભામાં વડા પ્રધાનના મુખે એમનાં પરાક્રમો (?)નું વર્ણન. યુગાન્ડા રેલવે બાંધવામાં નડેલી મુશ્કેલીઓનું વર્ણન કરતાં સદ્‌ગત લૉર્ડ સૅલિસબરીએ, આ બન્ને સિંહોના રંજાડની, એથી બંધ પડી ગએલા બાંધકામની અને મારા હાથે એમનો વિનાશ થતાં ચાલુ થએલા કામની વિગત કહી દેખાડી હતી. વળી 'સ્પેક્ટેટર' પત્રમાં (સને ૧૯૦૦માં) પણ 'સિંહ: જેમણે રેલવે અટકાવી' વિષે લેખ આવ્યો હતો. અઠ્ઠાવીસ હિન્દીવાનો અને અનેક અણનોંધ્યા આદિવાસીઓનો ભક્ષ કરનાર ત્સાવોના આ બે સિંહોને મળેલી આ બધી પ્રસિદ્ધિ અસ્થાને તો નજ કહેવાય.

(સંપૂર્ણ)



ત્સાવો નદીનો સંપૂર્ણ થએલો પૂલ

## માણસની માફક ઊભાં ચાલતાં અને પાણીમાં તરતાં વિચિત્ર પંખી

# પેંગ્વિન



સરજનહારની આ સૃષ્ટિમાં પખીની જે અસંખ્ય જાતો થાય છે તેમાં દેખાવે ને રહેણીકરણીમાં પેંગ્વિન જેવી વિચિત્ર કોઈ નથી. એ અદ્ભુત પખી ભાગ્યે જ બધાએ નજરે જોયું હશે; પણ તેનું નામ તો ઘણાએ સાભળ્યુ હશે, અને થોડાઘણાએ તેના ચિત્રો પણ જોયાં હશે. એ ચિત્ર પરથી જ જણાયું હશે કે આ પક્ષી લગભગ માણસની માફક જ ઊભુંઊભું ચાલે છે સુપ્રસિદ્ધ ફ્રેંચ લેખક આનાતોલ ફ્રાંસે 'પેંગ્વિનનો ટાપુ' નામનું પુસ્તક લખીને આ પક્ષીને અમર બનાવ્યું; અને ત્યાર પછી ઍલન લેઈન નામના ઇંગ્લંડના એક સાહસિક ગ્રંથપ્રકાશકે, બ્રિટિશ પુસ્તક પ્રકાશનના ઇતિહાસમાં અપૂર્વ એવી, છ પેન્સ (છ આના)ની કિંમતમાં વાઙ્મયના લગભગ બધા જ ક્ષેત્રોને લગતા પુસ્તકો આપતી, અત્યંત સસ્તી ગ્રંથમાળા 'પેંગ્વિન બુક્સ'ના નામથી કાઢીને તો, એ પખીના નામને ઘરગથ્થુ બનાવી દીધું છે.

આ પક્ષી મોટે ભાગે દક્ષિણ ધ્રુવ આસપાસના પ્રદેશના વતની છે. એની લગભગ બત્રીસ તો ઉપજાતિઓ છે અને દક્ષિણ ધ્રુવથી માંડીને વિષુવવૃત્ત નજીકના પ્રદેશમાં આવેલા ગૅલેપૅગોસ ટાપુઓ સુધી તે નજરે પડે છે વિષુવવૃત્તની ઉત્તરે પણ તે જોવામાં આવતું નથી. સામાન્યરીતે જ્યાં પુષ્કળ વાદળાં હોય એવા ખડકાળ ટાપુઓ જેવા કે ન્યૂઝીલૅંડ દક્ષિણ ઑર્કની, દક્ષિણ જ્યોર્જિયા વગેરે ઉપર તેની વસતિ હોય છે.

રહેવાને માટે તેને ઠંડી આબોહવા જોઈએ. આ પખીની એમ્પરર નામની સૌથી મોટી જાત તો પોતાનાં ઇંડાં છેક દક્ષિણ શીતકટિબંધની સીમા ઉપર આવેલા ભાગમાં અને તેય ભર શિયાળામાં સેવે છે. જે વખતે ત્યાંનું ઉષ્ણતામાન –૭૦ ડિગ્રી ફેરનહાઇટ રહે છે ઉષ્ણ પ્રદેશમાં રહેતા પેંગ્વિનો પણ સમુદ્રોમાં જ્યાં પાણીના ઠંડા પ્રવાહો વહેતા હોય છે ત્યાં જ રહે છે. પેંગ્વિનોને મીઠા પાણી કરતા ખારૂં પાણી વિશેષ ગમે છે જોકે પ્રાણી-સંગ્રહસ્થાનોમાં તેમને મીઠાં પાણીમાં રાખવામાં આવ્યા છે તો તેમાં પણ તે રહ્યા છે ખરા.

તરવામાં આ પક્ષી બહુ નિપુણ છે અને જો બહુ દૂર ન જવું હોય તો તે અતિ વેગથી તરે છે તરતી વખતે તે મોટે ભાગે સપાટીની નીચે પાણીની અંદર જ રહે છે. માત્ર મોજ ખાતર સહેલ કરતાં હોય ત્યારે અથવા તો સૂતું હોય ત્યારે તે સપાટી ઉપર આવે છે. સપાટી ઉપર તરતી વખતે તેનું માથું તથા પીઠ પાણીની ઉપર જ હોય છે, માત્ર પાંખો પાણીમાં ડૂબેલી હોય છે. પાણીમાં હલનચલન કરતી વખતે તેઓ આ પાંખોનો ઉપયોગ કરે છે, અને પગને પાછળની બાજુએ સંકેલીને ભેગા કરી રાખે છે. માત્ર એને દિશા બદલવી હોય ત્યારે 'સ્ટીઅરિંગ' તરીકે, કે વેગ ઘટાડીને અટકવું હોય ત્યારે 'બ્રેક' તરીકે તે પગનો ઉપયોગ કરે છે જ્યારે પાણીમાં તરનારાં બીજાં પખીઓ આનાથી ઉલટું કરે છે. તેઓ તરતી વખતે પોતાની પાંખો સંકેલી લે છે અને પગનો હલેસાની માફક ઉપયોગ કરે છે

શત્રુથી બચીને નાસી છૂટતી વખતે કે કોઈ શિકારની પાછળ પડવાનું હોય ત્યારે પેંગ્વિન અતિશય ઝડપથી તીરની માફક સુસવાટ તરે છે. તે વખતે માત્ર તેની ચાંચ અને પૂંછડી જ પાણીની સપાટી ઉપર દેખાય છે તેની પાંખો એ વખતે જે વેગભેર પાણીને પાછળ ધકેલવાનું કામ કરતી હોય છે તે જોતાં તે પાણીમાં અક્ષરશઃ 'ઊડતું' જ હોય છે એમ કહી શકાય એ વખતે માત્ર શ્વાસ લેવા પૂરતું જ તે પોતાનું માથું બહાર રાખે છે. પણ પેંગ્વિનની પાંખો આ રીતે માત્ર પાણીમાં જ 'ઊડવા' માટે ઉપયોગી થાય છે; ને જ પાંખો વતી તે હવામાં લેશમાત્ર ઊડી શકતું નથી, કેમકે ઊડવા માટે જરૂરી લાંબા પિચ્છ તેની પાંખોમાં હોતા નથી માત્ર માછલીના ભીંગડાના આકારનાં નાના પીછાં હોય છે જમીન ઉપર એ પાંખો માત્ર લડતી વખતે ફટકો મારવામાં, અને કેટલીક જાતો ક્વચિત ચાલતાં ચાલતાં ટેકો લેવામાં વાપરે છે બરફ પર ચાલવાની તેની બે રીત છે: એક તો માણસની જેમ ટટ્ટાર રહીને, અને બીજી, પેટભેર રહીને પગની લાતો વડે જમીન પાછી ધકેલતાં ધકેલતાં

બીજાં પખીઓની માફક આને પણ પીછાં જ હોય છે, પરંતુ તે પીછાં એકેકીને પોતાના શરીર સાથે ચોંટાડી દેતા તેને આવડતું નથી. જમીન ઉપર તે ચાલતું હોય છે ત્યારે પણ તે દેખાય છે, ત્યારે પણ તે રેશમનાં જ રહે છે. પગ, પંજા અને માથાના કેટલાએક ભાગ ઉપર તેને પીછાં હોતાં નથી બતકની માફક જ તેનાં પગના આંગળાંઓની વચ્ચે પાતળી ચામડી હોય છે; અને પીછાં ઉપર પણ એવો જ તેલી પદાર્થ હોવાથી પાણીથી તે પલળતાં નથી તથા ગમે તેટલો વખત પાણીમાં રહ્યા પછી બહાર નીકળે છે ત્યારે તરત જ એ કોરૂં થઈ જાય છે. પણ જો જમીન પર એ ઘણો લાંબો સમય રહ્યું હોય તો પાણીમાં પાછું જતી વખતે તે પોતાનાં પીછાં ધોઈ નાખે છે અને કેટલીક વાર તો આ પ્રકારની સફાઈના કામમાં ને કલાકોના કલાકો જાય છે! બીજાં પક્ષીઓ પણ આ જાતનો સ્નાનનો વિધિ કરતાં હોય છે ખરાં, પણ તે પાણીની બહાર કરતા હોય છે, ત્યારે આ પક્ષી એ બધું કામ પાણીની અંદર તરતા તરતાં જ કરે છે અને જ્યારે પાણીમાં ડૂબકીઓની ગુલાંટો મારીને, ડોક વાંકી વાળીને, દરેકે દરેક પીછાં સુધી પોતાની ચાંચ લઈ

રાઇફલમાંથી એની છાતી વચ્ચોવચ ગોળી છોડી. ગોળી એને વાગ્યાનો ધડાકો મેં સાંભળ્યો પણ ખરો, પણ કમનસીબે એ ઘા તત્કાળ જીવલેણ નીવડ્યો નહિ. એક ભયંકર ઘુઘવાટો કરી એણે પૂંછ ફેરવી અને મોટી લાંબી લાંબી ફલંગો ભરતો એ નાઠો. નજરથી એ દૂર થાય ત્યાર પહેલાં મેં બીજા ત્રણ બાર કર્યાં અને એના એક વધુ ઘુઘવાટા પરથી હું જાણી શક્યો કે ત્રણમાંની છેલ્લી ગોળીથી એ ફરી એક વાર ઘવાયો છે.

અધીરા જીવે અમે સવાર પડવાની રાહ જોતા બેઠા ને પરોઢની પ્રથમ કિરણરેખા સાથે જ એની ભાળ લેવા અમે નીકળી પડયા. સાથે એક દેશી પગીને પણ લીધો હતો, જેથી હું છૂટથી ચોપાસ નજર રાખી શકું. મારી પાછળ માર્ટીની બંદૂક લઇને માહિના ચાલતો હતો. રસ્તામાં ઠેરઠેર લોહીનાં ખાબોચિયાં ભરાયાં હતાં, એટલે એની એંધાણીએ અમે ઝડપથી આગળ વધી શક્યા. જંગલમાં માઇલેક ગયા હોઇશું ત્યાં તો અમારી સામેની દિશામાંથી સાવધાન કરનાર ઘુરઘુરાટ સંભળાયો. ઝાડવાં આઘાંપાછાં કરીને જોયું તો અમારી તરફ તાકી રહેલો અને ક્રોધની ગર્જના કરતાં દાંત દેખાડતો સિંહ નજરે પડયો. તરત નિશાન તાકી મેં બાર કર્યો, એટલે એ પણ ઝાડીમાંથી બહાર કૂદી આવ્યો અને અત્યંત મક્કમતાથી અમારા ઉપર હુમલો કર્યો. ફરી મેં ગોળી છોડી અને એને ગુલાંટ ખવડાવી દીધી. છતાં એક જ ક્ષણમાં એ ઊભો થયો અને લંગડાની દશામાં પણ બને તેટલી ઝડપથી એ મારા પર ફરીથી ધસી આવ્યો. ત્રીજી વખત ગોળી મારતાં પણ એની કંઇ અસર દેખાઈ નહિ, એટલે એને માર્ટીનીથી અટકાવવાના ઇરાદે મેં એ બંદૂક લેવા પાછળ હાથ કર્યો. પણ ભયંકર નિરાશા વચ્ચે મને ભાન આવ્યું કે એ તો ત્યાં હતી જ નહિ! અચાનક થએલા હુમલાની બીક માહિના માટે અસહ્ય થઇ પડી હતી એટલે અત્યારે તો એ અને માર્ટીની બન્ને પાસેના ઝાડની ટોચે પહોંચી ગયા હતા! આ દશામાં મારે પણ એમને પગલે જવા સિવાય અન્ય માર્ગ ન હતો, અને રજ પણ વિલંબ કર્યા સિવાય મેં એમ કરી પણ નાખ્યું. સિંહનો એક પગ મારી ગોળીથી તૂટી ગયો ન હોત તો જરૂર એણે મને નાસતાં પહેલાં પૂરો કરી નાખ્યો હોત. કારણ ભાંગેલે પગે પણ એ, હું ઝાડ પર પૂરો ચડી જાઉં ત્યાં તે ઝાડના મૂળમાં આવીને ઊભો રહ્યો હતો.

સિંહને ભાન આવ્યું કે એ મોડો પડ્યો છે, ત્યારે ખોડંગતો ખોડંગતો ઝાડીમાં જવા લાગ્યો. પણ એટલામાં તો મેં માહિનાના હાથમાંથી કારબીન ખૂંચવી લીધી હતી. એમાંની પહેલી ગોળીએ જ એના રામ રમી જતા દેખાયા. કારણ ભડાકો થતાં જ એ ગુલાંટ ખાઇ હેઠો પડ્યો અને શાંતિથી ત્યાં જ પડ્યો રહ્યો. બેવકૂફપણે હું તરત ઝાડ પરથી હેઠળ ઊતર્યો અને એ પડ્યો હતો ત્યાં જવા નીકળ્યો, પણ મારા આશ્ચર્ય અને ભયના થથરાટ વચ્ચે એ તો ચડપ લઇને ઊભો થયો અને મારા પર ધસી આવવાનો પ્રયત્ન કરવા લાગ્યો! પરંતુ આ વખતે તો માર્ટીનીની બે ગોળી—એક માથામાં અને એક છાતીમાં—એ એને કાયમને માટે શાંત કરી દીધો, અને દોડતો આવતાં મારાથી માત્ર પાંચ વારથી યે ઓછે અંતરે ભોંય પર પટકાઈ પડ્યો ને બહાદુરીથી મરણ પામ્યો. મરતાં મરતાં યે પાસે પડેલી ઝાડની ડાળીને એ બચકાં ભરતો હતો.

આ દરમ્યાન બંદૂકના અવાજથી આકર્ષાઇને છાવણીમાંના તમામ કારીગરો ત્યાં આવી પહોંચ્યા હતા. એમના અનેક સાથીઓનો જીવ લેનાર આ વ્યાલ તરફ એમને એટલો તો તિરસ્કાર ઉપજ્યો હતો કે એના મડદાના ટુકડે ટુકડા કરી ખૂંદી નાખતાં એમને રોકતાં મને અપાર મહેનત પડી. આખરે અહીંના આદિવાસીઓ તેમજ છાવણીના મજૂરોના અનહદ આનંદ અને ખુશાલી વચ્ચે હું સિંહના મૃતદેહને ઉપડાવીને મારા વાડામાં લઈ ગયો. ઝીણવટથી જોતાં જણાયું કે એના શરીરમાં ઓછામાં ઓછી છ ગોળીનાં કાણાં દેખાતાં હતાં. કેટલાક દિવસ ઉપર માંચડા ઉપરથી મારેલી નકર ગોળી પણ એની પીઠ પર માંસમાં થોડે જ ઊંડે ભરાઈ બેઠેલી હતી. નાકના ટેરવાથી પૂંછડીની અણી વચ્ચેની એની લંબાઇ નવ ફૂટ અને છ આંગળ, અને ખભા આગળથી ઊંચાઇ ત્રણ ફૂટ અને અગિયાર આંગળ હતી. એના વિદેહ સાથી પેઠે એની ચામડી પણ વાડના કાંટાથી અનેક સ્થળે ઉઝરડાઈ ગઈ હતી.

આ બીજા નરભક્ષીના નિધનના સમાચાર પણ દેશભરમાં વીજળી વેગે ફેલાઇ ગયા અને એ શેતાનોના અવશેષો અને એમને મારનારને જોવા આદિવાસીઓનાં ટોળાં ઠેર ઠેરથી ઊભરાવા લાગ્યાં. વધુ આનંદની વાત તો એ હતી કે બીકના માર્યા જે મજૂરો નાસી ગયા હતા તે પાછા ત્સાવોમાં આવી ગયા અને મારા અપાર સંતોષ અને આનંદની વચ્ચે રેલ્વેનું બાંધકામ પુનઃ શરૂ થઈ ગયું. ફરીથી કોઇ પણ વગડાઉ પ્રાણીએ અમને હેરાન કર્યા નહિ. બંને સિંહને મારવાથી મજૂરોની મારા પ્રત્યેની હવેની વર્તણૂક જોઈ મને ખૂબ ગંમત પડતી. પહેલાંની પેઠે મારું કાસળ કાઢવાની ધારણાને બદલે હવે એનાં જ લોકો મારા માટે શું શું કરી નાખવા તૈયાર હતા! એની નિશાની રૂપ એક સુંદર ચાંદીનો પવાલો અને મારા આખરી વિજયને વર્ણવતું હિંદુસ્તાની ભાષામાં લખેલું એક વિસ્તૃત માનપત્ર એમણે મને ભેટ આપ્યાં. એ પવાલાને તો હું મારા કિંમતી ખજાનારૂપ અને અત્યંત પરિશ્રમે જીતેલા ઇનામ લેખે જ ગણીશ.

'ત્સાવોના નરભક્ષી સિંહ'ની આ કથા પૂરી કરું ત્યાર પહેલાં એક વાત જણાવતાં નવાઈ લાગશે કે તમામ કોટિનાં જંગલી પ્રાણીઓમાં અજબ એવું માન માત્ર આ બે સિંહોને જ મળ્યું છે. એ માન એટલે ઇંગ્લંડની ઉમરાવ સભામાં વડા પ્રધાનના મુખે એમનાં પરાક્રમો (!)નું વર્ણન. યુગાન્ડા રેલ્વે બાંધવામાં નડેલી મુશ્કેલીઓનું વર્ણન કરતાં સદ્ગત લૉર્ડ સેલિસબરીએ, આ બંને સિંહોના રંજાડની, એથી બંધ પડી ગએલા બાંધકામની અને મારા હાથે એમનો વિનાશ થતાં ચાલુ થએલા કામની વિગત કહી દેખાડી હતી. વળી 'સ્પેક્ટેટર' પત્રમાં (સને ૧૯૦૦માં) પણ 'સિંહ: જેમણે રેલ્વે અટકાવી' વિષે લેખ આવ્યો હતો. અઠ્ઠાવીસ હિન્દીવાનો અને અનેક અભણ આદિવાસીઓનો ભક્ષ કરનાર ત્સાવોના આ બે સિંહોને મળેલી આ ખરી પ્રસિદ્ધિ અસ્થાને તો ન જ કહેવાય.

(સંપૂર્ણ)



ત્સાવો નદીનો સંપૂર્ણ થએલો પુલ

# Our Friends Abroad

**પરદેશી મિત્રોના પત્રો**

—આ પત્ર મેળવનાર: શ્રી વાસુદેવ લ. ભટ્ટ, એમ. ટી. બી. કૉલેજ, સુરત—

1841, Lincoln Ave Chicago Ill (U S A)
૧૮૪૧, લિંકન ઍવન્યુ, શિકાગો, ઇલીનૉઇ, (યુ. સ્ટે. અ.)
ફેબ્રુઆરી ૧૨, ૧૯૪૧

પ્રિય વાસુદેવ,

કેટલાયે દિવસો આવ્યા અને ગયા, તોયે તમારા તરફથી એક પણ પત્ર નથી. એમાં શેનો વાંક હશે? આ કાગળ લખતાં જાણે તમારી જોડે પ્રત્યક્ષ વાતચીત કરતી હોઉં એવો મને ભાસ થાય છે. એક વર્ષ પસાર થઈ ગયું હોવાથી મારે તમને ઘણું કહેવાનું છે.

સૌથી પહેલાં તો મારે તમને એ જણાવવાનું કે આ જૂનમાં શાળાનું છેલ્લું વર્ષ હું પાસ કરી દઈશ. ક્યારે પાનખર આવે ને ક્યારે હું કૉલેજમાં જાઉં તેની જ હું આતુરતાથી રાહ જોઉં છું.

અહીંની કૉલેજો કેવી રીતે ચાલે છે એ જાણવામાં તમને રસ છે, તેથી તેને લગતી કેટલીક મુખ્ય વાતો લખીશ. શિષ્યવૃત્તિની બાબતમાં મારો સ્વાર્થ હોવાથી તે વિષે પહેલું લખીશ. જો કોઈને કૉલેજમાં આગળ ભણવા માટે પૈસાની જરૂર હોય તો તેણે એક પરીક્ષા આપવી પડે છે, જે લગભગ ચાર કલાક ચાલે છે. શાળાના છેલ્લા વર્ષની પરીક્ષામાં પાસ થઈ પહેલા દસ ટકામાં આવનાર વિદ્યાર્થી જ આ પરીક્ષામાં બેસી શકે છે. શિકાગોની બધી હાઈસ્કૂલોના હોશિયાર વિદ્યાર્થીઓની જોડે એમાં હરીફાઈ કરવાની આવે છે. આ બધામાંથી ફક્ત પહેલા ૧૦૦ આવનાર વિદ્યાર્થીઓને જ શિષ્યવૃત્તિ મળે છે. તે લગભગ કૉલેજની એક વર્ષની ફી જેટલી હોય છે. જો કોઈ અસાધારણ હોશિયારી બતાવી શકે તો બીજે વર્ષે પણ ચાલુ રહી શકે.

કોઈ પણ કૉલેજમાં દાખલ થવા માટે હાઈસ્કૂલમાં અમુક ખાસ વિષયો લેવા પડે છે. દા. ત. બે વર્ષ મૅથેમૅટિક્સ (ઍલ્જિબ્રા, જ્યૉમેટ્રી), બે વર્ષ કોઈ એક ભાષા, એક વર્ષ વિજ્ઞાન (કેમિસ્ટ્રી અથવા ફીઝિક્સ), ત્રણ વર્ષ અંગ્રેજી, અને આ ઉપરાંત ઇતિહાસ તથા નાગરશાસ્ત્ર પણ આવી જાય છે. શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી ઘણા વિદ્યાર્થીઓને લાગે છે કે પોતે કૉલેજમાં જવા શક્તિમાન છે, પણ ઉપરના જરૂરી વિષયો તેમણે લીધા ન હોવાથી તેઓને કૉલેજમાં દાખલ થવા માટેનો અધિકાર રહેતો નથી.

તમને એ જાણવામાં કદાચ રસ પડશે કે તમને મારો કાગળ લખ્યા પછી મેં જુદાજુદા અનેક ધંધા કર્યા. મારે કોઈ પણ હિસાબે કમાઈને આખા કૉલેજકાળનો ખર્ચ કાઢવો તો પડવાનો જ છે, તો આજથી જ શરૂ કર્યું શું ખોટું? હાલમાં શાળા છૂટ્યા પછી મારી શાળાના એક શિક્ષકના ભાઈને ત્યાં હું કામે જાઉં છું. તેમનું એક છાપખાનું છે, અને ત્યાં કામ બહુ સહેલું છે. જુદાજુદા યંત્રોમાં કામ કરવાથી મને ઘણું શીખવાનું મળ્યું છે, અને મને આશા છે કે શાળામાંથી નીકળ્યા પછી હું સહેલાઈથી ધંધો મેળવી શકીશ.

તમે હમેશાં બરફની વાતથી પ્રસન્ન થાઓ છો, એટલે અહીં હમણાં બરફનાં જે તોફાનો શરૂ થયાં છે એ વેળા તમે અહીં હોત તો કેવું સારું! બરફ પડતો જોવો મને બહુ ગમે છે. બધું તદ્દન શાંત, અને આખી દુનિયા જાણે સફેદ બની ગઈ લાગે. બરફની મેંદે કરચો હવામાં તરતી નીચે ઊતરતી હોય છે એ દૃશ્ય તો સુંદર હોય છે. સ્કેટિંગ (બરફ પર નરગડીવાળા જોડા પહેરી સરવા) માટે હવામાન અનુકૂળ હોવાથી અમે તેની શરૂઆત કરી છે. મને લાગે છે કે એનું રંગભર્યું દૃશ્ય જોઈને તમને તો જરૂર આનંદ થાય. લાલ, વાદળી, લીલાં, એવાં રંગબેરંગી કપડાંમાં સજ્જ આકૃતિઓ આમતેમ લસરતી દેખાય અને આજુબાજુના મકાનોનો પ્રકાશ બરફ ઉપર રમતો હોય! શહેરના લગભગ દરેક ભાગમાં આ દૃશ્ય જોવાનું મળે છે.

છેલ્લા થોડા વખતથી શાળાની બાબતોમાં હું ખૂબ જ રસ લેતી થઈ છું. હું અમારા પત્રકારત્વ વર્ગની સભાસદ બની છું એ ખબરથી તમને એનો ખ્યાલ આવશે. અમારી શાળામાંથી નીકળતા પત્રમાં મારે પણ એક ખાસ કૉલમ લખવાનું છે. તે ઉપરાંત જાહેરખબર વિભાગ પણ મારે સંભાળવાનો છે. હમણાં એક પ્રસંગ એવો બન્યો કે જેથી મને જરા ખેદ થયો. વાત એમ બની કે ગયે વખતે અમારી શાળાના પત્ર 'યલો ઍન્ડ બ્લ્યૂ'એ ટૂંકી વાર્તાની હરીફાઈ યોજી. મેં પણ તેમાં ભાગ લીધેલો ને હું તે જીતી પણ ખરી. પણ તે છાપી શકાશે નહિ, કેમકે હું હવે પત્રકારત્વ વર્ગની સભાસદ બની. આ વાર્તા મને પાછી મળશે કે તરત હું તમને ટાઈપ કરીને મોકલી આપીશ. તે વાંચીને તમારો જે કાંઈ અભિપ્રાય થાય તે અવશ્ય લખી મોકલશો.

કૉલેજમાં તમારું કેમ ચાલે છે તે જાણવાની મને બહુ ઇંતેજારી છે. તમે એની એ જ કૉલેજમાં જાઓ છો? તમારી કૉલેજ બીજી કૉલેજો જોડે રમતોની હરીફાઈમાં ઊતરે છે ખરી? અમારી કૉલેજોમાં ફૂટબૉલ, બાસ્કેટબૉલ, તરવાની, શરતી દોડ વગેરે રમતો હોય છે. તમારે ત્યાંના નિયમ-કાનૂનો તથા તમારે ત્યાંની પ્રવૃત્તિઓ વિષે લખી મોકલશો તો મહેરબાની.

અલબત્ત, એ તો કહેવાનું જ ન હોય કે તમારા સમાચાર બને તેટલા વહેલા જાણવા હું ઇંતેજાર છું.

તમારી મિત્ર
લીડિયા (L.) હાગ

### પત્રમિત્રોને

આજના લડાઈના સંજોગોમાં પરદેશ સાથેનો ટપાલનો સંબંધ એટલો અસ્તવ્યસ્ત ને અનિશ્ચિત થઈ ગયો છે કે પરદેશના પત્રમિત્રો સાથેનો વ્યવહાર લગભગ અશક્યવત્ થઈ ગયો છે. આ કારણથી 'કુમાર'માં આવતા ઘણા પત્રો એકાદ બે વરસ પહેલાના હોય છે. એવા પત્રો પણ હવે અમને જૂજ મળતા હોવાથી આ વિભાગ નિયમિત આપી નથી શકાતો. પરદેશની ખાસ વિશિષ્ટ વાતો જણાવતા રસદાયક પત્રો એવા 'પત્રમિત્ર' વાચકો તરફથી જો નહિ મળતા રહે તો આ વિભાગ બંધ કરવો પડશે. પત્રો મોકલનારાઓએ ઉપરના ધોરણને લક્ષમાં રાખીને ખાસ ચૂંટેલા પત્રો જ મોકલવા, અને પોતે જ તેનો અનુવાદ કરી સાથે મૂળ કાગળ પણ મોકલવો.

નીચેના ભાઈઓને પરદેશના પત્રમિત્રોનાં સરનામાં જોઈએ છે. કોઈની પાસે વિશેષ અને નવીન હોય તે તેમને મોકલે: (૧) વિનોદરાય છોટાલાલ મોદી, દયાશ્રી બાળ બોર્ડિંગ, માજીરાજ વાડી પાસે ભાવનગર—પહેલાં ગયાસામાં જેના ત્યાંથી હમણા ફેર આવ્યા છે. ઇંગ્લૅંડ—અમેરિકામાં તેમજ હિંદમાં પણ પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે; (૨) મહેન્દ્રકુમાર c/o મણિપ્રસાદ પી. મહેતા, બડા બજાર પાલણપુર; (૩) સુમન શ્રી મજમુદાર, c/o શ્રી જ. ન. મહેતા, મૅનેજિંગ ઈ. એજન્ટ, કલોલ, (ઉ. ગુજરાત)

સુધારો—'કુમાર'ના ગયા અંકમાં આવેલી 'શ્રી સેન્ટ્રલ બૅંક ઑફ ઇન્ડિયા લિ.'ની જાહેરાતમાં બોર્ડ ઑફ ડિરેક્ટર્સમાં 'રાવસાહેબ છોટાલાલ એમ. કોઠારી'નું નામ ભૂલચૂકથી રહી ગયું છે તો તે સુધારીને વાંચવું.

# પંચતંત્રની વાર્તાઓ

## પાંચમું તન્ત્ર · અપરીક્ષિતકારિતા

આ સાંભળીને ચક્રધર કહે, 'મિત્ર, એ સાચું છે. અથવા આ ઠીક કહ્યું છે

> નથી જેને સ્વયં પ્રજ્ઞા ન કરે મિત્રનું કહ્યું ।
> મૃત્યુને પામતો તે તો જેમ મન્થર કૌલિક ॥'

સુવર્ણસિદ્ધિ કહે, એ કેમ. તે બોલ્યોઃ

### કથા ૭

એક ઠેકાણે મન્થરક નામે વણકર રહેતો હતો. તે કદાચિત્ વણતો હતો ત્યાં સાળનાં લાકડાં ભાગી ગયાં. એટલે કુહાડો લઈને એ વનમાં લાકડાં માટે ગયો. ફરતો ફરતો એ સાગરતટે પહોંચ્યો. ત્યાં એણે શીશમનું ઝાડ જોયું, ને વિચાર કર્યો 'આ ઝાડ મોટું છે. એને કાપવાથી પુષ્કળ લાકડું થઈ પડશે.' એમ કરીને એણે કુહાડો ઉગામ્યો ત્યાં એ ઝાડ ઉપર એક વ્યન્તર રહેતો હતો તે બોલ્યો 'અરે, આ ઝાડ મને આશરો આપે છે એની રક્ષા કર. કેમકે હું અહિં મહાસુખમાં રહું છું અને સમુદ્રકલ્લોલના સ્પર્શથી શીતળ બનેલો વાયુ ખાઉં છું' વણકર કહે, 'તું ઠીક કહે છે, પણ મારે કરવું કેમ? લાકડાની સામગ્રી વિના મારું કુટુમ્બ ભૂખે પીડાય છે, એટલે ઝટ બીજે જા. હું આને કાપીશ.' વ્યન્તર કહે, 'હું તારા ઉપર તુઠ્યો છું, એટલે તારે જોઈએ તે માગી લે, અને આ ઝાડને રહેવા દે' વણકર કહે, 'એમ છે તો હું ઘેર જઈ મિત્ર તથા પત્નીને પૂછી આવું. પછી તારે દેવું' વ્યન્તર કહે, ભલે

વણકર હરખાતો હરખાતો ઘર ભણી વળ્યો, અને ગામમાં પ્રવેશ કરતો હતો ત્યાં એણે પોતાના મિત્ર વાળંદને જોયો, ને કહ્યું, 'મેં એક વ્યન્તરને સાધ્યો છે, એટલે કહે શું માગું. હું તને પૂછવા આવ્યો છું.' વાળંદ કહે, 'એમ હોય તો રાજ્ય માગ, એથી તું રાજા થા, ને હું તારો મન્ત્રી. એ રીતે આપણે ઇહલોકમાં સુખ ભોગવી પરલોકમાં આનંદ કરીએ. રાજા નિત્ય દાનપરાયણ રહી અહિં કીર્તિ મેળવે છે, અને દાનના પ્રભાવથી સ્વર્ગમાં દેવો સાથે સ્પર્ધા કરે છે.' વણકર કહે, 'એમ છે, તથાપિ પત્નીને પૂછું.' વાળંદ કહે, 'ભદ્ર, સ્ત્રીઓ સાથે મન્ત્રણા કરવી તે શાસ્ત્રવિરુદ્ધ છે, કેમકે એની મતિ અલ્પ હોય છે ભાર્ગવ કહી ગયો છે કે જ્યાં સ્ત્રી કે બાળકનું શાસન ચાલે તે ઘરનો ક્ષય થાય છે. સ્ત્રીનું વચન પુરુષ એકાંતમાં ન સાંભળે ત્યાં લગી એનું મુખ પ્રસન્ન રહે છે, ને ગુરુજન ઉપર ભાવ એને રહે છે.' વણકર કહે, 'તો પણ મારે એને પૂછવું છે, કેમકે તે પતિવ્રતા છે બીજું એને પૂછ્યા વિના હું કાંઈ કરતો નથી.'

એમ કરીને એ ઘેર આવ્યો, ને બધી વાત કરી, તો સ્ત્રી કહે, 'નાપિતભાઈમાં બુદ્ધિ કેવી? એટલે એનું કહ્યું ન કરવું વાળંદ સાથે મન્ત્ર ન કરવો એવી શાસ્ત્રની આજ્ઞા છે વળી રાજ્ય એટલે દુઃખોની પરંપરા જ જોઈ લ્યો. રામે ને પાંડવોએ વનવાસ ભોગવ્યો, યાદવ નાશ પામ્યા, નળરાજા પદભ્રષ્ટ થયા, સહસ્રાર્જુન ને લંકાપતિ માર્યા ગયા, એ જોઈને કોઈએ રાજ્યની ઇચ્છા ન કરવી. એને સારુ



...તાં અને ચાર હાથ મેળવી વણકર પ્રસન્ન થઈને ઘેર આવવા નિકળ્યો, પણ લોકોએ તો એને રાક્ષસ ધારીને લાકડી તથા પથ્થરો મારીને મારી નાખ્યો.

ના ભાઈ ભાઈના ને પુત્ર પિતાનો વધ કરે છે એ રાજ્યથી દૂર જ ભાગવું.' વણકર કહે, 'સાચી વાત તો કહે, કંઈ પ્રભુની પ્રાર્થના કરવી.' તે બોલી, 'તુ નિત્ય એક કપડું વણે છે, તેનાથી બધો ખર્ચો નિકળી જાય છે. હવે તુ તારે સારુ બીજા બે હાથ ને બીજું માથુ માગ, જેથી આગળથી ને પાછળથી એમ બે કપડાં વણાય. એકના મૂલમાથી ઘરખરચ નિકળે, અને બીજાના મૂલથી વિશેષ પ્રસંગ ઉકલે. આમ સુખમાં કાળ જાય, નાતીલા આપણાં વખાણ કરે, અને બે ય લોક સુધરી જાય ' વણકર કહે, 'ભલે, પતિવ્રતે, ભલે તેં યોગ્ય કહ્યું; એમ જ હુ કરીશ એવો મારો નિશ્ચય છે.'

એટલે એણે વ્યન્તર આગળ જઈને યાચના કરી, કે 'મને મારું ઇષ્ટ દેતો હો તો બીજા બે હાથ ને માથું દે.' આમ બોલ્યો એવો જ એ બેમાથાળો ને ચતુર્બાહુ થઈ ગયો પછી પ્રસન્ન મનથી ઘેર આવતો હતો ત્યા આ રાક્ષસ છે એમ કહીને લોકોએ એને લાકડી તથા પથરા માર્યા ને એ મરી ગયો. એટલે હું કહું છુંઃ 'નથી જેને સ્વયં પ્રજ્ઞા' ઇતિ

વળી ચક્રધર કહે, 'કોઈ પણ માણસ આશાપિશાચિકાનો વિશ્વાસ કરે છ તો તે હાસ્યપાત્ર થાય છે. અગત્ય કોઈએ આ ઠીક કહ્યુ છેઃ

**અનાગતવતી ચિન્તા અસંભાવ્ય જ જે કરે ।**
**થઈ ધોળો સુએ તે તો સોમશર્મપિતા યથા ॥**

સુવર્ણસિદ્ધિ કહે, એ કેમ. તે બોલ્યોઃ

## કથા ૮

એક નગરમા સ્વભાવકૃપણ નામે વિદ્યાભ્યાસી બ્રાહ્મણપુત્ર રહેતો હતો. તે એક વણિકને ઘેર નિત્ય ભોજન કરતો, ને જે કી ત્યા ન જમે તે કી એક માપ સત્તુ એને મળતા આ સત્તુથી એણે એક ઘડો ભર્યો ઘડાને ખીંટીએ લટકાવી અની નીચે ખાટલો નાખી તે સતત એકદૃષ્ટિએ એના સામું જોયા કરતો

એક દિવસે સૂતા સૂતા એણે વિચાર કર્યો' 'આ કળશ તો સત્તુ-થી પરિપૂર્ણ છે આમે ય આજ ધાન્ય મોઘું છે, તેમા વળી દુકાળ પડે તો વળી વધારે મોઘુ થાય. એટલે વીસ રૂપિયાના સત્તુ છે તે વેચી બબ્બે રૂપિયાની દસ બકરી લઈશ બકરી છ માસે પ્રસવે, ને એને બચ્ચાં થાય એ પણ એ જ પ્રમાણે પ્રસવે. આમ પાચ વર્ષે ૪૦૦ બકરાનુ ટોળું થાય. ચાર બકરી સાટે સવત્સા બહુદુધાળી ગાય મળે એમ કહે છે; એટલે બકરા સાટે એક સો ગાયનુ ધણ મારે થાય ગાયોના વાછડાના બળદ બનાવી ખેતી કરી પુષ્કળ અનાજ પકવીશ. અનાજ વેચીને સોનું કરીશ, અને સાત સો વાણુ ઘર ચણાવીશ, ને તેમા દાસદાસી તથા ઘરવખરી વસાવીશ. મારી આ સંપત્તિ જોઈ કોઇ બ્રાહ્મણ એની તરુણ તથા રૂપવતી કન્યાને મારા વેરે પરણાવશે એને પુત્ર અવતરશે, તેનું સોમશર્મા નામ પાડીશ. એ ભાખોડિયાંભર ચાલતા શીખશે ત્યારે હું પુસ્તક લઈને અશ્વશાળાના પૃષ્ઠદેશમા બેઠો બેઠો વાચીશ. મને જોઈને સોમશર્મા માના ખોળામાથી નિકળી દોડતો ઘોડાની ખરી આગળ થઈને મારી પાસે આવશે. હુ કોપાયમાન થઈ ને બ્રાહ્મણીને કહીશ, છોકરાને લઈ લે. પણ એ ઘરકામમા વ્યગ્ર હશે અને મારું વચન નહિ સાભળે. એટલે ઊઠીને હું એને પગનો પ્રહાર કરીશ ' આમ ધ્યાનમાં ને ધ્યાનમાં એણે લાત મારી એનાથી ઘડો ભાંગી ગયો, ને પોતે સત્તુ સત્તુ ભરાઈ રહ્યો એટલે હું કહુ છું, 'અનાગતની ચિન્તા' ઇતિ

દેસાઇ વાલજી ગોવિન્દજી



### હરીફાઈનું પરિણામ

લાયક ચિત્રોના અભાવે પહેલાં ત્રણે ઇનામો મોકૂફ કર્યાં છે. જનતા ઇનામઃ 'સહાય'—ચીમન મેવાડા (કલોલ), નોંધપાત્ર (ગુણ પ્રમાણે): (૧) 'તલ્લીન'—રજનીકાન્ત પટેલ—આણંદ; (૨) 'વર્ષા દર્શન'—હાસમ સુતાર—નડિયાદ; (૩) 'ખેતર ભણી'—રજનીકાન્ત પટેલ—આણંદ; (૪) 'ભગજીનું સવાર'—વાલેન ધાધલ—બેંદરડા, કાઠિયાવાડ

મોંઘવારી અને અછતની આજની કટોકટીને લીધે ઉમેદવારોની સંખ્યા માત્ર ગણત્રીની જ આવે છે અને હરીફાઈનું ધોરણ ઊતરતું રહે છે. છતાં આવા સંજોગોમાં પણ જેઓ પોતાના આ શોખ પાછળ મચ્યા રહ્યા છે તેઓ ધન્યવાદપાત્ર છે.

ભાઈ ચીમન મેવાડાના ચિત્ર 'સહાય'નો વાદળાની બૅકગ્રાઉન્ડ આગળ લીધેલો વિષય આકર્ષક છે, પણ તીવ્ર ફોકસિંગની ખામી તેમજ પ્રિન્ટની નબળી ટેકનિકને લીધે ચિત્ર ઊતરતી પંક્તિનું બની જાય છે વાદળાંના ધોળા ભાગ સામે મુખ્ય વસ્તુ ઉઠાવ પામે છે અને બાર ઉંચકી માથે ચઢાવતી વેળાનો શ્રમ તથા ગતિ પણ ઠીક લેવાયાં છે. ચિત્રનો નીચેનો ભાગ વધારે અસ્પષ્ટ છે, અને તે અગ્રભાગ વધારવાની જરૂર છે. આવા વિષયના બે ત્રણ નેગેટિવ જુદાજુદા એંગલથી લીધા હોય તો જરૂર એકાદ સારું ચિત્ર નીકળી આવે.

ભાઇ રજનીકાન્ત પટેલના 'તલ્લીન' માં પ્રસંગનુ ચોરણ સચવાયું નથી, તેમજ બૅકગ્રાઉન્ડ ખામીભરેલી છે. ચિત્રના મથાળાનો પોણો ઇંચ જેટલો ભાગ નકામો છે. દરેક ચિત્રમા કૅમેરા નજીકનો ભાગ તીવ્ર ફોકસમા હોવો જ જોઇએ, નહિ તો તે ખામી ગણાય. ભાઇ હાસમ સુતારના 'વર્ષાદર્શન'ના ચિત્ર પાછળ કોઈ હેતુ દેખાઈ આવતો નથી ચિત્ર પાસે જોનારને માટે કંઈક રહસ્ય કે સંદેશ હોવો જોઇએ. ચિત્રના વચલા ભાગમા આવતો લોખંડનો કઠેરો કઢંગી રીતે ચિત્રના બે ભાગ પાડે છે. અને પાત્રો કૅમેરાથી સમાન હોઇ ખાસ જોડવાઇને ઊભેલાં જણાય છે બાકી, કુદરતનો દેખાવ પ્રશંસાપાત્ર છે. આકાશનો ભાગ ઉપરથી ઉતરતા થોડો થોડો ઝાંખો કરવાની જરૂર છે અને નીચેના ભાગમાથી સવા ઇંચ કાપવાથી ચિત્ર વધુ ઠીક લાગેછે.

બી. બી. કુનીબંદા

### પરિચય

'Camera in the Tropics' c/o The Illustrated Weekly of India, Bombay વાર્ષિક લવાજમ રૂ. ૫; છુટક ૦-૮-૦. આ માસિક હિંદુસ્તાનના ફોટોગ્રાફિક અભ્યાસીઓ માટે જ પ્રકટ થાય છે અને અનુભવીઓના હાથે ઉપયોગી લેખો, સંવાદો, પ્રશ્ન-સમાધાનો વગેરે તેમાં આવે છે. સુંદર ફોટોચિત્રો અને કરી ગમાય તેવા નમૂનાઓ પણ ખૂબ આવે છે. ૨૪ પાનાનું ખીચોખીચ ભરેલું, આર્ટ પેપર ઉપર છપાતુ આ પત્ર મોંઘુ નથી.

– 'Swan Bulletin' ગ્લેન્ડ બિલ્ડિંગ, ભદ્ર અમદાવાદ. અમેચ્યોર ફોટોગ્રાફરોની કળા વિકસાવવા શ્રી નવનીત શાહ D. P. E. D. તરફથી વિના મૂલ્યે નીકળતી આ પત્રિકા તુરતમાં જ શરૂ થઇ છે. અનુભવી ફોટોગ્રાફરોની કૃતિઓ પર વિવેચન અને કેટલીક આર્ટિસ્ટિક માહીતીઓ આપતી આ પત્રિકા દ્વિમાસિક હપ્તે પ્રકટ થશે અને દરેક વખતે ફોટોગ્રાફી હરીફાઈ ચાલુ રાખશે

**ભારતના ગાયનાચાર્ય વઝે બુવા** (અનુસંધાન પૃ. ૧૪૨થી)

ગ્રામોફોને કેટલાયે ગાયકોની રેકૉર્ડો ઉતારી એમને અમર કર્યા છે કમનસીબે વઝેબુવા સાઠ વર્ષના થયા ત્યાં સુધી એમની એકે રેકૉર્ડ ઉતરી ન હતી! એટલે બુવાની માં તેઓ કેવું ગાતા એનો તો ખ્યાલ જ કરવો રહ્યો. આખરે બાપુરાવ પેંઢારકરના આગ્રહને વશ થઈ તેઓ રેકૉર્ડો ઉતરાવવા તૈયાર થયા. કોલંબિયા કંપનીએ એમની નવ રેકૉર્ડ બહાર પાડી છે દરેક રેકૉર્ડમાંથી ગાયનના અભ્યાસીને ઘણું શીખવાનું મળશે. બધી યે રેકૉર્ડો સારી છે, તોપણ એમને પોતાને મિયાં મલ્હાર અને તોડીની રેકૉર્ડ માટે પક્ષપાત હતો. રેડિયોમાં પણ તેઓ ગાતા, અને કોઈ પણ બીજા ગાયકને મળતું નહિ એટલું વેતન એમને મળતું.

છેલ્લાં બે એક વર્ષ તો વઝેબુવા એક જોવા જેવા અવશેષ જ રહ્યા હતા. તબિયત બગડી ગઈ હોવાથી ગાઈ શકતા નહોતા. છતાં કોઈવાર લોકોની વિનતિને માન આપી એમને દર્શન દઈ અર્ધો-એક કલાક ગાઈ જતા. ઘણી સંસ્થાઓ એમને બોલાવી એમનો સત્કાર કરતી, ત્યાં એમને જવું પડતું. પત્નીને લઈ કાશીયાત્રા પણ કરી આવેલા. પૂનામાં એમનો ઘણોખરો વખત ગાળવામાં આવતો.

એક રીતે ગાયકો અને નટો બહુ કમનસીબ ગણાય છે. એમને જ્યાંસુધી લોકો જોઈ શકે, જ્યાંસુધી એમની હયાતી, ત્યાંસુધી જ એમની કીર્તિ. એમના મૃત્યુ પછી એમના શ્રેષ્ઠત્વનું ચિહ્ન સરખું યે રહેતું નથી. પણ આનંદની વાત છે કે વઝેબુવાની રેકૉર્ડો હજી મળી શકે છે. અને એમનું પુસ્તક તો એમનું ચિરકાલીન સ્મારક બનશે. પુસ્તકના બીજા ભાગમાં તેઓ લખે છે:

'મુઝે યહ વિદ્યા પ્રાપ્ત કરનેમેં બહુત હી કષ્ટ ઉઠાને પડે. એક-એક ચીજ સીખનેકો અન્ય ગાયકોંકી સેવા કરની પડી! પરંતુ મૈં અબ નહિ ચાહતા કિ દૂસરોંકો ભી કિસી તરહ કષ્ટ ઉઠાને પડે. જો કુછ મૈં જાનતા હૂં વહ દૂસરોંકો સિખાનેમેં મૈં ઉસ કલાકી હી સેવા કર રહા હૂં, ઔર દૂસરા કોઈ ભી સ્વાર્થ ઈસમેં નહિ!'

ગાયકો પોતાની વિદ્યા બીજાને આપવાની બાબતમાં બહુ કૃપણ હોય છે. વઝેબુવા તેવા નહોતા અને તેથી જ એમના જવાથી ભારતવર્ષની ગાયનકલાને અપરંપાર હાનિ થઈ છે. **વસન્ત જોષી**



# સંસારનાં શહેરો

## ૪૩-વેલિંગ્ટન

ન્યૂ ઝીલાંડ જે ઉત્તર અને દક્ષિણ એવા બે ટાપુઓનો બનેલો છે તેમાંના ઉત્તર ટાપુના છેક નીચલા, બટની એડી જેવા છેડા પર તેની રાજધાનીની આ નગરી આવેલી છે. ન્યૂ ઝીલાંડના એ બે ટાપુઓને જુદા પાડતી કૂકની સામુદ્રધુનીના દક્ષિણ તરફના મુખ ઉપર પૉર્ટ નિકલ્સન નામનું એક બંદર છે, તેને આવરી લઈને જરા અંદર તરફ, એક કુદરતી અર્ધચન્દ્રાકાર અખાત પર ઝૂમી રહેલી ટેકરીઓની વચ્ચે વસેલું, ન્યૂ ઝીલાંડનું આ પાટનગર એક વિશાળ અને સુંદર બંદર છે. ધરાવે છે, અને અખાત પર તોળાઇ રહેલી ટેકરીઓ પર પથરાએલા તેના વિસ્તારનું દૃશ્ય અખાતમાંથી જોતાં બહુ-મનોહર લાગે છે.

વેલિંગ્ટન આખું સીધી ટેકરીઓથી ઘેરાએલું હોવાથી તેને વિસ્તારવું મુશ્કેલ પડે છે. આથી, દરિયાકિનારા પર પુરાણ કરીને નવો 'રેક્લેમેશન' વિસ્તાર ઊભો કરવામાં આવે છે, જેના પર આજનો વ્યાપારી વસ્તી ધમધમી રહ્યો છે. લોકોનો વસવાટ આસપાસમાં ટેકરીઓ પર પથરાએલો છે.

આ શહેરનો ઇતિહાસ માત્ર ૧૦૦ વર્ષનો જ છે. ઈ. ૧૮૪૦માં તેની સ્થાપના થઈ. ન્યૂ ઝીલાંડમાં વસવા આવનાર વસાહતીઓનું એ પહેલું થાણું હતું. જોકે ન્યૂ ઝીલાંડનું પાટનગર તો એ ઇ. ૧૮૬૫માં થયું. ત્યાં સુધી રાજધાનીનું શહેર ઑકલૅન્ડ હતું, જે નગર આજે પણ આખા ન્યૂ ઝીલાંડમાં મોટામાં મોટું શહેર ગણાય છે અને ઉદ્યોગધંધા તથા બંદરી વેપારમાં વેલિંગ્ટનની સામે બરોબર ઊભું રહે છે. રેલવે લાઇનો વેલિંગ્ટનમાંથી છૂટે છે, જેમાંની એક ઉત્તરમાં ઑકલૅન્ડ તરફ અને બીજી, પૂર્વમાં આવેલા એટલા જ મહત્ત્વના ને મોટા, બીજા બંદરી નગર નેપીઅર તરફ જાય છે.

લાલ ઈંટની બાંધેલી વિક્ટોરિયા યુનિવર્સિટી કૉલેજ, ન્યૂ ઝીલાંડી આરસ અને ઈંટનું બાંધેલું પાર્લામેન્ટનું મકાન, નૅશનલ મ્યૂઝિયમ, ગવર્નમેન્ટ હાઉસ જ્યાં ન્યૂ ઝીલાંડના ગવર્નર જનરલ રહે છે, અને સંખ્યાબંધ પાર્ક 'બાગ', એ વેલિંગ્ટનના શોભાનરૂપ છે. લગભગ સવા-પોણા બે લાખની વસતિ ધરાવતું આ નગર સાબુ, મીણબત્તી, દોરડાં અને ઊની બનાવટના ઉદ્યોગો માટે પ્રખ્યાત છે.



ન્યૂ ઝીલાંડની રાજધાની વેલિંગ્ટનનું આજનું દૃશ્ય



આજથી સો વર્ષ પર ન્યૂ ઝીલાંડ સ્થપાયું ત્યારનું દૃશ્ય

હારમાં ઊભુ રહે છે. પામ ઑઈલ તથા ત્રાંબાના ઉત્પાદનમાં તો તે જગતમાં બીજા નંબરે આવે છે. એ ઉપરાંત મેંગેનીઝ, જસત, કૅડમિયમ, કોલસો, કપાસ, રબર, તેલી, કોકો, ગમ, શેરડી અને તલનુ પણ તેનુ ઉત્પાદન જબરૂ હોઈને યુક્ત રાષ્ટ્રોના યુદ્ધપ્રયાસમાં એનો સારો જેવો હિસ્સો રહેલો છે

બેલ્જિયન કૉંગોમાં ૨૭૫૦ લાખથી ૩૭૫૦ લાખ એકર તો માત્ર જંગલનો જ પ્રદેશ છે, જેમાંથી વિવિધ પ્રકારના લાકડાં મળી આવે છે. ૩૫૦૦ માઈલના તેના રેલમાર્ગો છે અને નદીઓના લગભગ ૨૧૦૦૦ માઈલ પર જળવહેવાર ચાલી શકે છે બધી મળીને ૪૫,૦૦૦ માઈલ જેટલી પાકી સડકો છે. જુદા જુદા આફ્રિકન દેશો સાથે તેનો વિમાન-વહેવાર જોડાએલો છે અને એના આંતરપ્રદેશમાં પણ ૧૦,૦૦૦ માઈલ સુધી વિમાની વહેવાર ચાલે છે ઈ. ૧૯૪૧ના ડીસેમ્બરમાં તેની અને યુનાઈટેડ સ્ટેટ્સની વચ્ચે ક્લિપર સર્વિસ (જહાજી વહેવાર) ૮,૬૬૦ માઈલનો-ખોલવામાં આવ્યો છે. ટેલીગ્રાફ અને ટેલીફોન સર્વિસ ઉપરાંત રાજધાની લીઓપોલ્ડવિલ મુકામે અત્યદ્ધતની વાયરલેસ સિસ્ટમ પણ કામ કરી રહેલી છે

લગભગ એક લાખ જેટલુ સૈન્ય પણ તે ધરાવે છે, જે બેલ્જિયન ગવર્નર નીચે કામ કરે છે ઈ ૧૯૪૧માં દક્ષિણ એબીસીનિયામાં ઈટાલિયન સરક્ષણો પર હલ્લો કરવામાં ભાગ ભજવીને આ લશ્કરે આસોસ, ગૅમ્બેલા તથા સાયો હાથ કરેલા અને નવ ઈટાલિયન સેનાપતિઓ, ૩૭૦ આફસરો તથા ૧૫૦૦૦ સૈનિકો કેદ પકડેલા.



(ઉપર) બેલ્જિયન કૉંગોનો પ્રદેશ ને જેના પરથી તેનું નામ પડ્યું તે આફ્રિકાની મહાન કૉંગો નદી. દક્ષિણે આવેલા ઉત્તર રહોડેશિયા પ્રાંતમાંથી નીકળી, ઉત્તર તરફ ચઢીને પશ્ચિમે આવેલા આટલાંટિક મહાસાગરને મળતી આ નદી અને તેની સંખ્યાબંધ શાખાઓ તેર લાખ ચોરસ માઈલના એટલા મોટા પ્રદેશને પરિપ્લાવિત કરે છે કે એ બાબતમાં તે દુનિયા આખીમાં ઍમૅઝોન પછી બીજા નંબરે આવે છે. ૩૦૦૦ માઈલની તેની લંબાઈમાંથી ૧૫૦૦ માઈલ સુધી તો તેમાં વહાણો હંકારી શકાય એવી તે જબરી છે.

આફ્રિકાને બરોબર મધ્યભાગે તે આવેલું હોવાથી કૉંગો નદીના મુખ આગળનો માત્ર થોડા જ માઈલનો દરિયાકિનારો તેને મળે છે. વિષુવવૃત્તની બન્ને બાજુએ તે વિસ્તરેલુ હોવાથી તેનુ હવામાન ઉષ્ણ છે.

પહેલાં આ પ્રદેશ કૉંગો ફ્રી સ્ટેટને નામે ઓળખાતો. બેલ્જિયમના રાજા લિયોપોલ્ડ બીજાએ તેની ઇ. ૧૮૮૫માં સ્થાપના કરી અને પોતાની અંગત મિલકત તરીકે તે તેનો વહીવટ કરતો. પણ ઈ. ૧૯૦૮માં તે બેલ્જિયન પાર્લમેન્ટને સોંપી દેવામાં આવ્યો અને ત્યારથી તેનુ નામ બેલ્જિયન કૉંગો પડ્યું. ગયા મહાયુદ્ધ પછી લીગ ઑફ નેશન્સના મૅન્ડેટ અનુસાર જર્મન ઈસ્ટ આફ્રિકાના રુઆન્ડા અને ઉરુન્ડી પ્રાંતો પણ તેમાં જોડી દેવામાં આવ્યા. તેની ૯,૧૦,૦૦૦ ચોરસ માઈલની ધરતી ઉપર આશરે એક કરોડ ઉપરાંતની વસતિ છે. —બ.

## અમારી 'શરમ'!

૧૯૪૨ના ડીસેમ્બરમાં કલકત્તાના બૉમ્બમારા વખતે ભંગીઓની પણ હડતાલ હતી અને શહેરના રાજમાર્ગો પર સાત આઠ દહાડાના કચરાના ઢગલાઓ ખડકાઈ રહ્યા હતા. રોગચાળો ફાટી નીકળવાની ધાસ્તી હતી મૅયર હકકમાના નવયુવાનોને જાહેર તંદુરસ્તી ખાતર હળીમળીને કચરાના ઢગલાઓ સાફ કરવા હાકલ કરી

અમે લોઅર ચીતપુર રોડ પર રહેતા હતા. ત્રણચાર દહાડા સુધી અમારા લત્તામાંથી ગંદકી દૂર કરવાને કોઈ યુવાનો ન નીકળ્યા. ઢગલાઓ વધતા ચાલ્યા અમારા મકાનમાં આઠ દસ યુવાનો હતા, પરંતુ આવું કામ કરવામાં અમને 'શરમ' લાગતી હતી.

તા. ૨૪ મી ડીસેમ્બરની રાત્રે "ઑલ ક્લીઅર" પછી અમે નીચે રસ્તાઓ પર નજર કરી.

આજુબાજુમાં રહેતા ચીની યુવાનો રસ્તાઓ પરથી કચરાના ટોપલાઓ સારી રહ્યા હતા અને પાણીથી ધોઈને રાજમાર્ગોને સ્વચ્છ અને ચકચકિત બનાવતા હતા ખુદ અમારા મકાન પાસે જ અમારા પાડોશી ચીનાઓને રાત્રીના તનતોડ મહેનત કરતા જોઈ અમને 'શરમ' આવી. પરંતુ આ અમારી સાચી "શરમ" હતી.

અમે પાંચસાત યુવાનો ઝપાટાબંધ નીચે ઊતર્યાં અને સાફસુફીમાં લાગી ગયા. અમને જોઈ આજુબાજુમાંથી પણ કેટલાક યુવાનો આવી પહોંચ્યા. અમારૂ કામ ઝપાટાબંધ ખતમ થયુ.

મને સમજાયું કે સ્વાતંત્ર્યપ્રેમી ચીની પ્રજા પાસેથી આપણે ઘણું શીખવાનુ છે

—દ્વારકાદાસ બારાઈ

## યુદ્ધ પ્રયાસની ટિકિટોમાં યુદ્ધકાળની કરકસર

યુદ્ધ પ્રયાસની ટિકિટોમાં યુદ્ધકાળની કરકસર દર્શાવતી ટિકિટોનો જે સમૂહ આ અંકના મુખચિત્ર પાછળ આપ્યો છે તેમાં ખાસ ધ્યાન ખેંચે તેવી બે વિશિષ્ટતા છે, એક એ કે યુદ્ધકાળને લીધે બધે અમલમાં મૂકવામાં આવતી કરકસરને દક્ષિણ આફ્રિકાની સરકારે ટપાલની ટિકિટોની બાબતમાં પણ અમલમાં મૂકી છે, અને અગાઉના કરતા અરધા કદની ટિકિટો બહાર પાડી છે. ટિકિટોની રચનામાં એ એક નવીન, આશ્ચર્યકારક અને વિશિષ્ટ પ્રસંગ છે, તેથી એવી નાની ટિકિટો ખાસ સંગ્રહપાત્ર ગણાઈ છે, અને ઘણા ટિકિટ શોખીનો તેનો સંગ્રહ કરે છે આ અંકની ચિત્રપ્લેટ ઉપર આપેલા સંગ્રહમાં યુદ્ધપ્રયાસની મૂળ સાત ટિકિટો, અને તે જ છાપની નાની કદની છ ટિકિટોના નમૂના દર્શાવ્યા છે. દક્ષિણ આફ્રિકાની ટિકિટોની બીજી વિશેષતા ત્યાંની ટિકિટ બે ભાષામાં કાઢવાની છે તે દર્શાવવા પહેલી હારમાં દરેકના બબ્બે નમૂના આપ્યા છે.

(શ્રી દરિયાવ ઍંડનો સંગ્રહ)

# આ માસ ઇતિહાસમાં

**જૂન**

હાલની વર્ષગણનામાં છઠ્ઠો, અને ૩૦ દિવસ ધરાવતો આ મહીનો, જુલિયસ સીઝરે રોમન કૅલેન્ડરમાં ફેરફાર કર્યો તે પહેલા ૨૯ દિવસનો હતો અને તેનો ક્રમ ચોથો હતો. સીઝરે તેમા એક દિવસ ઉમેર્યો તેનુ નામ રોમન દેવરાણી જૂનોના નામ પરથી પડેલું હોવાનું મનાય છે. રોમન સમયમાં એ દેવી સ્ત્રી-જાતિ સમસ્તની અધિષ્ઠાત્રી દેવી ગણાતી અને લગ્ન, બાળકજન્મ, આદિ જીવનના અગત્યના પ્રસંગોએ સ્ત્રીઓ તેની ઉપાસના કરતી. એના ચિહ્નરૂપે પશ્ચિમમા આજે પણ જૂન મહીનો 'લગ્ન-માસ' તરીકે ગણાય છે

---

**તા. ૪** જર્મનીના માજી ક્યસર વિલ્હેલ્મનુ હૉલાંડમા ડૂર્ન ખાતે અવસાન, ઈ. ૧૯૪૧

**તા. ૧૦** 'કલાપી' નામથી ગુજરાતી સાહિત્યમા જાણીતી કાવ્યકૃતિઓના કવિ 'કલાપી' —લાઠીના ઠાકોરસાહેબ સુરસિંહજીનુ અવસાન, ઈ ૧૯૦૦

**તા. ૧૩** અહમદનગરના રાજ્યને બ્રિટિશ પ્રદેશ સાથે જોડી દેવામા આવ્યુ, ઇ ૧૮૧૭.

**તા. ૧૬** હોમરૂલ લીગની ચળવળ માટે ઍની બેસંટને કેદ કરવામાં આવ્યા, ઈ ૧૯૧૭

**તા. ૨૨** ઇટાલિયન લેખક અને મુત્સદ્દી નિકોલો મેકિયાવેલીનો જન્મ, ઇ ૧૪૬૯. (The Prince નામનો, રાજનીતિ ઉપરનો એનો ગ્રંથ અમૂલ્ય ગણાય છે; તેમા રાજનીતિના ટકાવ માટે કોઈપણ ધોરણ નીતિમાન કે અનીતિમાન નથી એવુ એણે પ્રતિપાદિત કર્યુ છે )

**તા. ૨૪** 'ન્યૂ ફાઉન્ડલૅન્ડ'(જેના નામમા જ તેનો અર્થ આવી જાય છે તે) ઉત્તર અમેરિકાના ટાપુની સૌ પહેલી શોધ જૉન કૅબટે કરી ઇ. ૧૪૯૭

**તા. ૩૦** હિંદના દાદાનુ બિરુદ પામનાર આપણા સ્વદેશ અને અગ્રગણ્ય દેશનાયક દાદાભાઈ નવરોજીનુ અવસાન, ઇ ૧૯૧૭

આ માસની વ્યક્તિ વિશેષ

## જિસેપ મૅઝિની



જીવનભર ઈટાલીની મુક્તિ માટે ઝૂઝનાર, અનેક નિષ્ફળતાઓ છતા નહી થાકનાર અને લગભગ આખી જિંદગી જેલ અને દેશવટામા ગાળનાર આ ઈટાલિયન દેશભક્ત મૂળે તો પ્રતિભાશાળી લેખક એનો જન્મ જીનોઆ મુકામે ઈ ૧૮૦૫ના જૂનની ૨૨ મીએ થયો. શરીરે એ નાનપણથી બહુ જ માંદલો રહેતો, પણ બુદ્ધિએ અસાધારણ બળિયો હતો, અને ઘણી નાની વયે યુનિવર્સિટીનો અભ્યાસ પૂરો કરી કાયદાનો ગ્રૅજ્યુએટ થયો અભ્યાસકાળમા પણ પોતાના ઉચ્ચ ચારિત્ર્યથી વિદ્યાર્થીઓમા તે પ્રેમ ને આદરને પાત્ર થએલો

એનુ સ્વાભાવિક વલણ તો સાહિત્ય તરફ હતુ, અને તેણે લખ્યુ પણ પુષ્કળ છે, પરન્તુ પોતાની માતૃભૂમિ ઈટાલીની છિન્નભિન્ન અને પરતંત્ર દશાએ તેના હૃદયને બેચેન બનાવી મૂક્યુ અને સાહિત્યિક મહત્ત્વાકાંક્ષાઓને બાજુએ હડસેલી તેણે પોતાની કલમની બધી તેજસ્વિતા પ્રજાકીય મુક્તિની માગણી કરતાં ક્રાંતિકારી લખાણો તરફ વાળી ૧૮૩૦ ની ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ પછી તે 'કાર્બોનારી' (ઈટાલીઅન શબ્દ—જેના મૂળ અર્થ કોલસા બાળનારા)નામના રાષ્ટ્રીય ક્રાંતિકારીઓના છૂપા મંડળમા જોડાયો એ હકીકત ફૂટી જતા ઇટાલિયન સરકારે તેને પકડી સાવોનાના કિલ્લામા કેદ રાખ્યો, પણ તેની સામે કેસ સાબિત ન થઈ શકવાથી તેને દેશનિકાલ કર્યો, અને તે ફ્રાન્સમા માર્સેલ્સ જઈને રહ્યો

ત્યા સ્થિર થયો તેણે સાવોનાના કારાગારમા ચિંતવી રાખેલી, અને યુરોપભરમા પ્રખ્યાત થઈ પડેલી 'યંગ ઇટલી'(તરુણ ઇટલી)નામના મંડળની યોજના પગભર કરી. જેમા પરતંત્ર અને પામર ઇટલીના નવવિધાન માટે લોકજાગૃતિ, લોકશિક્ષા આક્રમણ અને બળવાની ભૂમિકા તૈયાર કરવાના કાર્યક્રમો હતા તેની આ પ્રવૃત્તિથી ભડકીને ફ્રેન્ચ સરકારે તેને ૧૮૩૨મા રૂખસદ આપી, એટલે તે સ્વિટ્ઝર્લાંડ ગયો અને ત્યા જીનીવામા પાચ વર્ષ રહી ૧૮૩૭માં લંડન ગયો, જ્યા તેને ઘણા મિત્રો મળી આવ્યા પણ અહીં તેને પોતાની યોજના ચલાવવા ઉપરાંત ગરીબી સામે સખત યુદ્ધ ખેડવુ પડેલુ અને અંગ્રેજી સામયિકોમા લખાણો અને અવલોકનો લખીને નિર્વાહ કરવો પડતો. તેના બધા લખાણોમા શ્રેષ્ઠ મનાતા 'ધ ડ્યૂટીઝ ઑવ મૅન' (માનવધર્મ)ના વિખ્યાત નિબંધો તેણે આ કાળે જ લખેલા

એવામાં ૧૮૪૮મા ઈટલીમાં બળવાની તૈયારીઓ થઈ ચૂકી એટલે તે ત્યા ગયો, પણ બળવો નિષ્ફળ ગયો મૅઝિની ત્યાથી નાસી સ્વિટ્ઝર્લાંડ થઈ ઇંગ્લંડ ગયો. આ પછી ૧૮૫૨નો માન્ટુઆનો અને ૧૮૫૩નો મિલાનનો બન્ને બળવા તેણે યોજ્યા તે નિષ્ફળ ગયા, અને એમ છેક જીવનના અંત (૧૮૭૨) સુધી એવી યોજનાઓમા જ તે મથતો રહ્યો કાવૂર અને ગેરીબાલ્ડીના ૧૮૫૯–૬૦ના પ્રયત્નોમા પણ તેનો જ દોરીસંચાર હતો અને તેને ગુરુ તરીકે પૂજતા ગૅરિબાલ્ડીએ અને ઈટાલીનુ સંગઠન કર્યું એ સંતોષ એને જીવનના અંતકાળે મળ્યો.

જીવનના છેલ્લા વર્ષોમા તેણે ખેડૂતો અને કામગારોના સંગઠનના પ્રયત્નો પણ કરેલા અને માર્ક્સ તથા બાકુનિનના સંસર્ગમા પણ તે આવેલો ૧૮૬૦ના બળવામા ભાગ લેવા માટે તેને માથે લાંબો વખત ઝઝૂમી રહેલી દેહાંત દંડની સજા છેવટે પાછી ખેંચી લેવાઇ અને તેને અંતિમ દિવસો માતૃભૂમિને ખોળે ગાળવાના મળ્યા, જ્યા ઈ.૧૮૭૨ના માર્ચની ૧૦મીએ પીસા મુકામે એનુ અવસાન થયુ

## વિકસતું વિજ્ઞાન

આજકાલ અમેરિકામા મધમાખીઓ યુદ્ધજરૂરિયાતમા મહત્ત્વનો ફાળો આપી રહી છે, પરન્તુ એ ફાળો તેમના મધથી નહિ પણ મીણથી નીકળી રહ્યુ છે, જે ચારસોથી પણ વધારે ઔદ્યોગિક ચીજોમા વપરાય છે એ ચીજોમા દવાઓ, શસ્ત્રો, દારૂગોળો અને લડાયક વિમાનો બનાવવાનો સમાવેશ થાય છે અમેરિકાના મધમાખીઓ પાળનારાઓએ ગત વર્ષે (૧૯૪૨) મા ૩૩,૮૦,૦૦૦ રતલ મીણનો ફાળો આપ્યો છે, જે અમેરિકાના ઇતિહાસમા એક વર્ષમાં થએલા જથ્થા તરીકે અપૂર્વ ગણાયો છે

યુદ્ધના કારણે એક નવીન આશ્ચર્યકારક રેડિયો સેટ બનાવવામાં આવ્યો છે, જે એટલો નાનો છે કે સહેલાઈથી માણસના ગળામાં કે સૈનિકની પીઠ ઉપર બાંધી શકાય છે. એ સેટ સંદેશો મોકલવાનું તેમજ લેવાનુ બંને કામ કરે છે આ સેટની ખાસ વિશેષતા એ છે કે લશ્કરી જાસૂસો કોઈ મહત્ત્વની વાતચીત કે માહિતી છે તો તે મોટેથી બોલીને નહિ પણ કેવળ હોઠ ફફડાવીને જ સંદેશો મોકલી શકે છે. તેનુ યંત્ર એટલુ નાજુક છે કે એ ફફડાટ મોટેથી વાચાના રૂપમા ટેલિફોન દ્વારા સામાને સમજાય છે —ઈ. સ. દ













**ફોટોગ્રાફી હરીફાઈનાં ચિત્રો**

'હોકાની મોજ' : ચંદુભાઇ ભટ્ટ–અમદાવાદ, ત્રીજું ઇનામ; 'નૌકાની ઊભરો' · વજુભાઈ પટેલ-કેન્યા, નોંધપાત્ર, 'જ્ઞાની' . નટવરલાલ મહેતા–સુરત, નોંધપાત્ર. વિગતો માટે જુઓ પૃ ૧૭૯





**દેશદેશની ટિકિટો પર ત્યાંનાં ફળોની પેદાશ દાખવતાં ચિત્રો** (શ્રી હરિલાલ ઍકરના સંગ્રહમાંથી)

ઉપલી હાર: (૧) આર્જેન્ટિના (દક્ષિણ અમેરિકા)ની ટિકિટ ઉપર ત્યાં થતા ફળોનું એકત્રિત આલેખન; (૨) કૉસ્ટા-રિકા (મધ્ય અમેરિકા)ની ટિકિટ ઉપર ફળો લાદેલા ગધેડા સાથેના ખેતરનું દૃશ્ય; (૩) દક્ષિણ આફ્રિકાની ટિકિટ પર નારંગીનું ઝાડ, (૪) મોઝામ્બિક (પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકા)ની ટિકિટ ઉપર આંબાવાડિયાનું દૃશ્ય, (૫) કોલંબિયા (દક્ષિણ અમેરિકા)ની ટિકિટ ઉપર કેળાની લૂમ નીચલી હાર: (૧) ફીજીની ટિકિટ ઉપર શેરડી, (૨) ક્યુબા (વેસ્ટ ઇન્ડીઝ ટાપુઓ)ની ટિકિટ ઉપર આંબાના ઝાડ, (૩) એક્વાડોર (દક્ષિણ અમેરિકા)ની ટિકિટ પર સ્ટીમરવાટે પરદેશ ચડતા ફળોનું સંજ્ઞાચિત્ર, (૪) પારીસમાં ભરાએલા ૧૯૩૭ના આંતરરાષ્ટ્રીય પ્રદર્શનની વેળા ચીનની ટિકિટ ઉપર કૃષિ-ઉત્પન્ન દાખવતા ચિત્રમાં ફળોનું અગ્ર સ્થાન, (૫) મોઝામ્બિકની ટિકિટ ઉપર નાળિયેરી.



ભક્તિમુગ્ધ મીરાં

ચિત્રકાર - કનુ દેસાઈ

નીંદલડી નહિ આવે સારી રાત, કિસ બિધ હોઈ પરભાત
ચમક ઉઠી સુપને સુધિ ભૂલી, ચન્દ્ર કલા ન સુહાત.
ભઈ હૂં દીવાની તન સુધ ભૂલી કોઈ ન જાની મ્હારી બાત,
મીરા કહે બીતી સોઈ જાને, મરણ જીવન ઉન હાથ.

93

## અકિંચનનું ધન

· અનુષ્ટુપ ·

ગઈ લક્ષ્મી ! ગયાં પર્ણો ! છતાં તુ પૃથિવિપટ;
અમીની સ્વચ્છતા ધારી ડોલતો શાથી અર્ણવ ?
ઐરાવત ગયો મૂકી, ઇન્દ્રના મ્હેલ ડોલવા;
પાંચજન્ય લીધો કૃષ્ણે, કાળની વાણી બોલવા.

સૂર્યના સારથી કેરાં સ્વીકારી મૂક ઈજનો,
લાડીલો અશ્વ ખેડન્તો આભના નીલ કાનનો.

અમીકુંભ પીધો દેવે, પીધુ રુદ્રે હલાહલ;
વિષ્ણુની ગૌર ગ્રીવાએ વિરાજ્યો મણિ કૌસ્તુભ

ધન્વન્તરી ગયા છોડી, પૃથ્વીના દર્દ ટાળવા,
ચન્દ્રમા આભમા ચાલ્યા રોહિણી સંગ મ્હાલવા.

કામદુગ્ધા લીધી ઇન્દ્રે એપણા નિત્ય પૂરવા,
પારિજાત ગયા મોહી રાધિકા-વેણી ઝૂલવા.

સ્વપ્નની સુન્દરી જેવાં રંભા ઇન્દ્રપુરી વસ્યા,
વીરના બાહુએ બેઠા, ધનુષ કાંટિપ્રભાવતા

સમૃદ્ધિ એ ગઈ ચાલી, છતા નિર્ધન કાં નહિ ?
છે હજી એક-'મર્યાદા', લાખેણું ધન એ સહી !

**રતિલાલ છાયા**

## કૃપણ

શાર્દૂલવિક્રીડિત

કૃષ્ણે કર્મ ઘણાં કર્યાં: જનમતા કારા વિદારી દીધી,
ને કાપ્યાં જમુનાજલો, યશુમતીના લાડ ઝીલ્યાં ઘણાં;
ચૂસી રાક્ષસી પૂતના, શકટને ભાંગ્યો, ગિરિપ્રાંગણ
ખૂંદ્યા, ગોપની સંગ પર્વત ધર્યો, ચોર્યાં ઘણાં યે દધિ

બાલ્યે ક્રીડનખેલ એમ ગયા'તા, ને વીર્ય કૈં દાખવ્યા,
પ્હોંચીને મથુરા નવો રસ ગ્રહ્યો, કુબ્જા શું પ્રીતિ કરી,
ને ખીલ્યુ વળી વીર્ય,હસ્તિદળિયો,ચાણુરનાં ખેંચૂરી,
કંસ-પ્રાણ હર્યાં, પરાજય તણા સ્વાગો ય કૈં ઓળંગ્યા

નાઠા એ મથુરા તજી, ઉદધિને પ્રાંતે વસ્યા, દ્વારકા
સોનાની નગરી કરી, જઇ હરી તે રૂક્મિણી, ને વરી
બીજી સોળ હજાર, વરાવડલે પૃથ્વી બધી આવરી,
શાંત પ્રૌઢ પ્રસન્ન જીવન રચ્યું, તોયે ન લોકે મૂક્યા.

ઇન્દ્રપ્રસ્થ પધારી કૌરવકુલાગારો શું વિષ્ટિ કરી,
ભાજી ભોજી વિદુરની, રણમહીં યે સારથી પાર્થને
પ્રેર્યાં યુદ્ધ મહીં, મહી દ્રૂપણના ત્રાસેથી રક્ષી, અને
પોઢીને તરુ હેઠ ઝીલી ગરને લીલા લીધી સંહરી

ક્રીડા એમ કરી ગયા મનભરી, બસી બજાવી, હરી
ગોપીની ઉરઓરસી, નટવરે નાચ્યુ નચાવ્યુ ઘણું;
ખેલ્યાં દંગલ, દુષ્ટ કષ્ટ દળિયાં, પૃથ્વીતણું આંગણું,
રંગ્યું રક્તપ્રપંચ, કૌશલ ધરી ગીતા ગયા ઉચ્ચરી

... ... ...

**સુન્દરમ્**

## પ્રણયશૃંગાર

· પૃથ્વી ·

હતી હૃદયઐક્ય ને જીવનઐક્યની ભાવના,
સખે રુઝવતા હતા પ્રણ પડ્યા ઉરે કારમા.
પરસ્પર ઝરા વહ્યા સરલ સ્નેહ વાત્સલ્યના,
કર્યા સહન ઘા જગે હૃદયભેદતા શલ્યના.
ઉછંગ કઈવાર તેં રુદન રેડી ભીનો કર્યો,
અહો જીવનઆભથી પ્રણયતેજ–તારો ખર્યો

નથી ગગન ઘૂમવુ, તિમિર ફેડવુ યે નથી,
કશું નવ સમર્પવુ વિરહગાન ગાવા ગમી
વિલાય સહુ સ્વપ્નદર્શનહુલાસની જેમ છો,
ઘડી પ્રથમના મિલાપતણી કિન્તુ હૈયે હજી.
સદા ય પ્રિય, રાચજો હૃદયસાંત્વના કીર્તને,
અહીં ગર વહ્યા કરે હૃદય મારું કો નિર્જને.

સહી સમયઝંઝાવાતમાં સ્મરશૃંગારને પ્યારથી
ભલે જીવન શોભતુ વિષમ ઘાવશૃંગારથી.

**વેણીભાઈ પુરોહિત**

## યદિ નવુંય—

ધીરે જરી ધીરે કુરંગ ! ક્યહીં દોડવુ, ઊડવુ ?
કશો લખલખાટ આ? કશી જ ઝંખના? જપ ના
લગીર પણ, ફાળ એક પર ફાળ બીજી ભરી
ઊડ્યા બસ ઊડ્યા જવું, ક્યહીં જ શીદ ને કેટલું?
ન નેત્ર વિરમે જરી, શ્વસન છાતીનુ ના શમે;
શમ્યા નવ શમ્યા જ જ્યા પદ તરંગ-ઝંકારથી
વટાવી જઈ ડુંગરો તરુ સરિત્ ઝરો નિર્ઝરો
ઊડ્યા બસ ઊડ્યા જવુ,નવુ કશુ યદી હું જ કે !
હુલાસચકચૂર થૈ, છલકી જો, ભુલાઈ અને
છલંગ દઈ દોડવુ તુ હુકરાઈ ન્હૈ શું જશે ?
નહીં ઉરકુરંગ શું નહીં જ થંભશે શોચશે:
'નવું નવુ નવુ જ તો અરર ! કેટલુ ક્યાં લગી?'
ભયે, અબ ન થોભશે, તુ નવમુગ્ધ ઊડ્યા જશે,
પરતુ તુજ શી ગતિ યદિ નવુ ય જૂનુ થશે ?

**ઉપેન્દ્ર પંડ્યા**

## નિઃશ્વાસ

તૂટી પાળો હૈયાતણી, નયનના સાગર છલી
થયા ખાલી વ્હેતાં. ત્યહીં નવ રહ્યુ મૌક્તિક સમું
હજી બિન્દુ એકે જરિ ભીંજવવાને નયનને
વ્યથાથી કિંતુ જે જળ જળી બની બાષ્પ, હજી યે
રહી હૈયુ રૂંધી. અવ વટી રહી તે મુખથકી.

**હૈદર જીવાણી**

## જિવતર કલા

બધુ મ્હેવું, છતા બ્હેવુ
એવી છે આ જિવતરકલા, ખડ્ગની ધાર રહેવું

**રામપ્રસાદ શુક્લ**

## પટ

[રવીન્દ્રનાથ ઠાકુર]

જે શહેરમા અભિરામ દેવદેવીના પટ ચીતરે છે ત્યા કોઇની સાથે તેને પહેલાનું ઓળખાણ નથી સૌ જાણે છે કે એ પરદેશી છે, ને પટ ચીતરવાનો એનો કાયમનો ધંધો છે.

તેને મનમા થાય છે. 'પૈસાદાર હતો, પૈસા ચાલ્યા ગયા, સારુ થયુ દિવસ ને રાત દેવતાના રૂપનો વિચાર કરુ છુ, દેવતાના પ્રસાદથી ખાઉં છુ, ને ઘેરઘેર દેવતાની સ્થાપના કરૂ છુ. મારુ આ માન કોઈ ખૂંચવી શકે એમ છે?'

એવામાં દેશનો પ્રધાન મરી ગયો. રાજા પરદેશથી એક નવા પ્રધાનને આદર સહિત લાવ્યા. એથી કરીને તે દિવસે શહેરમા ખૂબ ધામધૂમ હતી કેવળ અભિરામની પીછી તે દિવસે ન ચાલી.

નવો પ્રધાન, એ તો ક્યાંકથી મળી આવેલો છોકરો હતો, જેને અભિરામના બાપે ઉછેર્યો હતો અને જેના ઉપર પોતાના પુત્ર કરતા યે વધારે વિશ્વાસ રાખ્યો હતો. એ વિશ્વાસ જ ગણેશિયુ નીવડ્યો તે વડે તેણે ડોસાનુ બધુ ય ચોરી લીધુ એ જ હવે પ્રધાન થઇને આવ્યો.

જે ઓરડામાં અભિરામ પટ ચીતરતો ત્યાં જ તેના ઠાકોરજીનું સ્થાનક હતુ ત્યાં જઈ હાથ જોડીને તે બોલ્યો, 'આટલા વખત સુધી રેખા યે રેખાગાં ને રંગે રંગમા હુ તારૂ સ્મરણ કરતો તે શું આટલા માટે ? આટલે દિવસે વરદાનમા શું આ અપમાન આપ્યુ?'

૨

એવામાં રથનો મેળો ભરાયા તે દિવસે કેટલાય દેશના કેટલાય લોકો તેના પટ ખરીદવા આવ્યા. એ જ ભીડની વચમા એક છોકરો આવ્યો. તેની આગળ અને પાછળ રસાલો હતો. તે એક પટ પસંદ કરીને બોલ્યો 'મારે આ લેવો છે'

અભિરામે તેના નોકરને પૂછી જોયું 'આ છોકરો કોણ છે?'

[અનુસંધાન પૃ. ૧૬૮ ઉપર]

# સામાયિક ચિંતન

## ઘરમાં અને શાળામાં કલાપ્રવૃત્તિ

જેઓ કલાના અભ્યાસી છે, કલાના શિક્ષકો અગર વિદ્યાર્થીઓ છે, તેઓ તો હમેશાં કલાની એક સાચી સૃષ્ટિનો આનંદ ભોગવી જ રહ્યા હોય છે. તેમની આસપાસના સર્વ પ્રકારના વ્યવહારોમાં, આચારોમાં, વિચારોમાં અને વાસનામાં સુદ્ધાં કલાવૃત્તિની અસર પ્રકટ થયા વિના રહેતી નથી, અને તેની છાપ બધા જોઇ શકે છે.

કોઈ એક ઉત્સવ-પ્રસંગ હો કે સવારે ઊઠતાંવેંત સ્વાભાવિક રીતે જ 'આજે કયાં કપડાં પહેરીશું' એ વિચાર આવી જશે. બલ્કે એ જ કપડાં અગર થોડીસરખી શોભન કે શૃંગાર-સામગ્રી હશે, પણ તેનો ઉપયોગ કરવામાં કલાભિરુચિનો ખપ પડવાનો જ. કયા રંગનો મેળ ખાશે, કઈ ચીજો પરસ્પર ભળશે, સરસ પસંદગી કઈ ગણાશે વગેરેનો વિચાર કરવાની તક ત્યાં મળે છે. આમ, પોતાના પોશાક ઉપર ધ્યાન આપવાની માણસને જીવનમાં ખાસ જરૂર ઊભી થાય છે એ વાત જો સ્વીકારીએ તો, તેને માટે બાળકની અભિરુચિ ઘડવામાં શાળામાં કોઇએ કંઈ પદ્ધતિસર યોજના દાખલ કરી છે કે નહિ એ જોવાનું રહે છે. ભાગ્યે જ કોઈ સંસ્થાએ આનો વિચાર સરખો પણ કર્યો હશે.

આપણું ઘર આપણી માલિકીનું હોય કે ભાડે રાખેલું હોય, પણ તેમાં કલાવૃત્તિ વિકસાવવાનો અપાર અવકાશ છે. આપણા ઘર ઉપર આપણા જીવનની પ્રત્યક્ષ છાપ પડે છે. જો ત્યાં રંગનો અભાવ હશે, તો તે આપણને રંગનો શોખ નહિ હોય તે માટે જ. જો ઓરડામાં સામાન જેમતેમ ખડકી દીધેલો કે આડોઅવળો ઠાંસેલો યા હેતુરહિત વેરણછેરણ પડેલો દેખાય, તો કહી શકાય કે વ્યવસ્થા કે ગોઠવણ માટે આપણને જરા યે દાઝ નથી, કાં તો તેનો વિચાર જ આપણામાં નથી, કાં તો આપણે કંટાળેલા માણસો છીએ. આપણી વાણી કે પોશાક કરતાં યે આપણું વ્યક્તિપ્રદર્શન વધુ તો આપણા ઘરમાં થાય છે. આપણા વિચાર અને રહેણી તેથી પ્રકટ થાય છે, એટલું જ નહિ પણ આપણા ભાવિના વિકાસ અને ઘડતરમાં યે તેની સબળ છાપ ઊતરે છે. માનો કે ન માનો, પણ નિવાસની અસર આપણા માનસ પરથી જતી જ નથી. માનસ પરીક્ષાથી અને આપણા રોજના અનુભવો પરથી જણાયું છે કે રંગ અને આકારો આપણા પર સચોટ અસર નાખે છે અને કળાનો અભ્યાસી તો તે તરફ ભાગ્યે જ બેપરવા રહી શકે.

હવે શાળાનું મકાન જુઓ. જોતાં જ મનમાં શું થાય છે? કોઇ આડું ટૂંકું ઊભું કર્યું હોય એમ લાગે છે? ઓરડાઓ પ્રસન્નતા ઉપજાવે છે? નોટીસ-બૉર્ડથી જ શરૂ કરો ને? તે કેવું છે? સુઘડરીતે ગોઠવાએલું છે, કે ઊપટી ગએલા ને તરડી ગએલા રંગવાળા ખરબચડા પાટિયા પર છૂટા વળેલા ને વાંકાચૂકા કાગળિયા ત્યાં ચોડે છે? ઉત્સાહપૂર્વક જોઇએ એવાં ચિત્રો શાળામાં છે? કે જૂનાં, ફાટેલા, કોકડાં વળી ગએલા ને કાળા નકશા જેવાં, ન સમજાય તેવાં ચિત્રોનાં ચાડાં ત્યાં ચોટ્યાં છે? કે પછી સાવ ચોતળના પાદર જેવી સફાચટ ભીંતો પર જાળાં બાઝેલાં છે? વર્ગના ઓરડાની ભીંતો પ્રકાશમાન રંગોવાળી છે કે મેલા ચૉકલેટ યા સ્લેટ રંગનો કૂચડો ત્યાં મારેલો છે? કલાના આયોજનથી ઉત્સાહ કે વિચારપૂર્વક કાંઇક કરવાનો ત્યાં પ્રયત્ન થયો છે ખરો? શાળાનું આંગણું કેવું છે? કૉમ્પાઉન્ડમાં ક્યાં યે કાંઈ દૃશ્યરચના કરી છે? વિદ્યાર્થીઓ કે શિક્ષકોએ કોઈ ફૂલઝાડ ઉગાડવાનો યે પ્રયત્ન કર્યો છે?

શાળા અને ઘર એ સમાજનાં જ અંગો છે. નગરમાં મોટા બગીચાઓ, વૃક્ષઘટાવાળા માર્ગો, જાહેર મકાનો આદિ ઉપર કળાનો અધિકાર સ્વીકારાયો છે; પણ પોતાનાં ઘર અને શાળાને જ જે ન સંભાળી શકતા હોય તે શહેરીઓ નગરમાં શું ઉકાળવાના હતા?

જીવનમાં ઘડીએ ને પળે આપણે બજારની કે કારખાનાની બનેલી ચીજો વાપરીએ છીએ. દુકાનોમાં પણ રોજિંદા વપરાશની અનેકવિધ તરાહો તથા રૂપરંગવાળી સંખ્યાબંધ ચીજો ખડકાએલી જોઈએ છીએ. ઑફિસોમાં, શાળાઓમાં, દુકાનોમાં કે કોઈને ઘેર ફર્નિચરો પણ સારાં કે કદરૂપાં જોયાં કરીએ છીએ. કોઈના ઉપર નાટકિયા નકશી, તો કોઇ પર સાદી કોતરણી હોય છે. આ બધામાં સારું-ખોટું, લાયક-નાલાયક, શોભીતું કે બેહૂદું શું છે તેનો ખ્યાલ શિક્ષકો ને વિદ્યાર્થીઓ કરી શકતા હોય તો તેમના જીવનમાં ખરેખરી કલાવૃત્તિ વિકસી રહી છે એમ કહી શકાય.

આ વૃત્તિ જો પ્રજામાં સચેત હોય તો તે દ્વારા પ્રતીત થતી કલાસૃષ્ટિ જીવંત બને છે. એ વૃત્તિએ જ પ્રાચીન ઈજિપ્તની જાહોજલાલી સરજી, એમાંથી જ અજંતા ને ઇલોરા પ્રકટ્યા, મુઘલ સમૃદ્ધિનો કલામાં અવતાર થયો, તાજમહેલ અને રજપૂતોના રાજમહેલ બન્યા, આગ્રા અને કાશી જેવી રૂપસુંદર નગરીઓ સરજાઈ. ગ્રીસ અને રોમ, વેનીસ ફ્લૉરેન્સ અને પારીસ પ્રકટ્યા તે પણ એ સમયના શહેરીજનોની કલાવૃત્તિમાંથી જ સરજાયાં છે અને એ વસ્તુઓ પર એ વૃત્તિની અચૂક છાપ મૂકી ગયા છે.

ટીપાય તો મૃણ્મય ઘાટ થૈ શકે,
દટાય તો વૃક્ષ બીનું બની શકે.
ઝુકાય તો બિંદુ નભે ચડી શકે
સમર્પણે માનવી દેવ થૈ શકે?

રમણલાલ સોની

આજના કલાસ્વરૂપો આજની તરુણ પ્રજા પર એ જ પ્રમાણે જીવંત અસર કરી રહ્યાં છે. આજની પ્રજાની રહેણી પ્રમાણે જ તેની ભાત સરજાય છે ને આવતી પ્રજાના જીવનમાં પોતાનો પ્રભાવ પાડે છે. આ કાંઈ કપોળકલ્પના કે અદ્ધરિયા માન્યતાની વસ્તુ નથી. પણ સૌની આંખે દેખાતાં ઈંટ, પથ્થર, લાકડકામ, રંગકામ, વસ્ત્રો, વાસણો આદિમાં તેનાં પ્રતિબિંબ ખરેખરાં પ્રકટ થઈ રહ્યાં છે. અને તે આપણા જ યુગની નિશાનીઓ છે.

પણ તો પછી વ્યક્તિગત સર્જન અને આવિષ્કરણનું શું? તેની તો આપણે હજી વાત જ નથી કરી. ઉપર વર્ણવેલી, જીવનના ક્ષેત્રને વ્યાપી રહેલી કલાપ્રવૃત્તિઓમાં એ સર્જક શક્તિઓને પોતાની લીલા બતાવવાના પુષ્કળ પ્રસંગો મળે એમ છે. વળી, નવી પસંદગી, નવતર વસ્તુઓની ચૂંટણી, અભિનવ રંગયોજના અને ચીજોની યોગ્યાયોગ્યતાનો નિરનિરાળો ખ્યાલ જે દરેક જણ પોતાની રીતે કરે છે તે પણ એક પ્રકારની વ્યક્તિગત સર્જકતા જ છે, અને આવી તક જીવનમાં સૌને મળે છે. માણસ જાતે જ કામ કરે તે સર્જન, અને બીજી રીતે સર્જન ન જ થાય, એ માન્યતા ખોટી છે. ડ્રૉઇંગ અને પેન્ટિંગ કરે તેમનો જ સર્જનકાર્યનો ઈજારો નથી. ખરેખરા વ્યવહારના પ્રસંગોમાં પણ ઘણી યે વાર કલાની યોગ્યાયોગ્યતા વિચારવાની આવે છે અને તે વખતે માણસની વૃત્તિની પરીક્ષા થાય છે.

આપણા રોજિંદા જીવનમાં જ કલાભિરુચિ દર્શાવવાના એટલા બધા પ્રસંગો આપણને મળે છે કે જ્યારે શિક્ષકો અને શાળાગુરુઓ સાધનો તથા સામાનની તંગી આગળ ધરી તે તરફના દુર્લક્ષનું બહાનું બતાવ્યા કરે છે ત્યારે નવાઇ અને ખેદ જ થાય છે. આપણે

માત્ર પુસ્તકિયા સિદ્ધાંતો ચર્ચીએ છીએ અને વ્યવહારની સત્યે સૃષ્ટિને ઉવેખીએ છીએ.' પ્રાચીન કાળમાં અને મધ્યયુગમાં, જીવનમાં સુંદરતા પ્રકટાવવાની અને કલાવૃત્તિ પોષવાની માણસોને ખૂબ તકો હતી અને આજે નથી, એવું કહીને આપણે નાહક આપણા જીવનને મંદ, ઉત્સાહશૂન્ય અને ફિક્કાં બનાવીએ છીએ અને પ્રજામાં રહેલી સ્વાભાવિક ઊર્મિની ધબકને કચડી નાખીએ છીએ

ઊગતી પ્રજામાં એ ઊર્મિની ધબક સવિશેષ તાજી હોય છે. એ વખતે ઘરમાં અને શાળામાં તેમને માટે સર્જેલા વાતાવરણ, તેમનામાં ઉતારેલી સમજ, તેમને આપેલી તકો અને તાલીમ એમના સમસ્ત જીવન અને માનસમાં અમાપ મૂલ્યવૃદ્ધિ કરી દેશે. કલાશિક્ષા માત્ર પાઠ પૂરતી કાગળના પાનાઓ પર જ પર્યાપ્ત નથી, ખુદ જીવનમાં તેની સત્યતા પ્રતીત કરાવવી જોઈએ અને તેમાં જ તેની સાચી સાર્થકતા છે

(ડૉ. રે ફૅાકનેરના લેખ પરથી) ર મ.રા.

### વિક્રમ દ્વિસહસ્રાબ્દિ

૧૯૯૯નું આ સંવત પૂરું થતાં ૨૦૦૦મું સંવત બેસશે અને તેની સાથે વિક્રમના નામથી અંકિત આ સંવતગણનામાં બે હજાર વર્ષ પૂરાં થયાનો આંક મંડાશે, એ પ્રસંગ ઐતિહાસિક મહત્ત્વનો ગણાશે. વિક્રમ સંવત, એ ઉજ્જયિનીના પરાક્રમી ને લોકપ્રસિદ્ધ નરાધીપ વિક્રમાદિત્યનું અમર સ્મારક છે. 'પરદુ:ખભંજન'નું બિરુદ પામેલા એ નરેન્દ્ર મહારાજા વિક્રમાદિત્યની અનેક લોકકથાઓ પ્રચલિત છે જેમાંની મુખ્ય સિંહાસન-કથાઓ છે તે પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે તેણે લોકોનાં અનેક પ્રકારનાં દુઃખો દૂર કરી સુખ અને સંરક્ષણ તથા આબાદી અને સમૃદ્ધિનો યુગ સ્થાપ્યો હશે. ઇતિહાસશોધન હજુ તેના નામ સાથે સાચી વિગતોની કડીઓ સાંકળી શક્યા નથી, પરંતુ જેનું નામ આજ બે હજાર વર્ષથી લોકહૃદયમાં આટલું ઘર કરી બેઠું છે એ સંવત્સરનો સ્થાપક જરૂર કોઈ સ્મરણીય નરપુંગવ હશે, અને તેથી જ એ સંવતના ૨૦૦૦મા વર્ષની સમાપ્તિ પ્રસંગે પ્રજા પોતાની કૃતજ્ઞતાનો કોઇ સાંસ્કારિક પુરાવો અંકિત કરે તો તે ઘટિત જ ગણાશે

ગ્વાલિયર નરેશ મહારાજા સિંધિયાએ ઉજ્જયિનીમાં એ પ્રસંગે એક મહોત્સવ કરવાની આજ્ઞા બહાર પાડી છે, અને તે માટે રાજ્ય તરફથી એક લાખ રૂપિયાનો અર્ઘ મંજૂર કર્યો છે સમ્રાટ વિક્રમાદિત્યની અવન્તી નગરીમાં વિક્રમનગરનું નિર્માણ થશે, ને તેમાં ભારત-

**આવતો અંક**

એક નવા જ ત્રિરંગી ચિત્ર તથા બીજી આકર્ષક ચિત્રસામગ્રી, તેમજ વૈવિધ્યભરી સંગીન ને રસદાયક વાચનસામગ્રી સાથે, મોટા રૂપમાં

ઑગસ્ટ-સપ્ટેમ્બરના

સંયુક્ત અંક તરીકે

**દીવાળીએ બહાર પડશે**

વિશ્રુત કલાકારોનો સહકાર મળશે. વિક્રમમહોત્સવની સાથે એક વિક્રમ-વિજય-સ્તંભની સ્થાપના થશે ને તે પ્રસંગે પ્રાચ્ય વિદ્યા સંમેલન, સંગીત સંમેલન, સર્વધર્મ સંમેલન અને પુરાતત્ત્વ, કલા, ઉદ્યોગ વગેરેનું એક પ્રદર્શન થશે વળી ત્યાં શ્રીમંત મહારાજ માધવરાવ સિંધિયાની પ્રતિમા મુકાશે. એક વિક્રમ-કીર્તિમંદિરની સ્થાપના થશે, તેમજ એક સંસ્કૃત લાયબ્રેરી, પુરાતત્ત્વ સંગ્રહાલય તેમજ ઉજ્જયિનીના પ્રાચીન અવશેષોનો ખાસ સંગ્રહ કરવાનું પણ જાહેર થયું છે આ ઉપરાંત વિક્રમ-સિંધિયા મિશ્ર વિદ્યાલયની પણ વિચારણા ચાલી રહી છે. એ વિદ્યાલય રાષ્ટ્રભાષા હિંદીનું એકમાત્ર પ્રથમ વિદ્યાલય ગણાશે. આ સાંસ્કૃતિક પ્રસંગ માટે ભારતના ધનકુબેરો શેઠ બિરલા, સર હુકમીચંદ, શેઠ માણેકચંદ આદિએ નાદરરકમો આપી છે.

ને માત્ર ઉજ્જયિનીમાં જ નહિ પણ દેશમાં સર્વત્ર આ સંવત્સરાબ્દિ ઊજવવાની તૈયારીઓ કરવાની ઊલટ વ્યાપી રહી છે મુંબાઈમાં કેટલીક સમિતિ અને સંસ્થાઓએ તેને માટે યોજના અને દ્રવ્યસંચય કરવા માંડ્યાં છે એ ભારતીય વીરનો આ સ્મારકપ્રસંગ જરૂર ચિરસ્મરણીય બનશે. —ર

**'સંસ્કૃતિ ચન્દ્રક'**

● ભારતીય સંસ્કૃતિ વિષયક સાહિત્ય કે કલાના ક્ષેત્રમાં થતા ઉત્કૃષ્ટ સર્જનને વર્ષોવર્ષ સુવર્ણચંદ્રક આપવાની પ્રથા મુંબઈના ભારતીય વિદ્યાભવને શરૂ કરી છે તેની શરૂઆત આ વર્ષે 'રામરાજ્ય'ના બોલપટમાં તત્કાલીન સંસ્કૃતિના વાતાવરણની જમાવટ ઉતારવાનો સફળ પ્રયત્ન કરવા માટે 'પ્રકાશ પિક્ચર્સ'ના જાણીતા દિગ્દર્શક શ્રી વિજય ભટ્ટ તથા એ બોલપટના કલાનિયોજક શ્રી કનુ દેસાઈને આપીને કરવામાં આવી છે. 'નરસી-ભગત' અને 'ભરત-મિલાપ'નાં ચિત્રોમાં દર્શાવેલી પોતાની શક્તિઓથી ખ્યાતનામા થએલા એ બંને કલાકારોનું 'ભારતીય વિદ્યાભવન' જેવી સંસ્થાને હાથે આવું ઉચિત બહુમાન થવા માટે અમારું એમને અભિનંદન છે

- - -

પટ . . . . (અનુસંધાન પૃ. ૧૬૧થી)

'આપણા પ્રધાનનો એકનો એક દીકરો '

અભિરામે તે પટ ઉપર કપડું ઢાંકીને કહ્યું 'મારે એ વેચવો નથી.'

એ સાંભળીને છોકરાની જિદ વધી ગઈ ઘેર આવીને તે નો ખાતો નથી પીતો નથી, અને મો ચડાવેલું રાખે છે.

મંત્રીએ અભિરામને થેલી ભરીને મહોરો મોકલાવી મહોરો ભરેલી થેલી મંત્રી પાસે પાછી આવી. મંત્રી મનમાં મનમાં બોલ્યાઃ 'આટલું બધું અભિમાન !'

જેમજેમ અભિરામની કનડગત થવા લાગી તેમતેમ તે કહેવા લાગ્યો, 'આ જ મારી જીત છે '

૩

દરરોજ સવારમાં સૌ પહેલાં અભિરામ ઇષ્ટદેવની એક છબિ દોરે છે આ જ તેની પૂજા; બીજી કોઇ પૂજા તે જાણતો નથી.

એક દિવસે જુએ છે તો ચિત્ર બરાબર મનગમતું થયું નથી કંઈક જાણે બદલાઈ ગયું છે કેમે કર્યું તેને ગમતું નથી આથી જાણે તેને મનમાં ને મનમાં મરવા જેવું થાય છે.

દિવસે દિવસે એ સૂક્ષ્મ ફેર સ્થૂલ થવા લાગ્યો એક દિવસ અચાનક ચમકી ઊઠીને એ બોલ્યોઃ 'હું, સમજ્યો '

આજ તેને સ્પષ્ટ લાગ્યું કે દિવસે દિવસે તેના દેવતાનું મુખ મંત્રીના મો જેવું થતું જાય છે' તરત તે જમીન પર ફેંકીને એ બોલ્યો' 'મંત્રીની જ જીત થઇ'

તે દિવસે જ પ્રધાન પાસે પટ લઈ જઈને અભિરામે કહ્યું, 'આ લો પેલો પટ, તમારા છોકરાને આપજો.'

પ્રધાને પૂછ્યું, 'કિંમત શું ?'

અભિરામે કહ્યું, 'મારા દેવતાનું ધ્યાન તમે ખૂંચવી લીધું હતું આ પટ દઈને તે ધ્યાન પાછું લેવા માગું છું '

પ્રધાન કૈં પણ સમજી શક્યો નહિ.

વિનોદ કોઠારી

(રવિબાબુના બંગાળી પુસ્તક 'લિપિકા'માંથી)

# ભેદી ગોળીબાર

★ ૨૩મી ઑક્ટોબર ૧૯૩૨ની રાત્રે એક ખાનગી ઘરમાં એક ભેદી ગોળીબાર થાય છે, ને ઘરધણી ઘાયલ થાય છે. એ ગોળી કોણે છોડી તે કોઈ જાણતું નથી, કોઈ કળી શકતું નથી. પોલીસ તેની શોધ કરે છે, અને અંતે એક વિચક્ષણ ઈન્સ્પેક્ટર અજબ તર્ક અને વિજ્ઞાનની મદદથી આ ગુનાહિત ખૂનામરકીનો અકલ્પ્ય જ એવો ઉકેલ શોધી કાઢે છે. ★

## ૧-અચાનક ગોળી છૂટી

ત્રેવીસમી ઑક્ટોબર ૧૯૩૨ની રાત્રે 'ધ નૂક' નામના પોતાના બંગલાના દીવાનખાનામાં હેન્રી વેસ્ટમેકૉટ ભીંત-સગડી (હાર્થ) પાસે બેસીને તાપતો હતો, એવામાં એચિંતી એક બંદૂકની ગોળી છૂટીને એના જમણા ખભામાં વાગી. સમય ૮-૪૭ નો હતો, અને એ ધ્યાનમાં રાખવો બહુ જરૂરી છે; કેમકે ગોળી જે સમયે બંદૂકમાંથી છોડવામાં આવી અને વેસ્ટમેકૉટને જે સમયે તે વાગી તે બેની વચ્ચે કાંઈ ઓર પ્રકારનો સબંધ છે. વળી, એ ચોક્કસ સમયની નોંધ રાખવાનું અનાયાસે એમ સુલભ બન્યું, કે વેસ્ટમેકૉટે રાત્રિના સંગાયનો સ્થાનિક વાદ્ય-આલાપ પોતાના રેડિયોમાં સાંભળવાને તરત જ મશીન ચાલુ કર્યું હતું તે સમયે નિત્યક્રમમાં સહેજ ઢીલ થએલી હોવાથી આલાપકાર ક્ષમાયાચના કરતા, 'અત્યારે ૮-૪૭નો સમય થયો છે અને અમે આ ઢીલને માટે આપની માફી માગી આજના કાર્યક્રમમાં સીધેસીધા ગાયન ....' એ પ્રમાણે હજુ તો પ્રસ્તાવ કરી રહ્યો હતો, ત્યાં એકદમ ગોળી વાગી અને તે તેના ખભામાંથી સોંસરી બહાર નીકળી, સામે ટેબલ પર મૂકેલા રેડિયો મશીનમાં પેઠી ને તેને ચૂપ કરી દીધું.

મિસિસ વેસ્ટમેકૉટનો આખો દિવસ આજ ચિંતામાં વીત્યો હતો, કારણકે તેમના બાળક પુત્ર બ્રાયનને આજ સહેજ તાવ આવ્યો હતો. વાળુનું અને રોટીનું કામ પતાવી દઈને તરત જ ઉપર તે બ્રાયનના ઓરડામાં ખબર કાઢવા ગઈ. જોયું તો તાવ ઊતરી ગયો હતો અને તે નિરાંતે ઊંઘતો હતો. ચહેરાના સહેજ તકતકાટ અને વાળની ભીનાશ સિવાય તાવ આવી ગયાનું કોઈ ચિહ્ન માલૂમ પડતું ન હતું.

પામેલા વેસ્ટમેકૉટે તેનાં ચુંથાઈ ગયેલાં કપડાં અને પથારીનાં પાથરણાં સરખાં કર્યાં અને ખિન્ન મને સ્મિત કર્યું. પછી મનથી વિચાર્યું, 'નીચે જઈને એમને (પતિને) આ શુભ સમાચાર આપું એટલે એમને પણ આનંદ થાય.' પણ હજુ આમ તે વિચાર કરે છે એટલામાં તો ગોળી ફૂટવાનો અવાજ અને મોટા ધડાકા સાથે સગડીની જાળી પર જણકીને પડવાનો અવાજ સાથેસાથ તેના સાંભળવામાં આવ્યા. સાથેસાથે રસોડામાં ચાની વાસણ છૂટીને ભૂકા થવાનો અવાજ અને રેડિયોમાં શરૂ થતા ગાયનના આલાપનો ઝાટકા સાથે અટકી જવાનો અવાજ પણ એના કાન ઝીણવટથી પારખી શક્યા.

સફાળી તે દોડતી નીસરણી ઊતરીને નીચે ગઈ; ને રસોડામાંથી વાસણ ધોતી નોકરડી પણ પોતાનું કામ પડતું મૂકીને દોડતી આવતી હતી તેની સાથે તે અથડાઈ. નોકરડી બોલી, 'શું થયું, બાઈ સાહેબ? શું શકે બંદૂકની ગોળી ભાગી?' પામેલાએ તેને આગળ બોલતી વારીને ત્યાં જ અટકાવી અને પોતે તપાસ કરવા એકલી દીવાનખાનામાં ગઈ.

ત્યાં તેણે જમીન પર પડેલા પોતાના પતિને મહા મુશ્કેલીએ ઊઠવાનો પ્રયત્ન કરતો અને આસ્તેથી જમણો ખભો પંપાળતો જોયો. એના ફિક્કા ચહેરા પરથી આંસુ ગરતાં હતાં, એની આંખો ઊંડી પેસી ગઈ હતી અને એના દાંત કકડતા હતા.

જમીન પર તેની પાસે ઘૂંટણીએ પડીને રડતી તે બોલી, 'હેન્રી, વહાલા, શું થયું?' અને પછી તેના ખભાનો ભાગ લોહીથી ભીંજાએલો જોવામાં આવતાં તેણે નોકરડીને બૂમ પાડીને કહ્યું, 'બિટ્ટી! ડૉ. રિગ્બર્સને અને પોલીસને ફોન કરીને બોલાવ, જલદી બોલાવ. શેઠ ઘવાયા છે; એમને બંદૂકની ગોળી વાગી છે.'

થોડી વારમાં ડૉક્ટર ને બે પોલીસ આવી પહોંચ્યા. પામેલાએ પ્રાથમિક સારવારના પોતાના જ્ઞાન અનુસાર લોહી બંધ કરીને વાગેલા સ્થળેથી પહેરણ કાપી કાઢ્યું હતું અને ઘવાએલા હાથને સુંવાળો રૂ અને કપડાની ગાદીવાળી ઝોળીમાં રખાવી તેને પથારીમાં સુવાડ્યો હતો. અતિશય દુઃખ થતું હોવા છતાં તે ચેતનમાં હતો અને હવે સ્વસ્થ બન્યો હતો.

ડૉ. રિગ્બર્સે દુઃખ શમન કરનારું ઈન્જેક્શન આપ્યું અને પછી સંતોષના ભાવ સાથે કહ્યું, 'વાહ, કેવી સમયસૂચકતા વાપરી તમે! તમારા જેવા થોડા મનુષ્યો આ દુનિયામાં હોત તો અમારું કામ કેટલું સરળ થાત?' પછી પામેલાની પૃચ્છાના ઉત્તરમાં બોલ્યા, 'શું કહ્યું વારુ? ઘા ભયંકર છે એમ પૂછ્યું? ના, રે ના; માત્ર ખભા આગળની હાંસડી ઘવાઈને ભાંગી ગઈ છે અને હાડકાની એક કરચ જરા નીકળી પડી છે, એટલું જ. તેમાં લેશમાત્ર ગભરાવાનું કારણ નથી. મારી સંભાળ નીચે તે હવાણા છો રહ્યા; અને તમે હવે પેલા પોલીસો બહુ અધીરા બની ગયા હશે તેમનું કુતૂહલ શાંત કરો. પણ તેઓ તમારે ઘોંઘાટ ન કરે એવી સૂચના તેમને આપજો.'

## ૨-પોલીસ

પોલીસને મળવા પહેલાં તે પોતાના પુત્ર બ્રાયનની ખબર કાઢવા ગઈ. આટલા બધા ઘોંઘાટમાં પણ એની નિદ્રામાં ભંગ પડ્યો ન હતો. રમવાનો બાબો છાતી પર મૂકી તે નિરાંતે ઊંઘતો હતો. તેના વાળ હવે સુકાઈને કકરા બન્યા હતા.

પોલીસો ખરેખર અધીરા બની ગયા હતા. તેમની કરડી તપાસમાં બિચારી નોકરડી અટવાઈ ગઈ હતી. પ્રથમ તો તે ખૂબ ગુસ્સે થઈ; પણ પછી તો ઉત્તર આપવામાં 'હું કાંઈ જાણતી નથી' એ જ નન્નો ભણ્યા કર્યો. પછી તે રસોડામાં પોતાનું કામ કરવા ગઈ.

મિસિસ વેસ્ટમેકૉટ પોલીસને બહુ સખ્ત અને ઠંડી પ્રકૃતિની બાઈ લાગી. તેણે પોતે જે જાણતી હતી તે બધું સ્પષ્ટતાથી કહ્યું.

'તમે નીસરણી ઊતર્યાં ત્યારે આ ઓરડામાંથી કોઈ નીકળ્યું ન હતું તેની તમને ખાત્રી છે? તમારી જાણ બહાર આગલે બારણેથી કોઈ જ છટકી ગયું નહિ હોય એમ તમે ચોક્કસપણે કહી શકો છો?'

'કેટલી વખત જણાવું કે મારી ખાતરી છે? કોણ છટકીને જઈ શકે એમ છે?' તેણે ઉત્તર આપ્યો.

'કોણે બંદૂક મારી તે, બીજું કોણ?' ઈન્સ્પેક્ટર ઑમ્સબીએ

કહ્યું; 'કોઇ જાતનું હથિયાર હાથ આવતું નથી. બારીઓ સજ્જડ બંધ કરેલી છે. બગીચામાંથી તમારા પતિ પર કોઈએ ગોળી છોડી હોય એમ લાગતું નથી, તેમજ તેમણે પોતે પણ જાતે આપઘાત માટે ગોળી ખાધી નથી એ ય ચોક્કસ છે' એમ કહીને તેણે ગોળી વાગેલા વાયરલેસ મશીન તરફ જોઈ માથું ધુણાવ્યું, અને પછી ઉમેર્યું, 'તેને ગોળી વાગ્યાનું સ્થળ અને ત્યાર પછી જે દિશામાં ગોળી ગઈ તે પરથી ચોક્કસ થાય છે કે કોઇ બીજાએ જ તેના પર ગોળીબાર કર્યો છે. તો પછી તે કરનાર કોણ હોવું જોઇએ?'

મુફ્તી ધારણ કરેલો બીજો પોલીસ અમલદાર રેડિયોસેટમાં સાત પડવાળા લાકડકાગની તક્તીમાં અર્ધે સુધી પેઠેલી ગોળીની નોંધ લેતો હતો. ગોળી એક વાલ્વ પર લાગી હતી અને તેનાથી તેના તંતુઓનો ભૂક્કો થવાથી તેના સ્વર પકડવાના ગુણનો નાશ થયો હતો.

તેણે પાછળ ફરીને વાતમાં ભાગ લેવા માંડ્યો. તેની ઢબ પેલા કરતાં જરા કડક અને તોછડી હતી.

'તમે કહ્યું કે રાત પડવાથી આગળનું બારણું તાળાની કળ ફેરવી બંધ કરવામાં આવ્યું હતું, તમારે કે તમારા પતિને બહાર જવાનું ન હતું અને કોઈના આવવાની તમારે રાહ જોવાની ન હતી; એટલે તાળું ને આગળા સૌ ચોક્કસ કરીને દેવામાં આવ્યા હતા.'

'હા, પણ કળનું તાળું વાસવામાં આવ્યું ન હતું; તેનો આગળો બરોબર વાગ્યો હતો. નાની પિત્તળની આગળી યે બંધ કરેલી હતી.'

'ત્યારે અમને ઘરમાં દાખલ કરવાને તમારે તે બંને ઉઘાડવા પડ્યા હતા, નહિ વારુ?'

'હા; મારે કેટલી વાર કહેવું કે મારે તે ઉઘાડવા પડ્યા હતા?'

'તમારી નોકરડીએ કેમ ન ઉઘાડ્યાં અને તમે શા માટે ઉઘાડ્યા? તે ઉઘાડે એ વધારે યોગ્ય ન હતું?'

'હું ઉઘાડું એમાં ખોટું શું છે? અને તે યે આવા સમયે? ખરું પૂછાવો તો બિડ્ડી બીચારી તદ્દન ગભરાઈ ગઈ હતી.' તેણે કાંઈક ગુસ્સે થતાં કહ્યું, 'હું મારા પોતાના કમાડ ઉઘાડું એમાં વાંધો શો એ જ મને તો નથી સમજાતું.'

તે પોલીસે તિરસ્કારદર્શક સિસકારો કર્યો પોતાની નોટબુક બાંધી મૂકી તે આગળ આવ્યો ને કહ્યું, 'એમાં ગુસ્સે થવાનું કાંઈ કારણ નથી. તમને યાદ તો હશે કે તમે એવું જણાવ્યું છે કે તમે નીસરણી પરથી ધડબડ ધડબડ દોડતા આવ્યાં અને નોકરડી સાથે અથડાયા, અને તે એ વખતે જ રસોડામાંથી દોડતી આવી હતી, ખરું ને?'

'હા, બરોબર છે. ગોળી વાગી તે વખતે બિડીના હાથમાંથી જણપામાં ચલાણું પડી ગયું. મેં હજી તપાસ કરી નથી કે તે શું હતું—' તેણે ઠંડા ધારા અવાજે કહ્યું, કેમકે હવે એને ખાત્રી થઈ હતી કે તે એની વાત સાચી માનતો ન હતો. 'પછી તે દોડતી અહીં આવી ને અમે બે દીવાનખાના આગળ હાફળાંફાફળાં ભેગાં થઇ અથડાયાં.'

'ઘરમાંથી કોઈ બહાર ગયું નથી;' તે બડબડતો હોય એમ ધીમેથી બોલ્યો, 'વળી તમારા કહેવા પ્રમાણે કોઇ તમારી સામેથી ઉપર ગયું નથી; તેમજ કોઇ રસોડાના માર્ગે અહીંથી અવળું ફરીને જમવાના ઓરડામાં અથવા નીસરણી નીચેના કબાટમાં ગયું લાગતું નથી.' પછી સહેજ સ્મિત કરી ઉમેર્યું, 'અને કોઈપણ પ્રકારનું હથિયાર હાથ આવતું નથી. ઈન્સ્પેક્ટર, તમે અહીં તપાસ આગળ ચલાવો, કેમકે મને લાગે છે કે મારે પેલી નિમકહલાલ નોકરડી સાથે થોડી વાતચીત કરવી પડશે. એ બહુ શાણી ને ભલી લાગે છે!'

આ વચનથી પામેલાને જાણે સર્પ ડંખ્યો હોય એવો આઘાત થયો ને તેનો ચહેરો તરડાયો. પછી તે તરત ફિક્કી પડી ગઈ. મૂર્છામાં પેલા સી.આઈ.ડી.ના માણસને, આમતેમ. ફરતોફરતો તે જોઈ રહી. તેને લાગ્યું કે પોલીસને પોતાના પર જ વહેમ હતો!

તે એક ખુરશીમાં ઢગલો થઇને પડી અને આંગળી પરની લગ્નમુદ્રિકા ફેરવતી ફેરવતી તેના સન્મુખ ટીકીટીકીને જોઈ રહી અને થોડી વાર રહીને તે હસવા લાગી.....

### ૩-વિચિત્ર અનુભવ

કેસની તપાસ આગળ ચાલતાં એક બહુ વિચિત્ર હકીકત બની. બીજે દિવસે સી.આઈ.ડી. ખાતાનો ફોટોગ્રાફર મિ. કૉગહિલ દીવાનખાનાનો અને ખાસ કરીને ગોળીથી વીંધાએલા રેડિયો સેટનો ફોટોગ્રાફ લેવા આવ્યો. ત્યાંની અનુકૂળતાથી તે ખૂબ રાજી થયો. તેને જોઇએ તેવો પ્રકાશ પુષ્કળ હતો, વિશાળ જગ્યા હતી, અને આછા રંગીન કાગળોથી છાએલી દીવાલો સામે કાળાશ મારતું રાચરચીલું સુંદર ઉઠાવ પકડીને તરી આવતું હતું.

આનંદથી ઝીણી સીસોટી મારતો તે આખો ઓરડો ખૂંદી વળ્યો. પછી હાથમોજાં ને ટોપી પિયાના પર મૂક્યાં; પોતાનો કૅમેરા ટેબલ પર ગોઠવ્યો; અને મજબૂત મહૉગનીના ખોખામાં પૅક કરેલી ફોટોગ્રાફ પાડવાની પ્લેટોવાળું કાળું ચામડાનું કેસ વાયરલેસ મશીનની પડખે આવેલા એક પાટિયા પર મૂક્યું. પછી સીટી બજાવવી ચાલુ રાખી, તેણે પાએક કલાક આમતેમ ફરીને, પોતાની કાબેલ ને નિષ્ણાત નજરે વસ્તુઓના ફોટોગ્રાફ લેવાના અનુકૂળ સ્થાનો નક્કી કરી લીધાં.

હવે તેણે કૅમેરા ઊભો કર્યો, અને રંગ-ગાળણી કરી શકે તેવા કાચ (કલર ફિલ્ટર) મૂકીને બારણું, બારીઓ, લોહીથી ખરડાએલી ધાબળી, ભીંત, સગડી અને ઘવાતી વેળા વૅસ્ટમેકૉટ જે ખુરશીમાં બેઠો હતો તેના ફોટોગ્રાફ લીધા.

આ પછી તેણે તેનું સૌથી વધારે અગત્યનું કામ હાથ લીધું. વાયરલેસ સેટ પાસે મૂકેલા પ્લેટ કેસને ખસેડી લઇને યંત્રમાં અર્ધી ખૂંપેલી ગોળીના, અને તારા જેવા આકારના જે ખાડામાં તે દબાઈ હતી તેના, બાકી રહેલી ચાર પ્લેટો પર ફોટોગ્રાફ લીધા.

પણ એ કાચ જ્યારે ધોયા ત્યારે તેમાં દેખાતી છાપ જોઇને તો તે આભો જ બની ગયો! પાછળથી લીધેલી ચારે નેગેટિવોમાંના પ્રત્યેક કાચમાં, ખગોળવિદ્યાનાં ચિત્રોમાં હોય છે એવી, શનિની ટચુકડી આકૃતિઓ પડેલી તેને જણાઈ! ચોમેર વર્તુલના વલયોથી વીંટળાએલી એ ગોળ આકૃતિમાં કોઇ વિચિત્ર અજબગજબનો પ્રકાશ તેને જણાયો. છતાં એવી તીક્ષ્ણ તથા સ્પષ્ટ છાયાઓથી તે અંકાઈ ગઇ હતી કે કૉગહિલ આજ સુધીમાં જાતજાતની જલદ દવાઓ વડે પણ એવા પ્રકારની છાપ (નૅગેટિવ) કદિ ઉપજાવી શક્યો ન હતો.

પણ તેથી યે વિચિત્ર તો એ હતું કે વાયરલેસની પેટીના લીધેલા બધા ફોટોગ્રાફો નકામા જણાયા. કૉગહિલે પોતાની ખરી કારીગરી તો એમાં જ બતાવવાની હતી, પણ ઉલટું તેમાં તો પેલા ગ્રહની ટચુકડી વિચિત્ર છાપ જ પડી હતી, અને જે સ્થળે ગોળી હોવી જોઇએ ત્યાં તો ધુમ્મસની ભમરીઓ પડેલી જણાઈ. પેટીની છાપ ચોખ્ખી પડી હતી,—એની કે લાકડાના પડના રેસા સુદ્ધાં સ્પષ્ટ જણાતા હતા અને સામેની દીવાલના કાગળોનો આકાર અને તેની બનાવટ પણ સુશોભિત રીતે અંકિત થયાં હતાં. માત્ર જે સ્થળે ગોળીની છાપ પડવી જોઇતી હતી ત્યાં જ કાંઈક ગોટાળો થયો જણાતો હતો.

કૉગહિલે બીજો કૅમેરા આણીને ફરીથી તેના ફોટોગ્રાફ લીધા. તો એમાંની એકે પ્લેટમાં યે શનિની પ્રતિમા જણાઈ નહિ! પછી પેટીના આગલા ભાગના સાત ફોટોગ્રાફ લીધા; તેમાં પણ એવું જ થયું. પેલા

વિચિત્ર શનિના ગ્રહની છાપ હવે અદૃશ્ય થઈ ગઈ. જાણે ચોરાઈ ગએલા પડી હોય તેમ, છતાં જાણે કોઈ કિનેજક જાદુઈ અસર નીચે હોય તેમ, લક્કડગામાં પ્રથમની ચાર પ્લેટમાં જણાએલી ધુમ્મસની ધુણીઓ જણાઈ; પણ ગોળીના ફોટોગ્રાફનું તો કોઇ પણ ચિહ્ન દેખાયું નહિ. એની તો છબિ જ ન પડી

ઍગબર્ટ હૉગહિલે પોતાની આ નેગેટિવો પરથી જરૂરી નકલો છાપી, અને તેની સાથે પોતાનું ટિપ્પણ તથા નેગેટિવો સામેલ કરીને તેને પોલીસ તરફ રવાના કરી દીધી

### ૪–ગુનાશોધક ઇન્સ્પેક્ટરની તપાસ

તરત જ સ્કૉટલૅન્ડ યાર્ડ મારફત હોમ ઑફિસના એક ખાતા તરફ ફોટોગ્રાફ મોકલવામાં આવ્યા. તેમણે આ કાગની તપાસનું કાર્ય સી.આઇ.ડી.ના નિષ્ણાત ગુનાશોધક ઇન્સ્પેક્ટર બાર્નબસ હિલ્ડ્રેથને ગોપ્યું ફોટોગ્રાફ પણ તેને સોંપવામાં આવ્યા. તેણે તેનું બારીકાઇથી નિરીક્ષણ કર્યું, પણ તેમાં તેને કાંઇ ગમ પડી નહિ

પ્રથમ તો તેણે વેસ્ટમેકૉટના મુકામ પર જઇ હેન્રી વેસ્ટમેકૉટની મુલાકાત લઇ તેને પ્રશ્નો પૂછ્યા. ઉત્તરમાં તેણે જણાવ્યું કે 'સાંજનું છાપું બાજુ પર મૂકી મેં વાયુ-આલાપ સાંભળવાની શરૂઆત કરી હતી. ખુરશીને અઢેલી, ચશ્મા કાઢી, બંધ કરેલી આંખોને હું લૂછી રહ્યો હતો એટલામાં તો, ટાંકણીથી ભોંકાએલા ટાયરમાંથી નીકળતો હોય એવો એક વિચિત્ર પ્રકારનો સૂસૂ કરતો અવાજ સાંભળવામાં આવ્યો. પછી તરત જ એક ધડાકો થયો અને મારા ખભામાં જબરો બળબળતો પ્રહાર થયો. તે જ ક્ષણે હું કણસતો જમીન પર ઢળી પડ્યો અને મને સખ્ત પીડા થવા લાગી.'

એના ઓરડામાં કોઈ પણ માણસ હોવાની બાબત એણે નકારી. તેની પત્નીએ તેને ગોળી મારી હોય અને પોતે તે સ્થળે ગેરહાજર હતી તેવો પુરાવો તેણે ઊભો કરી રાખ્યો હોય, એવો પોલીસે જે તર્ક કરેલો તેને તેણે તુચ્છકારી કાઢ્યો

ઇન્સ્પેક્ટર હિલ્ડ્રેથ આ બધી વાતમાં તેના મતને મળતો થયો પોતાની પત્ની પરનો શક દૂર થયો એ જાણીને વેસ્ટમેકૉટના હૃદયનો ભાર હળવો થયો. તેણે હિલ્ડ્રેથને ચા પીવા રોકાવા આગ્રહ કર્યો અને હિલ્ડ્રેથ અમલદારીનો કડપ દૂર કરી ત્યાં રોકાયો.

એ દરમ્યાન વેસ્ટમેકૉટના બાળક પુત્ર બ્રાયન સાથે તેણે દોસ્તી કરી લીધી. હિલ્ડ્રેથ દીવાનખાનાની તપાસ પૂરી કરી રહ્યો કે તરત જ છોકરો આવીને તેને વળગ્યો, અને પોતે લાકડાના નાનાનાના ટુકડાઓમાંથી 'લાજાનો (રાજાનો) મહેલ' બનાવતો હતો તે બતાવવા તેને લઇ ગયો. એ ટુકડા જોઇને ઇન્સ્પેક્ટરને બહુ નવાઈ લાગી. એવા ટુકડાઓથી કોઈ છોકરાને તેણે કદિ રમતો જોયો ન હતો!

બ્રાયનના એ ખોખામાં શું હતું? જૂની ખુરશીના પાયા અને કાચના વહેરેલા ટુકડા (રાજાના મહેલના થાંભલા); વૉલ્નટ, મેહૉગની, ઓક અને એલ્મનાં લાકડાના પુરાણા ફર્નીચરોના વધેલા સઘેલા ટુકડાઓમાંથી કોરી કાઢેલી નાની કમાનો; લાકડાનાં નાના ચોસલા, પટ્ટીઓ અને ખૂણિયાં,—એવી પાર વિનાની વસ્તુઓ તેમાં હતી. તે જોતાંવેંત એને પ્રતીતિ થઇ કે તે લાકડાં અત્યંત પુરાણાં હતા અને તે પ્રાચીન કિંમતી ફર્નિચરની મરામત કરનારા કોઇ મોટા કારખાનેથી આણેલાં હોવાં જોઇએ.

અને હતું પણ એમ જ. વેસ્ટમેકૉટના ભાઈનું, પુરાણા ફર્નિચરને સુધારી નવું બનાવવાનું જબરદસ્ત કારખાનું હતું ત્યાંથી, આ નાનકડા બચ્ચાની ઘર બાંધવાની રમત માટે, નકામા પડેલા ટુકડા અહીં મોકલવામાં આવતા હતા, તેમાંથી કામમાં આવે તેવા કાપી લઇને બાકીના બાળી મૂકવામાં આવતા

હિલ્ડ્રેથ દીવાનખાનામાં હતો તે વખતે તેણે રેડિયો ગ્રામોફોનમાંથી ગોળી ખેંચી કાઢી હતી. કમ્પાસથી તેનો વ્યાસ માપતાં તે ચોખ્ખી કોઇ તમંચાની ગોળી હોવાનું જણાયું.

પણ તે આવી ક્યાંથી? વળી તે સામાન્ય તમંચાની ખરબચડી ગોળી ન હતી, પણ સામગ્રી જથ્થાબંધ બનાવવામાં આવે છે તેવી, ખાસ્સી લખોટા જેવડી મોટી અને સફાઈદાર ગોળ બનાવટની હતી. વળી, તેના પર અમુક વિશિષ્ટ ગોળીને જ હોય તેવાં નિશાન હતાં. ઉપરાંત તે કોઈ જબરદસ્ત ખાંચના (કોઠી-નળી) વાળા તમંચાની લાગતી હતી. આ નવા મુદ્દાથી તર્ક અને સંશોધનનું એક જબરું ક્ષેત્ર હિલ્ડ્રેથની નજર આગળ ખડું થયું. પણ એમાં પ્રવેશનો માર્ગ બહુ આકરો હતો.

બંદૂકોના ખાંચના એ ઇંગ્લંડમાં મામૂલી બાબત નથી ગણાતી. ઇંગ્લંડમાં તેની જાતોને ઢોરોની ઓલાદ કરતાં પણ વધુ કાળજીથી *નોંધવામાં આવે છે. છેક ૧૬૮૩ની સાલથી ત્યાં એવો કાયદો છે કે જે* કોઈ નવા પ્રકારની કોઠી કે નળીવાળી બંદૂકો, પિસ્તોલો વગેરે બનાવે તેણે માલ બનાવતા પહેલા અને વેચતાં પહેલાં નમૂનાની નળી અને શસ્ત્રનાં ચોક્કસ માપ ટાવરના અધિકારીને સોંપવા પડે છે હિલ્ડ્રેથ આ બાબતથી માહિતગાર હતો, એટલે તેણે ગોળી પરની છાપ અને નિશાનીઓને આધારે જૂનાં દફતરો ફેંદાવ્યાં. તેમાંથી તેને એવી હકીકત મળી કે તે ગોળી આજથી લગભગ બસો વરસ પહેલા બે પ્રકારના હથિયારોને માટે બનાવવામાં આવતી હતી, કે જે હાલમાં ઉપયોગમાં આવતા બંધ થઈ ગયાં હતા. કા તો તે, ન્યૂમબર્ગના ઍડોલ્ફ લવાઝીઅરે લંડનમાં ૧૮૨૬ની સાલમાં રજિસ્ટર કરાવેલી લાંબી બંદૂકમાંથી ફોડવામાં આવી હોય, અગર તો ૧૭૦૨ અને ૧૭૧૪ની સાલની વચમાં, પૉલમૉલમાં દુકાન ધરાવતા જેમ્સ ગૅનિયન નામના હથિયારો બનાવનારાએ બનાવેલી દ્વંદ્વયુદ્ધની પિસ્તોલમાંથી ફોડવામાં આવી હોય

ગૅનિયને ૧૭૦૯ની ૯મી ફેબ્રુઆરીએ બજારમાં એક નવી બનાવટની પિસ્તોલ મૂકેલી. દફતરમાના વર્ણનાનુસાર, 'દ્વંદ્વયુદ્ધને માટે અથવા આક્રમણના કે રક્ષણના કાર્યમાં ચોકસાઇથી અને ઝડપથી છૂટી શકે એવા કાર્ય માટે એ અતિશય શક્તિશાળી નાનું અસ્ત્ર' રજિસ્ટર કરાવવા તેણે અરજી કરી હતી. ઘોડો અડતાં સાથે છૂટે એવી પ્રથમ પિસ્તોલ એ હતી દેખાવમાં કઢંગી, પણ કામ આપવે બારે હતી! વળી હિલ્ડ્રેથને મળેલી ગોળીમાં જે ઊંચી કિસમનું ઇંગ્લિશ સીસું વાપરેલું હતું તેવું સીસું લાંબી યુરોપિયન બંદૂકમાં ફોડવાને કદી વપરાતું નહિ, એટલે તેની ખાતરી થઇ કે તે લવાઝીઅરની બંદૂકની નહિ પણ ગૅનિયનની દ્વંદ્વયુદ્ધની પિસ્તોલમાંથી છૂટેલી હોવી જોઇએ.

પણ આ ગોળીનું સીસું ઇંગ્લિશ હતું તેની ખાતરી શા રીતે થઈ? જાણકાર માણસ માટે એ મુશ્કેલ વસ્તુ ન હતી. પ્રથમ, ધાતુની તપાસણી કર્યાથી અને પછી તેમાંથી મળેલી વિગતોનો અભ્યાસ કર્યાથી તે સરળતાથી જાણી શકાય એમ હતું તેની ધાતુની તપાસણીની જે નોંધ તેને પૂરી પાડવામાં આવી તદનુસાર તે ધાતુ ડર્બીશાયર પરગણામાંથી અમુક સ્થળેથી જ આવેલી હતી, અને વિશેષમાં એની તો અપૂર્વ હતી કે તેના બારોબાર સોના કરતા તે વધુ મૂલ્યવાન હતી!

આમ, ગોળીની તપાસના પરિણામે ઉપરાઉપર ઘણી વિચિત્ર અને અજાયબીભરી બાબતો એને મળવા લાગી. હવે બ્રાયનની મૈત્રીએ શી માહિતી પૂરી પાડી એ જોઇએ. (અનુસંધાન પૃ. ૧૭૫મે)

# નૃત્યાચાર્ય

# ગુરુ શંકરન્ નામ્બુદ્રીપાદ



ગઈ તા. ૮મી ઑગસ્ટ (૧૯૪૩)ની સાંજે, આલ્મોડા ખાતે શ્રી ઉદયશંકરના કલાધામમાં, મલબારના કથકલિ નૃત્ય-પ્રકારના મહાન આવિષ્કારક ગુરુ શ્રીશંકરન્ નામ્બુદ્રીનું અજબ સંજોગો વચ્ચે દેહાવસાન થયુ. એમના જવાથી ભારતીય કલાવ્યોમનું એક નક્ષત્ર ખરી ગયુ હોય એટલુ નુકસાન ભારતીય સંસ્કારક્ષેત્રને થયુ છે.

તેઓ વેદશાસ્ત્રસંપન્ન, ધર્મારૂઢ કુલીન બ્રાહ્મણ હોવા સાથે હૃદય અને બુદ્ધિના અનેક સદ્‌ગુણો ધરાવતા હતા. પૂર્ણ ધર્મનિષ્ઠ હોવાથી તે કલાને પણ ઈશ્વરનિષ્ઠ કરી શક્યા હતા. કલાને તે પ્રભુપદ મેળવવાનુ અચૂક સાધન માનતા, અને જીવન વ્યવહારમા પોતાની એ શ્રદ્ધાની તથા જ્ઞાનની પ્રતીતિ આપતા. જેવા તે મહાન હતા એવું જ ભવ્ય અને તેજસ્વી એમનુ અવસાન થયું

તા. ૭ મી ઑગસ્ટે જીંદના મહારાજા શ્રી ઉદયશંકરના કલાધામની મુલાકાતે ગયા હતા. તે વેળા શ્રી ઉદયશંકરે નૃત્યનો એક પ્રયોગ ગોઠવ્યો. તેમા પ્રથમ ભાગમા ગુરુ નામ્બુદ્રીએ 'દુઃશાસન વધ'નો પ્રયોગ બતાવવાનું સ્વીકાર્યું, બીજા ભાગમા વિદ્યાર્થીઓ શૂદ્રેર જાતિનું નૃત્ય કરવાના હતા. ગુરુજી પોતે પ્રયોગમા ઊતરે એ વિરલ પ્રસગ હતો અને એમની ઉમરે એવો કઠણ પ્રયોગ કરવો એ તેમના માટે દુઃસાહસ હતુ પણ તે દિવસે તો એમનો એ માટે ઉમંગ જ હતો.

પૂર્ણ જુસ્સા અને શૌર્યથી એ પ્રયોગમા રૌદ્રરસની સપૂર્ણતા દાખવીને પ્રયોગ એમણે પૂરો કર્યો, અને પછી આરામ લેવા સારુ પ્રેક્ષક-ગૃહમા જઈને એક કન્યાનો નૃત્યપ્રયોગ ચાલતો હતો તે જોવા બેઠા. એ પછી ઈન્દ્રનુ નૃત્ય કરવા શ્રી ઉદયશકર તૈયાર થઈ રહ્યા હતા, એવામા ગુરુ બેઠાબેઠા જ ઢળી પડ્યા ! તરત એમને બહાર હવામા લઈ જવામા આવ્યા અને દાદાએ (શ્રી ઉદયશંકરને-એમના કલાધામમા સૌ 'દાદા'ના નામથી ઓળખે છે) ઈન્દ્રનો પોશાક પહેરેલો તે સાથે ધસી આવીને ગુરુને બાથમા ધરી લીધા અને પોતાના પ્રિય શિષ્યના એ આલિંગનમા જ પોતાનું છેલ્લુ પ્રસન્ન લાક્ષણિક સ્મિત કરી એમણે સદાને માટે આખ મીચી દીધી. હજુ તો છેલ્લા પ્રયોગનો પરસેવો પણ એમના અંગ પરથી પૂરો સુકાયો ન હતો, ત્યા આ પ્રસગ બની ગયો;—અકલ્પ્ય, અસાધારણ, દુઃખદ, પણ કલાસેવાનો ભવ્ય પ્રસંગ. જન્મથી જ એ નૃત્ય શીખ્યા, જીવનમાં નૃત્ય જ કર્યું ને નૃત્યનુ જ શિક્ષણ આપ્યુ, અને ૬૩ વર્ષની વૃદ્ધ વયે છેવટે નૃત્યની જ ભૂમિકામાં રંગેરંગ કલા-પરિશ્રમિત કલાકાર રહીને એ વિલય પામ્યા.

એ ગુરુ તો ગયા, પણ એ મુક્ત હૃદયે પોતાની કળાનો વારસો પોતાના શિષ્યસમુદાયને આપતા ગયા છે ને એ દ્વારા એ અમર છે.

કથકલી નૃત્યના સર્વશ્રેષ્ઠ આવિષ્કારક તરીકે દિગંતભરમાં ખ્યાતનામ બનેલા ગુરુ શંકરન નામ્બુદ્રીપાદ મૂળ ત્રાવણકોરના વતની હતા. એળાલપુરમ્ નામના ગામમા તેમના કુટુંબીજનો ધર્મનિષ્ઠ જાગીરદારો છે, એ ગામથી એકાદ ગાઉ દૂર એમનું ગામ થાકાળી આવેલું છે.

જનોઈ લીધા પછી વેદ અને ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરી એમણે નૃત્ય, નાટ્ય અને કથકલી પ્રયોગોમા ધ્યાન લગાડ્યું. એમના પિતા મહાપંડિત હતા, અને તેમને પોતાના સૌથી મોટા પુત્રના આવા લક્ષણ ગમતા નહોતા; કારણ કે નૃત્યનો એ વ્યવસાય બ્રાહ્મણોમાથી કોઈએ આજ સુધી કર્યો ન હતો. એ વર્ષ પછી કથકલીના એક પ્રસિદ્ધ નટે તેમના પિતાને પ્રયોગો જોવા નિમંત્ર્યા, અને તેમાં પોતાની અજાયબી વચ્ચે એમણે પોતાના જ પુત્રને પ્રયોગોમા ઊતરેલો જોયો! પિતાના આશ્ચર્યમા અને ચીડનો પાર ન રહ્યો, પણ સ્વભાવે જ કલા-પરીક્ષક એવા પિતાનો એ ક્રોધ, પ્રયોગને અંતે કદરમાં પલટાઇ ગયો, અને પુત્રનુ અરધુ કામ સિદ્ધ થઈ ગયુ. પિતાએ પ્રસન્ન થઇને પદ્ધતિસર નાટ્યનો અભ્યાસ કરવાની સંમતિ આપી. પછી ચાર વર્ષ સુધી એક પ્રસિદ્ધ શાસ્ત્રીય સ્વરૂપે નામ્બુદ્રીજીએ અભિનયની તાલીમ લીધી, અને ત્યાર બાદ પ્રવાસ કરીને, જ્યાંજ્યાં નૃત્ય અને નાટ્યકળાના નિષ્ણાત વેત્તાઓ હતા, જ્યાંજ્યાં કથકલીના વિખ્યાત અડ્ડાઓ હતા, ત્યાંત્યાં જઇને પોતાની વિદ્યામાં વૃદ્ધિ કરી. નાટ્યાભિનયની સાથેસાથે તેમણે કથકલી ઉપરાંત બીજાં નૃત્યોના વિવિધ પ્રકારો પણ શીખી લીધા, અને પોતાનુ જ્ઞાન સંપૂર્ણતઃ શાસ્ત્રશુદ્ધ કરવા માટે સંસ્કૃત નાટ્ય-સાહિત્ય તથા નૃત્ય વિષેનુ સાહિત્ય તથા તેની મીમાંસાઓ વગેરેનો અભ્યાસ કરી એ વિષયના પરમ નિષ્ણાત તરીકે પ્રસિદ્ધ થયા. રાજાઓ, સરદારો અને મંદિરો પાસેથી તેમને સત્કારદર્શક 'વીર શૃંખલાઓ', પારિતોષિકો અને ચંદ્રકો મળવા લાગ્યા અને સર્વત્ર તેમની ખ્યાતિ પ્રસરી રહી.

ઈ. ૧૯૩૪ મા શ્રી ઉદયશંકરે તેમને પહેલવહેલા ત્રિવેન્દ્રમમા રંગમંચ ઉપર નિહાળ્યા, અને એ જ પળે એમને આકર્ષણ થયું. પછી ત્યાંના પુરાતત્ત્વ ખાતાના વડા (ડાયરેક્ટર ઑવ આર્કીઑલૉજી) શ્રી પોદુવલના ઘરમા બંનેની મુલાકાત થઈ અને ઉભયે પરસ્પરના આત્માને ઓળખી લીધો. એ સમયની એમની સાદાઈ જોઈ કોઇને કલ્પનાયે નહિ આવેલી કે તેઓ ભવિષ્યમા કથકલીના મહાન પ્રેરક સદ્‌ગુરુ તરીકે ભારતખ્યાત થશે. એમણે ત્યાં કથકલીના કેટલાક એવા અજબ અને કષ્ટસાધ્ય પ્રયોગો તથા નૃત્યાભિનય બતાવ્યા કે તરત શ્રી ઉદયશંકરે ઊભા થઈ એમના ચરણનો સ્પર્શ કરી એમને ગુરુ તરીકે સ્વીકાર્યા અને પોતાની સાથે કલકત્તા આવવા વિનતિ કરી. શ્રી ઉદયશંકરનો કામચલાઉ નિવાસ એ વખતે કલકત્તામાં હતો, અને તેમનું સમગ્ર મંડળ ત્યાં રહેતુ.

ગુરુએ કલકત્તા આવીને 'દાદા'ને રોજ શીખવવા માંડ્યું અને કાર્તિકેયના નૃત્યનો પ્રકાર એમણે ત્યાં જ નવો સર્જ્યો. એક વાર મંડળીના સંગીતાચાર્ય શિરાળીજી પોતાના મંડળ સાથે વાદ્યપ્રકારો ઉજાવી રહ્યા હતા ત્યાં ગુરુ પહોંચ્યા અને કહ્યું કે 'કાર્તિકેય'ના પ્રયોગ માટે કુચિત કોઈ નવીન જ સંગીતની યોજના કરો. પછી તેમણે નૃત્યનો પ્રસંગ અને ભાવ બરોબર સમજાવ્યાં અને સંગીતમાં તે યથાચિત ઊતરે ત્યાં સુધી પોતે નૃત્ય કરી બતાવવા કબૂલ્યું. આ ઘણું કપરું કામ હતુ, કેમકે રાગ સિદ્ધ થતા તો કેટલોયે વખત વીતી જાય, એટલે સંગીત મંડળીને તો ભય હતો કે એટલા સમયમાં ગુરુ થાકી જશે તો ? પણ શિરાળીજીએ, ગુરુએ આપેલા ભાવને આધારે માલકોશ રાગની ધૂન પર કેટલાક વાદ્યોના ધ્વનિ અને ઠેકાના પ્રકારો એવા યોજ્યા કે ગુરુ પ્રસન્ન થઈ ગયા. શિરાળીજીને મનમાં વસવસો હતો કે દક્ષિણ દેશના કથકલી નૃત્યને ઉત્તર પ્રદેશનું સંગીત રુચતું કેમ થશે; પરંતુ એકાદ અઠવાડિયાની રીહર્સલથી સંગીત પૂરૂ સિદ્ધ થયું. ગુરુ એક સાચા કલાભક્તની માફક અત્યંત નિખાલસ અને પ્રેમી હતા. આ સિદ્ધિથી એમનો આત્મા પુલકિત થઈ ગયો.

કાર્તિકેયનું નૃત્ય શૌર્યરસદર્શક છે તે સૌ પ્રથમ ઉત્તર હિંદમાં જ બતાવવાનું બન્યું. ઈ. ૧૯૩૫માં બનારસમાં તેનું ઉદ્ઘાટન થયું. એ વખતે ગુરુ અને દાદા બન્નેની લાગણીઓ એ નૃત્ય પર તીવ્રપણે મંડાએલી હતી. પ્રયોગ શરૂ થયો અને ગુરુ કેટલાક સ્વજનો સાથે પ્રેક્ષકમંડળમાં બિરાજ્યા. અભિનયો ઉત્તરોત્તર ચડતા ગયા તેમતેમ ગુરુની આંખ ચમક મારવા લાગી અને અંતે તેમના ગાલ પર હર્ષનાં આંસુ વહી ચાલ્યાં. પ્રયોગ પૂરો થતાં જ તેઓ શિષ્યને ધન્યવાદ આપવા અંદર ગયા અને લાગલા જ ઉદયશંકરે તેમને ચરણે પડી પહેરજ લઈ માથે ચડાવી ગુરુને પ્રણામ કર્યાં. ગુરુએ માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. એ વખતે એમના મુખમંડળ ઉપર સુખ અને ગૌરવની ઝલક છવાઈ ગઈ હતી. ગુરુના એ આશીર્વાદ એ 'કાર્તિકેય' નૃત્યને પૂર્ણતઃ ફળ્યા છે. યુરોપઅમેરિકા તેમજ પૂર્વના દેશોમાં સર્વત્ર એ પ્રયોગ બહુજ અસરકારક નૃત્યાભિનય તરીકે પંકાયો ને પ્રિય બન્યો છે. એના વિધાનમાં ગુરુ ચિરંજીવ બની ગયા છે.

ઈ. ૧૯૩૮માં શ્રી ઉદયશંકરે આલ્મોડામાં પોતાનું કલાધામ ઊભું કર્યું. ત્યાં ગુરુનું સ્થાન સર્વોચ્ચ હતુ. વર્ગોમાં પ્રવેશ કરતો પ્રત્યેક વિદ્યાર્થી પ્રથમ તેમના આસન આગળ જઈ માથુ નમાવી ઊભો રહે, અને ગુરુ બે હાથ ઊંચા કરી મંત્ર સહિત આશીર્વાદ આપે ત્યાર પછી જ વિદ્યાર્થી શ્રી ઉદયશંકરને પ્રણામ કરે. શ્રી ઉદયશંકર પણ આવીને પ્રથમ ગુરુવંદના કરવાના જ. અને ગુરુએ તો પોતાનાં હૃદયદ્વાર ઉઘાડાં જ કરી દીધાં હતાં. જોકે અભ્યાસમાં તો તેમની વેધક દૃષ્ટિ લેશ પણ ભૂલ કે અર્ધદગ્ધતા નિભાવી ન જ લેતી; પણ તેમના મુખ પરનું સ્મિત સૌને ધૈર્ય અને પ્રેરણા આપતા. કોઈ પણ તેમની પાસે શીખવા કે જાણવા બેસે, પછી ગુરુ સમયનો હિસાબ રાખે નહિ. એકવાર 'રાવણવિજય'નો પ્રયોગ ખૂબ મોડે સુધી ચાલ્યો. સૌ આનંદપૂર્વક તેમાં રત હતા. સાથોસાથ ગુરુનો પરિશ્રમ ચાલુ જ હતો. એવામાં દાદાએ સૂચવ્યું કે 'ગુરુજી, સાડા અગિયાર વાગવા આવ્યા છે. આપની સાયંપૂજાનો સમય તો ક્યારનો વીતી ગયો. હવે ?' ગુરુ સમજ્યા અને હસીને બોલ્યા. 'ત્યારે આપણે અત્યાર સુધી શું કરતા હતા? કલાકાર માટે આત્યંતિક અભ્યાસ અને પરિશ્રમપૂર્વકની ઉપાસના એ જ મહાન દેવપૂજા છે.'

કલાગૃહના અભ્યાસ પત્યા પછી ગુરુ હમેશા સીધા ઘેર જઈ નટરાજના મંદિરમાં દેવસેવા કરીને પ્રત્યેક પળ મંત્રજાપ અને પૂજામાં જ વીતાવતા. ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાનનું સરોદ-સંગીત એમને બહુ પ્રિય હતુ, અને તે સાંભળતાં ગુરુ ગદ્‌ગદ બની જતા. એક વખત જઈને ઉસ્તાદને કહે, 'ઉસ્તાદજી, શ્રી નટરાજને તમારું સંગીત બહુ પ્રસન્ન કરશે.' ઉસ્તાદ બાખુશી સરોદ લઈ તેમની સાથે ગયા અને નટરાજના મંદિરની બહાર બેસી સરોદ બજાવવા લાગ્યા. ગુરુએ કહ્યું, 'અંદર આવો, અંદર.' ઉસ્તાદ કહે, 'માફ કીજિયે, આપકા ધર્મકા મૈં અનાદર નહિ કર સકતા. મેરે અંદર આનેસે મંદર ભ્રષ્ટ હોગા.' ગુરુ પોતાની રીતે હસી પડ્યા : 'અજી; ઐસા ભેદભાવ તો ઈન્સાનોંને બનાયા હય, નહિ કિ ભગવાનને. ભગવાન નટરાજ અગર સંગીત ચાહતે હય તો સંગીત કે સર્જનહારકા ક્યોં બહિષ્કાર કરેગા?' તેમણે તો આગ્રહપૂર્વક ઉસ્તાદને પકડી મંદિરની અંદર ખેંચ્યા અને એ નાનકડા દેવઘરમાં પછી એવું સંગીત ગુંજી ઊઠ્યું કે શ્રોતાઓના દિલમાં દિવ્ય લાગણીઓનાં ખેંચાણો અને કંપારી પ્રકટી ઊઠ્યાં. આજે કલાકારનું હૃદય પોતાના અતલ ઊંડાણમાંથી આંગળીઓ વાટે કોઈ ઉન્મત્ત સ્વરાલાપ વહેડાવી રહ્યું હતુ. ઉસ્તાદ અને ગુરુ ઉભય ભાન ભૂલી ગયા. અને જ્યારે છેલ્લા સ્વરો શમી ગયા ત્યારે જોનારાઓએ શું જોયું ? બન્ને મહાન કલાકારોનાં નેત્રો આંસુથી ઉભરાઈ ગયાં હતાં. ગુરુએ ઊભા થઈ ઉસ્તાદને ભેટી લીધા અને કહ્યું, 'તમે પરમ ભાગ્યવંત છો. તમારા હાથમાં એવી વિદ્યા છે કે તમે એક ક્ષણવારમાં નટરાજને પ્રાપ્ત કરી શકો છો, અને હું વર્ષોથી મારી નમ્ર સેવાઓ અર્પતો છતો નથી કરી શકતો'. એ પ્રસંગે ત્યાં હાજર રહેલા પ્રત્યેક જણના હૃદય ભાવભીનાં બની ગયાં હતાં. મોટી પિત્તળની દીવીના પ્રકાશમાં હસતી નટરાજની પ્રતિમા આગળ, મનુષ્યોએ ઊભા કરેલાં જાતિ, સંપ્રદાય અને પ્રાંતોનાં બીંબડાં તોડીને બે મહાન આત્માઓ સમરસ થઈ ધ્યાનમૂઢ બની ગયા હતા.

૧૯૩૮માં દાદાએ કલાધામ સ્થાપી તેમને આલ્મોડા તેડાવ્યા ત્યારે મલબારનાં તેમનાં સ્વજનોએ એટલે દૂર નહિ જવા તેમને બહુ સમજાવેલા. હતા; પણ એમણે તો કહી જ દીધું કે 'આ શંકર (ઉદયશંકર) મને મહાસાગરની વચ્ચે બોલાવશે તો ત્યાં પણ હું જઈશ.'

અને એવા જ ભાવથી અંતની ઘડી સુધી એ ત્યાં રહ્યા. એમની પાછળ બે પુત્રો, પુત્રીઓ, વિધવા પત્ની અને સગાંવહાલાંનું જૂથ છે. કથકલીની દુનિયામાં તો એ અદ્વિતીય હતા.

શ્રી ઉદયશંકરે ઉદ્‌ગાર કર્યું કે 'કેટલુ શાન્ત અને પ્રસન્ન મૃત્યુ એ હતુ તે આપણે શું જાણીએ ? તેઓ તો મારા ગુરુ અને પિતૃસ્થાને હતા—તેથી મે વિશેષ હતા, મને તેમના વિયોગથી મહાસંતાપ થાય છે, પણ ગુરુ અને વિના મૃત્યુ પામતા નથી; તેઓ અમર છે. તેમની કળાનો અંશ પણ હું મારા જીવનમાં પામ્યો નથી, પણ પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે કે હું પણ મારા જીવનની છેલ્લી ઘડી સુધી તેમની જેમ જ જિંદગીની પ્રત્યેક પળ કલાની સાધનામાં જ અર્પતો એવી જ પ્રસન્ન શાન્ત વિદાય મેળવી શકું.'

આવી તેજસ્વી ભારતીય વિભૂતિની ખોટ અમાપ છે.

ર. મ. શા.

---

**પ્રભુ પધાર્યા**–કથા લા૦ બ્રહ્મદેશમાંના ગુજરાતી પ્રજાજીવનને, ગુર્જર બરમા પ્રજાના સંસ્કારસમર્પણને અને બ્રહ્મદેશના અપૂર્વ તથા આદરપાત્ર નારીજીવનને આલેખતી શ્રી ઝવેરચંદ મેઘાણીની કલમની અનોખી જ નવલકથા. 'ફુલછાબ' સાપ્તાહિકનું ચાલુ વર્ષનું ભેટ પુસ્તક છૂટક અઢી રૂપિયા. ફુલછાબ કાર્યાલય, રાણપુર, કાઠિયાવાડ.

# કચ્છનાં કીર્તિમંદિરો

## [૩] કંથકોટ

ખંડિયેરોના પુરાવશેષોને પગ નીચે ખૂંદતાખૂંદતા અમે દેદાઓના-ઠકરાઈઓના વાસમાં આવી લાગ્યા. ત્યાં આજે પણ અમને મધ્યકાલીન રાજપુત યુગની પરોણાગતનો લ્હાવ મળ્યો. વીરભદ્રો (દેદાઓ)ના આ જૂનવાણી ઢબના, ઊંચા પડથારવાળા, અને સુંદર ચોક તથા ડેલી સહિતનાં મકાનો, તેમની રહેણી અનુસાર કાંઈક યોજનાબદ્ધ લાગ્યાં. જૂનાં ખંડિયેરોના કોતરકામવાળા પથ્થરોને સુમેળથી એ મકાનોમાં ઉપયોગમાં લેવામાં આવેલા છે. પણ આ રીતનો પુરાવશેષોનો વપરાશ અટકવો જોઈએ અને તેમને હોય તેમ રહેવા રક્ષણ મળવું જોઈએ. દેદાઓના આ વીસપચીસ ઘરની પછવાડે જૂના દરબારગઢના ખંડેરો છે. એ ગઢ ક્યાંક પડી ગએલ છે તો ક્યાંક સાબૂત છે, અને ત્રણચાર કોઠા તથા દરવાજો કાયમ છે. એક કોઠામાં કેદીને રાખવા માટે કૂવા ઘાટનું સીડીવાળું ગોળ ઊંડું કારાગૃહ છે. બંદીવાનને તેમાં નાખી દેતા તે નીકળી ન શકે, અને ઉપર દેવળી જેવું હોતાં કારાગૃહની ખબર પણ ન પડે! એ જ રીત ગઢમાં રાજભવન, ચરોને રહેવાના સ્થાનકો, કોઠાર, શસ્ત્રાગાર વગેરેના મકાનોના તદ્દન જીર્ણ થઇ ગએલા અવશેષો જોવા મળે છે.

કંથકોટના દુર્ગમાં ડુંગરની સાડાચારસો ફૂટ ઊંચી સમથલ સપાટી ઉપર વસવાટ કરતા લોકોને પાણી સુલભ રહે તે માટે કિલ્લાની બાંધણીમાં એક ખીણ અને ઝરને ખૂબીથી વળાંકી લેવામાં આવેલી છે. ખીણ અને ડુંગરના ઊંચાનીચા ઢાળના એ સબંધનો, ખ્યાલ નકશા માંહેના સમરેખપરિધિ(contour lines) જોતાં આવશે. ખીણના મોં ઉપર ડુંગરના એ છેડાને સાંધની, કિલ્લાને બહુ મજબૂત રીતે બાંધી અહીં તેમાં પુરોધ્વાર અથવા સંકટબારી મૂકેલી છે. ખીણની જમીનમાં પહેલાં ફૂલવાડી હતી અહીં દુર્ભેર કાળી શિલાઓથી ચણેલા, મોડ કૂવો અને બમરિયો કૂવો નામના બે કૂવા છે. મોડ કૂવો સાડે ચણાવી પોતાના પિતાના નામ પરથી તેનું નામ રાખેલું. તેના પરની તેની ઓતરંગની બારે છાટોની લંબાઈ ચૌદચૌદ ફૂટની છે. ખીણના વચ્ચેના ડુંગરાળ ઢાળ પર, કંથકોટની ઉપરની સપાટીથી લગભગ અઢીસો ફૂટ નીચે, એક શેલાર વાવ એવી ખૂબીથી કરવામાં આવેલી છે કે જોનારને પહેલી નજરે તેની ભાળ પણ ન લાગે. ઉપર બધે ચોતરફ જાળાંઝાંખરાં અને બેખડો આવેલી છે, અને શેલારમાં ઊતરવાનો માર્ગ પણ તેમાંથી જ અટવાએલો હોઈ, ત્યાં શેલાર જેવું કાંઇ હશે એમ ખ્યાલ ન આવે. ઢાળવાળી પગથી ઉપર થઈ નીચે પહોંચનાં હોજ જેવી એ શેલારમાંથી મીઠું જળ બધા પી શકે છે. ઉપરથી પાણી સીંચવાની જરૂર પડે તે માટે, ડુંગર ખોદીને તેમાં કોસનાં પથાની વ્યવસ્થા કરેલી છે; અથવા એ સ્થળે ઢીંકુડી પણ ગોઠવી શકાય. અહીંથી ઉપરવાસે જતાં સામે બાવાઓનો -ગુફાઓનો વાસ છે. તેમાં થોડા બાવા હજુ વસે છે. અહીંથી પણ નીચે ઊતરવાની, સહેજે તો દુર્ગમ એવી એક કેડી છે, અને આગળ જતાં સાંકડીબારીમાંથી ઊતરવાની પગવાટ છે,

જે નિરુપયોગી રહેતા બનતી ગએલી છે. સાંકડી પણ ગએલી છે અને તેના ભંડારમાં કેટલાક પાળિયા આડાઅવળા ટગલામાં પડ્યા છે. આ બધું જોતા સગ્રામ કામ અહીં કેટલું સાધારણ હશે, તે તથા પોતાની સમૃદ્ધિ સ્વગૌરવ અને સંસ્કૃતિની રક્ષાર્થે કેટલાએ આત્મબલિદાન આપ્યા હશે તે સમજાય છે.

અહીંથી સામે ધરોડાના ડુંગર દેખાય છે. તેમાંથી આ કિલ્લો ચણવા પથ્થરો કઢાએલા ત્યારની ઘડેલી કેટલીક શિલાઓ હજુ ત્યાં ખાણ પર પડી રહેલી છે. અહીંથી ચારે તરફ વિસ્તરેલી ડુંગરની હારમાળાઓ અને ગિરિ-






કંદરાઓ, ઝાડી ભરેલી વીડીઓ અને વાડીખેતરો, સપાટ મેદાનો અને તે માહેના છૂટાછવાયા આવેલા અર્ધ ચંદ્રાકારનાં તળાવો આકર્ષક દેખાય છે. કિલ્લાના વિશેષ રક્ષણ અર્થે, મુખ્ય માર્ગ પર ચડી આવતા દુશ્મનના લશ્કર વગેરેની ખબર રાખતા ચોકીદારો માટે, ત્યાંથી લગભગ દોઢ-બે માઈલ દૂર રખાએલી 'પગડીઓ' (એક પ્રકારના બુરજો)ના અવશેષો આજે ટેકરી પર દેવમંદિર તરીકે પૂજાએલા જોવામાં આવે છે તેવું એક ખોખરા દેરા નામે જાણીતું સ્થળ કંથકોટની દક્ષિણે એકાદ માઈલ દૂર મેદાનમાં આવેલું છે કંથકોટથી અમારે ફત્તેગઢ જવાનું હોવાથી અને અમને એ રસ્તામાં આવતું હોઈ ખોખરા દેરાં જોવાનું અમે છેલ્લું રાખેલું. આસપાસની જમીન જોતાં કોઈ વિશાળ નગર હોય એવા અતિ આછા અવશેષો ત્યાં જોવા મળે છે. તેમાં બે શિવમંદિરોના ખંડિયેરો ખાસ ધ્યાન ખેંચે એવાં છે. પૂર્વ તરફના મંદિરના મંડપનો અમુક ભાગ અને થોડા સ્તંભો જ માત્ર ઊભા છે અને બધું એક ઢગલા જેવું જણાય છે. તેની પાછળના મંદિરમાં ગર્ભમંદિરની દીવાલ અને દ્વાર કાયમ છે અને આગળ મંડપના અમુક સ્તંભો ઊભા છે. સ્તંભો બધા સાદા અને ઘણુંખરું ચોરસ છે, પણ બાંધણીની નજરે તેના બધા ભાગો—કુંભી, સ્તંભ, ભરણું, શરુ અને પાટડો—સુમેળથી માંડેલા છે. દ્વારના બારસાખ પર અને માંડણીમાં ઠરસાદાર શિલ્પકામ છે. બારસાખની મધ્યમાં, આંખમાં ચોંટી રહે એવી તેજદાર બ્રહ્માની એક મૂર્તિ છે અને નાચતા ગણેશની બીજી મૂર્તિ પણ આકર્ષક છે. મંદિરના ગભારામાં શિવલિંગ પાછળ શિવ વગેરેની મૂર્તિઓ છે. તેની બાજુમાં એક જરા ભાંગેલી, પણ અનુપમ એવી શેષશાયી વિષ્ણુની મૂર્તિ મૂકેલી છે. પાસેના કોઈ ખંડિયેરમાંથી મળી આવતાં એને અહીં લાવી રાખેલી દેખાય છે. અહીંના ખંડેરોમાં તો એવા અનેક કોતરણીવાળા પથ્થરો ભંડારાઈ ગએલા હશે.

હવે ધીરેધીરે અંધારાં ઊતરતાં હતાં. દૂરદૂરથી એકતારા પર દાદા કંથડનું આગમ ગાવા સરોદે મધુર સંભળાવા લાગ્યું:

'સાતે સાંઢે ગઢ સૂતર્યો, નવ નોઘણે ઘડાયો
ચૌદ ચકવા ચણતાં વહી ગયા, તોયે કંથડ કેણે ન કર્યો પૂરો
હે કંથડપીરમાં કળા ઘણી
કે કંથકોટનો ધણી.'

ઘડાઘડી એ અવાજના પ્રેરણાબળે મન કંથકોટની તવારીખમાં ઊંડું ઊતરવા લાગ્યું; અને તેના પ્રાચીન ઇતિહાસની ઘટનાઓ ચિત્રપટની પેઠે નજર આગળથી સરવા લાગી. રામસિંહજી રાઠોડ

(કંથકોટના ઇતિહાસનો રસિક હપતો આવતે અંકે)









ઉપર: (૧) કંથકોટનું સિંહદ્વાર—અંદરથી, (૨) સૂર્યમંદિર અને નવલખો—અગ્રભાગ.
નીચે: (૩) કંથકોટનું પ્રાચીન સૂર્યમંદિર—જમણી તરફથી (૪) જૈન મંદિરના અવશેષો—કંથકોટ. (ફોટો: રામસિંહજી રાઠોડ)

# સૂર્યની છાયા પરથી સમય

## જાણવાની રીત

સૂર્યની છાયા પરથી સમય કેવી રીતે જાણવો એ સવાલ મને ઘણા પૂછે છે. તેમાંનો મોટો ભાગ વિદ્યાર્થીઓનો હોય છે, તેથી એની રીત હું 'કુમાર'માં આપુ છુ એની એક રીત મેં મારા પુસ્તક 'ખગોળગણિત,ભાગ બીજો'માં આપી છે, પણ એ પુસ્તક બહુ થોડા પાસે હોય છે. વળી તેમાં આપેલી રીત બહુ સૂક્ષ્મ હોવા છતા તેમાં થોડું ગણિત કરવું પડે છે. અહીં નીચે જે રીત હું આપુ છુ, તેમાં કંઇ ગણિત કરવું પડતુ નથી; માત્ર કોષ્ટક ઉપરથી જ વખત જાણી શકાય છે આ રીત પ્રમાણે મળતા વખતમાં પાંચેક મિનિટ સુધીની સ્થૂલતા કોઈવખત આવશે, પણ જો એટલો તફાવત ચલાવી લેવો હોય, તો બહુ જ થોડી મહેનતે વખત જાણી શકાય છે.

નીચે આપેલુ કોષ્ટક માત્ર ગુજરાત માટે જ બનાવવામા આવ્યુ છે. તે અમદાવાદના અક્ષાંશ (૨૩) માટે બનાવ્યુ છે, પણ ગુજરાતના બીજા કોઈ પણ સ્થળ માટે તેનો ઉપયોગ કરવાથી બે-ત્રણ મિનિટ કરતા વધારે ફરક નહિ પડે. વળી કિરણવક્રીભવનનો હિસાબ આ કોષ્ટકમા લીધો નથી, તેને લીધે વધુમાંવધુ બે મિનિટનો ફરક આવશે

છાયા પરથી સમય બહુ સૂક્ષ્મતાથી જાણી શકાય જ નહિ. તેના ઘણા કારણ છે તેમાંનું એક કારણ એ છે કે છાયા (Umbra), ઉપચ્છાયા (Penumbra)અને પ્રકાશ, એ ત્રણે એકબીજામાં એવી રીતે મળી જાય છે કે તેઓની વચ્ચેની સીમાઓ સ્પષ્ટ દેખી શકાતી નથી હિસાબ માટે વહેવારુ માર્ગ એવો કાઢી શકાય કે ચોખ્ખા પ્રકાશ અને ચોખ્ખી છાયાની બરાબર અધવચ સુધી છાયાની લંબાઈ ગણવી

બરાબર સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે છાયા અનંત લંબાઇની હોય છે, તેથી તેનો છેડો દેખી શકાતો નથી. તેથી મેં નીચેના કોષ્ટકમાં સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયો આપ્યા છે, જેથી સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયો સીધા જાણી શકાય.

સૂર્યોદય પછી અને સૂર્યાસ્ત પહેલાં લગભગ એક કલાક સુધી છાયા અત્યંત લાંબી હોય છે તેને સૂક્ષ્મતાથી માપવી મુશ્કેલ છે વળી તેનો છેડો બહુ અસ્પષ્ટ હોય છે.આ ઉપરાંત એ સમયે કોષ્ટકપરથી હિસાબ કરવાથી પૂરતી સૂક્ષ્મતા આવતી નથી આ કારણોને લીધે નીચેના કોષ્ટકમાં પદાર્થના ૧૦ ગણા કરતા વધારે લાંબી છાયાઓ છોડી દીધી છે. આને લીધે સૂર્યોદય પછીનો અને સૂર્યાસ્ત પહેલાનો લગભગ ૧ કલાક સુધીનો સમય છોડી દેવો પડ્યો છે.

આ કોષ્ટકનો ઘણોખરો ભાગ શ્રી છોટુભાઈ સુથારે તૈયાર કરી આપ્યો છે તે માટે હું એમનો અત્યંત ઋણી છુ

છાયા માપવા માટે જમીન સપાટ અને સીધી(ક્ષિતિજ સમાંતર) જોઈએ અને પદાર્થને જમીન પર સીધો (લંબ) રાખવો જોઈએ. એક સગવડવાળી રીત એ છે કે આપણી પોતાની ઊંચાઈ ઇંચમા માપી રાખવી; અને ૧૦ પગલાં(પગ) ભરીને તેની લંબાઈ ઇંચમા,ને તે પરથી એક પગલાની લંબાઇ ઇંચ અને ઇંચના દશાંશમાં માપીને નોંધી રાખવી. પછી જમીન ઉપર એક નિશાન રાખી તે નિશાન ઉપર આપણી છાયાનો માથાવાળો છેડો પડે એમ ટટ્ટાર ઊભા રહેવું અને આપણા બે પગમાંથી કોઈપણ પગની એડીના છેડાનું નિશાન કરી લેવું. પછી છાયાને પગલાંથી માપી પગલાની લંબાઇ પરથી છાયાની લંબાઈ કાઢવી

છાયાફલ—છાયાની લંબાઇને ૧૦૦થી ગુણી તેને પદાર્થની લંબાઇ વડે ભાગવાથી જે આવે તેને છાયાફલ કહીશું. સામેના કોષ્ટકમા

કોષ્ટક

| તારીખ | વેળાંતર મિનિટ | તારીખ | વેળાંતર મિનિટ | ક ૧૨ | ક ૧૨॥ ૧૧॥ | ક ૧૩ ૧૧ | ક ૧૩॥ ૧૦॥ | ક ૧૪ ૧૦ | ક ૧૪॥ ૯॥ | ક ૧૫ ૯ | ક ૧૫॥ ૮॥ | ક ૧૬ ૮ | ક ૧૬॥ ૭॥ | ક ૧૭ ૭ | ક ૧૭॥ ૬॥ | ક ૧૮ ૬ | સૂર્યોદય ક. મિ. | સૂર્યાસ્ત ક. મિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૨ ડિસે. | —૨ | ૨૨ ડિસે. | —૨ | ૧૦૫ | ૧૦૭ | ૧૧૨ | ૧૧૬ | ૧૪૧ | ૧૬૭ | ૨૦૩ | ૨૬૦ | ૩૬૧ | ૫૮૬ | | | | ૬-૪૦ | ૧૭-૨૧ |
| ૨૧ જાન્યુ. | +૧૧ | ૨૨ નવે. | −૧૪ | ૯૩ | ૯૫ | ૧૦૦ | ૧૧૮ | ૧૨૭ | ૧૫૦ | ૧૮૩ | ૨૩૩ | ૩૧૭ | ૪૯૧ | | | | ૬-૩૩ | ૧૭-૨૮ |
| ૫ ફેબ્રુ. | +૧૪ | ૭ નવે. | −૧૬ | ૮૧ | ૮૩ | ૮૯ | ૧૦૦ | ૧૧૪ | ૧૩૫ | ૧૬૫ | ૨૦૯ | ૨૮૧ | ૪૧૦ | ૮૧૮ | | | ૬-૨૫ | ૧૭-૩૫ |
| ૧૮ ફેબ્રુ. | +૧૪ | ૨૫ ઑક્ટો. | −૧૬ | ૭૦ | ૭૨ | ૭૮ | ૮૯ | ૧૦૨ | ૧૨૨ | ૧૫૦ | ૧૮૯ | ૨૫૨ | ૩૬૫ | ૬૪૮ | | | ૬-૧૮ | ૧૭-૪૨ |
| ૧ માર્ચ | +૧૩ | ૧૪ ઑક્ટો. | −૧૪ | ૬૦ | ૬૨ | ૬૮ | ૭૯ | ૯૨ | ૧૧૧ | ૧૩૭ | ૧૭૨ | ૨૨૮ | ૩૨૪ | ૫૪૭ | | | ૬-૧૧ | ૧૭-૪૯ |
| ૧૧ માર્ચ | +૧૦ | ૪ ઑક્ટો. | −૧૧ | ૫૧ | ૫૩ | ૬૦ | ૭૦ | ૮૩ | ૧૦૨ | ૧૨૬ | ૧૫૯ | ૨૦૯ | ૨૯૦ | ૪૬૩ | | | ૬—૫ | ૧૭-૫૬ |
| ૨૧ માર્ચ | +૮ | ૨૩ સપ્ટે. | —૭ | ૪૨ | ૪૫ | ૫૨ | ૬૨ | ૭૬ | ૯૮ | ૧૧૭ | ૧૪૮ | ૧૯૩ | ૨૬૫ | ૪૦૮ | ૮૨૪ | | ૫-૫૭ | ૧૮-૨ |
| ૩૧ માર્ચ | +૪ | ૧૩ સપ્ટે. | —૪ | ૩૪ | ૩૭ | ૪૫ | ૫૫ | ૭૦ | ૮૭ | ૧૦૯ | ૧૩૮ | ૧૮૦ | ૨૪૫ | ૩૬૩ | ૬૭૨ | | ૫-૫૧ | ૧૮—૯ |
| ૧૧ એપ્રિ. | +૧ | ૩ સપ્ટે. | ૦ | ૨૭ | ૩૧ | ૩૮ | ૫૦ | ૬૪ | ૮૧ | ૧૦૨ | ૧૩૦ | ૧૬૯ | ૨૨૯ | ૩૩૭ | ૫૬૭ | | ૫-૪૪ | ૧૮-૧૭ |
| ૨૨ એપ્રિ. | −૧ | ૨૨ ઑગ. | +૩ | ૧૯ | ૨૩ | ૩૨ | ૪૫ | ૬૦ | ૭૬ | ૯૭ | ૧૨૩ | ૧૬૦ | ૨૧૩ | ૩૦૧ | ૪૯૨ | | ૫-૩૬ | ૧૮-૨૩ |
| ૫ મે | −૩ | ૯ ઑગ. | +૫ | ૧૨ | ૧૮ | ૨૭ | ૪૨ | ૫૬ | ૭૨ | ૯૩ | ૧૧૮ | ૧૫૨ | ૨૦૦ | ૨૮૦ | ૪૩૬ | ૯૨૧ | ૫-૨૯ | ૧૮-૩૧ |
| ૨૧ મે | −૪ | ૨૪ જુલા. | +૬ | ૫ | ૧૫ | ૨૬ | ૩૯ | ૫૪ | ૭૦ | ૯૦ | ૧૧૪ | ૧૪૫ | ૧૯૦ | ૨૬૧ | ૩૯૩ | ૭૫૧ | ૫-૨૨ | ૧૮-૪૦ |
| ૨૧ જૂન | +૧ | ૨૧ જૂન | +૨ | ૦ | ૧૩ | ૨૫ | ૩૮ | ૫૨ | ૬૮ | ૮૭ | ૧૧૧ | ૧૪૧ | ૧૮૩ | ૨૩૫ | ૩૬૩ | ૬૩૪ | ૫-૧૪ | ૧૮-૪૭ |



## પૃથ્વી પર જીવન કેમ પાંગર્યું [૪]

સળગતા તારાના રૂપમાંથી ઠરીને પૃથ્વીનું બંધારણ દૃઢ થયા બાદ તેના પર પહેલવહેલી જીવસૃષ્ટિ આજથી ત્રણ કરોડ વર્ષ ઉપર પ્રકટી ત્યારથી માંડીને એ જીવસૃષ્ટિ ઉત્તરોત્તર જે જે રૂપમા વિકસતી ગઇ તેના જુદાજુદા યુગ વૈજ્ઞાનિકોએ પાડયા છે. તેમાના 'પર્મિયન' યુગ સુધી ગયા હપતામાં આપણે પહોંચ્યા હતા. એ યુગ આજથી એંશી લાખ વરસ પર થઈ ગયો અને તેની સાથે પૃથ્વીના ઇતિહાસનું પહેલુ પ્રકરણ પૂરૂં થયું તે પછી દસ લાખ વર્ષે—એટલે કે આજથી સિત્તેર લાખ વર્ષ ઉપર ટ્રિયાસિક યુગ શરૂ થયો આ યુગમા મુખ્ય ફેરફારો બે થયા (૧) વનસ્પતિસૃષ્ટિમાં ફર્ન ઉપરાંત બીજાં વિવિધ પ્રકારના ઝાડ વધવા લાગ્યાં, ને (૨) આજસુધી કરોડ વિનાના પ્રાણીઓ હતાં તેમા કરોડવાળા પ્રાણીઓનો નવો જન્મ થયો જળચરોમાં અરધી માછલી ને અરધી ગરોળીના રૂપની 'ઇચયાથોસૉરસ' નામની મત્સ્ય-ગરોળીઓ પેદા થઇ ને જમીન ઉપર સ્તનવાળા પ્રાણીઓ પ્રકટયાં પેટે ચાલનારા જમીનનાં બીજાં મોટા પ્રાણીઓમાં પણ ઉમેરો થયો. આમ, આ યુગથી પૃથ્વી પરના પ્રાણીજીવનનુ બીજું પ્રકરણ શરૂ થયું.

(ચાલુ) (COURTESY: WORLD OF WONDER)

---

અમુક અમુક દિવસને અંતરે અંગ્રેજી તારીખો અને ૩૦–૩૦ મિનિટને અંતરે સમયો માટે 'છાયાફલો' આપ્યાં છે. ને ઉપરથી, આપેલી તારીખ અને આપેલા છાયાફલ માટે સમય કાઢવાનો છે

કોષ્ટકમાં આપેલા સમયો (સૂર્યોદય અને સૂર્યાસ્તના સુધ્ધા) દૃશ્ય કાલ છે. 'દૃશ્ય કાલ' એટલે સૂર્ય પરથી ગણેલો કુદરતી વખત. આ જ ખરો વખત છે, પણ પૃથ્વી સૂર્યની આજુબાજુ ઓછીવત્તી ગતિથી ફરે છે, તેથી આ વખત પણ ઓછી વત્તી ગતિથી વહે છે તેથી તેને ઘડિયાળથી બતાવી શકાતો નથી; કારણકે ઘડિયાળ તો એકસરખી ગતિથી જ ચાલે છે. ઘડિયાળથી જણાતા સમયને મધ્યમ કાલ કહે છે. 'મધ્યમ કાલ' બે જાતનો છે સ્થાનિક (લોકલ) અને સ્ટાંડર્ડ. કોષ્ટકમાં તારીખોની નીચે જે વેલાંતર આપ્યુ છે તે '+' હોય, તો દૃશ્ય કાલમા ઉમેરવાથી અને '–' હોય તો દૃશ્ય કાલમાથી બાદ કરવાથી મધ્યમ કાલ આવે છે ૮૨॥ રેખાંશનો સમય એ જૂનો સ્ટાંડર્ડ ટાઇમ છે અને ૯૭॥ રેખાંશનો સમય એ નવો સ્ટાંડર્ડ ટાઇમ છે એક રેખાંશે ૪ મિનિટ વધે છે, તેથી ઇષ્ટ સ્થળના રેખાંશને ૮૨॥ માથી કે ૯૭॥ માથી બાદ કરવાથી જે આવે તેને ૪ વડે ગુણવાથી જેટલા આવે તેટલી મિનિટ સ્થાનિક કાલમા ઉમેરવાથી જૂનો કે નવો (અનુક્રમે) સ્ટાંડર્ડ ટાઇમ આવે છે. અત્યારના યુદ્ધ પહેલા જે સમય હતો, તે જૂનો સ્ટાં. ટા અને અત્યારે તેના કરતા ૧ કલાક આગળ જે સમય રાખ્યો છે, તે નવો સ્ટા. ટા. છે. તેથી જૂના સ્ટા. ટા. મા ૧ કલાક ઉમેરવાથી પણ નવો સ્ટા ટા આવે છે

સમયો બેવડા આપ્યા છે, તેનું કારણ એ છે કે બપોર (૧૨ કલાક દૃશ્ય કાલ) પહેલા તેમ જ બપોર પછી, બપોરથી સરખે અંતરે દિવસમા બે વખત છાયા સરખી થાય છે, તેથી છાયા સવારની કે સાંજની હોય તે પ્રમાણે સમય નક્કી કરવો બપોર પછીના ૧, ૨, વગેરે કલાકોને માટે કોષ્ટકમા ૧૩, ૧૪, વગેરે કલાકો લખ્યા છે લગભગ બપોરનો વખત હોય, તો વખત નક્કી કરવામાં મુશ્કેલી પડશે. તેનો ઉપાય એ છે કે થોડી વાર રાહ જોઇને ફરીને તે જ પદાર્થની છાયા માપવી. જો છાયા ઘટતી માલૂમ પડે તો ૧૨ કલાક પહેલાંનો સમય છે અને જો વધતી માલૂમ પડે તો ૧૨ કલાક પછીનો સમય છે એમ સમજવું

કોષ્ટક વાપરવાની રીત બરાબર સમજાય એટલા માટે નીચે બે ઉદાહરણો ગણી આપ્યાં છે.

**ઉદાહરણ ૧ લું:** અમદાવાદમાં માર્ચની ૫મી તારીખે સવારે ૪ ફૂ ૫ ઇ લાંબી લાકડીની છાયા ૯ ફૂ. ૧ ઇ. પડી, તો સમય કાઢો. અને તે જ દિવસના અમદાવાદના સૂર્યોદય અને સૂર્યાસ્તના સમય કાઢો. (અમદાવાદના રેખાંશ ૭૨॥ છે)

છાયા = ૧૦૯ ઇં પદાર્થ = ૫૩ ઇ. ૧૦૯ ×૧૦૦ – ૫૩ = ૨૦૬ (લગભગ) છાયાફલ આવ્યુ કોષ્ટકમાં સવારના ૮ વાગ્યાનુ ૧ માર્ચનુ છાયાફલ ૨૨૮ અને ૧૧ માર્ચનું છાયાફલ ૨૦૯ છે. હવે આપણે ૫મી માર્ચનુ છાયાફલ કાઢવું છે ૧ તથા ૧૧ માર્ચની વચ્ચેના ૧૦ દિવસમા છાયાફલ ૨૨૮ – ૨૦૯ = ૧૯ ઘટયું, તો ૧ અને ૫ માર્ચની વચ્ચેના ૪ દિવસમાં છાયાફલ કેટલું ઘટશે? આનો હિસાબ ત્રિરાશિથી કરવાથી ૪ × ૧૯ ÷ ૧૦ = ૮ આવ્યા, તેટલું છાયાફલ ઘટશે તેથી તા ૫ સવારે ૮ વાગ્યે છાયાફલ=૨૨૮–૮=૨૨૦

આ જ પ્રમાણે કોષ્ટકમાં સવારે ૮॥ વાગ્યે ૧ માર્ચનુ છાયાફલ ૧૭૨ અને ૧૧ માર્ચનું છાયાફલ ૧૫૯ છે ૧૭૨–૧૫૯=૧૩ તેથી આગળ પ્રમાણે ૧૩×૪–૧૦=૫ (લગભગ)=છાયાફલનો ઘટાડો આવ્યો તેથી તા. ૫ માર્ચનું ૮॥ વાગ્યાનુ છાયાફલ=૧૭૨–૫=૧૬૭

આમ ૫ માર્ચનું ૮ વાગ્યાનું છાયાફલ ૨૨૦ અને ૮॥ વાગ્યાનુ ૧૬૭ છે તેથી ૩૦ મિનિટમા છાયાફલ ૨૨૦–૧૬૭=૫૩ ઘટ્યુ આપણું છાયાફલ ૨૦૬ છે. તેથી ૨૨૦–૨૦૬=૧૪ ઘટાડો કેટલી મિનિટમા થશે? આ હિસાબ ત્રિરાશિથી કરતા ૧૪×૩૦–૫૩=૮ (લગભગ) આવ્યા. તેથી સમય=૮ ક ૮ મિ દૃશ્ય કાલ

૧ માર્ચનું વેલાંતર +૧૩ મિ. અને ૧૧ માર્ચનુ +૧૦ મિ છે તે પરથી ૫ માર્ચનું +૧૨ મિ. આવે ૮ ક. ૮ મિ. +૧૨ મિ =૮ ક. ૨૦ મિ સ્થાનિક કાલ આવ્યો

રેખાંશ ૮૨॥–૭૨॥ (અમદાવાદનું)=૧૦. ૧૦×૪=૪૦ મિનિટ ૮ ક ૨૦ મિ + ૪૦ મિ = ૯ ક. ૦ મિ. જૂનો સ્ટાંડર્ડ ટાઇમ આમા ૧ ક. ઉમેરવાથી ૧૦ ક. ૦ મિ. નવો સ્ટા ટા

કોષ્ટકમાં સૂર્યોદયનો સમય તા. ૧ માર્ચનો ૬ ક. ૧૧ મિ અને તા. ૧૧ માર્ચનો ૬ ક. ૫ મિ આપ્યો છે; આ પરથી તા. ૫ માર્ચનો ૬ ક ૯ મિ દૃશ્ય કાલ આવ્યો તેમાં ઉપર પ્રમાણે વેલાંતર + ૧૨ મિ ઉમેરવાથી ૬ ક. ૨૧ મિ સ્થાનિક કાલ આવ્યો. તેમાં ઉપર પ્રમાણે ૪૦ મિ ઉમેરવાથી ૭ ક. ૧. મિ જૂનો સ્ટા ટા અને ૮ ક. ૧ મિ. નવો સ્ટા. ટા. આવ્યો.

કોષ્ટકમાં સૂર્યાસ્તનો સમય તા. ૧ માર્ચનો ૧૭ ક ૪૯ મિ અને તા. ૧૧ માર્ચનો ૧૭ ક ૫૬ મિ આપ્યો છે તે પરથી ૫ માર્ચનો ૧૭ ક. ૫૨ મિ દૃશ્ય કાલ આવ્યો તેમાં + ૧૨ મિ વેલાંતર ઉમેરવાથી ૧૮ ક. ૪ મિ. સ્થાનિક કાલ આગા ૪૦ મિ ઉમેરવાથી ૧૮ ક. ૪૪ મિ. જૂનો સ્ટા ટા અને ૧૯ ક. ૪૪ મિ નવો સ્ટા ટા. આવ્યો.

ઉદાહરણ ૨ જું દ્વારકામા તા. ૧૯ ઓક્ટોબરની સાંજે ૫ ફૂ ૪ ઇં. ઊંચા માણસની છાયા ૨૬ પગલાં થઈ. તેનું દરેક પગલું ૧૧ ઇંચનું છે તો સમય કાઢો; અને તે જ દિવસના દ્વારકાના સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયો કાઢો (દ્વારકાના રેખાંશ ૬૯ છે.)

છાયા=૨૬×૧૧=૨૮૬ ઇં પદાર્થ=૬૪ ઇં. છાયાફલ=૨૮૬×૧૦૦÷૬૪=૪૪૭ (લગભગ)

કોષ્ટકમાં ૧૬॥ કલાકનું ૧૪ ઑક્ટોબરનું છાયાફલ ૩૨૪ અને ૨૫ ઑક્ટો. નું ૩૬૫ આપ્યું છે ૩૬૫–૩૨૪=૪૧ નો વધારો ૧૧ દિવસમાં થાય છે તો ૫ દિવસમાં ૫×૪૧÷૧૧=૧૯ (લગભગ) વધારો થાય તેથી ૧૯ ઑક્ટો નું ૧૬॥ કલાકનું છાયાફલ =૩૨૪+૧૯=૩૪૩

આ જ પ્રમાણે કોષ્ટકમાં ૧૭ કલાકનું ૧૪ ઑક્ટો નું છાયાફલ ૫૪૭ અને ૧૫ ઑક્ટો નું ૬૪૮ છે ૬૪૮–૫૪૭=૧૦૧ ૫×૧૦૧÷૧૧=૪૬ (લગભગ), તેથી ૧૯ ઑક્ટો નું ૧૭ ક. નું છાયાફલ=૫૪૭+૪૬=૫૯૩ આમ, ૧૯ ઑક્ટો.નું ૧૬॥ ક નું છાયાફલ ૩૪૩ અને ૧૭ ક નું ૫૯૩ છે. આપણું છાયાફલ ૪૪૭ છે ૫૯૩– ૩૪૩ =૨૫૦ નો વધારો ૩૦ મિનિટમાં થાય છે, તો ૪૪૭–૩૪૩=૧૦૪ નો વધારો ૧૦૪×૩૦÷૨૫૦=૧૨ મિ (લગભગ) માં થાય તેથી ૧૬॥ ક.+૧૨ મિ =૧૬ ક ૪૨ મિ દૃશ્ય કાલ.

કોષ્ટકમાં ૧૪ ઑક્ટો નું વેલાંતર–૧૪ મિ અને ૨૫ ઑક્ટો.નું –૧૬ મિ. છે. તે પરથી ૧૯ ઑક્ટો.નું–૧૫ મિ આવે ૧૬ ક ૪૨ મિ –૧૫ મિ =૧૬ ક ૨૭ મિ સ્થાનિક કાલ હવે દ્વારકાના રેખાંશ ૬૯ છે. ૮૨॥–૬૯=૧૩॥ ૧૩॥×૪=૫૪ મિ ૧૬ ક. ૨૭ મિ +૫૪ મિ.=૧૭ ક. ૨૧ મિ. જૂનો સ્ટા ટા =૧૮ ક ૨૧ મિ. નવો સ્ટા. ટા

કોષ્ટકમાં ૧૪ ઑક્ટો.નો સૂર્યોદય ૬ ક ૧૧ મિ. અને ૨૫ ઑક્ટો નો ૬ ક ૧૮ મિ છે. આ ઉપરથી ૧૯ ઑક્ટો. નો સૂર્યોદય ૬ ક ૧૪ મિ દૃશ્ય કાલ

વેલાંતર–૧૫ મિ છે. તેથી ૬ ક. ૧૪ મિ.–૧૫ મિ.=૫ ક ૫૯ મિ સ્થાનિક કાલ. અને ઉપર પ્રમાણે ૫ ક ૫૯ મિ +૫૪ મિ =૬ ક ૫૩ મિ. જૂનો સ્ટાં. ટા =૭ ક. ૫૩ મિ. નવો સ્ટાં. ટા. સૂર્યોદયનો સમય

કોષ્ટકમાં ૧૪ ઑક્ટો નો સૂર્યાસ્ત ૧૭ ક ૪૯ મિ. અને ૨૫ ઑક્ટો નો સૂર્યાસ્ત ૧૭ ક. ૪૨ મિ. છે તે પરથી ૧૯ ઑક્ટો નો ૧૭ ક ૪૫ મિ દૃશ્ય કાલ

૧૭ ક ૪૫ મિ.–૧૫ મિ=૧૭ ક. ૩૦ મિ સ્થાનિક કાલ

૧૭ ક ૩૦ મિ+૫૪ મિ.=૧૮ ક. ૨૪ મિ. જૂનો સ્ટાં. ટા.=૧૯ ક ૨૪ મિ નવો સ્ટાં. ટા સૂર્યાસ્ત.

હરિહર ભટ્ટ




વિખ્યાત અમેરિકન હાસ્યલેખક માર્ક ટ્વેન (જેનું સાચું નામ ક્લેમેન્સ) નાનો હતો ત્યારે નિશાળમાં કાંઈક તોફાન કરવા માટે તેને પાંચ ડૉલર દંડ અગર આખી નિશાળ સમક્ષ હાથપર નેતરની સોટીના પાંચ ફટકાની હેડમાસ્તરે સજા કરી. ઘેર આવીને તેણે પોતાના પિતાને આ સજાની વાત કરી. પોતાના છોકરાને જાહેરમાં સજા થાય તે કરતાં દંડ ભરી દેવાનું સ્વાભિમાની પિતાએ પસંદ કર્યું, પણ સાથેસાથે કહ્યું, 'હેડ માસ્તરને આપવાનો દંડ તો હું ભરી દઈશ. પણ તારા આ ગુનાની સજા તને તો બરાબર યાદ રહેવી જોઈએ, એટલે તને હું અહીં પાંચ ફટકા મારીશ'

પાંચ ફટકાની વેદના તો ક્લેમેન્સને બહુ થઈ; પણ બીજે દહાડે નિશાળે જતાં તેને એક બુદ્ધિ સૂઝી. પાંચ ફટકા ખાવાથી ઘડીભર વેદના જ થાય છે; કાંઈ મરી નથી જવાતું માટે બીજા પાંચ ફટકા હેડમાસ્તરને હાથે પણ જાહેરમાં ખાઈ લેવા, અને આ દંડના પાંચ ડૉલર આપણે ખિસ્સાખર્ચ માટે રાખવા શા ખોટા?' .. અને તેણે નિશ્ચયથી બીડેલા હોઠે બીજા પાંચ ફટકા પણ જાહેરમાં ખાઈ લીધા.

મોટો થયા પછી ટ્વેન પોતાના મિત્રોને કહેતો કે એ પાંચ ડૉલર એ મારા જીવનની પહેલી કમાણી હતી

જલિયાંવાલા બાગમાં જનરલ ડાયરે કરેલી કતલની તપાસણી કરવા હંટર સમિતિ નિમાઈ, ત્યારે ચીમનભાઈ (સર ચીમનલાલ સેતલવાડ) તેના સભ્ય હતા હંટર કમિટીનો પ્રમુખ લૉર્ડ હંટર પહેલાં તો સ્વતંત્ર વિચારનો હતો, પણ લાહોર જઈને એ બદલાયો. ચાર અંગ્રેજો એક તરફ અને ત્રણ હિંદીઓ બીજી તરફ અને તેમના અભ્યાસ ચીમનભાઈ આખરે રીપોર્ટ લખવા બધા આગ્રા જઈને એક બંગલામાં રહ્યા બે પક્ષનો અંગત સબંધ પણ બગડ્યો. સાથે જમવાનું પણ છોડ્યું એક વખત વાત કરતાં હંટર ગરમ થઈ ગયો. તેણે ચીમનભાઈને કહ્યું: 'તમારે અંગ્રેજોને દેશ બહાર કાઢવા છે?' ચીમનભાઈએ જવાબ આપ્યો: 'જરૂર, જો અંગ્રેજોના પ્રતિનિધિઓ તમારા જેવા હોય તો!' ('સીધાં ચઢાણ'માં કનૈયાલાલ મુનશી)

સર ગુરુદાસ બૅનરજી (જે પાછળથી જજ થયા) જ્યારે કલકત્તામાં હાઈકોર્ટ વકીલ હતા ત્યારે એક વખત કોઈ કેસને કામે બહારગામની કોર્ટમાં જવા ત્યાંના જજે એમની નાની ઉંમર અને છોકરવાદી દેખાવ જોઈ તરફથી પ્રશ્ન કર્યો કે 'તમે હાઈકોર્ટ વકીલ છો એ હું કેમ માનું?' સર ગુરુદાસે અદબથી કહ્યું કે, આપ અહીંના માનમરતબાવાળા વકીલને પૂછીને ખાત્રી કરી શકો છો 'પણ એથી એ જ્યારે જજે સંતોષ ન બતાવ્યો ત્યારે સર ગુરુદાસે કહ્યું કે 'હું અહીં હાઈકોર્ટ વકીલ તરીકેના મારા હકથી આપની સામે ઊભો રહેવાનો જ છું, અને આપના માન્યામાં તે ન આવતું હોય તો ખોટા અધિકારધારી તરીકે આપ મારી સામે કેસ કરી શકો છો' કહેવાની જરૂર નથી કે વાતનો ત્યાં તરત અંત આવી ગયો. (ચુનીલાલ શાહ)

---

જે નિયમબદ્ધતાને નથી માનતો તે વાસ્તવમાં સ્વતંત્રતાને પણ નથી માનતો કુદરત સ્વતંત્ર છે, કારણ તે નિયમબદ્ધ છે.

જેઓ જીવનને પૂરેપૂરી રીતે માણી શકે છે તેમને મૃત્યુની વ્યાખ્યાઓ શોધવાની માથાકૂટમાં ઊતરવું પડતું નથી

સમજથી રાખેલું મૌન જ હિતકારી છે ભયથી રાખેલું મૌન પતનકારી છે.

યુવાની એ વેગનું અને ઘડપણ એ વિવેકનું પ્રતિબિમ્બ બનવું જોઈએ.



# સંસારનાં શહેરો

## ૪૪-ક્વિબેક

ચાલુ મહાયુદ્ધને અંગે થએલી છેલ્લી ઍંગ્લો-અમેરિકન મંત્રણાઓથી પ્રખ્યાત થએલું કૅનેડાનું આ નાનકડું શહેર કૅનેડાના તેમજ જગતના ઇતિહાસમાં બે મહત્ત્વના પ્રસંગોથી અમર થએલું છે. એક તો કૅનેડા શોધનાર ફ્રેન્ચ નૌકાસફરી જૅક્સ કાર્તિયર પહેલવહેલો ત્યાં ઊતર્યો, ને કૅનેડાનું સૌ પહેલું ગોરું (ફ્રેન્ચ) સંસ્થાન શૅમ્પ્લેઇને ત્યાં વસાવ્યું, અને બીજું, પાણીને કિનારે ઊભેલી સીધા ચઢાણવાળી ઊંચી ટેકરી પર આવેલી કુદરતી રક્ષણવાળી તેની મજબૂત કિલ્લેબંદીમાં ગાબડું પાડીને જનરલ વુલ્ફે અંગ્રેજોને માટે કરેલો તેનો વિજય. તેત્રીસ વરસના એ નવજવાન બ્રિટિશ જનરલે માત્ર ૯૦૦૦ સૈનિકોની મદદથી બુદ્ધિ અને બાહુબળથી કરેલી ક્વિબેકની એ ફત્તેહગીરી જગતના લશ્કરી ઇતિહાસનું એક મહાકાવ્ય ગણાય છે.

બ્રિટિશોની કૅનેડાની જીતના પ્રતીક રૂપ આ નગર કૅનેડાનું સૌથી જૂનું, ઐતિહાસિક મહત્ત્વનું અને રૂપસુંદર શહેર છે. ૧૭૯૧થી ૧૮૪૧ સુધી તો તે કૅનેડાનું પાટનગર હતું. આટલાંટિક મહાસાગરમાં મુખ ફાડીને પડેલા સેન્ટ લૉરેન્સના અખાતમાં પડતી સેન્ટ લૉરેન્સ નદીને કાંઠે આવેલું હોઈ કૅનેડાના દરિયાઈ વેપારનું પણ તે અગત્યનું મથક છે.

'ક્વિબેક' એ મૂળ અમેરિકન ઇન્ડિયન ભાષાનો શબ્દ છે, ને તેનો અર્થ થાય છે 'સાંકડું થયું'. સેન્ટ લૉરેન્સ નદી અહીં સાંકડી બની હોઈ તેનું એ નામ પડેલું.

સેન્ટ લૉરેન્સના અખાતથી ૩૦૦ માઈલ અંતરાળમાં, નદીને ઉત્તર કાંઠે, આઠ માઈલ પથરાએલા ઉચ્ચ પ્રદેશ પર તે વસેલું છે, અને નદી પર પડતો તેનો ભાગ તો કેપ ડાયમંડ નામની સીધા ચઢાણવાળી ૩૩૩ ફૂટ ઊંચી ટેકરી પર 'નદી પર તોળાઇ રહ્યો' છે, જેના પર જૂનો ફ્રેન્ચ કિલ્લો છે. ત્યાંથી નદીને કાંઠે-કાંઠે તથા અંતરાળમાં ઢોળાવ પડતું શહેર વસ્યું છે અને તેને છેડે તેની વિશાળ ને ઊંડી બંદરગાહ આવેલી છે. વરસમાં માત્ર ત્રણ-ચાર માસ જ તે બરફને લીધે બંધ રહે છે, અને દુનિયાભરમાં મોટામાંમોટી સુકી ગોદી તરીકે મશહૂર તેનો ધક્કો મોટામોટા જંગી જહાજોને સમાવે એવડો વિશાળ છે.

ઉપલું શહેર અને નીચલું શહેર એવા ક્વિબેકના બે ભાગ છે. સાંકડા ને વાંકાચૂંકા રસ્તા તથા ગીચ મહોલ્લાવાળું નીચલું ગામ જૂની ફ્રેન્ચ વસાહતથી સભર ભર્યું છે ને શહેરનો વેપાર પણ બધો ત્યાં જ ધમધમે છે. ઉપલા શહેરમાં પહોળા રસ્તા, ઉજળિયાત વસતિ અને જાહેર મકાનો છે. તેમાં ૧૪૦૦ ફૂટ લાંબી ને ૨૦૦ ફૂટ ઊંચી 'ડફરિન ટેરેસ' નામની જગ્યા બહુ વખણાય છે. લશ્કરી દૃષ્ટિએ અજેય ગણાએલો ફ્રેન્ચનો મૂળ કિલ્લો પણ અહીં જ છે ત્યાંથી પેલી મેર 'અબ્રાહમના મેદાન'ના નામનો સપાટ પ્રદેશ છે, જ્યાં વુલ્ફે ફ્રેન્ચ લશ્કરનો સામનો કરેલો અને ક્વિબેક જીતતાં માર્યો ગએલો.

અહીં આકરી ઠંડી પડે છે, પણ હવામાન તંદુરસ્તીભર્યું છે, જે શિયાળામાં ૧૦ ડિગ્રી ને ઉનાળામાં ૭૦ ડિગ્રી સુધી રહે છે. વસતિનો મોટો ભાગ રોમન કૅથોલિક ધર્મ પાળે છે અને દોઢ લાખની વસતિમાંથી સવા લાખ જેટલા તો ફ્રેન્ચ કૅનેડિયન જ છે.

ક્વિબેક પ્રાંતની રાજધાનીનું આ શહેર લાંબા કાળ સુધી કૅનેડાનું મુખ્ય બંદર હતું, પણ પાછળથી મૉન્ટ્રીઅલનું મહત્ત્વ વધ્યું. જોકે હમણાં પાછું તે જામતું જાય છે. ક્વિબેકનાં સમૃદ્ધ જંગલો, અને નદીઓ તથા સરોવરોથી ભરચક તેની જળશક્તિના ઉત્પન્ન ઉપર તેનો વેપાર અવલંબે છે. શૉવિનિગનનો વિખ્યાત જળધોધમાંથી તેને ભરપૂર વીજળિક શક્તિ મળે છે અને દુનિયામાં સૌથી અદ્યતન ગણાતું કાગળનું કારખાનું પણ હમણાં અહીં જ સ્થપાયું છે. સાંચાકામ, ચામડાં, કટલરી, બંદૂકનો દારૂ, દોરડાં, પોલાદ અને વાજિંત્રોની બનાવટ એ તેના મુખ્ય ઉદ્યોગો છે.

ઈ. ૧૫૩૫માં જૅક્સ કાર્તિયરે તે શોધી કાઢ્યું ત્યારે ત્યાં સ્ટૅડાકૉના નામનું રેડ ઇંડિયનોનું મોટું ગામ હતું. ઈ. ૧૬૦૮ના જુલાઇમાં શૅમ્પ્લેઇને 'ન્યૂ ફ્રાન્સ'ના નામથી અહીં વસાહત સ્થાપીને આ શહેરની સ્થાપના કરી પણ તેની પ્રગતિ બહુ જ ધીમી થઈ. ઈ. ૧૬૨૯ સુધી માત્ર બે જ ગોરાં કુટુંબોએ ત્યાં કાયમી વસવાટ કર્યો હતો; બાકી પાદરીઓ, વેપારીઓ ને અમલદારો આવજા કરતા. અંગ્રેજોનો ડોળો તેના પર પહેલેથી જ હતો, એટલે એ જ સાલમાં (૧૬૨૯માં) સર ડેવિડ કર્કની સરદારી નીચે તેમણે તેના પર આક્રમણ કરી જીત્યું, પણ ૧૬૩૨માં પાછું ફ્રેન્ચને આપી દેવું પડ્યું. ૧૬૯૦માં માસાચુસેટ્સના ગવર્નર સર વિલિયમ ફિપ્સે તેને જીતવા ફરી હુમલો કર્યો, પણ હાર્યો. ૧૭૧૧માં સર હૉવેન્ડન વૉકરની સરદારી નીચે મોકલેલો મોટો કાફલો વહાણો ભાંગી જવાને કારણે નિષ્ફળ ગયો. પણ અંગ્રેજોએ ધીરજ ન ખોઇ અને ૧૭૫૯ની ૧૮મી સપ્ટેમ્બરે જનરલ વુલ્ફના વીરત્વ અને જોમ વડે જનરલ માૅન્ટકામ સામે તે જીત્યું, અને ૧૭૬૩ની પારીસની સંધિથી બ્રિટિશરોને કબજે છેવટનું સોંપાયું.



ધૂંધવતી સેન્ટ લૉરેન્સ નદી પર તોળાઈ રહેલી દુર્ધર્ષ ટેકરી ઉપરની કિલ્લેબંદી તથા 'ડફરિન ટેરેસ' નામની ૧૪૦૦ ફૂટ લાંબી વિશાળ મનોહર નગર-અટારી દર્શાવતું ક્વિબેકનું દૃશ્ય.

## વિકસતું વિજ્ઞાન

કપાસનો આઇસક્રીમ! રખે ચમકતા. વિજ્ઞાનની આ એક નવી પ્રક્રિયા છે અને તે દ્વારા બનેલો આઇસક્રીમ હોંશે હોંશે ખાઈ શકાય તેવો હોય છે. કપાસમાં સેલ્યુલોઝનું પુષ્કળ પ્રમાણ રહ્યું હોય છે એ તો સૌકોઈ જાણે છે. અને એ સેલ્યુલોઝનું ખાદ્યમૂલ્ય અથવા વિજ્ઞાનની પરિભાષા વાપરીએ તો 'starch equivalent' ખૂબ ઊંચું હોવાનું વિજ્ઞાને થોડા જ સમય પર શોધી કાઢ્યું છે. 'હાઇડ્રોલીસિસ' (hydrolysis) નામે ઓળખાતી પ્રક્રિયા દ્વારા એ સેલ્યુલોઝનું ગ્લુકોઝ વર્ગની સાકરમાં રૂપાંતર કરવામાં આવે છે. આવી જ રીતે જુદાંજુદાં ધાન્ય, બટાટા વગેરેમાંથી પણ સાકર સારવીને તેનો લિજ્જતદાર આઇસક્રીમ હવે અમેરિકામાં બનવા માંડ્યા છે. —અ.

ઓડિયો-સ્કેલ ( Adio scale ) નામનું એક નવું યંત્ર હમણાં બનાવવામાં આવ્યું છે, જે વડે આંધળાઓ પણ નાની નાની વસ્તુઓ સાચી પદ્ધતિથી તોળી શકે છે. આ યંત્રનો ખ્યાલ અમેરિકાની એક અંધ બાઇ એવીલી વૅાટસનને આવ્યો હતો. એમાં ખુબી એ છે કે એ ભિન્ન ભિન્ન વજન દીઠ એક એક જુદા પ્રકારનો રણકાર કરે છે. —ઇ. સ. દે.

# ભેદી ગોળીબાર

(અનુસંધાન પૃ ૧૬૬થી

બે-પુરાણું ફર્નિચર નવું બનાવવાનું કારખાનું દિવસ બાદ હિલ્ટ્રેથ એના મિત્ર ઈન્ગ્રામને સાથે લઈને વેસ્ટમેકૉટના ભાઈ રાલ્ફના કારખાને ગયો. ત્યાં પુરાણું ફર્નિચર સુધારવાનું, સમું કરવાનું અગર તેને નવું કરવાનું વગેરે કામ થતા હતા. કારખાનું ઘણું જૂની હતું અને બેમૂલ તથા અપ્રાપ્ય કિંમતી ફરનીચરો—જેવાં કે વૉલ્નટનું ટૅમ્પિયન ક્લૉક, અંદરની બાજુ રૂપાના અસ્તરવાળું કપડાનું કબાટ, સર્પાકાર પીઠવાળો બાદશાહી કૉચ—વગેરે પુરાણી કળાના અમૂલ્ય અને દુષ્પ્રાપ્ય નમૂનાઓ પર અતિશય ઝીણવટવાળું શ્રમસાધ્ય સમારકામ ચાલી રહ્યું હતું

પણ હિલ્ટ્રેથને આ બધાંમાં રસ નહોતો. રાલ્ફ એ બંનેને કારખાનાના અંદરના ભાગમાં લઈ ગયો. ત્યાં કીડાઓએ કોતરી ખાધેલા ને ટીચાઈ ગએલા અથવા અતિશય ઘસાઈ ગયેલા ભાગોને કાઢી નાખી તેની જગાએ બરોબર બંધબેસતા થાય એવા ભાગો ખુબીથી બેસાડવામાં આવતા હતા એ કામ બતાવી વેસ્ટમેકૉટે અભિમાન સાથે કહ્યું કે, ‘અહીં અમે નવા ભાગ કલમ કરીને એવી રીતે ચોંપી દઈએ છીએ કે ભલા નિષ્ણાત કારીગરને પણ તે પારખવા મુશ્કેલ પડે.’

‘ત્યારે તો તમારે એ કામ માટે જૂના ફર્નિચર ને જૂના લાકડાના કટકાઓનો જંગી જથ્થો રાખવો પડતો હશે ?’ હિલ્ટ્રેથે પ્રશ્ન કર્યો

‘જંગી ? કેવડો જંગી એ તો તમે આવીને જુઓ એટલે ખબર પડશે’’ એમ કહીને તે બંનેને એ એક વિશાળ માળિયા પર લઈ ગયો, જેમાં જુદાજુદા સમયનાં જાતજાતનાં જૂના ફર્નિચરના કટકાથી ભરચક ભરેલા ઘોડા અને છાજલીઓ તેમની દૃષ્ટિએ પડી હિલ્ટ્રેથે તેમને હાથમાં લઈને તપાસવા માંડ્યા. તેમાં મેલા લાકડાંના મોટી પરનાળોને મળતા આવતા, અર્ધ ભૂંગળા જેવા, બદામી રંગના કટકા તરફ તેનું ખાસ ધ્યાન ખેંચાયું અને તેણે કહ્યું, ‘આ તો ઘણા જ પુરાણા દેખાય છે.’

‘હા, એમ જ છે’ રાલ્ફ વેસ્ટમેકૉટે જવાબ આપ્યો

‘એલ્મના લાકડાની પાણીની નળીઓ, ને તે પણ વર્ચેસ્ટરશાયરની હદમાંથી હાથ આવેલી, નહિ વારુ ? મને ચોક્કસાઈથી કહી શકશો કે તે ક્યાંથી આવેલી છે ?’ હિલ્ટ્રેથે પૂછ્યું

રાલ્ફ વેસ્ટમેકૉટ તો માથું ખંજવાળતો એના સામે જ જોઈ રહ્યો’ ‘તમે એ શી રીતે પરખી કાઢી ?’ અને પછી અચંબા સાથે તેણે કહ્યું, ‘હા, તે પુરાણી પાણીની નળીઓ છે અને વર્ચેસ્ટરશાયરમાંથી આવેલી છે એકાદ માસ પહેલાં બૅટમ્બોની ટેકરી નજીક કેવનશામ પાર્કમાંથી તે ખોદી કાઢવામાં આવી હતી ’

હિલ્ટ્રેથે આ હકીકત ધ્યાનપૂર્વક લખી લીધી પછી તેની પાસેથી એનો એક કટકો માગી લેતાં કહ્યું, ‘મારે આનો એક પ્રયોગ કરવો છે’ અને પછી ઉમેર્યું, ‘આમાંના નકામા કટકા તમે તમારા ભાઈ હેન્રીને મોકલતા હતા તે હકીકત પણ ખરી ને ?’

‘હા, ખરી જ; પણ આ બધું છે શું ?’

‘કાંઈ નહિ: પણ એમને ત્યાં પડેલા કટકામાંથી આ જાતને મેં તરત ઓળખી કાઢી. વારુ, આપનો ઉપકાર થયો.’ એમ કહીને સ્મિત સાથે હિલ્ટ્રેથ અને તેના મિત્રે ત્યાંથી રજા લીધી.

### બ્રૅટમ્બોની ટેકરી

ત્રીજી ઑક્ટોબરે ઇન્ગ્રામને બૅટમ્બોની ટેકરી પર આવેલી બ્રૅકબુલની હૉટેલમાંથી હિલ્ટ્રેથનો પત્ર મળ્યો તેમાં તેણે ઈન્ગ્રામને ત્યાં તેડાવ્યો હતો. તે બીજે દિવસે ત્યાં જઈ પહોંચ્યો, એટલે તામ્નો કરતાં હિલ્ટ્રેથે કહ્યું, ‘દોસ્ત, આપણે છેલ્લા મળ્યા ત્યાર પછી ખૂબ કામગીરી બજાવી માત્ર એક અંકોડો બેસાડવાનો બાકી છે; એ મળી જાય એટલે આપણું કાર્ય પૂરું થાય . .

આ ગોળી જેમાંથી છૂટી તે મૅનિયનની જ બનાવેલી હાથમુઠ્ઠીના પિસ્તોલ હતી મેં તે પિસ્તોલ પણ જાતે જોઈ તે જાતની બે પિસ્તોલો છે, જે ઈ. ૧૭૧૦ની સાલથી એક બાજુએ મૂકી દેવામાં આવી છે તેમાંની એકમાંથી ગોળી છોડી નાંખવામાં આવેલી હતી, પણ બીજીમાં ગોળી હજી ભરેલી હતી, અને તે મેં તેના માલિકની રજાથી કાઢી લીધી છે . .

અહો ! કેવો વિચિત્ર એ અનુભવ ’ વેસ્ટમેકૉટને જે ગોળીએ ઘાયલ કર્યો તેના જેવી જ આબાદ તે ગોળી છે ’ વળી એ તમંચામાંથી ગોળી અને દારૂની વચમાં ઠારેલો એક ફાટેલા કાગળનો ડૂચો પણ નીકળ્યો જે ‘નૉર્ધર્ન ઇન્ટેલિજન્સ’ નામના છાપાનો ૧૭૧૦ની સાલના ૧ લી ઑગસ્ટના અંકનો ટુકડો હતો ’ ’

ઈન્ગ્રામ આતુરતાથી આ બધું સાંભળી રહ્યો હતો. ચૉકીના ઘોડા ઘૂંટડા ભરી હિલ્ટ્રેથે આગળ ચલાવ્યું ‘મારી તપાસ વખતે કેવનશામ હૉલના માલિકો, કૉફાર્ડના કુટુંબીજનો, દરેક વસ્તુ વિષે બહુ નિખાલસ માલૂમ પડ્યા પ્રથમ તો તેઓ લગાર અતડા જણાયા, પણ જ્યારે કૉફાર્ડને મેં સઘળી વાત જણાવી ત્યારે તે પૂરેપૂરા અનુકૂળ થયા.

હવે મારે જે કહેવાનું છે તે ધ્યાન દઈને સાંભળ, અને તારા મનને ૨૩મી ઑક્ટોબરની રાત્રિ અને વેસ્ટમેકૉટના દીવાનખાના તરફ લઈ જા ત્યાં તને વેસ્ટમેકૉટ ખુરશી પર બેઠેલા માલૂમ પડશે. નીચે ખાલી જગ્યામાંથી છોડેલી એક ગોળી એના ખભાને વાગે છે અને ત્યાંથી દિશા બદલીને તે રેડિયો-સેટમાં પેસે છે હવે, પ્રથમ એ મુદ્દો ધ્યાનમાં લે કે ગોળીની દિશા એમ બતાવે છે કે વેસ્ટમેકૉટનાં પગ ‘નીચેના’ કોઈ સ્થળેથી તે છોડવામાં આવી હોય હવે બીજો મુદ્દો એ ધ્યાનમાં લે કે આવા મોટા કદની ગોળીની ઝડપ જો ઘણી હોત તો તેણે ખભાની હાંસડીનો કચ્ચરઘાણ વાળી નાખ્યો હોત, એટલું જ નહિ પણ તે સહેજ વંકાઈને એના ગળાની આરપાર પણ નીકળી ગઈ હોત. . .

પણ ના, તેમ બન્યું નહિ, કેમકે તેની ઝડપ થોડી હતી અને તેથી સીધા ઉપલકિયા ઘા વાળો માત્ર મામૂલી અસ્થિભંગ થયો અને ત્યાંથી સહેજ તિરછી દિશામાં નીકળી તે વાયરલેસ સેટ પર અફળાઈ.

તો પછી આ ગોળી આવી ક્યાંથી ? તે કોઈ કહી શકતું નથી. ભલો બીચારો કૉગહિલ એના ફોટોગ્રાફ લેવા જાય છે વાયરલેસના મોં આગળ જ એનું પ્લેટ-કેસ તે મૂકે છે. પા કલાક સુધી આગમનેમ કરવામાં ગુમાવે છે અને પછી જ્યારે ફોટોગ્રાફ લે છે ત્યારે દરેકે દરેક પ્લેટમાં, તેના ચામડાના કેસની આરપાર, પોતાની શક્તિથી પ્રકાશિત થએલી ગોળીનો ફોટોગ્રાફ પડે છે ! અને તે પણ તેના મૅહૉગનીના ખોખાના ખાનાઓની હારની પાર થઈને, અગર વાસ્તવિક કહીએ તો રેડિયોની પેટીની આસપાસ ૧૮ ઇંચ સુધીમાં પડેલી સઘળી વસ્તુઓની આરપાર થઈને !’

ઇન્ગ્રામે આશ્ચર્યથી ફાળ ભરીને પૂછ્યું, ‘શું તને એમ કહેવા માગે છે કે પેલી રાત્રિના ભૂત જેવી છાયા તે એ ગોળીના જ ફોટોગ્રાફ હતા?’

‘હા, એ ગોળીના જ ફોટોગ્રાફ ! સામાન્ય ‘એક્સ રે’નું યંત્ર જે પ્રકારનું તેજ ફેંકે છે તેનાથી જરા હલકું પણ સખત કિરણ એ ગોળીમાંથી ફેંકાતું હતું ’ ’

‘પણ તે કેમ બની શકે ?’

‘પિચબ્લૅન્ડ !’ હિલ્ટ્રેથે ઉત્તર આપ્યો; ‘એ જ એનું કારણ કૉર્નવૉલના અમુક પ્રદેશો બાદ કરતાં વર્ચેસ્ટરશાયરની ટેકરીઓવાળા પ્રદેશોમાં અને વૉર્સેસ્ટરશાયરમાં ઇંગ્લબરોની આસપાસની કેટલીક ફુલી-

છવાઈ ગુફાઓમાં 'પિચબ્લૅન્ડ'ના થર માલૂમ પડે છે. સામાન્ય રીતે તે રૂપાના મોટા પ્રમાણ સાથે મિશ્ર થએલા સીસામાં બળેલું હોય છે. આ ગોળીની તપાસણીમાં પણ સીસું ને રૂપુ માલૂમ પડયું, એટલું જ નહિ પણ 'પિચબ્લૅન્ડ'ના આંકાઓની નિશાનીઓથી એ અંકિત થએલું હોઈ તે તેની સાથે ગળાએલું માલૂમ પડયું.

'હવે, હૉગહિલે જે ફોટોગ્રાફ ફરીથી પાડ્યા તેમાં પેલા પ્રહની પ્રતિમા કેમ ન જણાઈ એ પ્રશ્ન થશે ' હિલ્ડ્રેથે સહેજ થોભીને કહ્યું; 'તેનું કારણ એટલુ જ કે તે વખતે તેણે તેનું પ્લેટકેસ રેડિયો સમક્ષ મૂક્યું ન હતું. તેજના સક્રિય પ્રક્ષેપણો નાના પ્રદેશની બહાર જઈ શકયા નહિ.

પણ આ બન્ને પ્રકારના ફોટોગ્રાફોમાં ગોળીના સ્થળે તો ધુમ્મસના આભાસ સિવાય બીજું કાંઈ જણાયુ નહિ; અને તે વાસ્તવિક જ હતુ કારણ કે ફોટોગ્રાફના કાચ પર જલદ ડાગલ્યન (દવા)ની મદદથી લાખુ એક્સ્પોઝર આપીને રેડિયમના કિરણો કેન્દ્રિત કરવાનું પરિણામ ધુમ્મસ વિના બીજુ શું હોઈ શકે ?'

હવે આ બધુ સ્પષ્ટ હતુ. સીસાની ગોળીના રેડિયમ કિરણોત્સર્ગી ગુણોએ આ વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરી હતી. ગોળો એના ભારોભાર સુવર્ણના કરતા વધારે કિંમતી હોવાની અને તેનાથી કોઇ બહુ પૈસાદાર બનવાની વાત હવે સમજાય તેવી હતી જ્યાંથી આ ગોળીનું સીસું મેળવવામાં આવ્યુ હતુ તે રેડિયમના તત્ત્વવાળા 'પિચબ્લૅન્ડ'ના થરોનુ સ્થળ નક્કી થયેથી પૈસાદાર બનવાની વાત સ્વપ્નવત્ નહોતી. હવે ખૂટતો અંકોડો કેમ મળ્યો તે જોઇએ.

**૭–રૅવનશામ હૉલ**

ડર્બીશાયરના એ પ્રદેશમા ભ્રમણ કરતા તેઓ રૅવનશામ હૉલ પાસે આવી પહોચ્યા ત્યા કેટલાક મજૂરો સપાટીએ આવેલી એક ખાઈ ખોદતા હતા. આ બનેને દેખીને તે કામ કરતા અટકયા અને નજીકના એક ઝૂપડામાથી એક ઠીંગો, જાડો, ચશ્મા પહેરેલા માણસે તથા એક વૃદ્ધ પીળચટા ચહેરાવાળા માણસે બહાર આવીને એ બનેનુ સ્વાગત કર્યું. પ્રથમનો માણસ એક રસાયણશાસ્ત્રી હતો અને તેનુ નામ સૉવર્બી હતુ બીજો જે વયોવૃદ્ધ હતો તે આ જાગીરનો માલિક મેજર જનરલ સર આર્થર ડૉફાર્ડ હતો.

હિલ્ડ્રેથે સૉવર્બીને પ્રશ્ન પૂછ્યો, 'કેમ? કાંઈ આશા પડે છે? મારો પ્રયોગ કરી જોયા ?'

સૉવર્બી ઉત્સુકતા સાથે તેમને ઝૂંપડામા લઇ ગયો. તેઓએ ત્યાં પેટ્રોલના એક જલદ વાયુ-દીપ પર ચળકાટ સાથે બળતું ફાયર-ક્લેનુ બકયંત્ર (retort) દીઠુ. એના ઠૂંઠા ચપટા મુખની આસપાસ અતિ તીવ્ર વર્ણની જ્યોતની મોટી શિખા પ્રકાશ ફેલાવી રહી હતી અને તેમાથી કાઇ ફૂટતુ હોય એવી રીતે હળવા ધડાકાના તડતડ અવાજ નીકળતા હતા

'મિ. હિલ્ડ્રેથ, તમારો તર્ક ખરો છે. એ નળીઓમાનો વાયુ ખરેખર મેથિલ હાઇડ્રાઇડ જ છે ' એમ કહીને તેણે તે શાંત અગ્નિ તરફ આંગળી ચીંધી. 'આમ બળવામાં તો તદ્દન ચોખ્ખો છે '

'ખરેખર, આ બહુ જ આશ્ચર્યકારક ઘટના છે.' ડૉફાર્ડે ઘોઘરા ખટખટતા અવાજ સાથે કહ્યુ 'આજ પચાસ વર્ષથી આ જમીન પર વખતોવખત તેજના ચમકારા જોઇએ છીએ, પણ કદી તેના પર વિચાર કર્યો નથી કે તે શુ હશે !'

હિલ્ડ્રેથ ઝૂંપડામાંથી બહાર નીકળીને, મજૂરોએ કાળી ભેજવાળી જમીનમાંથી ખોદેલી લાકડાની નળીઓ સામે જોઈ રહ્યો હતો. પછી તેણે કહ્યુ, 'શાં જબરદસ્ત ઝાડ છે ! જાણે મોટા રાક્ષસો જ તો! ખરેખર, તેમાથી આ નળીઓ કોરી કાઢતાં ઘણી મહેનત પડી હશે !'

'તેની તો ખબર નથી, પણ હું એટલુ તો જાણું છું કે તે ઝાડ પાડી નાખવામાં આવ્યા ત્યારે મજૂરો ખૂબ ઉત્સાહથી કામ કરતા હતા ખરા મનથી કામ કરે તો શુ ન થાય ?' જનરલે ઉત્તર આપ્યો

હિલ્ડ્રેથને પછી કાંઈ વિચાર આવતાં તેણે ડૉફાર્ડ પાસે તે પ્રદેશના નકશાની માગણી કરી. ડૉફાર્ડે એક ટીનના ભૂંગળામાથી નકશો કાઢીને પાથર્યો અને તેમાં વૃક્ષોની હાર વચ્ચેનો માર્ગ બતાવ્યો પછી તેનાથી ચાળીસ વાર દૂર આવેલા ક્યારા તરફ આંગળી ચીંધીને કહ્યુ, 'નાઇજલ ડૉફાર્ડે આ સ્થળે દ્વંદ્વયુદ્ધ કર્યું હતુ બરોબર એ વૃક્ષોની જ્યા હાર શરૂ થાય છે તે જ સ્થળે '

પછી તેઓ એ સ્થળે ગયા ત્યાથી એક માઇલ સુધી સમાનાંતરે જતી ટેકરીઓની હાર નજરે પડતી હતી ડૉફાર્ડે સમજણ પાડી કે તે ટેકરીઓ પર એલ્મનાં વૃક્ષોની જાણે કુંજ બની રહી હતી. ૧૮૦૩ માં એ બધાં ઝાડ પાડી નાખવામાં આવ્યાં. એ પાડેલા ઝાડના લઠ્ઠાઓને કોરી એક નજીકની ટેકરી પરના ઝરામાથી પાણી લાવવા માટે નળીઓ બનાવવામા આવી હતી, અને તેને આ મજૂરો ખોદી કાઢતા હતા.

ઈ ૧૭૬૦ની સાલના ઑગસ્ટ માસની બીજી તારીખની સવારે જે સ્થળે નાઇજલ ડૉફાર્ડ દ્વંદ્વયુદ્ધ કરવા ઊભો રહ્યો હતો તેજ સ્થળે હિલ્ડ્રેથ ઊભો રહ્યો. ત્યા ઊભા રહીને તેણે પોતાની ફાઉન્ટન પેનને એક પછી એક ટેકરી સામે પિસ્તોલની માફક તાકીને પોતાના મિત્ર ઈન્ગ્રામને સમજાવવા માંડ્યું.

પછી હિલ્ડ્રેથે ડૉફાર્ડને કહ્યુ, 'સર આર્થર, ચાલો આપણે એ સમયની ઘટના વિચારી જોઇએ જાણે તમારા પૂર્વજે એના પિત્રાઈ ભાઇને દ્વંદ્વયુદ્ધનું આહ્વાન આપ્યુ ' ડૉફાર્ડે હકારમા માથુ ધુણાવ્યુ

'તે યુદ્ધ તો જાણે, તમારા તે પૂર્વજની બેન પ્રત્યે તમારા પિત્રાઇનો જે ઈરાદો હતો તેને કારણે થએલું, પણ અત્યારે આપણને તેની સામે કાંઈ લેવાદેવા નથી '

ડૉફાર્ડે નિશ્ચયાત્મકરીતે માથું ધુણાવ્યુ. '

'આણીએ માઝમો પહોંચ્યો ત્યારે ડૉફાર્ડે પોતાના પિત્રાઈને ગોળીથી ઠાર કરવાનો નિશ્ચય કર્યો હતો, પણ પેલા બહાદુર છોકરાને પોતાની ઈજ્જત અને નિર્દોષિતામાં ખાતરી હોવાથી તેણે તો પોતાની પિસ્તોલ છોડી પે કરી નહિ. તેણે પોતાનો બચાવ કરવા ચોખ્ખી ના પાડી.'

'બરોબર છે, બરોબર છે !' જનરલ ડૉફાર્ડ પ્રશંસાથી બોલી ઊઠ્યા : 'ખરેખર, તે છોકરો પાણીવાળો હતો તે તો ત્યા સ્થિર ઊભો જ રહ્યો બીચારો નાઈજલ જ નાહિંમત થઈ ગયો.'

'એ પરથી પછી નાઈજલને એ વસ્તુસ્થિતિ પર ઝડપથી વિચાર આવી ગયો, અને પોતે પેલા વિધિ ઉતાવળથી ખોટો વિચાર બાંધ્યો હતો એમ તેને લાગ્યું અને—' હિલ્ડ્રેથે આગળ ચલાવ્યુ 'એ વેળાના વીર લડવૈયાઓની ખાસિયત અનુસાર, પોતાનો પશ્ચાત્તાપ બતાવવા અને ફરી સુલેહ સ્થાપવા માટે, તેણે પાછા ફરીને સૌથી નજીકના એલ્મ વૃક્ષમાં પોતાના પિસ્તોલ છોડી' એમ કહીને પોતાનાથી આશરે પાંચ ફૂટ દૂરની એક ટેકરી તરફ હિલ્ડ્રેથે ફાઉન્ટન પેનને ચીંધી અને પછી તેને ઠેકાણે મૂકી દીધી

'પછી તે બે જુવાનિયાઓએ હસ્તધૂનન કર્યું, અને પેલા પિત્રાઇને નાઇજલની સુંદર બેન સાથે પરણવાની રજા મળી પેલી મૅનિયનની બે પિસ્તોલો, જેમાંથી ઝાડ પર ગોળી છોડવામા આવી હતી તે, અને બીજી ભરેલી ગોળી સાથે એમ ને એમ રહી હતી તે, બેને તેનાં ખોખાંમાં પૂરી દઇને આ ઘટનાના એક કૌટુમ્બિક સ્મારક તરીકે સાચવીને મૂકી

દેવામાં આવી, અને ત્યાર પછી સૌએ સુખશાંતિમાં દિવસ વીતાવ્યા.'

'બરોબર અક્ષરશઃ એમ જ બન્યું હતું!' જનરલ કૉફાર્ડે કહ્યું, 'તમે આબેહૂબ વર્ણન કર્યું છે!'

'જો તેમ હોય તો પેલા તમારા અમૂલ્ય નકશા માટે તમને અમે ફરી તસ્દી આપીશું. પેલું 'રૅફ્ટર પૉટ' નામનું સ્થળ, જ્યાંથી ગોળીનું સીસું તે વેળા મેળવવામાં આવ્યું હતું તે જોવાની અમારી ઇચ્છા છે.'

તેઓ ત્યાંથી એક ચઢાવ પર એક માઇલના અંતરે ગયા અને આખરે ત્યાં ખાડા ખોદેલો લાલાશવાળો ખનીજમય સ્ફટિકનો થર તેમની નજરે પડ્યો.

'અહીં જે સીસું વપરાય છે તે આમાંથી મેળવવામાં આવે છે.' સર આર્થર કૉફાર્ડે કહ્યું, 'આ ઓરડાના છાપરામાં પણ એ વાપરવામાં આવ્યું છે. પેલી પિસ્તોલની ગોળીઓ આમાંથી જ ઢાળવામાં આવી હતી. પણ હાલમાં તે કામમાં કાંઇ લાભ જેવું જણાતું નથી.'

હિલ્ડ્રેથે ગજવામાંથી એક નાની હથોડી કાઢીને આ અર્ધા પારદર્શક સ્ફટિકમાંથી એક ટુકડો તોડી પાડ્યો. એમાં ઝાંખા ભૂરા ડાઘા જણાતા હતા અને વિચિત્ર લીલી નસોની જાળ પથરાએલી હતી.

તેણે તે નમૂનો ઠેકાણે મૂકતાં કહ્યું, 'હું ઇચ્છું છું કે હું તમારા આ છાપરાનો માલિક બનું. થોડામાં થોડી કિંમત મૂકતાંયે તમારા મકાન અને જમીન બન્નેના કરતાં પણ તે વધારે મૂલ્યનું છે!'

૮-૩ કેલ

ગોળીબારના રહસ્યનો ઉકેલ હિલ્ડ્રેથે નીચે પ્રમાણે આપ્યો.

'નાઇજલ કૉફાર્ડે તદ્દન નજીકથી લીલા એલ્મ ઝાડમાં ગોળી છોડી, એટલે તેમાં કાંઇ બખોલ પાડીને ગોળી મધ્યવચ્ચે અટકી ગઇ. તેના પર થોડાં વર્ષોમાં છાલોના વલયાકારે પડ બંધાઇ ગયા. ભૂંગળાઘાટની બખોલ અને તેની અંદરની ગોળી એની એ સ્થિતિમાં રહ્યાં.

પછી તે વૃક્ષમાં નાશનાં ચિહ્નોનો પ્રારંભ થયો. બીજાં ઝાડોની સાથે તેને પાડી નાખવામાં આવ્યું અને તેના થડિયામાંથી કોરીને પાણીની નળીઓ બનાવવામાં આવી. હવે એલ્મ એ એવા પ્રકારનું લાકડું છે કે તેને ભેજમાં રાખવામાં આવે તો તેમાં કાંઇ ફેરફાર થતો નથી. ઇંગ્લંડમાં છેક પુરાણા કાળમાં રોમન લોકોએ નાખેલી એલ્મની નળીઓ હજી યે પિઢીદરપીઢીના વપરાશમાંથી સારી સ્થિતિમાં નીકળે છે.

જે ખાનામાં ગોળી પકડાઈ રહી હતી તેમાં એલ્મના પ્રારંભના વિનાશ સમયના વાયુઓ ભરાએલા હતા. તેમાં પછી ભેજવાળા પ્રદેશમાં રહેલા વનસ્પતિજન્ય પદાર્થોમાંથી ઉત્પન્ન થતા વાયુનું ઉમેરણ થયું, અને તે જ માર્શગૅસ, કે જેનું અસ્તિત્વ કોલસાની ખાણોમાં પણ હોય છે. સૉવબીંના બકયત્રમાંથી જે ગૅસ ધડાકા સાથે બળતો હતો તે એ જ ગૅસ—પછી તેને મેથિલ હાઇડ્રાઇડ, મૅથેઈન, કારબ્યુરેટેડ હાઇડ્રોજન અગર ગમે તે નામથી ઓળખો. તે જ એ માર્શગૅસ ખાણિયાઓ એને ફાયર-ડૅમ્પ (અગ્નિ ભેજ)ના નામથી ઓળખે છે અને એના વિષે ભારે બીતિ સેવે છે, કેમકે વાયુ સાથે બળતાં તે ધડાકા સાથે ફૂટે છે અને આખી ખાણને ઉડાડી મૂકે છે.

હવે બનેલી ઘટના વિષે કાંઇક. પુરાણા ફર્નિચરવાળો રાલ્ફ વેસ્ટમેકૉટ દર્બીશાયરમાંથી ફર્નિચરના કામમાં વાપરવા કેટલુંક જૂનું હવાએલું એલ્મનું લાકડું ખરીદે છે. તેમાંથી જે તેના કામમાં આવે એવું નથી હોતું તે તેના ભાઇ હેન્રી વેસ્ટમેકૉટને ત્યાં હમેશાંની જેમ મોકલે છે. હેન્રી મહેનત લઇ તેમાંથી સારા કટકા કાપી લે છે અને બાકીનું બાળવાના લાકડાં તરીકે સંઘરે છે.

ત્યાર પછી એક ઑક્ટોબરની અંધકારમય વરસાદવાળી રાત્રિએ તે પોતાની તાપવાની સગડીમાં પેલા સંઘરેલા લાકડામાંથી એક ટુકડો મૂકે છે, અને પછી તાપવા માટે તે સગડી પર પોતાના પગને લંબાવે છે. અને... અને... નિતનવીન નવતરો સરજતી ધરતીનું રહસ્ય એના ઘરના ખૂણામાં પોતાનો ભાગ ભજવે છે. હેન્રી 'સૂ સૂ' કરતો અવાજ સાંભળે છે. પેલા ગોળીવાળા નરમ એલ્મના ટીમચાની રેસામય બારીક નળીઓમાં હવા ધસીને પ્રવેશ કરે છે, અને, કુદરતના અસ્ખલિત નિયમાનુસાર, જે પોલાણમાં ગોળી સતાએલી છે તેમાંના હાઇડ્રો કાર્બન મૅથેઝનની ભયંકર ગૂઢ શક્તિને તે બળ આપે છે.

એલ્મના ટીમચાના લીસા ઘામાં રહેલા માર્શ ગૅસમાં ધડાકો કરવાની જે શક્તિ હતી તેની અર્ધશક્તિ નાઇજલ કૉફાર્ડની પિસ્તોલની પોલાદની નળીના દારૂગોળામાં ન હતી. પોલાણમાં પ્રત્યેક પળે વધારે ને વધારે ગૅસ ભરાતો જતો હતો એટલે દબાણ વધતું હતું, અને તેની સાથે વાયુ ભળ્યો. અગ્નિ ટીમચાના અંદરના ભાગનું ભક્ષણ કરીને પેલા, ભયંકરરીતે ધડાકા સાથે ફૂટે એવા મિશ્રણના સંપર્કમાં આવ્યો અને તેના પરિણામે ધડાકા સાથે ટીમચામાં ભરાએલી ગોળી છૂટી અને હેન્રીના ખભામાં વાગી!

એટલે ઈ. ૧૮૧૦ની બીજી ઑગસ્ટના પ્રભાતે નાઇજલ કૉફાર્ડે ઝાડમાં છોડેલી ગોળીએ, ૨૩મી ઑક્ટોબર ૧૯૬૩ની રાત્રિએ અર્થાત ખસો બાવીસ વર્ષ અને અમુક મહિનાઓના ગાળા બાદ, પોતાના દીવાનખાનામાં બેઠેલા હેન્રી વેસ્ટમેકૉટને ઘાયલ કર્યો!

અને સાથેસાથે વાયરલેસ સેટમાં ગોળી દ્વારા લક્ષ્મીદેવીનાં પણ દર્શન કરાવ્યાં 'રૅફ્ટર પૉટ'માંના પેલા ખનિજ પદાર્થમાં જે લીલા રંગની જાળની ગૂંથણી જણાતી હતી તે 'પિચબ્લૅન્ડ' હતું અને તેમાં પુષ્કળ રેડિયમ અને યુરેનિયમના ક્ષાર હતા.'

હિલ્ડ્રેથે વાત પૂરી કરી.

અને કહેવાની જરૂર નથી કે પેલી ખનિજવાળી જમીન સાર્વજનિક હતી, એટલે હિલ્ડ્રેથે તેના સંબંધમાં જરૂરી વિધિ કરીને તે 'રૅફ્ટર પૉટ'વાળી જમીન પોતાને હાથ કરી અને 'પિચબ્લૅન્ડ' માંથી કિંમતી વસ્તુઓ કાઢવાની કંપની ઊભી કરી. એ કંપનીમાં તે પોતે, ઇન્ચામ, કૉફાર્ડ, વેસ્ટમેકૉટ અને નાનકડો બાયન એ પાંચ ભાગીદારો બન્યા, અને કાળે કરીને એ ધંધામાંથી ખૂબ ધન મેળવ્યું.

(અમેરિકન ઉપરથી) ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત

## નવાં પુસ્તકો

**બિન્દુ**: જેમની કલમનો પરિચય 'કુમાર'ના વાચકોને લાંબા કાળનો છે, અને જેમના બે નવા સૉનેટો ફેબ્રુઆરી અંકમાં વાનગી રૂપે આપેલા હતા તે શ્રી રામપ્રસાદ શુક્લના, પંદરેક ૬૦ સૉનેટોનો નાનો અને સુઘડ સમુદ્ર. એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ કિં. એક રૂપિયો **નરનૈવેદ્ય**: કવિ રવીન્દ્રનાથ ઠાકુરની ૪ નાની નાટિકાઓ, તેમના અંતિમ દિવસોની સ્મરણ-મુલાકાત તથા તેમના સાહિત્યમાંથી તારવેલાં સૂત્રો 'રવિરશ્મિ'નો સુગમ અનુવાદ. દશરથ એમ. ગાંધી અને રમેશ આર. ભટ્ટ ઇનામદાર. મોલ એજન્ટ નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬ ભટ્ટ અમદાવાદ. કિં. ૧ રૂપિયો **મનુષ્ય અને નભમંડળ**: લેખક મણિલાલ બાલીલાલ દેસાઇ, મદ્દાસ; પ્રકાશક—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. એક રૂપિયો **પ્રેમાનંદ**: અશોક બાલપુસ્તકમાળાનું આઠમા વર્ષનું બેટ પુસ્તક: લેખક—પ્રકાશક—નારાયણદાસ પટેલ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, બાર આના.

ઉપાય શું ?' તેઓએ શાસ્ત્રો જોઈને કહ્યું, 'દેવ, આ વિષે ભગવાન્ શાલિહોત્ર કહે છે:

**કપિમેદથકી દોષો વહ્નિદાહસમુદ્ભવ ।**
**અશ્વોના નાશ પામે છે સૂર્ય ઊગ્યે નિશા યથા ॥**

એટલે ઝટપટ આ ઓસડ કરો ' રાજાએ તો તરત આદેશ કર્યો કે વાનર સમસ્તનો વધ કરો. એટલે વિવિધ આયુધ, લાકડી ને પત્થરથી વાનરોને મારી નાખ્યા.

આ સાંભળીને વાનરપતિ વેર કેમ લેવું તેનો વિચાર કર્યા કરે છે. એક વાર એ તરસ્યો થઈને પદ્મિનીખંડમંડિત સરોવરે આવ્યો, ને સૂક્ષ્મ દૃષ્ટિ કરે છે તો વનચર તથા મનુષ્યોએ પ્રવેશ કર્યાનાં પગલાં છે, પણ નીકળ્યાનાં નથી. પાણીમાં દુષ્ટ મગર હશે એમ ધારીને કમળનાળ લઈને તેણે દૂરથી જ પાણી પીધું, ત્યાં તળાવ વચ્ચેથી રત્નમાળાધારી રાક્ષસ નીકળ્યો, ને કહ્યું, 'કપિરાજ, આ પાણીમાં જે પેસે તે મારું ભક્ષ્ય થાય છે આ વિધિથી તેં પાણી પીધું એટલે તારા જેવો ધૂર્ત કોઈ નહિ હું તારા ઉપર પ્રસન્ન છું એટલે વાંછિત વસ્તુ માગી લે.' વાનર કહે, 'તારી ભક્ષણશક્તિ કેટલી ?' તે બોલ્યો, 'પાણીમાં લાખ પેસે તો લાખને મારું, ને બહાર તો શિયાળ પણ મને મારી જાય ' વાનર કહે, 'એક રાજા સાથે મારે અત્યન્ત વેર છે, એટલે જો આ રત્નમાળા તું મને દે તો વચન-પ્રપંચથી રાજાને સપરિવાર લલચાવી આ સરોવરમાં મોકલું '

રાક્ષસે રત્નમાળા આપી તે પહેરીને વાનર ફરતો હતો, એને લોકોએ પૂછ્યું, 'વાનરોત્તમ, તમે આટલા દી ક્યાં હતા ? અને રવિ-તિરસ્કારિણી આ રત્નમાળા ક્યાંથી આણી ?' વાનર કહે, 'એક વનમાં કુબેરનું રચેલું ગુપ્ત સરોવર છે, ત્યાં રવિવારે સૂર્ય અર્ધો ઊગ્યો હોય ત્યાં કોઈ ડૂબકી મારે તો તે આવી રત્નમાળા કંઠમાં પહેરીને નીસરે છે.'

આ સાંભળીને રાજાએ વાનરને બોલાવીને પૂછ્યું કે એવું કોઈ સરોવર છે કે. વાનર કહે, 'હા. રત્નમાળાનું પ્રયોજન હોય તો કોઈને મારી સાથે મોકલો એટલે દેખાડું.' રાજા કહે, 'હું પોતે પરિજનસહિત આવીશ, જેથી પુષ્કળ રત્નમાળા મળે ' વાનર કહે ભલે. તૃષ્ણાગ્રસ્ત રાજા ડોળીમાં બેસી વાનરને ખોળામાં બેસાડી નીકળ્યો.

સરોવરે પહોંચી પરોઢિયે વાનર રાજાને કહે, 'દેવ, સૂર્ય અર્ધો ઊગે એવે ટાણે આમાં પ્રવેશ કરે તેની સિદ્ધિ થાય છે. એટલે બધાય માણસ એક જ સમયે પેસે. પણ તારે મારી સાથે પ્રવેશ કરવો, જેથી પહેલાં જોયેલે સ્થળે તેડી જઈને હું તને બહુ રત્નમાળા દેખાડીશ ' હવે તે લોકો પેઠા એવો જ રાક્ષસ એ બધાને ખાઈ ગયો. એને આવતા વાર લાગી, એટલે રાજા કહે, 'વાનરેન્દ્ર, મારા જણને કેમ વાર લાગી ?' વાનર તરત ઝાડે ચડ્યો ને રાજાને કહ્યું, 'હે દુષ્ટ રાજા, તારા પરિજનને પાણીમાં રહેલો રાક્ષસ ખાઈ ગયો. મારા કુળનો તેં ક્ષય કર્યો એનું મેં આ વેર લીધું એટલે જા. તું મારો સ્વામી છે, એટલે તને સરોવરમાં ન મોકલ્યો. અને કહ્યું છે:

**'દુષ્ટે દુષ્ટ સમાચરેત્ ।'**

આ સાંભળીને કોપાયમાન થયેલો રાજા એકલો પગે ચાલીને જ્યાંથી આવ્યો હતો તે માર્ગે નીકળી પડ્યો રાજા ગયા પછી ધરાયેલો રાક્ષસ પાણીમાંથી નીકળ્યો ને કહ્યું

**'હણ્યો શત્રુ કર્યો મિત્ર રત્નમાલા ન હારિયો ।**
**પીધું નાળથકી પાણી ધન્ય ચાતુર્ય વાનર ॥**

એટલે હું કહું છું: લોભથી જે કરે કામ' ઇતિ.

(ચ.ઠ) દેસાઈ વાલજી ગોવિંદજી




## ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: મોકૂફ, બીજું ઇનામ: 'ડીઝાઈન'–વિનોદ કોઠારી (અમદાવાદ), ત્રીજું ઇનામ 'હોકાની મોજ'–ચદુભાઈ ભટ્ટ (અમદાવાદ), નોંધપાત્ર: (૧) 'તોફાની છોકરો'–વજુભાઈ પટેલ–કેન્યા; (૨) 'જ્ઞાની'–નટવરલાલ મહેતા–સુરત બીજું ઇનામ જીતનાર ભાઈ વિનોદ કોઠારીનું (આ અંકના પૂઠા પર છાપેલું ચિત્ર) 'ડીઝાઈન' બદામના ઝાડના ડાળાંપાંદડાંનું કુદરતીરીતે રચાઈ રહેલી ભાતીગળ આકૃતિનું મનોરમ ચિત્ર છે. આકાશની સફેદ ભૂમિકા પર નયન-રંજક સંયોજનમાં પોતાની લીલા વિસ્તારી રહેલાં એ પાંદડાંના છાયાપ્રકાશ પ્રિન્ટની ઉત્તમ ટેકનીક વડે એટલી ગજબતાથી બતાવ્યા છે કે બદામના પાંદડાની કુમાશ અને છાયાવાળા ભાગનાં પાંદડાની રેખા સુદ્ધાં દૃષ્ટિગત થાય છે. પશુપંખી અને માનવજીવનનાં અનેકવિધ પાસાઓ ઉપરાંત કુદરતમાં પણ આવાં ઘણાં વણખેડાયેલાં ક્ષેત્રો છે જેમાંથી કલાકારની આંખ ચકોર હોય તો મનોહારી અને ચિત્રાત્મક તત્ત્વ ઝડપી લે છે. દૃષ્ટિ છે ત્યાં દૃશ્યનો તોટો નથી.

ત્રીજું ઇનામ જીતનાર ભાઈ ચદુભાઈ ભટ્ટે 'હોકાની મોજ'માં ઝડપેલા ડોસાની લીનતા અને વિચારમગ્નતા સારા ઉતાર્યા છે. ચિત્ર-સંયોજન અને પ્રિન્ટની ટેકનીક સાધારણ છે. ફોકસિંગમાં વધુ કાળજીની જરૂર હતી કપડાંના ભાગમાં ફિનિશિંગ જણાઈ આવે છે તે ખામી છે અને બૅકગ્રાઉન્ડના ભાગમાં ચહેરા આગળ જણાતી કાળી વાંકીચૂકી લીટી નેગેટિવમાંથી રીટચ કરી કાઢી નાખવી જોઈએ.

કેન્યાના ભાઈ વજુભાઈ પટેલે 'તોફાની છોકરો' ચિત્રમાં, જાળી બહારની વસ્તુ પાછી લેવાના પ્રયત્નમાં નિષ્ફળ જવાથી રડતા બાળકની મથામણ અને ભાવ આબાદ ઝડપ્યા છે. જરા દૂરથી ધીરજ અને વિચારપૂર્વક સ્નૅપ લીધો હોત તો પગ આગળનો વધારેપડતો ધ્યાન ખેંચતો મોટો ભાગ સપ્રમાણ બનત. નીચેના ભાગમાં પ્રિન્ટ અરધો ઇંચ જગ્યા વધુ માગે છે, જ્યારે ડાબી બાજુથી જરા માપવાની જરૂર છે. સંયોજન એકંદરે સારું છે.

નોંધપાત્ર ઠરેલું ભાઈ નટવરલાલ મહેતાનું 'જ્ઞાની' સારું પોર્ટ્રેટ ગણાય. જોકે તેમાં જરૂરી તીક્ષ્ણતા ખૂટે છે દાઢીના વાળ જે ખાસ અગત્યનો ભાગ છે તેની રેખા તૂટે છે. ફોકસિંગમાં હંમેશા નજીકની વસ્તુ સ્પષ્ટ ઉઠાવ માગે છે પ્રિન્ટની ટેકનીક સારી છે, પણ એન્લાર્જિંગમાં તે બરોબર કન્ટ્રોલ (કાબૂ)માં લઈ શકાયો નથી. પ્રિન્ટના મથાળાનો ડાબી બાજુનો ખૂણો તેમજ નીચેનો દાઢીની આસપાસનો ભાગ વધારેપડતો કાળો દેખાય છે કોડાક કંપનીના વેલોક્સ ટ્રાન્સ્પૅરન્ટ વૉટરકલર્સ આવે છે તેમાંનો લાલ રંગ, ફિલ્મ નેગેટિવનો જે ભાગ વધારેપડતો ઝાંખો છપાતો હોય તે પર નેગેટિવના પાછલા ભાગમાં જરૂર પૂરતો આછો સરખો લગાડવાથી માફકસર કન્ટ્રોલ થઈને છાયાના ભાગમાં પણ 'ડીટેઈલ' બતાવી શકશે એમાં માત્ર થોડા મહાવરાની જરૂર છે. બી. બી. ફનીબંદા

બેની–(ગુસ્સાથી) હું પરણીશ ત્યારે, બા, તને મારા લગનમાં નહિ લઈ જાઉં.

બા–કેમ, એટલી બધી રીસ ?

બેબી–હં એ ...તું કાંઈ મને તારા લગનમાં લઈ ગઈ હતી ?

# પંચતંત્રની વાર્તાઓ

## પાંચમું તન્ત્ર · અપરીક્ષિતકારિતા

સુવર્ણસિદ્ધિ કહે, 'એમ જ છે. તારો કાંઈ દોષ નથી. કેમ કે લોભનો માર્યો માણસ વિડંબના પામે છે. અને કહ્યું છે:

**લૌલ્યથી જે કરે કામ પરિણામ જુએ નહિ ।**
**પામે વિડંબના તે તો જેમ આ ચન્દ્રભૂપતિ ॥**

ચક્રધર કહે, એ કેમ. તે બોલ્યો.

### કથા ૯

એક નગરમા ચન્દ્ર નામે રાજા વસતો હતો. એના પુત્રોએ વાંદરાનું જૂથ પાળ્યું હતું. રાજાના ભવનમાં નાના કુમારના વાહનયોગ્ય ઘેટાનું ટોળું પણ હતું, તેમાંથી એક ઘેટો જીભના લોભથી નિત્ય રસોડામાં ઘુસીને જે દેખે તે ખાઈ જાય, અને રસોયા જે કાંઈ લાકડું, અથવા માટીનું, તાંબાનું કે કાંસાનું પાત્ર જુએ એનો તેના ઉપર છુટો ઘા કરે. આ જોઈને વાનરપતિએ વિચાર્યું 'અહો, ઘેટારસોયાની લડવેડાથી વાનરોનું મૃત્યુ સિદ્ધ થાય એમ છે; કેમકે ઘેટો સ્વાદલંપટ છે, ને મહાક્રોધી રસોયા જે હાથમાં આવશે તેનાથી પ્રહાર કરે છે. હવે બીજું કાંઈ ન મળ્યું, ને રસોયો સળગતું લાકડું મારશે તો ઊનને કારણે ઘેટો દાઝશે. દાઝેલો ઘેટો પાસે જ ઘોડાર છે તેમા પ્રવેશ કરશે, એટલે ઘાસપ્રચુર ઘોડાર સળગશે, તથા ઘોડા પણ દાઝશે. અને શાલિહોત્રે કહ્યું છે કે વાનરની ચરબીથી ઘોડાનો દાહદોષ શમે છે એટલે આ રીતે આ બધા વાનરોનો નાશ ઉપસ્થિત છે એ નિશ્ચય છે.'

એટલે એણે સર્વે વાનરોને બોલાવીને એકાંતમાં કહ્યું: 'જ્યાં ઘેટાની ને રસોયાની લડાઈ થાય ત્યાં વાનરોનો ક્ષય સમજજો, એટલે હજી આપણા ઉપર આપત્તિ નથી આવી ત્યાં સાવધ થઈને આપણે વનમાં ચાલો.'

મદોદ્ધત વાનરોએ એનું માન્યું નહિ, હસ્યા તથા કહ્યું: 'વૃદ્ધ થયો એટલે બુદ્ધિવિકલ પણ થયો એટલે આમ કહે છે. અમે તો સ્વર્ગસમાન ઉપભોગ તથા નાનાપ્રકારના અમૃત જેવાં ભોજન છોડીને ત્યાં વનમાં તૂરાં, કડવાં, તીખાં, ખારાં તથા લૂખાં ફળ નહિ ખાઈએ.'

અશ્રુકલુષ આંખે વાનરરાજ કહે, 'રે, રે મૂર્ખો, આ સુખ પરિણામે વિષવત્ નીવડશે તે તમે નથી જાણતા. હું પોતે તો કુલક્ષય જોવા અહિં નહિ રહું આ ઘડીએ જ હું તો વનમાં જઉં છું.' એમ કહીને યૂથપતિ તો અટવીમાં ચાલ્યો ગયો.

એ ગયા પછી એણે ભવિષ્ય ભાખ્યા પ્રમાણે જ ઘેટો રસોડામા ગયો. એના ઉપર રસોયાએ અર્ધું બળેલું લાકડું માર્યું. જ્વલ્યમાન શરીરે બરાડા પાડતો ઘેટો પાસેની ઘોડારમા પેઠો, ને ત્યાં ઘાસ પાથરેલી ભોંય ઉપર આળોટ્યો. એટલે સર્વત્ર આગ લાગી તેથી કેટલાંક ઘોડાની આંખ ફૂટી ને એ મરી ગયા, તથા કેટલાક બંધ તોડાવી અર્ધદગ્ધ શરીરે હણહણતા આમતેમ દોટ મૂકી અને આખા જનસમૂહને વ્યાકુળ કરી મૂક્યો.

રાજાએ વૈદ્યોને પૂછ્યું, કે 'ઘોડા દાઝી ગયા એની શાન્તિનો



કમળનાળ લઈને તેણે દૂરથી જ પાણી પીધું. ત્યાં તળાવ વચ્ચેથી રત્નમાળાધારી રાક્ષસ નીકળ્યો.

ઉપાય શું ?' તેઓએ શાસ્ત્રો જોઈને કહ્યું, 'દેવ, આ વિષે ભગવાન શાલિહોત્ર કહે છે'

**કપિમેદથકી દોષો વહ્નિદાહસમુદ્ભવ ।**
**અશ્વોના નાશ પામે છે સૂર્ય ઊગ્યે નિશા યથા ॥**

એટલે ઝટપટ આ ઓસડ કરો' રાજાએ તો તરત આદેશ કર્યો કે વાનર સમસ્તનો વધ કરો. એટલે વિવિધ આયુધ, લાકડી ને પત્થરથી વાનરોને મારી નાખ્યા.

આ સાંભળીને વાનરપતિ વેર કેમ લેવું તેનો વિચાર કર્યા કરે છે. એક વાર એ તરસ્યો થઈને પદ્મિનીખંડમંડિત સરોવરે આવ્યો, ને સૂક્ષ્મ દૃષ્ટિ કરે છે તો વનચર તથા મનુષ્યોએ પ્રવેશ કર્યાના પગલાં છે, પણ નીકળ્યાના નથી. પાણીમાં દુષ્ટ મગર હશે એમ ધારીને કમળનાળ લઈને તેણે દૂરથી જ પાણી પીધું, ત્યાં તળાવ વચ્ચેથી રત્નમાળાધારી રાક્ષસ નીકળ્યો, ને કહ્યુ, 'કપિરાજ, આ પાણીમાં જે પેસે તે મારું ભક્ષ્ય થાય છે આ વિધિથી તેં પાણી પીધું એટલે તારા જેવો ધૂર્ત કોઈ નહિ હું તારા ઉપર પ્રસન્ન છું એટલે વાંછિત વસ્તુ માગી લે.' વાનર કહે, 'તારી ભક્ષણશક્તિ કેટલી ?' તે બોલ્યો, 'પાણીમાં લાખ પેસે તો લાખને મારુ, ને બહાર તો શિયાળ પણ મને મારી જાય' વાનર કહે, 'એક રાજા સાથે મારે અત્યન્ત વેર છે, એટલે જો આ રત્નમાળા તું મને દે તો વચનપ્રપંચથી રાજાને સપરિવાર લલચાવી આ સરોવરમાં મોકલું.'

રાક્ષસે રત્નમાળા આપી તે પહેરીને વાનર ફરતો હતો, એને લોકોએ પૂછ્યું, 'વાનરોત્તમ, તમે આટલા દી ક્યાં હતા ? અને રવિતિરસ્કારિણી આ રત્નમાળા ક્યાંથી આણી ?' વાનર કહે, 'એક વનમાં કુબેરનું રચેલું ગુપ્ત સરોવર છે, ત્યાં રવિવારે સૂર્ય અર્ધો ઊગ્યો હોય ત્યાં કોઈ ડુબકી મારે તો તે આવી રત્નમાળા કંઠમાં પહેરીને નીસરે છે.'

આ સાંભળીને રાજાએ વાનરને બોલાવીને પૂછ્યું કે એવું કોઈ સરોવર છે કે. વાનર કહે, 'હા. રત્નમાળાનું પ્રયોજન હોય તો કોઈને મારી સાથે મોકલ એટલે દેખાડુ' રાજા કહે, 'હું પોતે પરિજનસહિત આવીશ, જેથી પુષ્કળ રત્નમાળા મળે.' વાનર કહે ભલે. તૃષ્ણાગ્રસ્ત રાજા ડોળીમાં બેસી વાનરને ખોળામાં બેસાડી નીકળ્યો.

સરોવરે પહોંચી પરોઢિયે વાનર રાજાને કહે, 'દેવ, સૂર્ય અર્ધો ઊગે એવે ટાણે આમાં પ્રવેશ કરે તેની સિદ્ધિ થાય છે. એટલે બધાય માણસ એક જ સમયે પેસે. પણ તારે મારી સાથે પ્રવેશ કરવો, જેથી પહેલાં જોયેલે સ્થળે તેડી જઈને હું તને બહુ રત્નમાળા દેખાડીશ' હવે તે લોકો પેઠા એવો જ રાક્ષસ એ બધાને ખાઈ ગયો. એને આવતાં વાર લાગી, એટલે રાજા કહે, 'વાનરેન્દ્ર, મારા જણને કેમ વાર લાગી ?' વાનર તરત ઝાડે ચડ્યો ને રાજાને કહ્યુ, 'હે દુષ્ટ રાજા, તારા પરિજનને પાણીમાં રહેલો રાક્ષસ ખાઈ ગયો મારા કુળનો તેં ક્ષય કર્યો એનું મેં આ વેર લીધુ એટલે જા તું મારો સ્વામી છે, એટલે તને સરોવરમાં ન મોકલ્યો. અને કહ્યું છેઃ

'દુષ્ટે દુષ્ટ સમાચરેત્ ।'

આ સાંભળીને કોપાયમાન થયેલો રાજા એકલો પગે ચાલીને જ્યાંથી આવ્યો હતો તે માર્ગે નીકળી પડ્યો. રાજા ગયા પછી ધરાયેલો રાક્ષસ પાણીમાંથી નીકળ્યો ને કહ્યુ'

**'હણ્યો શત્રુ કર્યો મિત્ર રત્નમાલા ન હારિયો ।**
**પીધું નાળથકી પાણી ધન્ય ચાતુર્ય વાનર ॥**

એટલે હું કહું છું: લોભથી જે કરે કામ' ઇતિ.

(ચ.ઉ) દેસાઈ વાલજી ગોવિન્દજી




## ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ : મોકૂફ; બીજું ઇનામ : 'ડીઝાઈન'–વિનોદ કોઠારી (અમદાવાદ), ત્રીજું ઈનામ: 'હોકાની મોજ'–ચંદુભાઈ ભટ્ટ (અમદાવાદ), નોંધપાત્ર : (૧) 'તોફાની છોકરો'–વજુભાઈ પટેલ–કેન્યા, (૨) 'જ્ઞાની'–નટવરલાલ મહેતા–સુરત બીજું ઇનામ જીતનાર ભાઈ વિનોદ કોઠારીનું (આ અંકના પૂઠા પર છાપેલું ચિત્ર) 'ડીઝાઈન' બદામના ઝાડના ડાળાપાંદડાનું કુદરતીરીતે રચાઈ રહેલી ભાતીગળ આકૃતિનું મનોરમ ચિત્ર છે. આકાશની સફેદ ભૂમિકા પર નયનરંજક સંયોજનમાં પોતાની લીલા વિસ્તારી રહેલા એ પાંદડાંના છાયાપ્રકાશ પ્રિન્ટની ઉત્તમ ટેકનીક વડે એટલી સફાઈથી બતાવ્યા છે કે બદામના પાંદડાંની કુમાશ અને છાયાવાળા ભાગના પાંદડાની રેખા સુદ્ધાં દૃષ્ટિગત થાય છે. પશુપંખી અને માનવજીવનનાં અનેકવિધ પાસાંઓ ઉપરાંત કુદરતમાં પણ આવા ઘણા વણખેડાએલા ક્ષેત્રો છે જેમાંથી કલાકારની આંખ ચકોર હોય તો મનોહારી અને ચિત્રાત્મક તત્ત્વ ઝડપી લે છે. દૃષ્ટિ છે ત્યાં દૃશ્યનો તોટો નથી

ત્રીજું ઇનામ જીતનાર ભાઈ ચંદુભાઈ ભટ્ટે 'હોકાની મોજ'માં ઝડપેલા ડોસાની લીનતા અને વિચારમગ્નતા સારા ઉતાર્યા છે. ચિત્રસંયોજન અને પ્રિન્ટની ટેકનીક સાધારણ છે ફ્રેમિંગમાં વધુ કાળજીની જરૂર હતી. કપડાના ભાગમાં ફિનિશિંગ જણાઈ આવે છે તે ખામી છે અને બૅકગ્રાઉન્ડના ભાગમાં ચહેરા આગળ જણાતી કાળી વાંકીચૂકી લીટી નેગેટિવમાંથી રીટચ કરી કાઢી નાખવી જોઈએ.

કેન્યાના ભાઈ વજુભાઈ પટેલે 'તોફાની છોકરો' ચિત્રમાં, બળી બહારની વસ્તુ પાછી લેવાના પ્રયત્નમાં નિષ્ફળ જવાથી રડતા બાળકની મથામણ અને ભાવ આબાદ ઝડપ્યા છે. જરા દૂરથી ધીરજ અને વિચારપૂર્વક સ્નૅપ લીધો હોત તો પગ આગળનો વધારેપડતો ધ્યાન ખેંચતો મોટો ભાગ સપ્રમાણ બનત. નીચેના ભાગમાં પ્રિન્ટ ચરબી હદ જગ્યા વધુ માગે છે, જ્યારે ડાબી બાજુથી જગા મૂકવાની જરૂર છે. સંયોજન એકંદરે સારૂ છે.

નોંધપાત્ર ઠરેલું ભાઈ નટવરલાલ મહેતાનું 'જ્ઞાની' સારૂ પોર્ટ્રેટ ગણાય. જોકે તેમાં જરૂરી તીક્ષ્ણતા ખૂટે છે દાઢીના વાળ જે ખાસ અગત્યનો ભાગ છે તેની રેખા તૂટે છે ફોકસિંગમાં કૅમેરા નજીકની વસ્તુ સ્પષ્ટ ઉઠાવ માગે છે પ્રિન્ટની ટેકનીક સારી છે, પણ એન્લાર્જિંગમાં તે બરોબર કન્ટ્રોલ (કાબુ)માં લઈ શકાયો નથી. પ્રિન્ટના માથાળાનો ડાબી બાજુનો ખુલ્લો તેમજ નીચેનો દાઢીની આસપાસનો ભાગ વધારેપડતો કાળો દેખાય છે. કોડાક કંપનીના વેરોક્સ ટ્રાન્સ્પૅરન્ટ વૉટરકલર્સ આવે છે તેમાંનો લાલ રંગ, ફિલ્મ નેગેટિવનો જે ભાગ વધારેપડતો કાળો છપાતો હોય તે પર નેગેટિવના પાછલા ભાગમાં જરૂર પૂરતો આછો સરખો લગાડવાથી માફકસર કન્ટ્રોલ થઈને છાયાના ભાગમાં પણ 'ડીટેઈલ' બતાવી શકશે. એમાં માત્ર થોડા મહાવરાની જરૂર છે. બી. બી. ફનીબંદા

બેબી–(રોફથી) હું પરણીશ ત્યારે, બા, તને મારા લગનમાં નહિ લઈ જાઉં.

બા–કેમ, એટલી બધી રીસ ?

બેબી–હં એ…તું કાંઈ મને તારા લગનમાં લઈ ગઈ હતી ?



# માધુકરી

ગઈ ઓલી, ગઈ સંસ્કારિતા, વેરો ગયો ચાલી,
ગયા પડછંદ દેહો ને થયાં ગયદાન સૌ ખાલી,
લીલાછમ ખેતરો સૂકાં, ગયું પૌરુષ છે થાકી,
ગયું સોનુરૂપું, લોખંડ ચાલ્યું,—શું રહ્યું બાકી ?

અહીં કણ કાંકરીનો યે બીજો માલિક આજે છે,
ધરા વાયુ અને જલ પર બીજાનું રાજ ચાલે છે;
અમારાથી અમારા પર ચલાની દોર ગ્હાલે છે,
કહું શેની, ન શેની હૂંફ, જીવનની ખોટ સાલે છે '

—દર્શિત બુચ

## કલાકાર રસિકલાલ પરીખ

ગુજરાત સાહિત્ય સભા (અમદાવાદ)નો ઈ. ૧૯૪૨ના વર્ષનો રણજીતરામ સુવર્ણચન્દ્રક કલાકાર શ્રી રસિકલાલ પરીખને આપવામાં આવ્યો છે 'કુમાર'ના વાચકો એમની કૃતિઓથી તો સારી પેઠે પરિચિત છે એમની એ વિવિધરંગી તથા સાદી એવી ૫૫ કૃતિઓ સાથેના એમના વિષેના પુસ્તક 'ચિત્રસાધના'માં આપેલી એમની જીવનરેખા અહીં પહેલી જ વાર ઉતારીએ છીએ અને આ પ્રસંગે એમને અભિનંદન આપીએ છીએ

કલાકાર રસિકલાલ પરીખે જીવનની તરુણાવસ્થામાં જ ગિપ્ટ પત્નિ મેળવી છે. એમણે અનેક ચિત્રો સર્જ્યાં છે, અનેક રીતે કલાની ઉપાસના કરી છે અને અનેક સ્થળેથી આદર તેમજ પારિતોષિક મેળવ્યા છે.

ઈ. ૧૯૧૦માં રાજપીપળા સ્ટેટના વાલિયા ગામમાં તેમનો જન્મ થયો તેમના પિતા નરસીદાસ પરીખ ત્યાંના મામલતદાર હતા. બાળપણ ગામઠી શાળામાં જ વીત્યું. પણ રસિકલાલને યાદ છે કે 'અમે નિશાળની રજામાં ત્યાંના નજીકના તળાવ પર જઈ ચીકણી માટી ખોદી તેમાંથી ગાડું, બળદ, ઢીંગલા વગેરે બનાવતા. તળાવ પરના મંદિરની છાયામાં માટીના ઘાટ કરતા કંઈક દિવસો અમેએ ગાળ્યા હતા '

પિતા નોકરીમાંથી નિવૃત્ત થઈ રાજપીપળામાં રહ્યા ને રસિકલાલ ત્યાં હાઈસ્કૂલના ચોથા ધોરણ સુધી આવ્યા તે પછી જ તેમને



ડ્રૉઇંગ ક્લાસનાં દર્શન થયાં. સ્વભાવથી જ આકૃતિ પર આંખ ઘડાએલી, એટલે ડ્રૉઇંગના પાઠો સહજ આવડતા અને આગળ નંબર રહેતો. ચિત્રશિક્ષક ચંદુભાઈએ ડ્રૉઇંગની 'એલીમેન્ટરી ગ્રેડ'ની પરીક્ષા માટે તૈયારી કરવા કહ્યું, ત્યારે તે વાત કપકાની બીકે ઘેર નહોતી કહેવાતી. વડીલો માનતા કે ચિત્ર શીખ્યે શું વળવાનું હતું ? અંતે, ચાલુ ધોરણમાં પાસ થવાની શરતે ચિત્રની પરીક્ષા આપવા છૂટ મેળવી. પરીક્ષા માટે એક જ માસ હતો, એટલે કામ ઘણું કરવું પડ્યું. ચિત્રની પરીક્ષા તો આવી, પણ ચાલુ ધોરણની પરીક્ષા પાછળથી થઈ તેમાં નાપાસ થવાયું એથી ઘરમાં ઠપકો મળ્યો અને મનમાં ખૂબ ગ્લાનિ થઈ બીજે વર્ષે મહેનત કરી ચોથું ધોરણ પાસ કરી પાંચમું શરૂ કર્યું પણ તેમાં વળી ચિત્રની બીજી 'ઈન્ટરમીડિયેટ' પરીક્ષા આપી એટલે ધોરણ બગડ્યું. ઘરમાં બધાંને ચિંતા થઈ કે આ છોકરો ભણી નહિ શકે એ તો વાંચવાલખવાનું મૂકી દઈ ચિત્રકામની લતે જ ચડી ગયો હતો.

રસિકલાલના મોટા ભાઈ નગીનદાસ સાબરમતી આશ્રમમાં કાંતણપીંજણ સાથે સીવણની તાલીમ આપવા આવેલા. તેમણે બીજા થોડા વિદ્યાર્થીઓને શ્રી રવિશંકર રાવળ પાસે અભ્યાસ કરતા જોઈ રસિકલાલની હાલત જાણી, એમના ચિત્રગૃહમાં મોકલવાનો મનસૂબો ગોઠવ્યો અને રસિકલાલને લખી નાખ્યું નાપાસ થએલા એ વિદ્યાર્થીને હાથમાં સોનાનું ઝાડ આવ્યું એમ લાગ્યું હશે. તેણે ખૂબ મહેનત કરી કેટલાંક સુંદર પેન્સિલચિત્રો, 'સુવર્ણમાળા'માંનાં શ્રી ધુરંધરના ચિત્રો પરથી દોર્યાં અને રવિશંકર રાવળને એવા મોકલ્યાં એ માત્ર નકલો હતી, છતાં આલેખન ખૂબ સમજપૂર્વક અને મુખભાવો સંભાળીને કર્યાં હતાં. એ પરથી રવિભાઈએ તેને પોતાની પાસે અભ્યાસ માટે આવવા મંજૂરી આપી.

૯મી ઑગસ્ટ ૧૯૨૬ના રોજ તરુણ રસિકલાલે કુમાર કાર્યાલયમાં પ્રવેશ કર્યો ને ચિત્રશિક્ષણનો પ્રારંભ કર્યો. લાક્ષણિક એકાગ્રતા ને અચૂક શુદ્ધ આલેખન એ અભ્યાસનાં મુખ્ય અંગ હતાં, તેમાં એણે પૂરો આંક આપ્યો. અઠવાડિયા પછી કુમાર કાર્યાલયના સ્ટુડિયોમાં જ વાસો કરી નજીકની લૉજમાં જમવાનું રાખ્યું. દિવસરાત મળે એટલો વખત ચિત્રસાધના કરવા માંડી સ્વભાવે મૂંગા, ટેવોમા ન્યાયથી ને રહેણીમાં સાદા હોવાને લીધે તે સૌને એકસરખા પ્રિય થઈ પડ્યા. શરીરસ્વાસ્થ્ય જાળવવામાં તેમનો નંબર છેવટ સુધી પ્રથમ રહ્યો હતો. સ્ટુડિયોની સાફસૂફીથી માંડી રવિભાઈના સર્વ ચિત્રકામમાં ને જરૂર પડ્યે કાર્યાલયના કામકાજમાં પણ સહાય

કરવા સાથે તેમણે સહચારીઓને શીખવવા પણ માંડયું હતુ

ત્યાંના બહુવિધ કળાસંસ્કારવાળા મંડળ વચ્ચે તેમના આદર્શો સ્પષ્ટ ઘડતર લેતા ગયા. કલાચર્ચા, નિરૂપણ, પુસ્તકો વગેરેનો પ્રભાવ પણ ઓછો નહોતો એવામાં આશ્રમમાં એક કલાશિક્ષકની જરૂર પડી, એટલે રવિભાઇની સલાહથી તેમના ભાઇએ ત્યાં, તેમની જ ગોઠવણ કરી. એથી આર્થિક ટેકો મળ્યો.

કલાકાર તરીકે કોઈ પણ જાતનું કામ ઉઠાવવાની હિંમત તથા શક્તિ તેમનામાં પ્રકટેલાં જોઈ રવિભાઈએ અમદાવાદના કલાપ્રેમી શ્રીમંત સર ચીનુભાઇને સહાય કરવા વિનતિ કરી. તે પરથી તેમણે ઉદારતાપૂર્વક માસિક રૂા ૨૫ ની સ્કૉલરશિપ મંજૂર કરી એ વખતે સર ચીનુભાઈ અને મદ્રાસના કલારસિક શ્રીમંત સ્વ. રામસ્વામી મુદલિયાર વચ્ચે તાજો પરિચય થયો હતો, અને રસિકલાલને તેઓ નામ તથા કામથી જાણતા હતા વળી એ જ અરસામાં થોડા વખત પર સુપ્રસિદ્ધ કલાકાર દેવીપ્રસાદ રાયચૌધરીની ત્યાંની આર્ટ સ્કૂલમાં પ્રિન્સિપાલ તરીકે નિમણૂક થઇ હતી, તેમાં સ્વ. રામસ્વામીનો ઠીક હાથ હતો એટલે પહેલા જથ્થાના વિદ્યાર્થીઓમા રસિકલાલ જાય તો વધુ લાભ મળે એવી કલ્પનાથી મદ્રાસની આર્ટ સ્કૂલમા તેમને મોકલવાનુ ઠર્યું એ હતી ૧૯૨૯ના જુલાઈની ૧૩મી તારીખ

આ યોજનાનુ પરિણામ ધાર્યા જેટલુ જ સરસ આવ્યુ. આથી રસિકલાલ એક નવી પરંપરા ને ક્રિયાકૌશલ્યનુ જ્ઞાન મેળવી શક્યા અને મુંબઈઈલાકાના સુપ્રસિદ્ધ કલાકારોમાં નવી ભાત પાડી શક્યા. મદ્રાસમાં વસતા ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી રત્નમણિરાવ ભીમરાવે રસિકલાલને એ બધા વર્ષો પ્રેમપૂર્વક પોતાને ત્યા રાખી એમને સાહિત્ય અને સંસ્કારનો પાસ લગાડયો હતો.

મદ્રાસમાં ખૂબ છૂટે હાથે કામ કરવાનુ મળ્યુ. અમદાવાદની પૂર્વતૈયારીથી તેમને એકદમ ઉપલી શ્રેણીમા જગ્યા મળી શ્રી દેવીપ્રસાદ એક ઊર્મિવંતા ચિત્રકાર હોવા ઉપરાંત પ્રખર શિલ્પવિધાયક છે એ વખતે કલકત્તાના વાઇસ ચૅન્સેલર સ્વ. આશુતોષ મુકરજીનુ મોટુ અસલ કદનું બાવલું તે તૈયાર કરતા હતા રસિકલાલને એ કામનો મૂળથી જ શોખ હોવાથી તેમની અનુમતિથી તેઓ એ કામમાં જોડાયા, અને સારી પ્રગતિ કરી પ્રિન્સિપાલનો પ્રેમ સંપાદન કર્યો એ ઉપરાંત ખૂબ સ્કેચિંગ, વૉટર કલર, વુડકટ, લીનોકટ વગેરે વિવિધ પ્રકારોમાં પણ સમયની મોકળાશપૂર્વક એમણે અભ્યાસ કર્યો અને તે ક્રિયાઓથી હાથના કાબૂ વધારી દીધો મદ્રાસમાં તેમના ઉત્કર્ષમા રસ લેનારા શ્રી રત્નમણિરાવ, સ્વ. રામસ્વામી મિ. કૉટન અને કવિશ્રી ખબરદાર હતા સ્વ. રામસ્વામી તો દક્ષિણ હિંદની એક આર્ટ સ્કૂલમાં તેમને હેડમાસ્તર તરીકે રોકવાની પેરવી પણ કરી ચૂક્યા હતા શ્રી દેવીપ્રસાદે અભ્યાસ માટે ચોથુ વર્ષ રોકાવા કહ્યુ, પણ રવિભાઇએ તેમની પ્રગતિ જોઈ મુંબાઇનો થોડો અનુભવ લેવા સલાહ આપી

મદ્રાસના કામના નમૂના લઈ રવિભાઈની ભલામણ સાથે રસિકલાલ ૧૯૩૨ ના જૂનમા મુંબાઈની આર્ટ સ્કૂલમાં શ્રી લાલાકાકાને મળ્યા. એમણે તેને પ્રિન્સિપાલ શ્રી સૉલોમન આગળ રજૂ કર્યા, અને તેનું કામ જોઈ પ્રિન્સિપાલે ડિપ્લોમા ક્લાસમા બેસવા અનુમતિ આપી.

મદ્રાસમા ઑઇલ પેઇન્ટિંગ શરૂ કરેલું, તેમજ મોટી આકૃતિઓ પણ દોરેલી નહિ પરંતુ મહેનત અને ઉદ્યોગથી એકબીજાનું જોઈ તેમણે કામ માંડી લીધુ. ઉપરનો વર્ગ હોવાથી વર્ગનિરીક્ષક ભાગ્યે જ બધાને શીખવતા. સાથેસાથે શ્રી જગન્નાથ અહિવાસીના હાથ નીચે ચાલતો હિંદી કલાનો વર્ગ પણ એમણે ભરવા માંડયો, ત્યાં એમણે થોડાં ચિત્રો કર્યા છે. પણ તે બધામાં મદ્રાસની હથોટીનો જ પ્રભાવ ઉપર રહેલો 'મંગળ કળશ', 'ઢીંગલી', 'ચીનની સૃષ્ટિ', 'નનામી', 'સિદ્ધાર્થનો ગૃહત્યાગ' વગેરે ચિત્રો એ વેળા તૈયાર થએલાં

વર્ષ આખરે જ્યારે પરીક્ષા માટે ફી ભરવાનો વખત આવ્યો ત્યારે ઍડવાન્સ ક્લાસ પાસ કરવા પૂર્વે ડિપ્લોમા પરીક્ષા ન અપાય એવો વાંધો નીકળ્યો. આની સામે રસિકલાલે જણાવી દીધુ કે પોતાને કોઈ પરીક્ષા જ આપવી નથી ! અંતે પ્રિન્સિપાલે આખા વર્ષનું કામ જોઈ પરીક્ષામાં બેસવાની રજા આપી પરીક્ષામાં આવેલો વિષય પણ રસિકલાલને મનગમતો હતો ૬×૩ ફૂટનુ તે ચિત્ર 'ઉત્સવ- પ્રયાણ' એમણે એક માસમા તૈયાર કર્યું ચિત્ર થતુ હતુ એ વખતે પ્રિન્સિપાલ વખતોવખત જોઈ જતા સૌની નવાઈ વચ્ચે એ પરીક્ષામાં રસિકલાલને સૌથી ઉપર માર્ક મળ્યા અને ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ ગણાયા. પરીક્ષામાં બેસવાની જ જ્યાં મુશ્કેલી હતી ત્યાં આ પરિણામે તેમના સર્વ શુભેચ્છકોમાં ખૂબ જ હર્ષ ફેલાવ્યો

પરીક્ષા પછી ઘેર આવી એકાદ ટર્મ શાન્તિનિકેતન જવા વિચાર કર્યો. રવિભાઇએ નંદબાબુને લખી પણ નાખ્યુ અને પ્રવેશની મંજૂરી મંગાવી લીધી. પણ દરમિયાન પ્રિન્સિપાલ સૉલોમને તાર કર્યો કે એ ટર્મ માટે માસિક રૂા ૩૦ની સ્કૉલરશિપ સ્કૂલ તરફથી ભીંતચિત્રો (Mural Decoration)ના કામ માટે મળશે, માટે તુરત આવી જાઓ શાન્તિનિકેતનનો વિચાર મોકૂફ રહ્યો ને ફરી રસિકલાલે મુંબાઈમા વાસ કર્યો.

એ વર્ષ દરમિયાન ડેકોરેશનમા કોઈ મોટું કામ થયું નહિ. માત્ર થોડા નાના સ્કેચ તૈયાર કર્યાં, જે પરથી આગળ જતાં એમણે 'નર્તકી', 'નવધાન્ય', 'માછીમાર' વગેરે મોટા ચિત્રો તૈયાર કર્યાં. ૧૯૩૫મા 'નર્તકી' ચિત્રને સર્વોત્તમ ગણી મુંબાઈ આર્ટ સોસાએટીએ એમને સુવર્ણચંદ્રક આપ્યો અને ચિત્ર વેચાઇ ગયુ. 'રંકનો વૈભવ' નામનુ ચિત્ર પણ એ જ અરસામા થએલુ, અને મુંબાઈના પ્રિન્સ ઑવ વેલ્સ મ્યૂઝિયમે તે બીજા વર્ષના પ્રદર્શનમાથી ખરીદ કરી લીધેલું.

એક વર્ષ પૂરૂ કરી મુંબાઇને રામરામ કરીને તે અમદાવાદ આવી ગયા અને પૂર્વસંકેત પ્રમાણે રવિભાઇએ શરૂ કરેલા 'ગુજરાત કલાસંઘ ચિત્રશાળા'મા સહકારી મદદનીશ તરીકે જોડાઇ ગયા. એ અરસામાં સુપ્રસિદ્ધ શિલ્પકલાકાર શ્રી વિનાયક કરમારકરે ગોંડલમાં ત્યાના મહારાજા સાહેબના મોટાં પૂતળા શરૂ કરેલા, તેમના કામ અને પરિચયના હેતુથી રજાના પચીસેક દિવસો ત્યા ગાળવા તેઓ ગયા. તે વખતે ત્યા શ્રીરવિશંકર પંડિત ને સોમાલાલ શાહની સોબતનો એમને લાભ મળ્યો.

એ જ સમયમાં અમદાવાદની શેઠ ચીમનલાલ નગીનદાસ બોર્ડિંગમા ચિત્રશિક્ષકની જગ્યા ખાલી પડી. ત્યારથી ત્યા અર્ધ સમયનું કામ નક્કી થયુ. બાકીનો બધો વખત તે 'ગુજરાત કલાસંઘ' માં પોતાનો અને બીજા કલાકારોનો વિકાસ કરવામા વ્યતીત કરતા. તે પછી થોડો વખત કર્વે વિદ્યાપીઠની અમદાવાદની મહિલા પાઠશાળામા ચિત્રઅધ્યાપનનું કાર્ય ચલાવ્યું; પણ પાછળથી ચીમનલાલ બોર્ડિંગનુ 'વિદ્યાવિહાર' રૂપી વિશાળ સંસ્થામા રૂપાન્તર થયું ત્યારથી તેના આચાર્ય શ્રી ઝીણાભાઈ દેસાઇ (સ્નેહરશ્મિ) એ રસિકલાલને સંપૂર્ણ સમયના અધ્યાપક તરીકે એ સંસ્થામા ખેંચી લીધા છે અને તેમને એ શાળાની કળાશિક્ષાના ધુરાવાહી બનાવ્યા છે.

એમના ચિત્રો જ્યાંજ્યાં પ્રદર્શનમાં મુકાયા છે ત્યાંત્યાં આદરને પાત્ર થયા છે ને ભાગ્યે જ ખરીદાયા વિના રહ્યા હશે. મ્હૈસુર, ત્રિવે-

ન્દ્રમ અને બીજાં કેટલાક શહેરોના રાજ્યગૃહોમાં અને ચિત્રાલયોમાં એમના ચિત્રો માનવંતું સ્થાન મેળવી શક્યાં છે. ગુજરાતમાં કોઇ રાષ્ટ્રપ્રતિનિધિત્વવાળું ચિત્રાલય થશે ત્યારે રસિકલાલના ચિત્રો તેની અગત્યની પૂર્તિ ગણાશે જ.

## રાષ્ટ્રીય પવિત્રતા

કહેવાય છે કે જ્યારે સીંગાપુરના દરવાજે જાપાની તોપો ખડ-કાઇ રહી હતી ત્યારે શહેરમાં નાચનો જલસો ચાલતો હતો.

ફ્રાન્સનું પતન ફ્રેન્ચોની વિલાસિતાને આભારી હતું એ પ્રજા એટલી બધી વિલાસી અને આરામપ્રિય બની ગઈ હતી કે યુદ્ધ જેવા ભયંકર સંઘર્ષણનો તાપ જીરવવા જેટલી શક્તિ તેનામાં રહી ન હતી.

વાજિદઅલી શાહ વિલાસમાં ડૂબી ન ગયો હોત તો મુગલ સલ્તનતનો નાશ કદિ થયો ન હોત. વિષયવાસનામાં ફસાઇ સંભાજી બાયલો થઇ ગયો હતો; અને બાજરીના રોટલા ને ડુંગળીથી ચલાવી શકે એવા મરાઠા સૈનિકોના અભાવને લીધે જ તેઓ પાણીપતની લડાઇ હાર્યા હતા.

કરણઘેલાની વિલાસિતાએ જ માધવને દેશદ્રોહ કરવા પ્રેર્યો હતો. ગુજરાતમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું હતું તેનું મૂળ તે વખતના રજવાડાઓના ભોગવિલાસ જ હતા.

* * *

જનરલ ગેમલાંએ લડાઇમાં વિજય ન મળે ત્યાંસુધી 'શેમ્પેન' (દારૂ) નહિ પીવાની પ્રતિજ્ઞા કરી હતી.

માતૃભૂમિ જ્યાં સુધી આઝાદ ન થાય ત્યાંસુધી પલંગને બદલે પરાળની પથારીમાં સૂવાનું અને ચાંદીની થાળીને બદલે પત્રાવળીમાં ભોજન કરવાનું મહારાણા પ્રતાપે પણ લીધું હતું.

લડાઈ જીતવા હિટલરે પોતાના સૈનિકોને સાદાઈથી રહેતા અને લુખ્ખાસૂકા રોટલાથી ચલાવી લેતા શીખવ્યું છે. ચીન સાથે યુદ્ધ જાહેર કર્યું ત્યારથી જ જાપાને ભોગવિલાસના સહાયક મ્હાનાગારો, ગ્રામોફોન, ભભકદાર કપડાં અને ગાદીતકિયા સુદ્ધાં તજી દીધા છે. આટલેથી જ એ લોકો અટક્યા નથી. તેમણે પંદરથી પાંત્રીસ વર્ષ સુધીની યુવતીઓને પોતાના વાળ શણગારવાની મના કરી છે. યુદ્ધ-સરંજામ ઉત્પાદન કરનારી ફૅક્ટરીઓમાં બનીઠનીને કોઇને પણ કામે આવવાની ના પાડવામાં આવી છે, નાચગાન બંધ કરી દીધા છે, જેમાં ચુંબનની આપલે થતી હોય તેવી ફિલ્મોની અટકાયત કરી છે. કૉલેજના વિદ્યાર્થીઓને પ્રેમની નવલકથાઓથી વંચિત રાખવા બુકસેલરો માટે પણ પ્રતિબંધો મૂક્યા છે. કોઈપણ નાટક જલસાની કંપનીને ખેલ કરવાનો પરવાનો આપવામાં આવતો નથી.

માર્શલ ચાંગ-કાઈ-શેક પણ રાષ્ટ્રીય પવિત્રતામાં માને છે. ચીની યુદ્ધકારખાનામાં પટિયા પાડીને કામ પર આવનારી છોકરીઓને માટે સ્થાન નથી; ઊલટું, એવા આકર્ષક વાળ કાપનાર હજામની દુકાનો પર છોકરીઓ જ પિકેટીંગ કરે છે. સરકારી અમલદારોને નૃત્યગૃહોમાં પ્રવેશ કરવાની બંધી છે અને આ હુકમનો ભંગ કરનારને મોતની સજા થાય છે. કોઈ એક પ્રાંતનો ગવર્નર વિલાસી હોવાનું સાંભળતાં જ ચાંગ-કાઇ-શેક જાતે ઍરોપ્લેન દ્વારા ત્યાં પહોંચ્યા અને તે ગવર્નરને ગોળીથી ઉડાવી દીધો. વળી કોઈ પણ ચીની સ્ત્રી યા પુરુષ વિદેશી વસ્ત્ર પહેરતાં નથી. પફપાઉડરનો સઘળો સામાન સરકારે ખરીદી લઇને સ્ત્રીઓને શૃંગારથી વંચિત રાખી છે. ધુમ્રપાનની બાબતમાં પણ એવું જ. યુવકોના ટોળેટોળાં પાણીની ડોલો લઇને ગલીએ ગલીએ મહોલ્લે મહોલ્લે ફરે છે ને લોકોને દેશની આઝાદીની ખાતર તમાકુ ન પીવા સમજાવે છે, અને તેવા વ્યસનીને સીગારેટ-સીગરેટનો તમામ જથ્થો તે પાણીની ડોલમાં નાખી દેવા વિનતિ કરે છે. જાહેરમાં તો ત્યાં કોઈ જ બીડી પીતું નથી. 'નવજીવન આંદોલન' (New Life Movement)ની પ્રવૃત્તિ દ્વારા મૅડમ ચાંગ-કાઇ-શેક ચીની પ્રજામાં સ્વાવલંબન, સંયમ ને સંસ્કૃતિના ઉમદા ગુણો સીંચવાનું કામ કરે છે. આવા ત્યાગ, સંયમ અને સ્વાશ્રયને લીધે જ નબળું ચીન આજે બળવાન જાપાનનો સામનો કરી રહ્યું છે.—શ્રીમનલાલ વ્યાસ

## રત્નપુરના અકીક

દક્ષિણ ગુજરાતમાં ઝગડિયા અને લીમોદરાનો પ્રદેશ પ્રાચીન જૈન અને હિંદુ મંદિરો તથા તેમના ભગ્નાવશેષોની શિલ્પસમૃદ્ધિથી ભરપૂર છે. એ જ પ્રદેશમાં રત્નપુર નામનું અત્યંત પુરાતન સ્થળ આવેલું છે, જેની ખાણોમાંથી નીકળતા કીમતી અકીકો માટે હિંદ પુરાતન કાળમાં દરિયાપારના દેશોમાં પંકાતું. રત્નપુરની અખૂટ ખાણોમાંથી અકીકો નીકળી મુખ્યત્વે વલ્લભીપુર જતા અને એ નગરના કુશળ કારીગરો તેમાંથી સુંદર વસ્તુઓ બનાવી ભરૂકચ્છ (ભરૂચ) અને સિંહપુર (સિહોર)ના બંદરો દ્વારા દેશદેશાવર મોકલતા. ગ્રીક અને રોમન નોંધોમાં આ અકીકની કળાસામગ્રી ખૂબ વખણાઇ છે. રત્નપુરના અકીકના ઉદ્યોગનો ઇતિહાસ પ્રાગૈતિહાસિક કાળ જેટલો પ્રાચીન છે. છ હજાર વર્ષ પૂર્વે જાહોજલાલી ભોગવતી બૅબીલોનિયન પાટનગરી 'ઉર' ના ખોદકામમાં તેના પ્રાચીન થરોમાં એ અકીક સર લીઓનાર્ડ વુલીને મળી આવેલા છે. એ પછી પાંચ હજાર વર્ષ જેટલા પ્રાચીન મોહેં-જો-ડેરોમાંથી એ અકીકની કળાસામગ્રી મળી આવ્યાની વાત પ્રસિદ્ધ છે જ. આફ્રિકાના ઉત્તર અર્ધભાગમાં ઇથીઓપીઆ અને ઇજિપ્તથી માંડી પશ્ચિમે છેક મોરોક્કો અને નાઇજીરિયા સુધીના વિશાળ પ્રદેશ પર પથરાએલા પ્રાગૈતિહાસ કાળના અવશેષોમાંથી વારંવાર જે અકીકની વિવિધ પ્રકારની કળાસામગ્રી મળી આવે છે તે રત્નપુરની ખાણોના અકીકની છે એમ, એ. જે. આર્કેલ, એફ. ઍડીસન વગેરે પુરાવિદોનું કહેવું છે. રત્નપુરના જે પર્વત પર આ ખાણો આવેલી છે તેને મહાભારત વનપર્વમાં 'ભરુકચ્છ પાસે નર્મદાતટે આવેલો વૈદૂર્ય શિખર પર્વત' કહ્યો છે. વલ્લભીપુર નાશ પામતા રત્નપુરના અકીકનો ઉદ્યોગ ખંભાતે સંભાળ્યો અને એ માલ સૌથી વધુ પ્રમાણમાં ચીન જવા લાગ્યો. આ પછી જબલપુરમાં પણ રત્નપુરના અકીકમાંથી કળાસામગ્રી બનાવવાનો ધંધો ખીલવા લાગ્યો. (પ્રજાબંધુ)

## નવાં પુસ્તકો

**તણખલાં**: કુલછાબ નવપ્રકાશન શ્રેણીના બીજા ગુચ્છાની છઠ્ઠી પુસ્તિકા. એક બંગાળી ડૉક્ટરે, આપણા સમાજજીવનના અંતઃસ્તલનું, ઉત્કટ આત્મમંથનપૂર્વક, સહૃદય, તિરસ્કારવિહીન ને ક્ષમાવંત જીવનદૃષ્ટિથી, નાનાંનાના શબ્દચિત્રો વડે કરેલું ચિત્રાંકન. અનુવાદક રમણિક મેઘાણી, આઠ આના. **જીવનનાં વમળ**: આપણા સામાજિક પ્રશ્નો પર સ્વસ્થ અને સ્વતંત્ર વિચારો આપતા, ગુજરાતના એક માત્ર પાક્ષિક વિચારપત્ર 'જ્યોતિર્ધર'માં, તેના તંત્રી શ્રી મટુલાલ પ્રભુએ 'અનુભવ નવનીત' નામથી લખેલી હિંદુ સમાજની અન્યાયી, ક્રૂર, કઢંગી એકપક્ષી અને સંકુચિત દૃષ્ટિવાળી રૂઢિઓને પરિણામે થઇ રહેલી, અત્યન્ત દુઃખદ સ્થિતિનો નિર્ભેળ ચિતાર આપતી, સત્ય ઘટનાઓનો સંગ્રહ. પ્રકાશક—ધ મહાગુજરાત પબ્લિશિંગ કં લિમિટેડ, મુંબાઈ-૧, કિં ૧-૪-૦. **શરતના ઘોડા**: શ્રી યશવંત પંડ્યા કૃત ચાર નાટકો—ભજવાય એવા અને ન ભજવાય એવા. પ્રકાશક—જે ન એમ ત્રિપાઠી લિમિટેડ, મુંબાઈ-૨, ૧-૮-૦.

# આ માસ ઈતિહાસમાં

## જુલાઈ

આ માસમાં જન્મેલા રોમન સમ્રાટ જુલિયસ સીઝર ઉપરથી આ મહિનાનું નામ જુલાઈ પડ્યું, તે પહેલા રોમન વર્ષગણનામાં તેનું નામ 'ક્વિન્ટીલિસ' હતુ, જેનો અર્થ થાય છે–'પાંચમો મહિનો' અને આપણે અનાજ જાણી ગયા છીએ તેમ, ઇ. પૂ. ૭૧૩મા ન્યૂમાએ રોમન કૅલેન્ડરમા ફેરફાર કરીને વર્ષની શરૂઆતમાં જાન્યુઆરી અને ફેબ્રુઆરી એ બે માસ ઉમેર્યા તે પહેલા આ માસનો ક્રમ પાંચમો જ હતો. ઍંગ્લો-સૅક્સનો આ મહિનાને હેગ-મૉનાથ (હે-મન્થ) અથવા મીડ-મૉનાથ (મીડ-મન્થ) કહેતા, કેમકે ઘાસના બીડ આ જ માસમાં પૂર બહારમા ખીલતા.

**તા. ૨** હોમીઓપથીનુ વૈદકજ્ઞાન શોધું કરનાર જર્મન વૈદકશાસ્ત્રી સૅમ્યુઅલ હાનેમાનનુ અવસાન ઇ. ૧૮૪૩ (આ વર્ષે તેનું શતવર્ષી ઉજવાયું).

**તા. ૫** ફ્રેન્ચોએ અલ્જિરિયા ઉપર કબજો લીધુ ઈ. ૧૮૩૦.

**તા. ૮** પશ્ચિમના દેશો આગળ હિંદનો જળમાર્ગ પહેલવહેલો ખુલ્લો કરનાર જાહેર કરનાર વાસ્કો ડ ગામા ત્રણ વહાણોનો કાફલો લઇ પોર્ટુગલથી હિંદની શોધ માટે નીકળ્યો, ઇ. ૧૪૯૭.

**તા. ૧૧** વિખ્યાત પારસી સુધારક, આક્ષર પત્રકાર અને કવિ બહેરામજી મલબારીનુ અવસાન ઈ. ૧૯૧૨.

**તા. ૧૯** હિંદુસ્તાનમાં ઇન્કમટૅક્સ શરૂ થયો ઇ. ૧૮૬૦.

**તા. ૨૪** દક્ષિણ અમેરિકાને સ્પેનની ધૂંસરીમાંથી છોડવનાર સાઇમન બોલીવારનો જન્મ, ઈ. ૧૭૮૩

**તા. ૨૮** ગયા જગત-મહાયુદ્ધની ચિનગારી જેમાંથી ચંપાઇ તે ઑસ્ટ્રિયાના પાટવી કુંવર ફર્ડિનાન્ડનું એક સર્વિયનને હાથે ખૂન થયું ઈ. ૧૯૧૪.

### આ માસની વ્યક્તિવિશેષ
### જ્યૉર્જ બર્નાર્ડ શૉ

પોતાનાં વિખ્યાત નાટકો દ્વારા રૂઢિચુસ્ત રાજ્યસ્થાઓના કાન આમળનારો અને સંભાવિત ગણાતા ભદ્રસમાજનાં દૂષણો પર મર્મપ્રહારો કરી નિર્દય ઠેકડી કરનારો જગતનો આ નામચીન નાટકકાર, લેખક અને ચિંતક ઈ. ૧૮૫૬ના જુલાઈની ૨૬ મી તારીખે આયર્લાન્ડના પાટનગર ડબ્લિનમા જન્મ્યો. તેનો બાપ મધ્યમ સ્થિતિનો સરકારી નોકર હતો. નોકરીને અંને તેણે પેન્શનને બદલે સામટી



રકમ ઉપાડી લઇ પોતાને અજાણ્યો એવો કાપડનો વેપાર કર્યો જેમાં તંગ સ્થિતિમા આવી પડ્યાં તેથી નિશાળે ભણતા જ્યૉર્જને ૧૪ વરસની ઉંમરે યુનિવર્સિટીમા જવાના સ્વપ્ના છોડી દઈ જમીનના દલાલની ઑફિસમા મહિને બાવીસ રૂપિયાના પગારે નોકરીએ જોડાવું પડ્યુ માતા મધુર કંઠવાળી સંગીતજ્ઞ હતી. તેના એ સંસ્કાર બાળકોમા ઊતર્યા. ઉપરાંત ડબ્લિનના જાહેર ચિત્રાલયમા જઇ ચિત્રો નિરખી જોવાનો જ્યૉર્જને નાનપણથીજ શોખ હતો એટલે તે ૧૫ વરસનો થયો ત્યા સુધીમા તો સંગીતની અચ્છી રસજ્ઞતા અને નામચીન કલાકારોના ચિત્રોની તેમની શૈલી પરથીજ ઓળખી કાઢવાની પરખ તેનામા આવી ગયા.

પણ ડબ્લિનમા બહુ ફાવ્યું નહિ, એટલે ૧૮૭૬મા લંડનમા તેની માતા સંગીતનું શિક્ષણ આપતી હતી તેની પાસે રહેવા ગયો; અને ત્યાં તેનેજ આશરે રહી સાહિત્ય તથા પત્રકારત્વના ક્ષેત્રમા ઝંપલાવ્યું તેના પોતાના જ શબ્દોમાં કહીએ તો 'રોજના પાંચ પાનાં લખી લખીને હું મારી માને પૈસે માણસ બન્યો; પણ નોકર-ગુલામ થતો બચી ગયો.' આ અરસામા તેણે નવ વરસ ઉપરી ગરીબીમાં ગાળ્યા દરમ્યાન પાંચ નવલકથાઓ લખી પણ એકેય સ્વીકારાઇ નહિ.

૧૮૮૨મા માર્ક્સનુ સમાજવાદી સાહિત્ય વાંચવામા આવતા તે સોશ્યાલિસ્ટ થયો અને ૧૮૮૪માં ફૅબિયન સોસાયટીમાં જોડાયો જેની પ્રચાર-પત્રિકાઓના લખાણો તે કરતો અને એ વાદના પ્રચારની અસંખ્ય સભાઓમાં ભાષણો આપતો એમાં યુનિવર્સિટીના ઓટલાઓથી માંડીને લંડનની ધોબણો સુધીના શ્રોતાવર્ગ આગળ તેને ચર્ચાઓ અને પ્રસંગનો કરવા પડતા, તેથી તે સમર્થ વક્તા ને વિવાદકાર થઈ ગયો આજ કાર્યમા તેને ઍની બેસન્ટ સાથે ગાઢ પરિચય થયો

આ અરસામાં તેનું પત્રકારત્વનું કાર્ય ચાલુ જ હતુ 'પૉલમૉલ ગૅઝેટ'મા પુસ્તકોનું, 'વર્લ્ડ'માં ચિત્રોનુ અને 'સ્ટાર'મા સંગીતનુ અવલોકન તે લખતો અને ત્યાર પછી 'સૅટર્ડે રિવ્યુ'ના સાહિત્ય કલાના વિવેચક તરીકે તેણે નામના કાઢી દરમ્યાન તેણે નાટકો લખવા માંડ્યા તેમા આકરા ચાબખા તથા બુદ્ધિયુક્ત કટાક્ષોની તેની વિશષ્ટ શક્તિખીલી નીકળી ને તે લોકપ્રિય નીવડ્યા. હવે તેનો સિતારો ચડતો થયો. ઇંગ્લૅંડ ઉપરાંત યુરોપ અને અમેરિકામા પણ તે ભજવાવા લાગ્યાં

આજ સુધી નાટકોનાં પુસ્તકો ભાગ્યે જ પ્રકટ થતા. શૉએ તેમા નવો તબક્કો શરૂ કર્યો અને સામાજિક, ધાર્મિક તથા જાતીય વિષયો પરના પોતાના તીખાં મંતવ્યો છડેચોક લોકોની વિસ્તૃત પ્રસ્તાવનાઓ સાથે તેણે પોતાના નાટકો છપાવવા માંડ્યા;—જે પ્રસ્તાવનાઓ ઉત્તમ સાહિત્ય તરીકે પંકાઈ છે.

એના સંખ્યાબંધ નાટકોનાં નામ અહીં આપ્યા જાય તેમ નથી, પણ તેમાના ત્રણ સૌથી મહાન 'હાર્ટબ્રેક હાઉસ', 'બૅક ટુ મેથુસેલા' અને 'સંત જોન' તેની ૬૦ વર્ષની વય પછી લખાયાં છે. ૧૮૯૩મા લખાએલા 'મિસિસ વૉરન્સ પ્રોફેશન' ઉપર તો ૧૯૦૫ સુધી અમેરિકામા પ્રતિબંધ રહેલો. ચોખલિયા વૃત્તિ અને સંભાવિત ગણાતી ભદ્રિકતા ભડકે તેવું આખાબોલાપણું, સામાજિક દૂષણોના ઘટસ્ફોટ અને ધાર્મિક તથા તાત્વિક પ્રશ્નાની બેધડક છણાવટ એ તેના નાટકોના વિષયો છે, અને તેમાં તેણે વાપરેલા તેજસ્વી સંવાદો, રમૂજી કટાક્ષો અને અત્યાતિક્રમ (સત્યનો અતિક્રમ કરતી ઉક્તિઓ), એ તેની ખાસ વિશિષ્ટતાઓ તરીકે પંકાયા છે

તેની પ્રતિભાની કદર કરીને, સ્વીડનમાથી દર વર્ષે અપાતુ ૧૯૨૬નુ સાહિત્યનુ નોબેલ-પ્રાઇઝ તેને અપાએલું, પણ સવા લાખ રૂપિયાની તેની એ રકમ તેણે પોતે ન ગણતાં ઇંગ્લંડમા સ્વીડિશ સાહિત્ય પ્રચાર માટે ઍંગ્લો-સ્વીડિશ ફાઉન્ડેશન નામની સંસ્થાને ભેટ આપી દીધી.

પોતાના યુગનો આ મહાન વિચાર-પ્રચારક લેખક અને ચિંતક, રચનાત્મક કર્તા વિવેચક અને ઉત્તેજક વધુ છે. ખાનગી વ્યવહારમાં પણ પોતાના ઉદ્દામ ક્રાંતિકારક વિચારોને વળગી રહેનારો એ, અહિંસાચાર વળગવાનો અને માંસાહારનો વિરોધી હોઇ ચુસ્ત શાકાહારી છે આજ ૮૭ વર્ષની વયે પણ એ જ તેજસ્વી શૈલી અને એ જ હાજરજવાબી આખાબોલાપણાથી તે દુનિયાને નવાજે છે.



## સુખિયાં ને શ્રીમંત નિશ્ચે નર એને ભજે,
## દીન દુ:ખી ને જંત (એને) સતિયા નર કો સેવતા.



—તનસુખ ભટ્ટ—

પોતાને ત્યાં કામ કરતા પઠાણના છોકરા હસનની સાફદિલી અને ખંતથી પ્રસન્ન થઈ ગંગુ બ્રાહ્મણે તેને એક ખેતર ખેડી ખાવા આપ્યું એક દિવસ ખેતર ખેડતાં ધનનો ચરુ નીકળ્યો તે લઈ હસને ગંગુને ચરણે ધર્યો ગંગુએ કહ્યું કે મેં એ ખેતર તને આપેલું માટે એ તું રાખ. ત્યારે ઉચ્ચ પ્રમાણિકતાથી હસને કહ્યું કે એ ન બને; તમે મને ખેતર 'ખેડી ખાવા' આપ્યું છે, જમીન તથા તેના પેટામાંની ચીજ પર મારો હક્ક ન ગણાય દિલ્હીના બાદશાહ તઘલખશાહે એ પઠાણ છોકરાના ઉચ્ચ ચારિત્ર્યની આ વાત સાંભળી હસનને લશ્કરી સરદાર નીમ્યો. જતે દહાડે બાદશાહના મરણ બાદ તેના પુત્ર મહમદશાહના વખતમાં તેની વર્તણૂકથી નારાજ થએલા સરદારોએ હસનને દક્ષિણનો સુલતાન બનાવ્યો. અને બાદશાહ બનેલા એ હસને પોતાના પૂર્વકાળના સ્વામીની કૃતજ્ઞતાના સ્મરણમાં પોતાનું નામ હસન–ગંગુ રાખ્યું, તથા પોતાના રાજ્યને 'બ્રાહ્મણી' રાજ્ય તરીકે ઓળખાવ્યું.

અનેકાર્થી શબ્દ: ખાણ=ખનીજ પદાર્થ કાઢવા માટે ખોદેલો ખાડો; અનાજ ભરવા માટે બનાવેલું ભોયરું, હથિયારની ધારમાં પડેલો ખાંચો; ઉત્પત્તિસ્થાન, ઢોરને ખાવાનું અનાજ કે ગોતુ

ગણિત ગમ્મત' વરસના દિવસ ૩૬૦ છે એ આંકડો એવો છે કે તેને ૧થી૯ સુધીના બધા આંકડાથી ભાગી શકાશે—એક માત્ર ૭ સિવાય. અને અજબ જેવું છે કે અઠવાડિયાના દિવસ પણ ૭ છે (શીરાઝ ઈ. ભીવજી)



ઝુલુ (આફ્રિકન સીદી) જાતિની માતાઓ બાળકોને આવી રીતે માથા પર ટોપલીમાં મૂકીને સાથે લઈ જાય છે.



દૃષ્ટિભ્રમનો નમૂનો: એક નજરે જોઈશું તો, જેનો સન્મુખ ભાગ નીચેની તરફ જમણી બાજુ આગળ પડતો હોય એવો ઘન દેખાશે; બીજી નજરે જોઈશું તો જેનો સન્મુખભાગ ડાબી તરફ ઉપર થઈ ચડે છે તેવો ઘન દેખાશે. હલાવીને જોવાથી પણ આવા બને દૃશ્યો જણાશે.




ખોટી વાત: સૂર્ય પોતે તો સ્થિર જ છે પૃથ્વી તેની આસપાસ ફરે છે તેથી જ તે ઊગતો ને આથમતો દેખાય છે

કહેવતોના અર્થ 'નાતેનાતનું વરે ને મુસાભાઇનું વા ને પાણી.' સામાને રાજી રાખી બનાવી જનારની ચતુરાઇ, અમર પારકે પૈસે પોતાનું કામ કાઢી લેનારની તરકીબ દર્શાવવા માટે વપરાતી આ કહેવત પાછળ વાત છે કે મુસાભાઈ નામના એક ગરીબ સ્થિતિના વહોરાના બાપ ગુજરી ગયા પછી ન્યાતનાં માણસોએ એને રિવાજ મુજબ ન્યાત જમાડવાનું અપરિતદબાણ કર્યું આથી કંટાળી તેણે એક યુક્તિ કરી. વરાની આગગાઉ પરજ્ઞાતિનાં તથા જ્ઞાતિનાં વાસણો પોતાને ઘેર લાવીને નાખ્યાં, ને તેમાંથી ન્યાતનાં વાસણ વેચી નાખી તે વડે સીધું સામાન લાવી ઉત્તમ પકવાન કરીને પરજ્ઞાતિનાં વાસણ વાપરી ન્યાત જમાડી ઉનાળાનો દિવસ હતો તેથી જમતાં જમતાં નાતીલાઓને તાપ અને તરસ બહુ લાગતાં હતાં, તેમને ઠંડું પાણી પાવાની તથા વીંઝણા વડે હવા નાખવાની પણ વ્યવસ્થા મુસાભાઇએ કરી હતી જમતા જમતાં નાતીલાઓ ભોજનનાં તથા મુસાભાઇની હોશના વખાણ કરવા લાગ્યા તે સાંભળીને મુસાભાઇએ નમ્રતાથી કહ્યું 'આ તો નાતેનાતનું વરે છે, મુસાભાઈનું તો વા ને પાણી છે. તમે રૂડા છો તો મને મોટાઈ આપો છો; બાકી આમાં મારું કાંઈ નથી' મુસાભાઇએ મર્મથી કહેલા આ સત્યવચનનો અર્થ નાતીલાઓ એમ સમજ્યા કે મુસાભાઈ વિવેકશબ્દો કહે છે, પણ થોડા વખત પછી વાસણની ઉપરાણી કરતા મુસાભાઇએ ભરમ ફોડ્યો કે મેં તો તમને તે જ વખતે કહેલું કે તમારું છે ને તમને જમ્યો છો. માટે તમને વાસણનો હવે ખપ હોય તો અમુક શેઠને ત્યાં ગીરો છે ત્યાંથી પૈસા ભરીને લઈ આવો.' નાતીલા ચુપ થઈ ગયા અને ત્યારથી દબાણથી વરો કરાવવાનું ભૂલી ગયા




બીજ અને વૃક્ષ: આરામ અને આસાયેશનાં બધાં સાધનોવાળી આજની એક નાના સરખા ગામ જેવી સ્ટીમર હાલની દશાએ જેમાથી વિકસીને પહોંચી તે, મૂળ સ્ટીમબોટ 'કોમેટ' જમણા ખૂણે બતાવી છે. ઈ. ૧૮૧૨માં હેન્રી બેલે તે શોધેલી




# રાગ-મંચ

(શિખરિણી)

૧

લચંતી સાખોથી ક્ષિતિ ઉભરતાં આમ્ર તરુ શાં,
અને રક્તશ્યામે ફલથી લસતાં જાંબુવન ત્યાં,
મહા દ્રાક્ષાકુંજે લલિત ઝુમતા પુંજ મધુના
અને ઈક્ષુક્ષેત્રે નરતન ધરાનો રસ કશો!

વિશાળાં બીડોમાં ધણ વિચરતાં શષ્પ ભુજતાં.
શુકોનાં વૃન્દોના કલરવ ફલોનાં વિટપ પે,
પિવાડે ગૌ હેતે પય લિહીલિહી વત્સશિરને,
અને માદા દેતી ચણ વિકસિયા શાવકમુખે.

ત્યહીં ભક્તે અન્ન પ્રભુપદ ધર્યાં કૂટ રચીને,
ઉદારે કો જીવે સકલ જનને ભોજ અરપ્યો,
અને પ્હેલી માતા નિજ સકલ સૌભાગ્યરસને
રહી સ્રાવી હેઈ સ્તનમુખ શિશુના મુખ મહીં.

સમસ્તા ભોજ્યોના મધુભૃત મહા પુદ્ગલસમ
તને પ્રાશ્યો પ્રાશ્યો સભરરસ કેદાર પરમ!

૨

ઉષાની સૌવર્ણી પિયળ મભને ભાલેં પ્રકટી,
ખિલી કંકુવર્ણી સરવરજલે કૈં કમલિની,
ઝર્યાં પારિજાતો ડગ પર ડગો કુંજકુહરે,
અને આછીઆછી લહર જલને સાગર સ્ફુરી.

ઊઠી બાલા, હૈયે કંઈકંઈ થતા સ્ફોટ અકળ,
અજાણી આશાઓ, રુધિર તણી કૈં રમ્ય સ્ફુરણા,
નવાં અંગો કેરો ઉદય, નવલી ઝંખન મધુ,
રહી પેખી મીઠું રવિકિરણથી રંજિત જગત.

શુચિ સ્નાને, વસ્ત્રે વિમલ, કચ છુટ્ટે મલપતી,
લલાટે બિન્દી ને અધર પર મુગ્ધ સ્મિત મઢી,
કરે પૂજાથાળી, રુમઝુમત સૃષ્ટિ જગવતી
જઈ થંભી, નામી શિર, શિવપદે અર્પિત થઈ.

ઉગંતી ઊર્મિના સ્ફુરણ ધરતી બાલસલિલા
સરિત્ જેવી દુર્ગા ઉર પર ઝિલી સૌમ્ય સુજલા.

(શાર્દૂલવિક્રીડિત)

૩

ઝૂલે છે નૃપમંદિરે મદભર્યા માતંગ સાલંકૃત,
બાજે ભેર ગભીર ઘોષ સ્વનની કૈં રાગિણી ઉત્કટ,
ઊંચા અંબર આંબતા શિખર કૈં પ્રાસાદનાં પ્રોન્નત,
જ્યાં ઊડે જયરાગરંજિત કઈ ઊંચા કુસુમ્બી ધ્વજ.

બેઠા ભૂપતિ આસને, ભર સભા, ભટ્ટાર્ક શૌર્યોજ્જ્વલ,
વાચા નિર્ઝરતી રમાર્દ્ર રસના આગાર વાગીશની,
વાર્તાઓ વિલસતી દિગ્વિજયની, ગૂઢાર્થ સંકેતની,
ને વીણા સહ ગાન ગાતી રમણી માધુર્યનિષ્યન્દિની.

ગાજ્યાં ત્યાં રણશીંગ, દુંદુભિ પરે ચોટો પડી યુદ્ધની,
શૂરાનાં રુધિરો છલ્યાં, નૃપતિની આંખેથી વહ્નિ ઝર્યા,
સૈન્યો સજ્જ થયાં, હયો ગજદલો ગોરંભિયાં મેઘ શાં,
ને ત્યાં ઊતરી સૌ અધર્મ હણતી આશીષ ધર્માત્મની.

એવો ભવ્ય બલિષ્ઠ ગૌરવભર્યો ઉદ્દીપ્ત-ઓજસ્ સદા
પ્રૌઢપ્રાણ બૃહત્ શ્રવ્યો શું દરબારી કાનડો સૌખ્યદા.

૪

નીલશ્યામ નિરભ્ર ઘુમ્મટ ઢળ્યો આકાશનો આવરી
સર્વે પ્રાન્ત દિશા તણા, દગ મીંચી આત્મસ્થ સંધ્યા થઈ,
રંગોની રમણા ત્યજી ક્ષિતિજ ત્યાં ઝૂકી વિરાગા બની,
ને ઘેરો ઘન ઘોષ કો સ્ફુટ થયો આક્રામતો દૂરથી

ખોલ્યાં ધ્યાન સમાપીને નયન શિવે કૈલાસના આસને,
દીઠાં સર્વ દિશાથી નીર ધસતાં નારાપતિઓ તણાં
મુક્તામંડિત ફેનચામર ધરી ઉત્તુંગ ભાવોર્મિએ;
ને નારાયણના પ્રફુલ્લ દગ શો વ્યોમે ઉગ્યો ચંદ્રમા!

'દેવી! મંગલ યાચવા અહીં પળે, જો આવિ આ સાગર.'
બોલ્યા શંકર, 'લાવ બીન, રચ તું સત્કાર સંભાર સૌ.'
ને છેડ્યો જલનાથનાં જલ સમા ગંભીર મુક્ત સ્વરે
અબ્ધિના તલ સમ પૂર્ણ ભરતો કો નવ્ય રાગોત્તમ,

ઊઠી ભવ્ય પ્રલંબ પ્રોન્નત શિરે રેલંત નીરચ્છટા,
ગાહી એમ અખૂટ કોષ રસની મેં માલકોષી ઘટા.

**સુન્દરમ્**

ભારતીય સંગીતના રાગોના શ્રવણથી મનમાં ઊઠેલાં કેટલાંક ચિત્રો શબ્દબદ્ધ થયાં તેમાંના ચાર અહીં આપ્યાં છે. સંગીતના રાગનાં ચિત્રો તેમજ કાવ્યો એ નવાઈની વસ્તુ નથી. કદાચ ગુજરાતી કવિતામાં આવાં કાવ્યો નવાં હશે. પણ અત્યાર સુધીના રાગ વિષયક કાવ્યોમાં આ કાવ્યોની નવીનતા કહેવી હોય તો તે એની અર્વાચીન શૈલીની. આ કાવ્યોનું રૂપ સૉનેટનું છે એ એની નવીનતા નથી; પરંતુ રાગનું આખું ચિત્ર પ્રકૃતિની વિશાળ ભૂમિ ઉપર મંડાઈને પ્રાણી અને મનુષ્યસૃષ્ટિમાં સંક્રાન્ત થતુંથતું પોતાની ગતિને કોઈ માનવભાવમાં સ્થિર કરે છે, એ એની ગતિશીલતામાં, આરોહણમાં અને સમગ્ર ચિત્રની દૃશ્યસામગ્રીના એકાગ્રીકરણમાં એની નવીનતા કહી શકાય. —સુન્દરમ્

# ભારતીય ચિત્રકલાનો ક્રમવિકાસ



કેટલાક વિદેશી મિત્રોએ આપણા દેશની કલામાં રસ લઈ એ પ્રત્યે સદ્ભાવ અને આદર બતાવવા આ વ્યાખ્યાન* ગોઠવ્યું એ જાણીને આશ્ચર્ય થયું; કારણ કે આપણા દેશવાસીઓએ તો ઉપેક્ષા અને અવળી કેળવણીના ધ્યેયથી પોતાના જીવનમાંથી કલાની પ્રેરણા અને આસ્વાદ ગુમાવ્યાં છે.

૧૮ મા શતક સુધી અમારી આવી સ્થિતિ નહોતી એ બતાવવા માટે પૂરતા પ્રમાણો મારી પાસે છે. ચોમેર કલા ને કલાપરંપરા જીવંત ત્યાં હતી. એ કલામાં શિલ્પના ઉત્તમ સર્જનો છે. જીવનમાં હંમેશના ઉપયોગની વસ્તુઓ પણ અમારે ત્યાં સુંદર હતી. ગૃહજીવનની ઉપયોગની વસ્તુઓમાં ઠેકઠેકાણે રંગ અને ઘાટીલા આકાર તરફ આકર્ષણ હતું. નૃત્ય અને ગીતોમાં લય અને તાલ તરફ દુર્લક્ષ્ય કોઈનું નહોતું. નગરના ચોકમાં ગીતો ગાનાર ગામડાંની નવેલીઓથી માંડી, મંદિરો અને પ્રાસાદોમાં ગાનારા ઉસ્તાદો અમારે ત્યાં હતા. અમારું જીવન રંગ અને રસથી વિભૂષિત કોઈ ચિત્રપટ જેવું હતું.

### પ્રાચીન પ્રમાણો

ધનિક અને સામાન્ય પુરજનને ચિત્રકલા પ્રત્યે આદર હતો એ બતાવતા પુષ્કળ પ્રમાણો ભારતના પ્રાચીન સાહિત્યમાં છે. મંદિરો અને પ્રાસાદોના ભીંત-ચિત્રોની શૈલી સર્વસાધારણ જનસમાજ પારખી શકે એવી હતી. આપણી ચિત્રશાળાનાં વર્ણનો અને કથાવાર્તાઓમાં એના ઉલ્લેખો જોતાં એ ચિત્રો કેવી કોટિનાં હતાં એમ સહેજે દેખાય છે. એ ચિત્રો જોઈને પ્રેક્ષકોની આંખો આંસુભીની થતી, એ જોતાં એમને ઉલ્લાસ અને આનંદ મળતો, એવું આપણે વાંચીએ છીએ. દુર્દૈવ એટલું જ કે થોડાં ચિત્રો સિવાય હવે એમાંનું કશું રહ્યું નથી.

વર્ષો પહેલાંની અમારી આ ચિત્રકલામાં કેટલાક વિવેચકો વિદેશી શિક્ષણ ને આપ્રદ ચિહ્નો જુએ છે. પરંતુ અમને કલાશિક્ષાના પ્રાચીન સંસ્કૃતિગ્રંથોની ખબર નહિ હોય અને એનો મોટો ભાગ જો કલાશિક્ષણથી પરિચિત ન હોય તો એ વિષય પર શાસ્ત્રીય પુસ્તક સંભવે નહિ. વિષ્ણુધર્મોત્તર પુરાણમાં, ચિત્રની ભૂમિકા કેવી રીતે તૈયાર કરવી, કેટલી જાતની પીંછીઓ ઉપયોગમાં લેવી, ઘરમાં મંદિરોમાં અને પ્રજાસમૂહને રાજવાનાં આંગણાંની દીવાલો પર કેવાં ચિત્રો હોવાં જોઈએ, એની વિસ્તારથી ચર્ચા કરેલી છે, અને એ મર્યાદાનો ભંગ કરનારને શાપિત ગણેલા છે. એ સમયમાં ચિત્ર વિનાના ઘરને સ્મશાન સમું ગણવામાં આવતું.

### ચિત્ર એટલે ચિત્તનું સંવેદન

અંગ્રેજી Picture શબ્દનો અમારે ત્યાં પર્યાય શબ્દ 'ચિત્ર' છે પરંતુ અંગ્રેજી શબ્દ ચિત્રને કેવળ દૃષ્ટિગ્રાહ્ય માને છે, જ્યારે અમારે ત્યાં તો 'ચિત્ત' શબ્દથી બનેલો તેનો અર્થબોધ વિશિષ્ટ અનુભવનો સૂચક છે. 'દૃષ્ટિ'નો અનુભવ નહિ, પણ 'ચિત્ત'થી જેનું દર્શન થયું છે—જેની સંવેદના થઈ છે તે જ ચિત્ર.

અમારે ત્યાં 'ચિત્ર-કર્મ-સૂત્ર' નામે ચિત્રકલાનો એક શિક્ષાગ્રંથ છે. 'શિવપટ્ટક્રમ'માં પણ ચિત્રકલાના છ અંગોનું વિવરણ છે. એ બધાનું મધ્યબિંદુ ચિત્તના સંવેદનમાં—એના લીલાવિસ્તારમાં સમાયું છે. ચિત્તમાં સંવેદનથી જે સૃષ્ટિ જાગે તેને જ એ કલા રેખાબદ્ધ કરે છે પછી તેમાં દૃષ્ટિતંત્રના સ્થૂળ નિયમોનાં બંધન નડતાં નથી. એ વખતે તેજ છાયા નકામાં ઉપકરણો માત્ર છે ત્યારે તો આકાર અને રંગનાં મુખ્ય ચિત્તતંત્રની કક્ષાથી કરવાનાં હોય છે. ભારતીય કલાનું દૃષ્ટિબિંદુ આવું છે, અને કાળાન્તરે સચવાઈ રહેલાં થોડાં ચિત્રો એની મહત્તા પુરવાર કરે છે. બુદ્ધ અને શિવનાં શિલ્પો અને ચિત્રો, એ સુંદર મુદ્રાઓનો માત્ર નથી, પરંતુ તેઓ સાધક સંગ્રહના ચિંતન અને ભોગવનની ભૂમિકા પરની મન'સંવેદનાની—ચિત્તતંત્રના અનુભવની ઝાંખી કરાવે છે. અને આ નવા જમાનાનો પ્રવાહ એ અનુભવ ભૂંસી નાખે એમ નથી.

અજંતાનાં ભીંતચિત્રો જીવનના બધા ય પ્રદેશો ભરી દેતી કલા ને સંસ્કૃતિના પ્રમાણરૂપે ઊભાં છે. આ ચિત્રો કોઈ શ્રીમંત ચિત્રસંગ્રાહકોના ભવ્ય નમૂનાઓ નહોતાં; પણ લાખો ભક્ત હૃદયની અપાર્થિવ આરાધ્યમૂર્તિઓનું ચિત્રકારે કરાવેલું દર્શન હતું. અમારા પૂર્વજોને મન કલા એ વિદ્યાપીઠની ચર્ચાનો વિષય માત્ર નહોતી કે નહોતી એ સામાન્ય સંપ્રાપ્તિ. પરંતુ માનવીનું જીવનાધારક તત્ત્વ, એના ચિત્તની આરાધના એ હતી.

### અજંતાનો સુવર્ણયુગ

લગભગ આઠમા સૈકામાં આ કલા લુપ્ત થઈ. પછી મધ્ય યુગમાં વિગ્રહ, કલહ અને અરાજકતાના ઊંડા અંધારામાં અમે ડૂબી જઈએ છીએ. હિન્દુસ્તાનમાં તો કોઈપણ જગ્યાએ અજંતાની શૈલીની તદ્દન જળવાયેલી જગ્યા નથી, પરંતુ બૃહદ્ ભારતના સંસ્થાનો (મધ્ય એશિયા, બાલી, જાવા, સિયામ, તિબેટ અને ચીન)માં અજંતાની કલાનો વારસો અને ઉપહાર સમું રેખાવિધાન સચવાઈ રહ્યું છે. ભારતીય સંસ્કૃતિના આ સુવર્ણયુગનો નાશ કેમ થયો એ સમજાતું નથી; પરંતુ એટલું તો ચોક્કસ છે કે બૌદ્ધ ધર્મના અનાદરની સાથે એનાં અનુયાયી બધાં ય અંગોની ઉપેક્ષા થવા લાગી, અને એ વિનાશ પછી ભારતીય કલા ફરીથી એ કક્ષાએ પહોંચી નથી.

### પશ્ચિમ ભારતની નવી ચિત્રશૈલી

છતાં અજંતા અને સુશોભનોથી ટેવાઈ ગયેલું પ્રજામાનસ તો એ સમયે પણ જાગૃત નીવડ્યું; અને પરિણામે પશ્ચિમ ભારતમાં રજપૂતાના, માળવા અને ગુજરાતમાં એક નવીન જ ચિત્રશૈલી જન્મેલી જોવામાં આવે છે.

આચાર્યો અને પંડિતો એ કાળે જૂના ધર્મગ્રંથોની નકલો કરાવી લેતા હતા. મૂર્તિઓ અને પંચતંત્રાદિક કથાઓ વર્ણબદ્ધ થતી હતી. પણ આ વિદ્વાનો અને એમના પુરસ્કર્તાઓને એ પ્રતિસ્મૃતિ માત્ર કરનારી જોવામાં સંતોષ ન હતો. અમને તો ભાસ્કર-



આ તથા મથાળાનું ચિત્ર: અજંતા કલાના નમૂના

* મુંબઈમાં પોલાંડના કોન્સલ એલચી ડૉ. બાનાસિન્સ્કીના આમંત્રણથી બીજા પરદેશી કૉન્સલો તથા મહેમાનો સમક્ષ આપેલું ભાષણ.







ઉપર (રાજપુત દંપતી) રાજપુત કલમનો નમૂનો, ડાબી બાજુ મુઘલ શહેનશાહોએ પોતાની સાથે આણેલી શુદ્ધ ઈરાની કલમનો નમૂનો, જમણી બાજુ (નૂરજહાન) રાજપુત કલમમા ઈરાની શૈલીનો પ્રવાહ મળવાથી મુઘલ દરબારોમા ખીલેલુ નવુ કલાસ્વરૂપ મુઘલ કલમ

દેહની એ વાચના જીવત ચિત્રોમા મૂકી જતી હતી એટલે ગ્રંથો લખતી વખતે જ તેના સાથોસાથ વહીઓ ચિત્રો પણ કરતા. એમના ચિત્તમા પ્રમાણની નોંધો હતી, પરંતુ એમની કલાશૈલી લિપિ અને ચિત્રના સમન્વય જેવી હતી કોઇ પ્રમાણ જાળવ્યા વિના, આપણે જેમ એકાદ પત્ર લખી શકીએ છીએ એવી જ રીતે, વેગીલી અને જોમદાર શૈલીમા, ગ્રંથોની વાચના સાથે લખતાલખતા જ, એ ચિત્રો સર્જાતા હતા આવી પ્રમાણસંજ્ઞાની આખી હારની હાર અથવા તો ચિત્રની લઘુલિપિ એ કલાધરોએ સર્જી હતી; અને એમા એટલી કુશળતા એમને વરેલી હતી કે અક્ષરો લિપિબદ્ધ અને ચિત્રબદ્ધ એકીસાથે થઈ રહેતા એના ચિત્રપ્રસંગોમા વિવિધતા છે, પરંતુ સાથે અનાકર્ષક એકવિધતા પણ છે આંખોને કેટલીક વખત અરુચિકર લાગતા એ ચિત્રોનુ રસપૂર્વક નિરીક્ષણ કરવાથી કથાઓ અને વ્યાખ્યાનો ચિત્રપટમા વિસ્તારિત થતા દેખાય છે, અને એ શૈલીથી પરિચિત થઇ ગયા પછી સુંદર આકૃતિની અપેક્ષા રહેતીનથી.(જુઓ– બાજુના કૉલમને છેડે આપેલું ચિત્ર)

સંકેતલિપિ જેવી આ ચિત્રશૈલી મુખ્યત્વે જૈન કલ્પસૂત્રોમા જોવામા આવે છે, તેથી થોડા વર્ષો પહેલા એ શૈલી જૈન કલા-ને નામે ઓળખાતી હતી, પરંતુ થોડા સમય પર ઉપલબ્ધ થએલી પ્રતો જોતા એ શૈલી પશ્ચિમ ભારતમા બધે જાણીતી હતી એવી પ્રતીતિ થાય છે. ખંભાતમાથી ૯મી સદીના સુશોભનવાળા તાડપત્રો મળ્યા છે ૧૨મીથી ૧૪મી સદીના થોડા નમૂનાઓ પણ મળ્યા છે પરંતુ આ અધ્યાયમા ૧૫મી સદીના પ્રેમકાવ્ય ‘વસંતવિલાસ’ની પ્રત સૌથી ઉત્તમ છે

## રાજપુત કલમ

ચિત્રકળાની આ વિશિષ્ટ શૈલીએ રાજસ્થાની નામે એક નવી કલમને જન્મ આપ્યો એમા રાધાકૃષ્ણના ગીતો, લોકકથાઓ, રાગરાગિણીઓ તથા રામાયણ ને મહાભારતના પ્રસંગોના ઉઠાવદાર, પરંતુ ચિત્ર-



પશ્ચિમ ભારતની ચિત્રશૈલીનો નમૂનો

ભૂમિની સાથે સમરેખ રહેતી શૈલીના નમૂના ચિત્રો આલેખાવા લાગ્યા માનવ પ્રતિકૃતિઓ એમા ભાગ્યે જ થતી પણ એ કલા વિકસીને ૧૬મી સદીમા મુઘલ દરબારમા થએલા કલાના નવવિધાનના પ્રાતઃકાળમા મુઘલ શહેનશાહોએ આણેલી ફારસી કલાની સામે ઊભા રહેવા જેટલી પ્રૌઢ કક્ષાએ પહોંચી ગઈ

મહેલો શણગારવા નિમંત્રેલા બાદશાહી રસાલાના ઈરાની કલાકારો પ્રતિકૃતિઓ કરવા કરતા સુશોભનો અને શણગાર સજવામા કુશળ હતા; એથી કરીને, સરખા સિદ્ધાંતોમાથી પ્રેરણા મેળવતી એ કલા સાથે રાજપુત કલમનો પણ સમાદર થતો હતો અબુલફઝલ એના ‘આઇન ઇ-અકબરી’મા જણાવે છે, કે ગુજરાત અને મારવાડમાથી ઘણા ચિત્રકારોનો મુઘલ શહેનશાહોએ સત્કાર કર્યો હતો પરિણામે એ બે શૈલીઓના પ્રવાહો સાથે મળી જઇને, મુઘલ કલા નામના નવા સ્વરૂપે ઈરાન અને હિંદુસ્તાનમા અજોડ એવુ રંગ અને રેખાનુ સૌંદર્ય, માર્દવ ને લાલિત્ય મેળવ્યુ છે આજનો જયપુરનો મહાલયનો એ રાજપુત કલાનો ચિત્રસમૂહ અદ્યકાલીન કલાકારોને પણ સ્પર્ધા માટે આમંત્રણ આપી રહ્યો છે પણ દુર્ભાગ્ય એ હતુ કે એ રંગો અને એ શિક્ષાપદ્ધતિને સંરક્ષવાના કે સદ્ધર કરવાના આગળ કશા પ્રયાસો થયા નહિ

પહાડી સ્વપ્ન' (રાગિની)
રાજપુત કલમનું છેલ્લું વિકસેલું સ્વરૂપ

### પહાડી કલમ

મુઘલ સામ્રાજ્યના પતન પછી હિમાલયની નજીકના રાજસ્થાનોએ કેટલાક કલાધરોને આશ્રય આપ્યો હતો, અને એ શૈલીના સુંદર ચિત્રો પહાડી કલમને નામે ઓળખાય છે. એ પહાડી કલમ હિમાલયની તળેટીમાંના તિહરી-ગઢવાલના રાજસ્થાનોમાં ખીલી હતી. રાજપુત અને પહાડી બન્ને શૈલીમાં ચિત્રિત પ્રસંગો તો એકસરખા છે, છતાં સુરુચિ અને રચનાસૌષ્ઠવમાં રાજપુત કલમથી આ ચિત્રો જુદાં પડી આવે છે.

આ પહાડી રાજ્યોમાં ચિત્રકારોના ઘણાં કુટુંબોએ વસાહત પણ કરી હતી, પરન્તુ [illegible] -નેયે કલાની જરૂર ન હોય' ૧૯૦૫ના ત્યાંના ધરતીકંપમાં ઘણાં કુટુંબોનો નાશ થયો.'

### અવનતિનો કાળ

અંગ્રેજોના શાસન-સમયમાં તો ભારતીય કલાપદ્ધતિની ઉપેક્ષા જ કરવામાં આવી, એટલું જ નહિ, પણ પ્રોત્સાહન અને સ્વીકારને અભાવે એનો વિનાશ થવા દેવામાં આવ્યો. સરકારી કલાશાળાઓમાં એનું અસ્તિત્વ જ સ્વીકારવામાં આવ્યું નહિ અને વિદેશી કલાશાળાઓનો અભ્યાસક્રમ હિંદીઓ પર ઠોકી બેસાડવામાં આવ્યો. વળી જે હજી ચાલુ છે એ વિદેશી ઢબનું શિક્ષણ પણ એવું ખામીવાળું નીવડ્યું, કે જેથી ઇંગ્લંડ અને બીજા દેશોની પેઠે એમાંથી કશું ઊગી નીકળ્યું નહિ. કલ્પનાના ઉપક્રમમાં જેનાં મૂળ છે એવી હિંદી સંસ્કૃતિની પરંપરા વડે પોષાએલી ન હોવાથી એ શાળાઓનો અભ્યાસક્રમ નિર્જીવ હતો, તેથી એ પારખી કળામાં શક્તિ રહી નહોતી.

નવયુગના પ્રારંભમાં પ્રજાનો સંસ્કારી વર્ગ પાઠશાળાઓ અને વિદ્યાપીઠોમાં પોતાનાં બાળકો મોકલતો થયો. પરંતુ એ સંસ્થાઓએ ગયાં પચાસ વર્ષમાં એમના અભ્યાસક્રમમાં કલા (ભારતીય કલા કે વિદેશી કલા જે એ વિદ્યાર્થીઓને ચારે બાજુની સૃષ્ટિના સૌંદર્યતત્ત્વનું પાન કરાવે એવી કલા) ને સ્થાન આપ્યું જ નથી. એટલે અને ગઈ [illegible] અમને શિક્ષણ આપવામાં આવતું અમારા અભ્યાસનાં પુસ્તકો અને સાધનો કોઈ પરદેશી, કચરાની ટોપલીમાં ફેંકી દે એવાં હતાં. અમારા શિક્ષકો અને અધ્યાપકો કલાને થોડા શોખીનોના ઉપયોગની વસ્તુ માનતા. પરિણામે એ તથા એમના જેવા અનેકો કલાનો આનંદ અને ઉપભોગ માણી શક્યા નહિ. અજંતા અને ઇલોરા, પશ્ચિમ હિંદી અને જૈન શિલ્પાકૃતિઓ તથા ચિત્રકૃતિઓ, રાજપુત, મુઘલ અને પહાડી કલમ—ભારતના ગૌરવની આ બધી કલાસમૃદ્ધિઓ એમને મન કોયડા રૂપે હતી.

બીજી બાજુ ગ્રીક અને રોમન ઇતિહાસનાં સંભારણાં એમને મન ગરવી કથા હતી, પરંતુ એ છતાં યે એ પ્રજાઓની કળાના અંગસૌષ્ઠવ અને હથોટી પણ તેઓ હૃદ્ગત કરી કે પ્રીછી શક્યા નથી. અમારા કેળવાએલા વર્ગ પાસે કળા માટે શબ્દો હતા, પણ લાગણી નહોતી. રોમન અને ગ્રીક કળા વિષે વાતો કરવાની ફૅશન થઈ પડી હતી, પરંતુ એનાં મૂલ્ય કોઈએ જાણ્યાં નહોતાં. ચિરપરિચય અને અભ્યાસ પછી જ કલાદૃષ્ટિ ખીલે છે; અને એને અભાવે અમારા દેશનાં ગીત, નૃત્ય ને ઉત્સવોમાં એમને આનંદ નહોતો મળતો. શાળાના એકે ગમાન, એકે પુસ્તક કે એકે પ્રતિમામાં કલાતત્ત્વ શોધવાની પ્રેરણા નહોતી. આવું કેટલાં પચાસ વર્ષો સુધી ચાલ્યું.

અમારે ત્યાં અગણિત રાજપ્રકરણી પુરુષો છે, કાયદાપંડિતો ને ડૉક્ટરો છે, અક્ષર પંડિતો પણ છે, પરંતુ કલાધરો અને કલાકૃતિના સંગ્રાહકો તો થોડા જ છે. આથી આ દેશની કલાની અવનતિ થઈ છે. અમારી કલા સુકાઈ ગઈ ને, એથી અમારું ગૃહજીવન સામાન્ય રીતે આનંદ વિનાનું, દુઃખી અને વિકટ છે—આદર્શોના મૂલ્યાંકનમાં અસમાન છે.

### વિદેશી અસરની સાબિતી

હિંદી ચિત્રકારને જીવનમાં આવી પરિસ્થિતિની સામે થવાનું હતું. એના સર્જનમાં એણે વિદેશી મૂલ્યો જોવાં કે ભારતીય કલાપરંપરા સ્વીકારવી એનો પણ એ નિર્ણય કરી શકતો નહોતો. એણે દોરેલી પ્રતિકૃતિઓ ફોટોગ્રાફના એન્લાર્જમેન્ટ માત્ર હતાં, પરંતુ રાચરચીલું બજારમાંથી લાવી ખડકેલ ઢગલો હતો. વ્યક્તિત્વનો આવિષ્કાર કરતું સ્વતંત્ર સર્જન કરવાનો પ્રયત્ન કોઈએ કર્યો નહિ. એના દેશની કલા વિષે એને ત્યાં પુસ્તકો યે નથી, અને હમણાં હમણાં જે કાંઈ લખાયાં છે તે પણ અંગ્રેજી અને બીજી ભાષાઓમાં છે. અમારી સંસ્કૃતિ ઉપર વિદેશી અસરની આ બીજી સાબિતી છે. અમારા વિદ્વાનો અંગ્રેજીમાં લખ્યાનો ગર્વ માને છે,

જમણી બાજુ બંગાળમાં ડૉ. અવનીન્દ્રનાથ ઠાકુર અને એમની શિષ્યપરંપરાએ અજંતા અને રાજપુત કલમમાંથી પ્રેરણા લઈ યુરોપીય અને જાપાની શૈલીને વણી લઈને ઉપજાવેલી નવી શૈલીમાં રંગેલા હિંદી ચિત્રકલાના પુનર્જીવનના પ્રયત્નનો એક નમૂનો: બુદ્ધ—સુજાતા ચિત્રકાર અવનીન્દ્રનાથ ઠાકુર

જ્યારે જનતાનો મોટો ભાગ અને મધ્યમ વર્ગના લોકો પણ એ પુસ્તકથી જવલ્લે જ પરિચિત હોય છે. ગરીબ બીચારા કલાકારને એનો ધંધો શીખવાને જ માંડ થોડા વર્ષો મળે છે, ત્યાં પછી ભાષાશાસ્ત્રનું તો પૂછવું જ શું? મોટી આશાઓ બાંધી શહેરની કલાશાળામાં જતાં, એનાથી થોડાં વર્ષ પહેલાં જ શીખી ચૂકેલા દેશભાઈઓના (કે કોઈ વખત યુરોપિયન શિક્ષકના) હાથ નીચે એને તાલીમ મળે છે. અને એ શિક્ષકો કેવા હોય છે? જે કલાપદ્ધતિ અને આદર્શો શીખવવા એમને રાખ્યા હોય છે તે માટે પણ એમને ભાગ્યે જ અવકાશ મળે છે. એથી વિદેશી પદ્ધતિના પણ સારા ચિત્રકારો હિન્દુસ્તાનમાં નથી. યુરોપી ચિત્રકારો સાથે હિંદી ચિત્રકારો સ્પર્ધા તો માંડ કરી શકે એવું હોય છે, એટલે અમારા રાજામહારાજાઓના મહેલોમાં અને આર્ટ ગૅલેરીઓમાં વિદેશી ચિત્રો ખરીદાય છે અને હિંદી ચિત્રકારોને રોટલી પણ મળતી નથી. હિંદુસ્તાનમાં મુસાફરી કરી પોતાના દેશના શિલ્પ ને કલાની મહત્તા પિછાનવાના પૈસા એની પાસે નથી. એનું સાહિત્ય તો છે જ નહિ, અને કલાશાળાને આપેલાં વર્ષો એના ધંધાને તથા એના આદર્શોને સંતોષતાં નથી.

ઇ. ૧૯૧૧માં હું મુંબાઈ આવ્યો ત્યારે ગ્રીક કલાના નમૂનાઓની પ્રતિકૃતિઓ અમારે કરવાની હતી, અને સજીવ આલેખન તો છેક છેલ્લા વર્ષોમાં (ને તે પણ માનવસમાજના અસ્વચ્છ અને ગંદા નમૂનાઓ પરથી) કરવાનું હતું! રમુજ ઉત્પન્ન કરે એવું તો એ હતું કે શિક્ષક અને શિક્ષિતોમાંથી કોઈ પણ એમને આણી શુદ્ધ હિંદી ઢબમાં ગોઠવી યે શકતા નહોતા.

અમારી શાળાઓ આજે કલા અને પ્રેરણાનું વાતાવરણ માગે છે. અમારાં નૃત્યો અને નાટકો સમકાલીન અભિરુચિના ગંદા આવિષ્કાર જેવા છે. અમારા બજારની દુકાનો ચાલુ કેળવણીએ ઉપજાવેલા આદર્શોનાં દૃષ્ટાંતરૂપ છે. અમારાં વર્તમાનપત્રો અને સામયિકોએ જનતાના શિક્ષણ માટે ભારતીય કલા અને સૌંદર્યતત્ત્વની સમીક્ષાની યોજના નક્કી કરી નથી. અમારી પુત્રીઓ ને પત્નીઓ આયાત કરેલી ફૅશનમાં મોહી રહી છે.

### પુનર્જીવનનો પ્રયત્ન

પરિસ્થિતિએ આણેલું આ અધઃપતન ડૉ. આનંદ કુમારસ્વામી અને કલકત્તાની કલાશાળાના આચાર્ય મિ. ઇ. બી. હૅવેલ જોઈ શક્યા હતા. ભારતીય કલાના શ્રેષ્ઠ નમૂનાઓનો સમુદ્ધાર કરવા તરફ એમણે લક્ષ પહોંચાડ્યું. એમની મુશ્કેલીઓનું વર્ણન કરવાનું આ સ્થાન નથી. પરંતુ એમણે રજૂ કરેલાં મંતવ્યો પોતાનાં કરીને ડૉ. અવનીન્દ્રનાથ ટાગોર અને એમની શિષ્યપરંપરાએ અજંતા અને રાજપુત કલમમાંથી પ્રેરણા લઈને શરૂઆત કરી. કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં એ કલાશૈલીનું કેન્દ્રસ્થાન છે અને લખનૌ, દિલ્હી તથા મદ્રાસમાં એ શૈલીના પ્રતિનિધિઓ છે.

પરંતુ એમણે યે એમની કલામાં યુરોપ અને જાપાનની શૈલીને વણી લીધી છે. પ્રાચીન ભારતીય ચિત્રપરંપરાનું શુદ્ધ સ્વરૂપ તો આજે ક્યાંયે અસ્તિત્વમાં નથી. એ બધી ચિત્રશાળાઓ સ્વતંત્ર પ્રયોગો છે. એમની વચ્ચે કશું સામ્ય નથી, અને હોય તો એટલું જ કે એ બધી અજંતા અને રાજસ્થાની પરંપરાનું રૂપ સ્વીકારે છે. પરંતુ એ બધાયે એ કલાપરંપરા પાછળની માનસિક ભૂમિકા અને પ્રેરણા વિનાના છે.

### હિમાલય જેવું કામ

અમારા જાહેર જીવનના ઉત્સવો કોરવવાને, અમારી શાળાઓ દીપાવવા અને રાજમાર્ગો શણગારવાને અમારે ચિત્રકારો જોઈએ છે, અમારા બાળકોનાં પાઠ્ય પુસ્તકો માટે અને ધંધા તથા કારીગરીમાં સુશોભનો માટે અમારે ચિત્રકારો જોઈએ છે, અમારા સમાજના વહેવારોમાં ભુલાએલી પ્રકૃતિની સુંદરતા જાળવી રાખવા ચિત્રકારને અમારે પુરોહિત કરીને સ્થાપવો છે. આ તો હિમાલય જેવું મોટું કામ છે. ર. મ. રા.



**પોણી શતાબ્દીનાં અભિનંદન**

આધુનિક ગુજરાતના વયોવૃદ્ધ ને પીઢ સાક્ષર, ગુજરાતી સાહિત્યમાં વિચારપ્રધાન કવિતાઓનો યુગ પ્રવર્તાવનાર કવિ તથા વિશિષ્ટ ગદ્યકાર શ્રી બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરને એમના ૭૫મા વર્ષમાં પ્રવેશવા નિમિત્તે અમે હાર્દિક અભિનંદન આપીએ છીએ.

## દીપોત્સવ

પૃથ્વી

દીપોત્સવ વિત્યા અનેક, દીપમાલ ચેતી ઘણું
પ્રતિ વરસ વ્યર્થઃ સુસ અમ અંતરે સંઘર્યું
ન ક્યાં કિરણ એક, ના પરખતા ય પૂરી તને
થતી વિલીન તું ત્યહીં ઝબકતી જતી વીજ શી.

અહીં પ્રલયવાત જો સૂસવતા, અને આત્મની
ધીમી સરલ સ્નેહનાં કિરણ વેરતી જ્યોત આ
મૂંઝે; પળપળે થપાટ કર વજ્ર શા વીંઝતા
બુઝાવી ક્ષીણ જ્યોત એ પુન. અગાધ અંધારમાં
ધકેલી જગમાનવગણની હસ્તી મિટાવવા.

દીવાળી, ફરી તું ત્યહીં અફળ વર્ષસંખ્યા વૃથા
વધારીશ? શકીશ વા દીપક ચેતવી વિશ્વમાં
અભિનવ પ્રવાતથી ય લઈ ટક્કરો જે કરે
સચેત ઉરજ્યોત ને બનીશ સત્ય દીપાવલી?



હૈદર જીવાણી

## જીવનની મર્મભાવનાનો મલાર છેડીને મુહબ્બત અને માનવતાનાં અમી લુટાવનાર

# બિરાદરીનો બાઉલ · સમયમૂર્તિ અને સંત




**લેખક : કિશનસિંહ ચાવડા**

તેરમી સદીના અંધકાળ અને ચૌદમી સદીના પ્રભાતકાળના સંગમ સમયે આપણા દેશમાં મુસલમાનોનું સામ્રાજ્ય હતું. હિંદુ જનતાના હૃદયમાંથી ગૌરવ, સ્વાભિમાન અને ઉત્સાહ ઓસરતા જતા. હતાં એમની સામે જ એમના દેવમંદિરો જમીનદોસ્ત થતા હતા, એમની જ દૃષ્ટિ સમીપ એમની દેવમૂર્તિઓ અને પૂજ્ય પુરુષોનું અપમાન થતું હતું. હિંદુ જાતિ જાણે પોતાનું પૌરુષ, પોતાની વિભૂતિ હારી બેઠી હતી. એ વિષમ કાળમાં વિભૂતિ અને સામર્થ્યથી હતાશ બનેલી જાતિમાં ભગવાનની શક્તિ અને કરુણાનો સંદેશ લઈને કવિઓએ નવો પ્રાણ પ્રગટાવ્યો. કાળના પ્રતિનિધિ કવિએ સમાજના હૃદયને સંભાળવા અને લીન રાખવા ભક્તિનું મધુર સંગીત ગાયું. ધીરેધીરે ભક્તિનો આ પ્રવાહ એટલો વિસ્તૃત અને પ્રબળ બનતો ગયો કે હિંદુઓ જ નહિ, પણ સહૃદય મુસલમાનો પણ એમાં ભીંજાયા. પ્રેમસ્વરૂપ ભગવાનને સન્મુખ રાખીને ભક્ત કવિઓએ હિંદુ અને મુસલમાન બન્નેને માનવતા ને મુહબ્બતનું એકસમાન રૂપ દેખાડ્યું.

ધાર્મિક સંકુચિતતા, સામાજિક રૂઢિબદ્ધતા, રાજકીય અસહિષ્ણુતા અને આધ્યાત્મિક અસ્થિરતાના જીવનચોકમાં માનવ આત્મા ગૂંગળાતો હતો, એની દૃષ્ટિએ ઝાંખવા વળ્યા હતા અને એની શક્તિ અપંગ થઈ ગઈ હતી એવે નિરાશાને ટાણે જીવનની મર્મભાવનાનો મલાર છેડીને મુહબ્બત અને માનવતાનાં અમી લુટાવનાર, બિરાદરીના બાઉલ, સમયમૂર્તિ સંત કબીરનો ઉદય થયો.

કબીર સાહેબનો આવિર્ભાવ થયો તે પહેલાં ગુજરાતમાં સ્વામી માધવાચાર્યજીએ પોતાનો દ્વૈતવાદી સંપ્રદાય ચલાવ્યો હતો. દેશના પૂર્વ ભાગમાં જયદેવના કૃષ્ણપ્રેમસંગીતનું ગુંજન અનેક વિરોધો વચ્ચે પોતાની ચોક્કસ અસર પાથરી રહ્યું હતું. એમાં મિથિલાના કોકિલકવિ વિદ્યાપતિએ પોતાનો સૂર મિલાવ્યો. ઉત્તર અને મધ્ય ભારતમાં રામાનુજાચાર્યની શિષ્યપરંપરામાં એ યુગના તેજસ્વી, પ્રતિભાવન અને ક્રાંતિકારી આચાર્ય રામાનંદે અપૂર્વ અને વિલક્ષણ શક્તિનો પરિચય કરાવ્યો. અહીં જ હિંદુમુસ્લીમ કાપાકાપી અને ભયાનક જાતિદ્વેષના સૈકાંઓ પછી રામ–રહીમની એકતાના સનાતન પાયા ઉપર બન્નેની બંધુતાના નવા યુગનો અરુણોદય શ્રી રામાનંદની સમર્થ જીવનપ્રતિભાથી થાય છે. એ વખતે હિંદુમુસ્લીમ વિરોધ, સંસ્કૃતિની વિસંવાદિતા, આચારના પરસ્પર વિરોધી જીવનતત્ત્વો અને સ્વાર્થનાં ઘર્ષણોને કારણે હાલકડોલ થતા દેશને ઊંડાણમાં ઊંડા એટલે સાચા ધર્મના પાયા ઉપર ઐક્ય ને બંધુભાવના નવા સર્જનની પરમ આવશ્યકતા હતી. ચોતરફ ચાલી રહેલા સત્યાનાશમાંથી ઉગરવાનો એકમાત્ર ઉપાય આવો નવો કે ફરી પ્રગટનો પ્રકાશ હતો.

એટલે રામાનંદે કાશીમાં પોતાનો નવો સંપ્રદાય સ્થાપતાંની સાથે જ હિંદુ સંપ્રદાયોની પરંપરાગત પ્રવૃત્તિઓમાં મૌલિક અને ક્રાંતિકારક ફેરફારો દાખલ કર્યા. 'वर्णानाम् ब्राह्मणो गुरुः' એ સૂત્ર કરતાં 'ब्रह्म वेत्ति स ब्राह्मण' એ સૂત્રને તેમણે આગળ કર્યું અને બાહ્યાચાર શુદ્ધિ કરતાં સાચી ભક્તિની તન્મયતાને એમણે મુખ્યસ્થાન આપ્યું, અને એવી રીતે, 'જાતિ પાતિ પૂછે નહિ કોઈ, હરિકો ભજે સો હરિકો હોઈ' એ માનવમાત્રની સમાનતાનું મહાસૂત્ર મધ્યયુગની ક્ષુબ્ધ બનેલી હિંદુ જનતા સમક્ષ પ્રથમ સક્રિય સ્વરૂપે મૂક્યું. શ્રી શંકરાચાર્યથી માંડીને ત્યાં સુધી બધા જ આચાર્યોના મુખ્ય શિષ્યો બ્રાહ્મણો જ સ્વીકારાતા. શ્રી રામાનંદજીએ એ પ્રણાલિકા તોડી. એમના બાર મુખ્ય શિષ્યોમાં બે સ્ત્રીઓ છે; વડાવક ક્રામના પીપા ઠાકોર, જાટ જાતિના ધનો ભગત, અને વાણંદ સેનો ભગત છે, અને રૈદાસ અત્યજ અને કબીર સાહેબ જેવા વણકર પણ એમાં છે. રામાનંદજીની આ શિષ્યપરંપરામાં સર્વથી ઓજસ્વી અલૌકિક કબીરસાહેબ, ભક્તો તથા સંતોની અમર પ્રણાલિમાં સ્થાન પામ્યા અને ધર્મદષ્ટાઓની આકાશગંગામાં તારાની જેમ સ્થિર જ્યોતે પ્રકાશી રહ્યા.

### જન્મ અને મૃત્યુ

કબીરસાહેબ વિષે જે થોડી ઐતિહાસિક માહિતી મળે છે તેની, આપણી જનતાની ચમત્કારપ્રિયતાએ ભરી વળે કરી નાખી છે. એમને વિષે ચોક્કસ માહિતી તો એટલી ઓછી છે કે તે બધી મીઠી નોંધવામાં તો થોડાક જ વાક્યો જોઈએ. પણ મહાપુરુષોના જન્મજાતિનું મહત્ત્વ આપણા દેશમાં બહુ મનાયું જ નથી. અને એટલે જ આપણે સાધુસંન્યાસીના પૂર્વાશ્રમ વિષે કદિ જ દરકાર કે જિજ્ઞાસા રાખતાં નથી. કારણ આપણા ઘણાખરા ધર્મદષ્ટાઓ, ક્રાંતદર્શી મહર્ષિઓ અને સમયમૂર્તિઓ નીચલા થરના કુટુંબોમાં જન્મીને ઊછર્યાં છે અને પોતાની સરકાંક્ષિતાને પ્રતાપે ને પ્રતિભાને પ્રભાવે અમર થઈ ગયા છે.

સંવત ૧૪૫૫ના જેઠ સુદી પૂર્ણિમા અને સોમવાર એ સંત કબીરસાહેબનો જન્મદિવસ. સાંપ્રદાયિક કથા પ્રમાણે તો કબીરસાહેબનો એ આવિર્ભાવ મનાય છે, જન્મ નહિ. કાશીના લહર તળાવમાં ખીલેલા એક સુંદર પંકજમાં જેઠ પૂર્ણિમાની પ્રભાતે એક તેજઃપુંજ ઊતરે છે અને એ જ બાળસ્વરૂપ ધારણ કરે છે. કાશીનો જુલાહો (વણકર) નીરૂ પોતાની સ્ત્રી નીમા સાથે ત્યાંથી નીકળે છે અને પોતાની તરસ છીપાવવા નીમા એવી લહરતળાવના પગથિયાં ઊતરે છે તેવી જ આ આશ્ચર્ય જુએ છે, અને પછી બન્ને પતિપત્ની એ બાળકને પોતાને ત્યાં લઈ જઈ મોટો કરે છે. ઐતિહાસિક અન્વેષણ કબીરસાહેબને નીરૂ અને નીમાના જ પુત્ર માને છે. કબીરનાં માતાપિતા અને એમની આસપાસના કાશીના વણકરો એક કે બે જમાનાથી, કે એથી યે થોડા સમયથી મુસલમાન થયા હતા, એટલે ખાનપાન, નમાજપદ્ધતિ, સાધુસંતોને બદલે ફકીર દરવેશોની ઈજ્જત કરવી, કોઈ ધર્મજિજ્ઞાસા હોય તેટલે દરજ્જે બ્રહ્મજ્ઞાનને ઠેકાણે સૂફીઓ અગર ઓલિયાઓનું જ્ઞાનામૃત મેળવવું, વગેરે બાબતોમાં તેઓ આસપાસની વસતિથી જુદા પડી ગયા, તથાપિ તેમના પૂર્વજોની તેમને વારસામાં મળેલી હિંદુ સંસ્કૃતિ અને સંસ્કારિતા તરફનો તેમનો સમભાવ તદ્દન ઓસરી ગયો નહોતો. કબીરસાહેબ ઊછરતા હતા તે સમયમાં તે પ્રદેશના

સૂફી શેખ તકી મશહૂર હતા. એટલે ધર્મજિજ્ઞાસા જાગતા તેઓ પ્રથમ આ સૂફીના શિષ્ય થયા અને એ જ્ઞાન જ્યારે અંકુર લાગ્યુ ત્યારે એમણે રામાનંદજી પાસે દીક્ષા લીધી આમ રામાનંદની જ્યોતિશિખા અસ્ત થઈ તે પહેલા તેમા કબીરની જ્યોતિશિખા ભળી અને રામાનંદજીના ભક્તિભાવના ને જ્ઞાનમિનાર બન્ને અનુપમ સામર્થ્ય અને પ્રકાશથી દેદિપ્યમાન બની રહ્યાં

એમના ગૃહસ્થજીવન વિષે પણ મતભેદ છે ઇતિહાસ અને સંપ્રદાય જુદીજુદી કથાઓ સ્વીકારે છે અને પ્રચારે છે. સંપ્રદાય કહે છે કે 'લોઈ' કબીર સાહેબની શિષ્યા હતી, અને ઇતિહાસ કહે છે કે લોઈ કબીરની પત્ની હતી, અને કમાલ તથા કમાલી બન્ને લોઈના જ સંતાન હતાં અને આગળ ચાલતા, એ ગત અને આચાર્યના મૃત્યુ વિષે પણ પાછો એ જ મતભેદ આવીને આગળ ઊભો રહે છે કબીરસાહેબને હિંદુ અને મુસલમાન બન્ને જાતિના શિષ્યો હતા એટલે મગહરમા એમના મૃત્યુ પછી શબની અંત્યેષ્ટિક્રિયા વખતે મુસલમાનો તરફથી બિજલીખા પઠાણ અને હિંદુઓ તરફથી કાશીરાજ વીરસિંહ આગેવાનો તરીકે હાજર હતા હિંદુઓની ઇચ્છા શબને અગ્નિસંસ્કાર કરવાની હતી અને મુસલમાનો શરીરને સમાધિસ્થ કરવા માગતા હતા મતભેદને કારણે તલવારો ચાલે એવી સંભાવના હતી ત્યા અકસ્માત પવનની લહરથી શબ ઉપરની સફેદ ચાદર ઊપડી ગઈ, અને સૌના આશ્ચર્ય વચ્ચે શબને ઠેકાણે નર્યા ફૂલનો જ ઢગલો દેખાયો આખરે અરધા ફૂલો હિંદુઓ અને અરધા મુસલમાનો લઈ ગયા હિંદુઓએ પોતાના ફૂલોને અગ્નિસંસ્કાર કર્યો અને એની ભસ્મ ઉપર કાશીમા સમાધિ ચણાવી જ હજીયે કબીરચોરાને નામે મશહૂર છે મુસલમાનોએ પોતાના ફૂલો મગહરમા દાટ્યા અને ઉપર કબર ચણાવી સંપ્રદાયના ભક્તોમા એ બન્ને યાત્રાના સ્થળો છે આ કથાની વાસ્તવિકતામા કદાચ અવિશ્વાસ આણીએ, પણ રૂપકની દ્રષ્ટિએ તો આ સ્વરૂપ અપૂર્વ અને ભવ્ય છે જીવન આખુ રામ-રહીમની એકતા સાધી ભગવાનની ભક્તિને કાજે જ જીવ્યા અને સદ્જ્ઞાનનો પ્રકાશ વિસ્તાર્યો એ મહાત્મા મૃત્યુ પછી પણ પોતે નિર્મેલુ બિરાદરીનુ સાયુજ્ય અખંડ રાખવા કુસુમની સુગંધ જેવુ પોતાના જીવનનુ અમર તત્ત્વજ્ઞાન મૂકી સંવત ૧૫૭૫મા સત્યનામ પામ્યા

## સમયમૂર્તિ અને સુકવિ

આમ, વિગતોની અને દર્શનોની દ્રષ્ટિએ મૂઠીમા જ માય એટલી અલ્પ સામગ્રી એ કબીરનું જીવન નથી એમના જીવનનુ સાચુ સ્વરૂપ તો છે એમની ચિરંજીવ કવિતા, એમની ભવ્ય ભર્ગમયી મર્મભાવના અને એમની અપૂર્વ તથા અનુપમ પ્રેમસાધના

વેદ, ગીતા અને ઉપનિષદોએ કવિને ક્રાન્તદર્શી દ્રષ્ટા કહ્યો છે વેદમા તો એના પ્રત્યેક દેવને 'કવિ' માન્યો છે દેવો 'કવિ' એટલા માટે કે તેઓ સૌંદર્ય અને આનંદના સ્વરૂપો અને બગીચાઓમા જ હમેશા વિહાર કરતા હોય છે કવિની મુખ્ય પ્રેરક શક્તિઓ ત્રણ, ૧ આનંદ-સૌંદર્ય, ૨ સત્ય અને ૩ સામર્થ્ય કવિતા એ કાંઈ જીવનના વ્યક્તિગત કે વિરાટ હેતુઓ સાધવા માટે નથી કવિતાસર્જન વડે ભલે નવા યુગની રૂપરેખા, જીવનની કોઈ અમૂલ્ય આવશ્યકતા પૂરી થાય અથવા કોઈ વિશિષ્ટ યુગસ્વરૂપનુ ઘડતર થાય, પરંતુ કવિતાની મૌલિક શક્તિઓ તો સૌન્દર્ય અને આનંદ જ છે, એમ વેદના ક્રાન્તદર્શી કવિઓએ ઉચ્ચાર્યું છે વર્ડ્ઝવર્થ જાણે આ સત્યનું સમર્થન કરતો હોય તેમ કહે છે Poets are the heralds of philosophy શેલીએ માનવ હૃદયમા સમયે સમયે જે દૈવી અંશ પ્રસ્ફુટિત થાય છે તેને જાગૃત કરવાનુ ગૌરવ કવિતાને આપ્યુ છે. હૉરેસ તો લગભગ



વણકરનો ધંધો કરતાકરતાં સાચી તો
જે જુલાહાએ માનવ-આત્માની ચાદર વણી
સંત કબીરનુ સુઘડ કલમનુ એક પ્રાચીન ચિત્ર
(બ્રિટિશ મ્યૂઝિયમ-લંડનમા સંઘરાએલુ)

ઉપનિષદની પાસે જઈને કહે છે કે કવિતાનો ઉદ્દેશ મનુષ્યને આનંદ આપવો અને તેને વિકસિત કરી આપવો તે જ છે રવીન્દ્રનાથ એને સૌન્દર્યની સાધના અને મસ્તી કહે છે મૅટરલિંક અને કાર્લાઇલ પણ આને જ મળતો કાવ્યનો હેતુ જણાવે છે

કબીર સાહેબે આ જ સત્ય, સુંદર અને અનંતની ઉપાસના કાવ્યરૂપે કરી છે કબીર સાહેબના સમય સુધી, ચંદ બરદાયી અને વિદ્યાપતિ ઠાકુરને બાદ કરીએ તો, હિંદી સાહિત્યના ભક્તિયુગના પ્રથમ પ્રતિભાવંત અને તેજસ્વી કવિ તરીકે કબીરના જ દર્શન થાય છે. એમણે લગભગ ૭૫ ગ્રંથો રચ્યા છે એમની બધી જ કવિતા કાવ્યકલાની દ્રષ્ટિએ સર્વોત્તમ નહોતી, છતા હિંદી કાવ્યસાહિત્યમા એમની કાવ્યપ્રતિભા એક મોટુ સીમાચિહ્ન ગણાય છે, કારણ કે એમણે પોતાના સમકાલીન જીવન-ઝંઝાવાતમાથી જે નવીન તત્ત્વો પ્રકટાવ્યા, જે સ્વતંત્ર વાતાવરણ રચ્યુ, પોતાની કવિતામા જે તાજી હવા, રૂઢિબદ્ધ માનસને આંચકા દેતી અને તોડી પાડતી જે ચમત્કારિક ચિંતનભરી વિચારસરણી અને સરળ અકૃત્રિમ ભક્તિભરી જીવનસાધના પ્રગટાવી, એને કારણે એ સમકાલીન પ્રજાના પલટાતા અને પલટાએલા માનસના પ્રતિનિધિ બની ગયા.

કબીરની જીવનસાધના ભક્તિ કરતા જ્ઞાનની વધારે છે; એટલે સૂરદાસ કે મીરાના જેવા આત્મસમર્પણથી ભીનીભીની સંવેદના વડે

ભરપૂર, લલિત, મૃદુ અને મધુર ભક્તિગીતો એમણે ઘણાં નથી લખ્યાં, પરંતુ જેટલાં રચ્યાં છે તેમાં જ્ઞાન અને નીતિના ભજનો કરતાં વધારે ભાગ છે એટલે એમની કવિતામાં જ્યાં જ્યાં પ્રેમભક્તિના તીવ્ર સંવેદનો ડોકાય છે, ઊંડી અને અસહ્ય વેદના તથા કઠણ વજ્રપ્રહાર પછીના સાક્ષાત્કારથી થયેલું શુદ્ધ જ્ઞાન શબ્દ રૂપ લે છે, ત્યાંત્યાં શુદ્ધ કવિતાના દર્શન થાય છે એ પોતાના અંત કરણમાં દિવ્ય આનંદના દર્શન કરે છે અને તન્મયતાથી ખોવાઈ જાય છે

કબીર રેખ સિંદુર અરુ કાજર દિયા ન જાય,
નૈનન પ્રીતમ રમી રહા દૂજા કહાં સમાય.

આનંદના અતિરેકમાં સાધકની વૈખરી મૂક બની જાય છે અને તે પરા વાણીમાં બોલે છે.

નૈહરવા હમકા નહિ ભાવે.
સાઈંકી નગરી પરમ અતિ સુંદર, જહાં કોઈ જાય ન આવે;
ચાંદ સૂરજ જહ પવન ન પાની, કો સંદેશ પહુંચાવે
દરદ યહ સાંઈ કો સુનાવે.

પંડિતોની કાગળમાં લખેલી, અને ભક્તોની આંખે દેખેલી—અંતઃકરણમાં અનુભવેલી વાતનો ક્યાં મેળ ખાય?

મૈં કહતા હોં આંખિન દેખી, તૂ કહતા કાગદ કી લેખી,
મૈં કહતા સુરઝાવનહારી, તૂ રાખ્યા ઉરઝાઈ રે.

જીવનની ગૂંચને પંડિત વધારે ગૂંચવે છે, જ્યારે ભક્ત એ ગૂંચને ઉકેલે છે, એટલે એ બંનેના જીવનપથ તો ન્યારા જ છે સાચો પ્રેમ 'મ'નો પડદો નથી રાખતો.

જો દિલ દિલહીમેં રહે, સો દિલ કહુ ન જાય,
જો દિલ દિલસે બાહિરા, સો દિલ કહાં સમાય?

મીરાંનું સ્ત્રીહૃદય જે અવસ્થાનો અનુભવ કરે છે તે, પુરુષ હોવા છતાં, કબીર પણ અનુભવે છે ભક્તિની સંવેદનામાં સ્ત્રી–પુરુષનો ભેદ જ નથી મીરાં ગાય છે.



મગહરમાં આવેલી કબીરની સમાધિઓ: બાગના ભાગમાં છે તે હિંદુ સમાધિ છે, તેમાંની નાની દેરી સમાધિ છે, અને મોટું તે મંદિર છે ડાબી તરફ દૂર જે મિનારાવાળો ખૂણો દેખાય છે તે ત્યાંના જ મુસ્લિમ મકબરો છે.

સખીરી મેરી નિંદ નસાની હો,
પિયા કો પંથ નિહારત સબ રૈન બિહાની હો.

કબીર ગાય છે:

હું બારી મુખ ફેર પિયારે, કરવટ દે મોહિં કાહે કો મારે.

કબીરના જીવનની આ તલ્લીનતામાંથી શુદ્ધ કવિતા પ્રગટી છે જ્યાં ભક્તિની અદૃશ્ય વેદનાથી કે અગાધ સંવેદનાથી પોતાના ભાવો એમણે પ્રગટ કર્યા છે ત્યાં માધુર્ય, કોમળતા ને લાલિત્ય આપમેળે આવ્યાં છે એટલે ઘણી સંવેદનાઓની ઉત્કટતામાં, ભાવની તન્મયતામાં, પ્રેમની આરાધનામાં, પ્રિયમીલનની ઝંખનામાં કબીર મીરાં અને સૂરદાસની સાથે બેસે છે

પણ કબિર તો કવિ ઉપરાંત આચાર્ય પણ હતા; એટલે એમની ઘણી કવિતામાં કાવ્યકલાના અંશો કરતાં ઉપદેશ, જ્ઞાન અને નીતિનાં તત્ત્વો વધારે હોય એ સ્વાભાવિક છે અને એ જમાનો જ એવો હતો કે જેમાં કબીરને એકલા કવિ રહેવું પાલવે એમ નહોતું કબીરે કવિતા ખાતર કવિતા નથી કરી. એમની વિચારધારા સત્યની શોધમાં વહી છે, એટલે એમની વાણીમાં સાચી વાતો કહી દેનાર માણસ જેવી બીજા જ પ્રકારની નિર્ભીકતા છે. મધ્યયુગની ઉક્તિઓમાં જે સહજ વિદગ્ધતા એમની ઉક્તિઓમાં છે તે અત્યંત આકર્ષક છે. એમની શૈલી સરળ સચોટ અને વિશિષ્ટ લક્ષ્યવેધી છે ભક્તિનાં કાવ્યોમાં જેમ એ મીરાં ને સૂરદાસની પંક્તિમાં બેસે છે, તેમ મુક્તિનાં કાવ્યોમાં એ નાનક, દાદુ, સુંદરદાસ વગેરે ને રહીમ એ સર્વ રહસ્યવાદી અરબી મરમી કવિઓમાં સર્વ શ્રેષ્ઠ સ્થાને છે

પ્રભુના દરબારમાંથી પોતાને જે દેહ મળ્યો તેને સત્કર્મોનું ચંદન કે પાપકર્મોના ડાઘ લગાવ્યા વિના, જેવું નૈસર્ગિક એ શરીર મળ્યું હતું તેવું જ હરિને ચરણે એમણે પાછું ધરી દીધું

ઝીની ઝીની બીની ચદરિયાં
સાંઈકો સીયત માસ દસ લાગે, ઠોક ઠોક કર બીની ચદરિયાં,
સો ચાદર સુરનર મુની ઓઢી, ઓઢી કે મૈલી કિની ચદરિયા

કપડામાં ભલે અત્તરના ડાઘ લાગે કે પાનની પિચકારીના લાગે, પણ અંતે તો એ બંનેય ડાઘ જ છે, અને તેથી ખરાબ છે આત્માને માટે તો પુણ્ય તથા પાપના બંધનો સમાન રૂપે માન્યાં છે આવી અદ્ભુત સાધનાના સાધક કબીર, ઉપદેશક જ્ઞાની અને આચાર્ય તો હતા જ, પણ ભક્તિથી ભીંજાયેલા, અને માનવતાની વદનાના અધિકારી એવા કવિ પણ હતા

### મરમી અને મરજીવા

પરંતુ કબીરસાહેબની અમરતાની સંજીવની તો એમની મર્મભાવના છે જ્ઞાન વિનાની ક્રિયા એ આંધળાનો પ્રવાસ છે, અને ક્રિયા વિનાનું જ્ઞાન એ અપંગની દૃષ્ટિ છે જ્ઞાન, કર્મ અને ભક્તિના અપૂર્વ સમન્વયમાં જ કબીરની મર્મભાવનાનું સૌન્દર્ય છુપાયેલું છે; એટલે જ એમની રહસ્યવાદી સર્જના શક્તિશાળી, મૌલિક અને હૃદયંગમ છે. કેટલા યે કવિઓનાં અંતઃકરણમાંથી મર્મભાવના ઝરણાં જેમ વહી છે એમણે એનો સાક્ષાત્કાર કરીને મૌન સેવ્યું છે કેટલા યે યોગીઓએ આ દિવ્ય ગુહ્યાનુભવોમાં પોતાને અપ્રકટ વહેવડાવી દીધા છે એટલે આ મર્મભાવનાની પરિભાષા મોટે ભાગે મૌન છે. પરંતુ મરમી જ્યારે પ્રિયમીલનના અદ્ભુત આનંદનો અનુભવ માણે છે ત્યારે ત્યારે એની સંવેદના વાચા ધારણ કરે છે, એનું દર્શન રૂપ પકડે છે. એવા મરમીની વાણીમાં ઘણુંખરું તત્ત્વ ભણી સંકેત જ હોય છે. અને આ સંકેત—સંજ્ઞા જ એની વાણીનું પરમ સૌંદર્ય હોય છે

મરમીની ઉદ્દેશપ્રાપ્તિમાં ત્રણ અવસ્થા હોય છે. પહેલી અવ-

બારક જેવા જ લાગ્યાં.

ખાત્રીપૂર્વક વખત ગણવાનું મારી પાસે કોઇ સાધન નહોતું, પરન્તુ સૂર્યની ગતિ પરથી મને લાગ્યું કે હું દોરડા પર આશરે એ કલાક સુધી હતો. તે દરમિયાન હું એટલો બધો ટેવાઇ ગયો કે મેં ધાર્યું કે હવે એક પણ મિનીટ વધારે લટકી શકીશ નહિ. હું જમીન તરફ જોવા લાગ્યો અને મારા આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે તરસની જરા પણ અસર વિના હવે હું નીચે નિહાળી શકતો હતો.

ફરી હવાઇ જહાજના માણસો પર મને ગુસ્સો આવવા લાગ્યો. મને લાગ્યું કે મને મદદ કરવાને તેઓ કાંઈ જ કરતા નહોતા. એમને થોડીક સરખી સમજાવવાની ઈચ્છાથી હું લાકડાના કટકા પર ઊભો થયો, ત્યાં તો દોરડું જરા ખેંચાયું હોય એમ મને લાગ્યું. ઊંચે જોતાં હવાઇ જહાજની બારીમાંથી બહાર આવતા અને દોરડાને ખેંચતા બે હાથ મેં જોયા. હવે તો સ્પષ્ટ હતું કે મને હવાઇ જહાજમાં ખેંચી લેવાને તેઓ મહેનત કરતા હતા, એટલે હું ચૂપ રહ્યો અને નવી પ્રકટેલી આશાથી દોરડાને વળગી રહ્યો.

પણ એટલો વખત તો જાણે એક યુગ જેવડો મને લાગ્યો. 'આ ગમારો ઉતાવળ કેમ નહિ કરતા હોય?' હું મનમાં મોટેથી બબડ્યો. તે જ સમયે દોરડાને એક બીજો આંચકો લાગ્યો. ઊંચે જોતાં મારી અને હવાઈ જહાજની વચ્ચેનું અંતર થોડાં ફીટ ઘટ્યું હોય તેમ લાગ્યું. મારા દોરડાને ખેંચતા એ હાથોને હું હજી નિહાળી શકતો હતો.

હવાઇ જહાજને હવે પવનના જબરદસ્ત સપાટા અથડાવા લાગ્યા, અને દર વખત તે ઉપર ખેંચાતા મારા દોરડાને એટલું તો ધ્રુજાવી દેતા હતા કે જાણે હમણાં નીચે નાખી દેશે. મેં નીચે દૃષ્ટિપાત કર્યો તો જોયું કે અમે મહાસાગર ઉપર ઊડી રહ્યા હતા!

એવામાં એક વિમાન નીચેથી ઉપર આવ્યું અને મારાથી થોડે છેટે ઊડીને પસાર થયું. જેવું તે પાસે આવ્યું કે વિમાનીએ તેના વિમાનની પાંખ સીધી કરી, પોતે કૉકપિટમાં ઊભો થયો અને હવાઇ જહાજની બારીમાંના હાથ તરફ નિશાની કરી. મને સ્પષ્ટ સમજાયું કે મને હિંમત ટકાવી રાખવા ઉત્તેજવા માટે જ એ હતું, અને જહાજ પરના માણસો મને ઉપર ખેંચી લેવાને પ્રયત્ન કરતા હતા તે તરફ મારું ધ્યાન ખેંચવાનો એ પ્રયત્ન હતો. મેં તેને ઓળખી કાઢ્યું કે સવારે કૅમ્પ ડીઅના આગળ જમીન પર ઉતરેલા ઑર્ક્રોનના બે વિમાનોમાંહેનું જ એક એ હતું, એટલે તો મારી ખાત્રી થઇ કે મારું અનુમાન સાચું હતું.

હું લટકતો હતો તે દોરડાના બસો ફીટ હવે ધીરેધીરે અદૃશ્ય થતા ગયા. મારા દોરડા સાથે મથી રહેલા બે હાથોને હું જોઈ શક્યો હતો. મને આશ્ચર્ય તો એ જ થતું હતું કે હવાઈ જહાજનો કમાન્ડર મને ઉપર ખેંચી લેવાને વધારે માણસો કેમ નહિ લગાડતો હોય?

આખરે જેવો હું તે બારીની કિનારને લગભગ સ્પર્શ કરી શકું એટલો નજીક જઇ પહોંચ્યો કે તરત જ બારીમાંથી એક કર્કશ અવાજ આવ્યો: 'તારો હાથ ઊંચો કર' ડાબા હાથ વતી દોરડાને પકડીને મેં મારો જમણો હાથ લંબાવ્યો. તરત જ મારો હાથ જાણે ચીંકને પકડવાના પાંજરામાં પકડાયો હોય તેમ જકડાયો અને મને બારી વાટે જોરથી અંદર ખેંચી લેવામાં આવ્યો.

બારીથી હવાઈ જહાજની અંદર પાછા જવાના રસ્તાની સપાટી સાથે જ્યારે મારા પગનો સ્પર્શ થયો, ત્યારે સહીસલામતી અને હાશથી કેવી અકથનીય લાગણી મારી પર ફરીવળી હતી! આખરે હું સહીસલામત હતો. રબર પાથરેલા એ રસ્તા પરપગ ઠકઠકતાની લાગણી અનુભવતો અને મારા થાકેલા સ્નાયુઓને આરામ આપતો, થોડીવાર તો હું હાથપગ પહોળા કરીને તુતક પર જ સૂઇ રહ્યો. એક ઑફિસર એક હાથમાં સ્મેલિંગ સૉલ્ટની અને બીજા હાથમાં ઍમોનિયાની શીશી લઈને આવ્યો. તેણે એક શીશી મારા નાક આગળ ધરી, પણ તે ખસેડી નાખીને હું ઊભો થયો! 'મને એની જરૂર નથી,' મેં કહ્યું, 'પણ કાંઇક ખાવાનું હોય તો આપો.'

ઑફિસરની પાછળ પાછળ જહાજમાંના લાંબા સાંકડા રસ્તા વટાવતો હું ખાણાના ઓરડા આગળ જઈ પહોંચ્યો. ત્યાં ઍર્ક્રોનના કપ્તાન, કમાન્ડર રોઝનડાહલે મને આવકાર આપ્યો. તેણે મારી સાથે હાથ મિલાવ્યા અને મારા દૈવી બચાવ માટે મને અભિનંદન આપ્યાં, અને પછી મને શું ખાવાનું ગમશે તે પૂછ્યું.

'બેકન અને ઈંડાં,' મેં જવાબ આપ્યો 'અને થોડી કૉફી.'

મેં જમવાનું શરૂ કર્યું. કૅપ્ટને પણ મને સાથ આપવા કૉફીના કપનો હુકમ આપ્યો અને દોરડા પર લટકવાના મારા અનુભવ વિષે વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછવા માંડ્યા.

તે જ ક્ષણે એકાએક મને એક ભયપ્રદ વિચાર આવ્યો! જ્યારે હું જમીન પરથી હવામાં અદ્ધર ખેંચાઈ ગયો ત્યારે કૅમ્પ ડીઅનીં આગળ છાપાંના ડઝનેક રીપોર્ટરો હતા, એટલે આ અકસ્માતના સમાચાર ટેલીફોન, તાર, કેબલ કે રેડિયો દ્વારા અમેરિકાના સર્વ ભાગમાં ફેલાવી દેવામાં આવશે, અને હું અહીં સહિસલામત છું તેના સમાચાર મળે તે પહેલાં એ સમાચાર ઑકલાહૉમામાં મારા માતા-પિતાને પહોંચી જાય તો? આ ખ્યાલ આવતાં જ હું એટલો ગભરાઈ ગયો કે ખોરાક ગળામાં ચોંટી ગયો ને હું લગભગ ગુંગળાઇ ગયો.

'કૅપ્ટન!' હું તરત બોલી ઊઠ્યો, 'મારાં માતાપિતાને હું સહીસલામત છું તે જણાવવાને તમે રેડિયો સંદેશો મોકલી શકશો?'

'તેની ચિન્તા ના કર, છોકરા,' કૅપ્ટને જવાબ આપ્યો, 'તને જહાજ પર ખેંચી લેવામાં આવ્યો તે જ ક્ષણે સંદેશો મોકલવામાં આવ્યો છે. આ રહી તેની નકલ.' એમ કહી તેણે મારી આગળ ટેબલ પર એ સંદેશો મૂક્યો. તે કૅમ્પ ડીઅનીના નેવલ રેડિયો ઑપરેટરને આપવામાં આવ્યો હતો અને નીચે મુજબ હતો:

'કૉવર્ટ ઓ. કે. (સહીસલામત). તેને કાંઈ ઇજા થઇ નથી. આખો વખત બહુ જ શાન્ત હતો, અને આ અનુભવને પોતાની જિંદગીના એક નવા જ અનુભવ રૂપ તે ગણે છે.'

બપોર પછીનો બધો સમય મેં એ મહાન હવાઈ જહાજ પર ફરવામાં અને તેની રચના જોવામાં જ ગાળ્યો. કૅપ્ટન રોઝનડાહલે મને બધું બતાવવાને અને સમજાવવાને માટે એક ઑર્ડર્લી આપ્યો હતો. મને તે જોવામાં બહુ મઝા પડી. સાન ડાયેગો પ્રદેશ અને મહાસાગર પર મોટાં ચક્કરો લેતા અમે ફરતા હતા, ત્યાં કન્ટ્રોલ-કારની બારીઓમાંથી બહારનાં રમણીય દૃશ્યો જોવામાં મને સ્વર્ગીય આનંદ આવ્યો.

સાંજે હવાઈ જહાજને ભારે બનાવવા જેટલું હૅલીઅમ કઢ્યું, તેવા જ અમે કૅમ્પ ડીઅની તરફ ઊડ્યા અને નીચે ઊતર્યાં. આ સમયે નીચે ઊતરવામાં કાંઈ મુશ્કેલી નડી નહિ.

જેવો હું મૂરિંગ માસ્ટ બીલ્ડિંગમાં દાખલ થયો તેવો જ મારા સાથીદારોએ મને કુતુહલતાથી ઘેરીને ઊંચકી લીધો અને પોતાના ખભા પર બેસાડીને બહાર લઇ ગયા. ત્યાં આશરે એકએક ડઝન જેટલા રીપોર્ટરો તેમજ તેટલા જ ફોટોગ્રાફરોને મારે ભેટવું પડ્યું.

છાપાંવાળાઓએ હું ભ્રમિત થઈ ગયો ત્યાં સુધી પ્રશ્નોની પરંપરાથી મને ગુંગળાવી દીધો. કૅમેરાવાળાઓ ઝબુકવા માંડી. મારી દોરડાની સફર કરતાં પણ વધારે તો એ લોકોએ મને ગભરાવી મૂક્યો.

ત્યાર પછીના થોડાક દિવસો માટે તો સાન ડાયેગો નેવલ ટ્રેઈ-

કર્મકૌશલમાં સાચું છુપાયું તત્ત્વ યોગનું,
કર્મયોગમહીં સત્ત્વ જીવને જીવનનું વસ્યું,
જીવને જેથી તે સાચો ઈશાન અમૃતત્ત્વનો
કયાથી ભય નહે એને મૃત્યુની વજ્રમેખનો?

ભય એ અમને માથો, જેને ક્ષુદ્ર જિજીવિષા
મૃત્યુ ને નાશને માર્ગે ધકેલી સર્વદા રહી

કિન્તુ દાદાજી! મિથ્યા શું આપની સર્વ સાધના
થશે આમ જ? ટાણે એ અમને ન બચાવશે?

એ બને કેમ? વિશ્વે ના ચેતકાતુ કશું કદિ.
કેમ તો વેડફાયે આ સાધના શુભ આપની?

દીનહીન છતાયે આ અમે વગર આપના,
આપના પ્રાણમાંથી આ પ્રકટી પ્રાણની પ્રભા

ભાન ક્યારેક હૈયામાં અવશ્યે એહ જાગશે,
અને અન્તરની મૂર્છા દાદાજી' એ નિવારશે

ત્યારે દાદાજી' કુંજે આ ફરીથી પ્રિય આપની,
ગાગશે મધુરી વીણા બજી રહેશે વસન્તની

ૐ નમઃ પિતૃદેવાય। દાદાજી' આ હું આપનો
લાડીલો પૌત્ર અર્પું છું આજ આ હૃદયાંજલિ

આપની સ્મૃતિના પુષ્પો દાદાજી! પુણ્યપાવન
પૌત્રના ૨- હૈયામાં સદાના છે સજીવન

ને હજી મીંચું નેત્રો ત્યાં ભવ્ય ને ગૌર આપની
પ્રસન્નાકૃતિ પેખું ૯ સ્મિતસંજીવને ભરી

અને અદ્ભુત કેવો આ દાદાજી' જય આપનો?
કે અહીં કાળ પોતે આ નિજ કર્તવ્યધર્મને

વીસરી, નિજ હસ્તેથી કંડારી મૂર્તિ આપની,
મારા અન્તરમાં એને સોંપી, રક્ષી સદા રહ્યા,
એની પ્રત્યેક રેખાને પ્રતિક્ષણ સમારતો'
વાણીથી કેમ કે ગાયો મહિમા જાય એહનો?

## સ્વજન

હની વિજન વાટ એ, રવ જરીય ના, નીચે
દૂરે દૂર ક્ષિતિજમાં વિલીન થઈ ઉંડે પ્રશ્ન કો
જગાડતી ક્યાંય આ વિકટ પંથ પૂરો થશે?
અને પવનલ્હેરમાં નવલ ગાન કો ગુંજતું
ઉદાર પગ, વાટને વિજન માન ના, સાથમાં
ઊભો છ દડતા સમો સ્વજન એક તારી કને

**લલિત ગિ. ભટ્ટ**

## પ્રશ્ન

સરિતાના નીડા વિગત જલ કેરા જીવનની.
સમાધિ મારા આ ઉદધિમહીં નિર્ગી થઈ હશે?

**હસિત બુચ**

તોડાને ત્રાગના સર્વે ગાન ઊ હૃદયાદધિ-
તળાં; કિન્તુ મળી એને પાસે રત્ન તપોનિધિ.

**'अनिकेत'**

## દાદીમાનો ઢોલિયો

• પૃથ્વી •

અહીં જ બસ બા' સદાય ઢળતો હતો ઢોલિયો,
અહીં જ મણકા ફર્યાં વરસ એકસો સાતના,
અહીં જ ત્રણ પેઢીના કુંવરિયા તમે પાલણા,
અહીં જ લગતો બચેલ ફુલડે હતો માંડવો.

કુટુંબકલહો, વળી દુ:ખદ વંશવિચ્છેદ બા'
અહીં જ નિરખ્યા તમે, કરુણમૂર્તિ આધારી શાં'
અનેક સુખદ બના સ્મરણના પટારા સમો,
સૂનો ભરખવા ધસે આહહ' એ જ આ ઓરડો'

હવે નયન બા' બધે જ તમને રહે ટટળતા,
પિયાસ તમ દર્શની અવ રહી છ પીડી જ કે—
જરાક નજરે ચડે જીરણ, શુદ્ધ કો ખાળિયું,
બિછાનું બસ એજ અંતર તણું અહીં ઓરડે,
પવન બનુ પોઢવા મન્દ વિશ્વશૂન્યત્વને
અને સકલ શૂન્યમાં વિરમત ફિગો બા તમે

**બાલમુકુન્દ દવે**

## સહેજ સ્મૃતિ

(અનુષ્ટુપ–સાનેટ)

સિતારે મંજુ તારેથી વહેતી ગૂઢ આવલિ,
અનેરી વાયુ વેરાયે, રસતી મન્દ ફોરને,
છતાં એ વાદને જેમાં માધુરી સ્હેજમાં મરે,
ખડિતા એક જો સ્તુતિ જગાડે વાઈથી ફરે! ૪

પ્રશાન્ત શિલ્પીના હસ્તે કંડારી ભાવની છટા
દિવ્ય કો મૂર્તિના મુખ, રોપેથી અંગ અંગમાં,
અચિન્તી એ છતાં ભાને, સરી જે હાથથી ટાંકી,
તુટેલી, સ્હેજ, પાસેથી નાસની રૂપની નદી' ૮

વળી કો ઊર્મિ લ્હેરની ભાવની રમણા થકી
આલેખી સુંદરી મુખ નેત્રની પલ્લવીદશા,
કદાપિ રંગ ઢળાય, ત્વરાથી ચિત્રની ગમ્ય
વેદનાવ્યર્થતાથી જાય. નહાની ના અકદિસ જ' ૧૨

સૌન્દર્ય અંગ જ સાચા સમગ્ર જીવને મથી
વેરાઈ જાતમાં જાયે સહેજે સ્મૃતિ જો કરી' ૧૪

**રતિલાલ છાયા**

## ખરૂં ને ખોટું

• અનુષ્ટુપ •

અમોલા મોતીઓ નાના પડેલા ઉદધિ તળે
પ્રકાશ-ઉજ્જવલા તો યે ચડે ના લોકદૃષ્ટિએ'
કિન્તુ લોકો રહે જોઈ બની આશ્ચર્યમુગ્ધ ના
અટવાતા વૃથા, હીણાં સાગરમાં છીપલાં'

**જશભાઈ કા. પટેલ**

આદર્શોને અપવ્યય મુકે એ છ ઉત્કર્ષહાનિ,
ભાગ્યાર્ક ઉર પમરતું એ ખરી જિન્દગાની

**રા. શુ.**




સામાન્ય જ્ઞાન, બુદ્ધિવિકાસ અને વિચારશક્તિની દૃષ્ટિએ મગજની કસોટી કરે એવા થોડા પ્રશ્નો આ નીચે આપ્યા છે, એના ઉત્તર તો પૃ. ૨૦૬ ઉપર આપ્યા જ છે, પણ તે જોવાની ઉતાવળ કર્યા વિના તમે આ પ્રશ્નોનો કેટલા ટકા સાચો ઉત્તર આપી શકો છો તે તો જુઓ.

(૧) બે બાપ અને બે દીકરા સાથે જમવા બેઠા. દરેકે બરોબર એકએક લાડુ ખાધો; અને છતાં ત્રણ જ લાડુ બનાવ્યા. એમ કેમ બન્યું?



(૨) એક એવી સળંગ લીટી દોરો કે જે ઉપર દર્શાવેલી આકૃતિમાંના બધા લંબચોરસોની બધી બાજુઓને તૂટ્યા વિના છેદતી ચાલી જાય

(૩) સુગ્રીવે વાલીને માર્યાનું વર્ણન રામાયણના કયા કાંડમાં આવે છે? કિષ્કિન્ધા કાંડમાં કે સુંદર કાંડમાં?

(૪) નીચે જણાવેલા વિખ્યાત વાર્તાલેખકોમાંથી કોણે પહેલવહેલી 'સબમરીન'ની યોજના પોતાની કલ્પનાદૃષ્ટિથી વાર્તામાં મૂકી? એચ. જી. વેલ્સ? જુલે વર્ને? ટર્ગેનેવ? બાલ્ઝાક?

(૫) એક ભરવાડ પાસે ૧૭ ઘેટાં હતાં. તેમાંના ૯ સિવાયનાં બધાં મરી ગયાં? તો બાકી કેટલાં રહ્યાં?



(૬) આ આકૃતિમાં એવા બે માપ મૂકો કે જે વડે પડતા ત્રણ કટકાને ગોઠવવાથી એક સમચોરસ બને

(૭) એક થાંભલા ઉપર દોરડાની નીસરણી લટકે છે તેને ૧૦ પગથિયાં છે દરેક પગથિયું એકએક ફૂટને છેટે છે, અને છેલ્લું પગથિયું બરોબર પાણીને અડકું છે. એવામાં ભરતી ચડતા માંડે છે ને તેનું પાણી દર કલાકે ૯ ઇંચ ચડે છે. તો ત્રીજે પગથિયે પાણી ક્યારે ચડશે?

# ક ચ્છ નાં કી ર્તિ મં દિ રો

## ગુજરાતના એ ઓછા ઓળખાએલા અંગની સાંસ્કૃતિક સમૃદ્ધિનો પ્રાચીન પરિચય આપતી લેખમાળા

### [૩] કંથકોટ

જૂની તવારીખોમાં સૌ પ્રથમ કંથકોટના આ કિલ્લાનો નિર્દેશ ટૉલેમી (Ptolemy–150 A. D)માં મળે છે[૩] અને રણની દક્ષિણ કિનારે એ સ્થળે એ દુર્ગનો ઉલ્લેખ આવ્યો છે.

આઠમી સદીમાં કંથકોટ કાઠીઓની રાજધાનીનું મથક હતું. તેમણે સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર એવા પોતાના ઇષ્ટદેવ ભગવાન આદિત્યના મંદિરની અહીં સ્થાપના કરી. તેમણે કંથકોટની સમૃદ્ધિને જે રીતે વિકસાવેલી તેના અવશેષો આજે પણ કંથકોટ પર સ્થા-ખચ્યા જોવા મળે છે. તે પછી કાઠીઓને નસાડી ચાવડાઓએ કંથકોટ હાથ કર્યો. લોકોક્તિ મુજબ હાલનો કિલ્લો સં. ૯૦૦ (ઇ. સ. ૮૪૩) લગભગથી ચણવાના પ્રયાસો શરૂ થયા મનાય છે. કચ્છમાંના કચ્છમાં 'સમા'ઓનું આગમન થયું. સિંધથી આવેલા મોડ સમાએ વાગડ જઈ ત્યાં ગેડીના ધણખ વાઘેલા સાથે મિત્રાચારી જમાવી. ફરતા ફરતા તેઓ કંથકોટના ડુંગર પર આવી લાગ્યા અને મોડને આ સ્થળ મનમાં વસી ગયું. તેણે કચ્છને બીજા પરદેશીઓથી રક્ષવા અહીં કિલ્લો ચણાવવાનો નિશ્ચય કરી તેને લગતી સામગ્રી એકઠી કરવા માંડી. પણ કિલ્લાના પાયાની જ્યાંથી શરૂઆત થઈ શકે તેમ હતું ત્યાં કંથડનાથ નામે એક યોગી ધૂણી નાખી બેઠો હતો. તેને ઉઠાડ્યા વિના કિલ્લાનું કાર્ય આગળ વધી શકે તેમ ન હોવાથી મોડે તેને ત્યાંથી ઊઠી જવા સૂચવ્યું. દાદા કંથડને અહીં ધૂણી નાખી તપશ્ચર્યા કરતાં સાત વર્ષ થયાં હતાં. બાર વર્ષનું તેનું વ્રત હતું. તેને બીજાં પાંચ વર્ષ પણ અહીં બેસીને જ પૂરાં કરવાનાં હતાં. યોગીની ત્યાંથી ઊઠવાની અનિચ્છા જોઈ મોડે યોગીની સિદ્ધાઈ સમેટી લઈ તેને ત્યાંથી ભગાડી દેવાનો દમ માર્યો. યોગીનો ન ઊઠવાનો જેટલો દૃઢ નિશ્ચય હતો તેટલા જ જુસ્સાથી મોડે તેને ઉઠાડી કિલ્લો ચણાવવાનું નક્કી કર્યું. મોડની જુસ્સા અને ગુસ્સા ભરી બળજબરાઈ જોઈ યોગી હાવાતિગરા આવી ત્યાંથી આસન છોડી ઊઠી ગયા, અને પોતાના બે શિષ્યો ભસ્મનાથ અને ગોદડનાથ સહિત માનુવારમાની ગુફામાં ભરાઈ ત્યાં અપ્રગટ રહેવા લાગ્યા. મોડે કિલ્લાનું કામ શરૂ કર્યું. કિલ્લાનો થોડો ભાગ ચણાઈ ગયા પછી એક વિચિત્ર ઘટના રોજિંદી બનવા લાગી. પ્રતિદિન કિલ્લો જેટલો ચણાય તેટલો રાત્રે પડી જવા લાગ્યો. પડી ગયેલો ભાગ દિવસે ફરી ચણી લેવામાં આવે પણ રાત્રે પેલી ક્રિયાનું પુનરાવર્તન થવા લાગે. મોડે રાત્રે આશીફાગે ગોઠવ્યા. પણ કુદરતી પડતા કિલ્લાને કોણ અટકાવી શકે? ઘણા દિવસ આમ ચાલ્યા પછી સમજાયું કે યોગી કંથડની યોગક્રિયાથી આ પ્રમાણે બનવા પામે છે. જુદીજુદી અનેક રીતે મોડે પાંચેક વખત કિલ્લો ચણાવવાના યત્નો જારી રાખવા પ્રયત્ન કર્યો, પણ રૂઠેલો યોગી કોઈ રીતે હવે માને તેમ ન હોવાથી મોડે કિલ્લાનું કામ પડતું મૂક્યું અને ત્યાં એક વાસ વસાવી નિવાસ કરવા લાગ્યો.

ઇ. સ. ૮૯૮ માં મોડ સ્વર્ગસ્થ થયો. તેનો કુંવર સાડ વ્યવહારુ અને કાર્યકુશળ હતો. તેનું સગપણ ધરણીની બેન સાથે થયું હતું. પિતાના અધૂરા કાર્યને પૂરું કરવાની ઉમેદથી સાડે એ કિલ્લો ચણવાનું શરૂ કર્યું. પણ તેના યે એ જ હાલ થયા. એથી હતાશ ન થતાં યોગી કંથડના શિષ્ય ભસ્મનાથનું સાડે શરણું લીધું અને યોગીને ખુશ કરી પોતાનું કાર્ય પાર પડે તેવી યુક્તિ બતાવવા વિનંતિ કરી. ભસ્મનાથને દયા આવી. તેણે સાડને માર્ગદર્શન આપ્યું. તેની સૂચના અનુસાર સાડે કચ્છ જાતિના સાત તોતા (પોપટ) પાળી ભણાવવા માંડ્યા. તોતા તેમના શિક્ષણમાં તૈયાર થઈ જતાં સાડ તેમને યોગી કંથડની ગુફા પાસે લાવ્યો અને એક પોપટને બોલવાની આજ્ઞા આપી.

'દાદા કંથડ, આદેશ' પોપટ બોલ્યો.

'કો આ ન ?' બહારથી આદેશ મળતો સાંભળી યોગી બોલ્યા.

'નાથજી, ગુરુજી, મૈં જામ સાડ.' પઢાવેલો પોપટ બોલ્યો.

'સાડીઆ, ભસ્મ હો જા' ગુફામાંથી ક્રોધાવેશપૂર્ણ અવાજ આવ્યો. પોપટ બળીને ભસ્મ થઈ ગયો.

એ રીતે સાડે બીજા પોપટને આજ્ઞા આપી અને તેના પણ એ જ હાલ થયા. આમ સાતે પોપટ ભસ્મીભૂત થયા.

હવે ધડકતે હૈયે અને ઢીલા પગે સાડ આગળ આવ્યો. હમણાં ભસ્મ થઈ જઈશ એવા ધાસ્તીભર્યા થથરતા અવાજે એ બોલ્યો.

'નાથજી, આદેશ'

'કો આ. ન ?' ગુસ્સાભર્યો અવાજ આવ્યો.

'વો ટી જામ સાડ'

'સાત વખત જલાયા તો બી સાડ . . . ?' યોગીના આવેશભર્યા શબ્દો પૂરા બોલાય તે પહેલાં તેનો શિષ્ય ભસ્મનાથ વચ્ચે પડ્યા અને યોગીને શાંત થવા પ્રાર્થવા લાગ્યો. યોગીને પણ વિચાર તો થયો. પોતાના સાત સાત વચનો નિષ્ફળ ગએલા જોઈ તેને નવાઈ લાગી અને મરમ કળી શક્યો નહિ. ભસ્મનાથની આરજૂભરી વીનવણીથી શાંત થએલા યોગીએ સાડને અંદર બોલાવવા આજ્ઞા આપી. માંહે પ્રવેશતાં જ સાડ યોગીના પગોમાં આળોટી પડ્યો. શિષ્ય ભસ્મનાથ અને જામ સાડની અતિ નમ્રતાભરી ક્ષમાયાચના અને આર્જવભરી આજીજીથી યોગીને દયા આવી અને સાડને પોતાની હૃદયેચ્છા વ્યક્ત કરવા આદેશ આપ્યો. સાડે કંથકોટનો કિલ્લો સંપૂર્ણ કરીને આબાદ કરવાની પોતાની ગરજ બતાવી. યોગીએ પ્રસન્ન થઈ સદ્ભાવથી કિલ્લો ચણાવવાની આજ્ઞા આપી કહ્યું, 'નામ બધે તારું.

'જગડૂચરિત્ર'ના ૧લા સર્ગના ૨૩મા શ્લોકમાં જગડૂશાહના વડદાદા 'વરણાગ'ની જન્મભૂમિ તરીકે કંથકોટનું જે વર્ણન નીચેના શ્લોકમાં આપ્યું છે તે પરથી તે એક મહાસમૃદ્ધિવાન ને વિશાળ નગર હશે એમ જણાય છે:

भोगावती परिजितात्वमरावती चा-
न ध्यात्वा किल यया शतशो दधन्या ।
भोगीश्वरान् विबुधपान् धनदान् स कन्था
ता मध्युवास नगरीमथ मन्मथाभः ॥

જે કથા (કંથકોટ) નગરીએ સેંકડો ભોગીશ્વરો—રાજ્ય-અધિપતિને ધારણ કરવાથી (એક ભોગીશ્વર-શેષનાગને ધારણ કરનારી) ભોગાવતીનો, તથા સેંકડો વિદ્વાનોના પોષકને ધારણ કરવાથી (એક દેવાધિપતિ ઇંદ્રને ધારણ કરનારી) અમરાવતીનો, તથા સેંકડો દાતારોને ધારણ કરવાથી (એક ધનદ-કુબેરને ધારણ કરનારી) અલકાપુરીનો પરાજય કર્યો છે, તે કંથાનગરીમાં કામદેવના સરખી કાંતિવાળો એ વરણાગ રહેતો હતો.

૩ Berlius' Ptolemy અને Bom Gaz Ch 7. P. 130.




બહેરા-મૂંગાની ભાષાના બે નમૂના (૧) ડાબી બાજુ: એક હાથના ઈશારા વડે અંગ્રેજી મૂળાક્ષરો દર્શાવતી ભાષા; જમણી બાજુ બે હાથના ઈશારાથી દર્શાવાતા અંગ્રેજી મૂળાક્ષરો

વધુ ઉપયોગ થતો હોય તો તે મોર્સ કોડ છે એકવાર બે સ્કાઉટો એક બદમાશના હાથમાં સપડાયા હતા થોડી વાર બાદ એકે પોતાના દોસ્તને આંખો મટમટાવતો જોયો પણ આંખોના મટકા નિયમસર થવાને બદલે ચોક્કસ રીતે લાંબાટૂંકા થતાં હતા પછી તો તરત જ મોર્સ કોડનો ઉપયોગ, અને બન્નેએ નાસી જવાની યુક્તિ વિચારી લીધી. કેટલીકવાર વેપારીઓના મંડળમાં પણ ઘોંઘાટ ઓછો કરવા આંગળીઓની નિશાનીથી દલાલોએ સોદા કરવાનો નિયમ રાખેલો હોય છે. પછેડી નીચેની ભાવતાલ ગણવાની અજબ ભાષા પણ આપણા દેશી વાણિયાઓ પાસે છે હવે તો કચેરીઓમાં કારકુનોને લાંચ દેવા માટે પણ ઈશારાની ભાષા થઈ પડી છે '

બહેરા મૂંગાઓની પણ એક ભાષા છે તેઓ આંગળા અને ઈશારાથી વાત કરે છે સાધારણ નિશાનીથી વાત કરતા મૂંગાઓને તો દરેક જણે જોયા હશે. પણ મૂંગાઓની હાથના ઈશારાની 'એ બી સી ડી' પણ છે જેના બે પ્રકાર ઉપર આપ્યા છે.

ઈશારાથી થતી વાતચીતમાં બન્ને માણસો નિશાનીઓથી પૂરેપૂરા વાકેફ હોવા જોઈએ; નહિતર કેટલીક વાર એવો સરસ ગોટાળો ઊભો થાય છે કે ન પૂછો વાત રાજા ભોજના વખતની એક વાત છે કે એક વાર તેના દરબારમાં એક પંડિત આવ્યા તેણે કહ્યું કે પોતે નિશાનીઓની ભાષામાં પારંગત છે. જો કોઈ પણ પંડિત તેની સાથે ઇશારાથી વાતચીત કરી તેને હરાવી ન શકે તો ભોજ રાજાએ તેને એક સોનાનું પૂતળું કરાવી આપવું, અને જો પોતે હારે તો અનેક રાજાઓ પાસેથી મેળવેલા પૂતળાં પોતાને હરાવનારને ચરણે મૂકી પોતે ચાલ્યો જાય

કવિ કાલિદાસે આ બીડું ઝડપ્યું અને કહ્યું કે 'આવતી કાલે મારા ગુરુ આવવાના છે તેની સાથે પંડિતજી ભલે વાદવિવાદ કરે ' બીજે દહાડે કાલિદાસે એક ભરવાડને પંડિતના કપડાં પહેરાવી હાજર કર્યો કાલિદાસે ભરવાડને બરાબર પઢાવી રાખ્યો હતો કે 'તારે બીલકુલ મૂંગા રહેવું અને માત્ર ઈશારાથી જવાબ દેવો ' પંડિતે ચર્ચાની શરૂઆતમાં ભરવાડ સામે એક આંગળી ઊંચી કરી જવાબમાં ભરવાડે બે આંગળી ઊંચી કરી પછી પંડિતે સામે પાંચ આંગળી ઊંચી કરી, એટલે ભરવાડે પાંચે આંગળીની મુઠ્ઠી વાળી બતાવી આથી પંડિતજી ખુશ થયા અને સભામાં પોતાની હાર કબૂલ કરી

ભોજરાજાએ પંડિતને વાદવિવાદનો અર્થ સમજાવવા આગ્રહ કર્યો એટલે પંડિતજીએ કહ્યું, 'આ શ્રીમાન્ ઘણા જ વિદ્વાન છે મેં તેમને એક આંગળી ઊંચી કરી કહ્યું કે ઇશ્વર એક જ છે ત્યારે તેઓશ્રીએ જવાબ આપ્યો કે પુરુષ અને પ્રકૃતિની જોડી ભૂલવા જેવી નથી પછી મેં કહ્યું કે આ પંચમહાભૂતના બધા પ્રપંચો છે ત્યારે તેમણે કહ્યું કે એ પંચમહાભૂતનું કોકડું બહુ જ ગુંચવાયું છે' આ પછી પંડિતજી રવાના થયા ત્યારે કવિ કાલિદાસે ભોજરાજાને કહ્યું કે 'મારા ગુરુદેવ પાસેથી પણ તમને આ વાદવિવાદ વિષે કાંઈક જાણવા મળશે ' પછી કાલિદાસના કહેવાથી ભરવાડે કહ્યું કે 'બાળો બામણ લુચ્ચો લાગ્યો. તેણે મને કીધું કે એક ઘેટું દે તો મેં'કું, ભઈ એકને બદલે બે લે, જો જતો હો તો તો બાળે પાછા પાંચ માગ્યા, એટલે મેં તો મૂઠી દેખાડી કહ્યું કે આ જોયું છે? છાનોમાનો હાલતો થઈ જા એટલે પછી ભાગ્યો કાછડી વાળી !"

**પીતાંબરદાસ રામજી**

જેટલી સ્ત્રીઓનો જેટલો અભ્યાસ શરદ્‌બાબુએ કર્યો છે, તેટલી સ્ત્રીઓએ તેટલો અભ્યાસ શરદ્‌બાબુનો કર્યો હશે?
કોઇ, બ્રાહ્મણ હોય છે માટે જનોઈ પહેરે છે; કોઇ, જનોઈ પહેરે છે માટે બ્રાહ્મણ હોય છે.
ઘણાં માણસો ઘડિયાળ ખરીદે છે, અને ઘડિયાળ પણ ઘણા માણસોને ખરીદે છે
કેટલીક વાર માણસ ટેવ પાડે છે, ઘણીવાર ટેવ માણસને પાડે છે.
બધુ મોંઘુ છે, ત્યારે એક જ ચીજ સસ્તી છે—મોંઘવારી.
જીવીને મરનાર કરતા મરીને જીવનાર મોટો છે.
નવનીત નિત્ય નવું હોય તો જ મીઠું લાગે.

'मञ्जुल'

# કરકસર અને બચાવની રીતો

'કુમાર'ના ૨૭૨મા અંકમાં અમે આ વિષય પર 'કુમાર'ના વાચનારાઓ અને અનુભવીઓને, અનુભવના મુદ્દાઓ તથા માહિતીઓ મોકલવા આમંત્રણ આપ્યું હતું પરંતુ આટલો સમય રાહ જોવા છતાં તેનો જવાબ બહુ થોડા સજ્જનોએ જ આપ્યો છે તેમાં પણ મોટે ભાગે લેખો કે નિબંધ રૂપે લંબાણ કર્યાં છે, અથવા નિરર્થક પિષ્ટપેષણ કર્યું છે આ બાબતની જરૂરિયાત સમજીને ટૂંકાણમાં પોતાના મુદ્દા તો બે જ ગૃહસ્થોએ મોકલ્યા છેઃ (૧) શ્રી માણેકલાલ મફતલાલ મોદી, અમદાવાદ અને (૨) શ્રી મહીપતરામ હીરજીભાઈ-થાન. અમે તેમનો યથોચિત સત્કાર કરી આ નીચે એમના લખાણો એમના મૂળ રૂપમાં પ્રકટ કરીએ છીએ અને બીજાઓને પણ તેમનું અનુકરણ કરી હજુ પણ આ માહિતીઓમાં વિશેષ ઉમેરો કરવા આમંત્રણ આપીએ છીએ ઉપર્યુક્ત લેખો સિવાયના લેખોમાંથી સારભૂત હકીકત વ્યક્તિવાર નામ સાથે પાછળ સામેલ કરવામાં આવી છે

## માણેકલાલ મફતલાલ મોદી તરફથી

(૧) જ્યાં લોકો લાકડાંથી રાંધતા હોય ત્યાં ચૂલાની બાજુમાં ઓલો રાખવાથી રંધાઈ ચૂકેલી વસ્તુ પણ ગરમાગરમ રહી શકે (૨) ઘઉંના આટાનું ચળામણ (ભૂસું) બીજી વખતના દળાવવા માટેના ઘઉંની સાથે જ દળવામાં નાખી દેવામાં આવે તો સરેરાશ નુકસાન બહુ જ ઓછું પડે (૩) રાંધતી વેળાએ દાળના આંધણની સાથે બટાટા, સરગવાની શીંગો અથવા એવી કોઈ બાફીને શાક કરવા જેવી ચીજો નાખી રાખી હોય તો તેટલો વખત અને કોલસાનો બચાવ થઈ શકે (૪) વળી દાળની તપેલી ઉપર બીજી એક તપેલીમાં પાણી ભરી મૂક્યું હોય તો કંઈ પણ વધારાના ખરચ વગર ભાત માટે આધણ તૈયાર થઈ શકે છે અથવા કપડાં ધોવા માટેનું ગરમ પાણી પણ મેળવી શકાય (૫) પાણી ભરવાની ડોલને વપરાશ થઈ રહ્યા બાદ ઊંધી રાખી મૂકવામાં આવે તો ડોલની જિંદગી બેવડી થાય છે, અર્થાત્ કાણી થવાનો સંભવ ઘણો જ ઓછો રહે છે. (૬) આ રીતે છત્રીને પણ સીધી (પલળેલી હાલતમાં) રાખી મૂકવા કરતાં ઊંધી રાખી મૂકવાથી છત્રીનું કાપડ વધુ વખત ચાલે છે. (૭) રદ થઈ ચૂકેલી ડોલની બાજુમાં, હવાની અવરજવર માટે બાકું પાડીને, વચમાં જાળી (સગડીની) મૂકીને, ઉપરની બેના ભાગમાં માટી છાંદી લેવાથી વરસો સુધી ચાલે અને હરરોજ અનોટ થઈ જાય તેવી સગડી તૈયાર થઈ શકે છે, વધુમાં રંધાઈ ચૂકેલી વસ્તુ પણ વગર કોલસાએ તે પર ગરમાગરમ રહે છે (૮) ફાટી ગએલા ગોતિયાની રજાઈની ખોળ બનાવી શકાય. (૯) ફાટી ગએલા કોટના કાપડમાંથી નાનાં છોકરાંઓની બેથી ત્રણ બંડીઓ બની શકે અગર બાબા કોટનું કપડું વચ્ચેથી ફાટ્યા વગરનું ...નેના રગરૂપ આંખને ગમે તેવાં હોવા જો (૧૦) બાગી ગએલી માટલી અથવા ઘડાનો કાંઠલો હોશિયારીથી કાઢી લીધો હોય તો ઢાંકણાં કરવા માટે એક સારામાં સારું સાધન મળી શકે. (૧૧) અને માટલીનો નીચેનો ભાગ બરાબરથી કાઢી લીધો હોય તો ભાખરી-રોટલી અથવા રમેરોટલીના જમણમાં ઉપયોગી એવી મોટી બેવડી રોટલી બનાવવાનું સાધન થઈ શકે. (૧૨) કોઈકોઈ વખતે ભાત જેવી વસ્તુ વધી પડે છે તેવા ભાતમાં જરા મીઠું અને જીરું ભેળવી સૂકવી નાખવાથી, એ સુકાઈ ગએલા ભાતને જ્યારેજ્યારે જરૂર પડે ત્યારે તળીને ખાવાના ઉપયોગમાં લઈ શકાય (૧૩) સળગી ચૂકેલી દીવાસળીને સંઘરી રાખીને ઉપયોગમાં લેવી; જેમકે સ્ટવ સળગનો હોય તો તેની ઉપર સળગી ચૂકેલી સળી સળગાવીને સગડી પેટાવી શકાય. એવી રીતે એક જ સળી લગભગ આખી બળી રહે ત્યાં સુધીમાં ચાર વખત યા તેથી પણ વધુ વખત કામ આવી શકે. (૧૪) દીવાસળીઓનાં ખાલી ખોખાં પણ સંઘરવાં જોઈએ આ ખોખાં દંતમંજન અથવા સેફ્ટીપિન વગેરેના પેકિંગ કરવામાં વાપરી શકાય ખોખાં ઉપર આપણા નામનું છાપેલું લેબલ વગેરે લગાડવું પડે (૧૫) ભાતનું ઓસામણ કપડાં ઉપર આર ચડાવવાના કામમાં આવી શકે છે.

## મહીપતરામ હીરજીભાઈ તરફથી

૧. કાગળનો બચાવ: (અ) દરેક શાળામાં કાગળને બદલે સ્લેટનો ઉપયોગ કરવો. (બ) કાગળની બને બાજુ વાપરવી (ક) બને તેટલા ઝીણા પણ સુવ્યવસ્થિત અને સ્પષ્ટ અક્ષરોથી લખાણ લખવાની ટેવ પાડવી. (ડ) કૅલેન્ડરના દહાડાનું દરરોજ ફાડવામાં આવતું પાનું નકામું ગણી ફેંકી ન દેતા તેની બીજી બાજુ બને તો વપરાશમાં લેવી (ઇ) વર્તમાનપત્રો કે માસિકોનાં રેપરો કતાવજથી જેમતેમ ફાડી ફેંકી ન દેતાં સાચવી ઉખાડી લઈ તેની પાછલી બાજુનો વપરાશ કોરા કાગળ તરીકે કરવો. (ફ) વર્તમાનપત્રોની આસપાસની ખાલી જગ્યા નાના વેપારીઓ કે વિદ્યાર્થીઓ હિસાબી આંકડા માટે વાપરી શકે (ગ) સીનારેટના ખોખાંની બીજી બાજુ કોરા કાગળ તરીકે લખવાના કામમાં લેવી; (હ) એક વખત ઉપયોગમાં થઈ ગએલાં કવરાંનો સરનામા સિવાયની બીજી બાજુ આનિક બિલ કે ચિઠ્ઠી-ચપાટીમાં વાપરવી, (ઇ) કાગળનો ટુકડો ફેંકી ન દેતા દેવતા પાડવાના કામમાં લેવો.

૨ બ્યાસતેલનો બચાવ: (અ) બ્યાસતેલવાળી લાકડી કે બ્યાસતેલથી ભીંજવેલ ગાભું દેવતા પાડવા માટે વાપરવા નહિ, પણ બદલે

### કરકસર

ઘણેક વરસ પહેલાં ભુવનેશ્વરમાં એક સાહિત્યરસિક બંગાળી વિદ્યાર્થી જોડે દોસ્તી થઈ અમે તેને 'કવિશ્રી' કહેતા વિદાય વખતે મને થયું કે કવિશ્રીને મૈત્રીની કંઈક યાદ રહે તેવી ભેટ આપું પરંતુ કોઈ યોગ્ય વસ્તુ ન મળવાથી સૂટકેસમાંથી રેશમની બનાવટનો હાથવણાટનો ધોતીજોટો કાઢી ભેટ આપ્યો.

એકાદ વરસ પછી મને જગન્નાથપુરીમાં તેમની મુલાકાત થઈ તે વખતે કવિશ્રી પરણી ચૂક્યા હતા હું તેમને માટે એક સુંદર રૂપાનું ગુલાબ લઈ ગએલો. કવિશ્રીએ ચાંદીનું ગુલાબ પાછું આપતાં કહ્યું કે ભેટ આપવી જ હોય તો ધોતિયાનો જોટો જ મોકલાવજો'

ચાંદીની વસ્તુ મૂકીને કવિશ્રી ધોતિયા ની પસંદગી શામાટે કરે છે તે મને સમજાયું નહિ.

અમારી વાતચીત કવિપત્નીએ અંદર રહી સાંભળી હતી. હસતાંહસતાં તેમણે એક નાનું સરખું પોટકું લાવીને છોડ્યું, અને 'જુઓ આ રહી તમારી ભેટ' એમ કહી એક પછી એક કપડાનું વર્ણન કરી બતાવવા માંડ્યાં: 'સાડા ત્રણ વારનો બહુ રંગનો નાઈટસૂટ; પોણા બે વારનો સફેદ લેંઘો; સવા વારની બ્રાઉન રંગની બંડી, પોણા વારનું સફેદ હાફપેન્ટ; અર્ધા વારની સફેદ લંગોટ; એક તકિયાની ભરતવાળી ખોળ; અને એક નાનો રૂમાલ

મને કાંઈ સમજાયું નહિ કવિશ્રીએ સમજાવ્યું: ધોતિયાનો જોટો છએક માસ પછી ફાટ્યો હતો. તેમાંથી તેમના શ્રીમતીજીએ આ રગમેરની સર્જન કર્યું હતુ

બંગાળી સ્ત્રીઓની ગૃહકાર્ય નિપુણતાનો પરિચય આ પરથી મળી શકશે. કવિશ્રીની આર્થિક સ્થિતિ અંદરે બહુ સારી નથી. પરંતુ તેમની ગૃહવ્યવસ્થા પરથી કોઈ તે સમજી શકે જ નહિ. તદન ટૂંકા ખરચે હસાભાક કરકસરવાળું વ્યવસ્થિત જીવન તેઓ જીવે છે.

હરકુદાસ બારાઈ

ચગડાંના ફુચા કે કાગળના રસ્તામાં ઊડતા નમામાં અંદર તો જંગલમાં થતા ઝીપટાના ડાખળાનો ઉપયોગ કરવો. (ચ) ગ્યાસને બદલે ફેગીચૂલો ને પેટ્રોમૅક્સને બદલે ડબ્બો વાપરવો. (ક) ગ્યાસતેલને બદલે દેશી દીવેલનો ઉપયોગ કરવો કે જેથી આંખ બગડે નહિ કે દ્રવ્યનો વ્યર્થ વ્યય થાય નહિ (ટ) વાળુ, પથારી વગેરે ગમે તેમ નેત્રવા વહેલા આટોપી લેવા, જેથી નિરર્થક દીવો બાળવો ન પડે. (ઠ) ફાનસને બદલે કોડિયા કે ડબ્બો વાપરવા (ણ) દીવાને નિરૂપયોગી થાય, રાતાં વગેરેનો ઉપયોગ માપસરનો પ્રકાશ લેવામાં કરવો (ગ) રાત્રે બને તેટલો ઝીણો દીવો રાખવો. જો બીલકુલ ન રખાય તો વધુ સારુ જેથી ધસધસાટ ઊંઘ લઈ શકાય, તેમજ ચોકખી હવા શ્વાસોશ્વાસમાં મળી શકે.

**૩ દીવાસળીનો બચાવ:** (અ) છાણું બાળી રાખવાની પ્રથા દાખલ કરવી (ઘ) એક જ દીવાસળી વડે ડબ્બો કે ટમટમ સળગાવી લઈ દેવતા પાડવો કે જેથી બીજી દીવાસળી બગડે નહિ (ચ) દીવાસળી બાકસની બાજુ ઘસની રેખા જો સહેજ ટોપકુ ખરી જાય તો નકામી ગણી ફેંકી ન દેતા તેનો ગમદ કરી ખાલી બાકસ ભરી રાખવી તે સળીઓનો ઉપયોગ બારેણાં છાણાને સળગાવી કરવો. (ટ) ચકમકનો ઉપયોગ કરતા શીખવું (ઠ) ચોમાસાની ઋતુમાં દીવાસળીની પેટી ભેજવાળી જગ્યામાં ખુલ્લી ન રાખતા કપડાંકે રૂમાં લપેટી રાખવી (ફ) એક દિવસમાં ફક્ત એકાદ દીવાસળી વાપરવાની ટેવ પાડવી.

**૪ અનાજ દ્વારા દ્રવ્યનો બચાવ:** ઘઉંને બદલે ધીમે ધીમે શરૂઆત કરતા બાજરી ઉપર આવવાથી સાધારણ સ્થિતિવાળા કુટુંબને ઘણો ફાયદો થશે. (અ) ઘઉં કરતા બાજરીના ભાવમાં ઓછામાં ઓછો ૫૦ ટકા ફેર છે. (ઘ) થોડા ઘી વડે ચલાવી શકાય છે (ક) બીલકુલ ઘી ન હોય તોય નરમાનરમ ખાઈ લેવાથી નુકસાન થતુ નથી. (જો કે સહેજ ગરમી બતાવે, પણ ટેવ પડવાથી મઝા રહેશે) (ટ) રોટલા બનાવવાથી સમય અને મહેનત સાથે બળતણનો બચાવ થાય છે (ઠ) બાજરીની ગટાડી પાચનશક્તિ વધારે છે (ફ) જલદી પચી જાય છે (ગ) આંતરડાના ફેરે થતા નથી. (હ) દરેક જાતના પોષક તત્ત્વો મોટે ભાગ બાજરીથી મળી રહે છે. (જ્ઞ) ખાસ બાત કે અથાણાની જરૂર રહેતી નથી ફક્ત રોટલો ને ચટણીથી પણ ચાલી શકે

### ગોરધનભાઈ હા. પટેલ તરફથી

(૧) ખોરાકની આ તંગીના વખતમાં બાજરો, બંટી અને એવો ગરીબોનો ખોરાક કોઈ મોટે ભાગે ગામડામાં ખૂબ વપરાય છે અને એ જલદીમાં જલદી પાકે એવું માન્ય છે. (૨) રૅશનિંગ મારફતે મળેલા અનાજમાંથી પણ મૂઠીમૂઠી અનાજ દરરોજ જુદું કાઢી મૂકવું, જે ભવિષ્યની આફતોમાં ઉપયોગી થઈ શકે (૩) ખાવાઆખડી, પુણ્ય કે સાંસારિક જમાનવારો જેવા પ્રસંગે, અનાજનો નિરર્થક વ્યય કરવાનું ગાડી વાળવુ અથવા વસ્ત્રોને બદલે જગ દેવને દોરાનો ધાગો ચડાવીને રીઝવી દેવામાં આવે છે, એવા રૂપમાં કરકસર કરવી તદેવોમાં પણ મોટો બદ્દ રહાટો ન રાખવો. (૪) નિત્યના ઉપયોગમાં અનાજ લેતી વખતે, સાફ કરતા વેરાય નહિ, ધોતા વ્યય થાય નહિ તેમજ ઓસામણમાં વહી જાય નહિ એની ખાસ કાળજી લેવી (૫) રસોડામાંની આજની તંગીમાં વધેરની સગડી વસાવી લેવી, કે જાતે બનાવી લેવી એ વિષેનો લેખ ‘કુમાર’ની માધુકરીમાં પણ પ્રકટ થઈ ગયો છે, ખોરાક પકવ્યા પછી કોલસાને બુઝાવી નાખવાની ટેવ રાખવી. (૬) દીવાસળીની મોંઘવારીમાં લાઈટર (Lighter)નો પરાધીન શોખ કેળવવા કરતા, રૂનું શોઈતુ બનાવીને, ચકમકપથરીથી અગ્નિ પેદા કરી લેવાની આપણી જૂના જમાનાની રીતને અપનાવવી. (૭) એધા (બીડી ઉતારી લીધા પછીનાં શળિયા) ને ફાડી, વેંત વેંત જેટલા તેના ટુકડા કરી, તેની અસંખ્ય સળીઓ બનાવ્યા પછી, માટીના વાસણમાં થોડો ગંધક ગરમ કરીને, ઉપરની તૈયાર કરેલી સળીઓના બને બાજુના માથા બોળી લ્યો અને સુકાયા બાદ તેનો ઉપયોગ કરો દીવો પેટાવવા માટે પહેલી તો ચકમકથી પાડેલા એક તણખાથી યે કામ સરે છે અગ્નિના તણખાને ગંધક બોળેલી સળી ચાપવાથી, ગંધક સળગશે અને પછી સળી સળગશે. આ સળીઓને એક વખત ઉપયોગમાં લીધા પછી ફરીથી બળેલો ભાગ ગંધકમાં બોળીને બીજી વાર ઉપયોગમાં લઈ શકાય છે. (૮) ચહા છોડનારને ચહા, ખાંડ, દૂધ અને ગ્યાસતેલ એમ ચારનો બચાવ થાય છે (૯) વસ્ત્રને થીગડા મારીને પણ લાંબો વખત ચલાવવાની કાળજી રાખવી. (૧૦) મોંઘા સાબુને ફેંકાણે, ધોવાના કપડા આગલી રાત્રે મીઠાના સહેજ ઘટ દ્રાવણમાં આખી રાત પલાળી મૂકો અને સવારે (સાબુ વિના) ધોઈ કાઢવાથી કપડા સ્વચ્છ અને ઊજળા થશે

### ‘લ’ તરફથી

(૧) પાણી પીવાનો કાચનો લાંબો પ્યાલો કે ગોળ કાચનો તૂટેલો સીસો વઈને, પ્યાલામાં બ્લેડનું પાનું ઘસી લઈને વાપરવાથી એ છામાં ઓછુ એ છ મહિના કામ આપશે. (૨) ઘરમાં વાપરવાના કપડા ઓછા કરવા હવે તો ગરમારી આગલાગે સારૂ પણ અરધુ પાટલૂન (નીકર) અને ટેનીસ (અર્ધી બાંયનું ખમીસ) કચેરીમાં આવવાને પૂર્ણ પોશાક મનાયો છે આ હિલચાલ ધ્યાનમાં લેતા આપણે ઘરમાં ૨૨–૨૪ કે ૨૬ ઇંચ પહોળી બાંયવાળા કેંધા, કે બંગાળી ઢબના ઢીલા પહેરણો કે પૂરા નવ વારિયા ધોતિયા વગેરે પહેરવાની કશી જ જરૂર નથી. (૩) માથે કમાના ટુંકા વાળ રાખવાથી તેલ મસાલાનો ખર્ચ ઘણો ઘટે છે, ને તે પાછળ વપરાતો વખત પણ

### કૃષ્ણપ્રસાદ મ. અચાર્યા તરફથી

(૧) ઘઉંના લોટ કરતા બાજરીનો લોટ અને ચોખાને બદલે બટીના હાથે ખાંડેલા તાજા જો ખાવામાં આવે તો શરીરને ખૂબ જ પોષણ આપે (૨) લગડાની કાકડી દીવેલમાં બોળી સળગાવવામાં આવે (૩) કોલસા બુઝાવવામાં આવે તો તેનો બીજીવાર ઉપયોગ કરી શકાય (૪) કોલસાની ભૂકી પણ નાખી ન દેતા, છાણ સાથે ભેળવી, ગોળા વાળી, સુકવી, બાળવાના ઉપયોગમાં લઇ શકાય (૫) પડીકાના કાગળો તથા તેના પર વીંટાળેલી દોરીઓ પણ નકામી સમજી ગમે ત્યાં ફેંકી ન દેતા, કાગળને પાણીમાં પલાળી, કુટી, માવો કરી, સુંદર દોડિયા બનાવાય અને દોરા શીવવાના કામમાં લઈ શકાય એકવાર વપરાએલા પરબીડિયા પર કોરા કાગળ ચોડી ફરીને ઉપયોગમાં લઇ શકાય

### ‘રવિ’ તરફથી

(૧) વર્તમાનપત્રના રૅપર વચ્ચેથી ફાડયા સિવાય કાળજીથી ઉકેલી લેવામાં આવે અને સરનામા તથા છાપવાળો ભાગ કાઢી લેવામાં આવે તો ફુલ્સકેપ ટ્રે જેટલા ટુકડા નીકળી રહે છે, જે લેખો, કાગળો, સરકારી કાગના લખાણ વગેરે લખવામાં ચાલી શકે છે (૨) ગામડાની પ્રાથમિક શાળામાં શિક્ષક તરીકે બાળકો માટેની નોટબુકોનો પ્રશ્ન આ રૅપરો વડે સહેલાઈથી હુ ઉકેલી શક્યો આ ગની લાયબ્રેરીમાં આવતા છાપાના રૅપરોના ઢગલા પર શાળાના બાળકોને કાતર, ચપ્પુ ને ગોયદોરા સાથે કામે વળગાડી દઈ પચાસેક નોટો તૈયાર કરાવી આ યોજનાને મફત બનાવી ક્ષણુજીવી કરવા કરતા સહેજ ખર્ચાળ બનાવી ચિન્મય કરી બધા બાળકોને

મૂકીને બાળકો પૈસા આપે તે નોટ લઈ જાય, એવું ઠરાવ્યું બીજે દિવસે તો નોતજોતામાં પચાસેક નોટો ઊડી ગઈ. ભેગા થએલા દોઢ રૂપિયામાંથી, શિક્ષણમાં રસ લેતા એક વેપારીને ત્યાંથી તદ્દન પડતર ભાવે સીસાપેન, બરૂ ને શાહી આણ્યાં. જે બાળક આ વસ્તુ ઘેરથી લાવવી ભૂલી જાય તેને શાળાસમય પૂરતી તે વસ્તુ આપવા માટી સીસાપેન ને બરૂ તો થોડાં જ હતાં, તેથી પહોંચી શકે તેમ નહોતું પણ એકેકના ત્રણત્રણ કકડા કરવાથી બધાનો સમાવેશ સહેલાઈથી થઈ શક્યો છે.

બાળસમિતિએ હવે તો પાઠ્ય પુસ્તકોને ચડાવવાના પૂઠાં પણ આ સામયિક પત્રોનાં જ બનાવી, બ્રાઉન પેપરનો ખર્ચ પણ ટાળ્યો છે તદુપરાંત વધતી જતી મોંઘવારીમાં, વધતો જતો પાઠ્ય પુસ્તકનો ખર્ચ નિવારવા એવો વિચાર કર્યો છે કે જે બાળક જે વર્ગમાં પાસ થાય તે વર્ગના પુસ્તક જો તે શાળાને આપે તો તેને શાળા આગળના વર્ગના પુસ્તક આપે

## નવાં પુસ્તકો

**દી.બ.અંબાલાલભાઈ** (જીવનદર્શન) લેખક: નરહરિ દ્વારકાદાસ પરીખ; 'કુમાર'ના ૨૨૮મા અંકમાં અમે જે ગ્રંથની ભલામણ કરતી નોંધ લખી હતી તે ગ્રંથમાં આપેલા, ગુજરાતના આ વીર અને મહાન ગુજરાતીના ચરિત્રને જુદું તારવીને, ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈની પ્રસ્તાવના, થોડાં પરિશિષ્ટ તથા એક નવા જ ફોટોગ્રાફ સાથે ૦-૧૨-૦ની કિંમતે શ્રી રામકૃષ્ણ સેવા સમિતિએ પ્રકટ કર્યું છે. મળવાનું સ્થળ શ્રી વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર શ્રી રામકૃષ્ણ મિશન ગુજરાત સોસાયટી, અમદાવાદ.

**બાગવાન.** કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના 'ગાર્ડનર' ઉપરથી ગદ્યાનુવાદકો-રમેશ આર ભટ્ટ (ઇનામદાર) અને દશરથ એમ. ગાંધી; સોલ એજન્ટ, નવચેતન સાહિત્યમંદિર, ભદ્ર અમદાવાદ ૧-૪-૦

**શ્રી નાથચરિતામૃત** (દ્વિતીય પ્રવાહ) શ્રીમનસુરામ શર્માનું જીવનચરિત્ર લેખક-શ્રી માણેકલાલ નાનજી ચેદારાણા, પ્રકાશક-વ્યવસ્થાપક ટ્રસ્ટી મંડળ આનંદાશ્રમ, બીલખા (કાઠિયાવાડ), પડતર મૂલ્ય ૧-૧૪-૦; વેચાય છે અરધા મૂલ્યે ૦-૧૫-૦.

**જગ-ચિત્રણ** (સચિત્ર) હિંદી ભાષામાં: મૂળ લેખક-એલ. ગે. ડાઉન્ટ; અનુવાદિકા-શ્રી રત્નકુમારી, એમ. એ, પ્રકાશક વિજ્ઞાન [illegible] અલાહાબાદ; કિંમત જણાવી નથી.



# પૃથ્વી પર જીવન કેમ પાંગર્યું [૫]

સળગતા તારાના રૂપમાંથી ઠરીને પૃથ્વીનું બંધારણ ઘટ્ટ થયા બાદ, આજથી ત્રણ કરોડ વર્ષ પર તેના ઉપર પહેલવહેલી જીવસૃષ્ટિ પ્રકટી ત્યારથી માંડીને તેનો વિકાસ ઉત્તરોત્તર જે રૂપમાં થતો આવ્યો છે તેના ક્રમવાર જુદાજુદા યુગ વૈજ્ઞાનિકોએ પાડ્યા છે એવા સાત પ્રકારના યુગની સમજણ આપણે ગયા હપતા સુધી જોઈ ગયા.

હવે ઉપલા ચિત્રથી આપણે, આજથી સાઠ લાખ વરસ પર થઈ ગએલા ૮મા જ્યુરાસિક નામના એક ઘણા અગત્યના યુગનો પરિચય કરીએ છીએ. એ યુગમાં પેટે ચાલનારાં તેમજ પગે ચાલતા કરોડવાળા રાક્ષસી પ્રાણીઓ (ડીનોસૉર્સ) તેમના પૂર બહારમાં પૃથ્વી પર ઉભરાતા હતા. તેમાં 'ડિપ્લોડોકસ' નામના પ્રાણીઓ તો એકાદી નાની શેરી જેવડા લાંબા હતા! આ યુગની જીવસૃષ્ટિ જેવા ભયંકર ને વિચિત્ર દેખાવના જીવો પૃથ્વી પર કદિ પ્રકટ્યા નથી. એમાંના કેટલાક વનસ્પતિ-જીવી હતા ને કેટલાક માંસાહારી. દરિયામાં જળી મગરો થતા, ને 'હવાઈ રાક્ષસો' નામની મહાકાય ઊડતી ગરોળીઓ ઠેરઠેર ઉભરાતી. આ યુગના અંત ભાગમાં 'આર્કીઑપ્ટેરિકસ' નામનું પહેલવહેલું પંખી પ્રકટ્યું. તે લગભગ કાગડાના કદનું હતું ને તેની પાંખો પર નહોર હતા! વનસ્પતિમાં શંકુ-આકારી ફળોવાળાં ઝાડ, દેવદાર અને હંસરાજ ચાલુ હતા. જુદાજુદા યુગના આ બધાં જીવ-પ્રાણી-વનસ્પતિના રૂપ, આકાર ને કદની માહિતી, લાખો વરસ પર ખડકો ને કોલસાના થરો વચ્ચે 'ફૉસિલ' રૂપે દટાઈને તેમના જે આકાર છપાઈ રહેલા મળી આવે છે તેના આધારે યોજવામાં તથા આલેખવામાં આવી છે (ચાલુ)

(COURTESY: WORLD OF WONDER)

# પંચતંત્રની વાર્તાઓ

## પાંચમું તન્ત્ર · અપરીક્ષિતકારિતા

એમ કહીને એણે ચક્રધરને કહ્યું, 'હે મિત્ર, મને આજ્ઞા દે, જેથી હું ઘેર જાઉં.' ચક્રધર કહે, 'ભદ્ર, સંકટ સારુ થઈને ધન તથા મિત્રનો સંગ્રહ કરાય છે. તો પછી મને આ દશામાં તજીને તું ક્યાં જઈશ?' સુવર્ણસિદ્ધિ કહે, 'સાચું, પણ તને છોડાવવાની મારામાં શક્તિ નથી. બીજું વેદનાને લીધે થયેલો તારો મુખવિકાર જેમ જેમ જોઉં છું, તેમ તેમ એમ થાય છે કે ઝટ જાઉં જેથી મને પણ કંઈ અનર્થ ન થાય. કહ્યું છે કે,

**'જેવી જ વદનચ્છાયા તારી દેખાય વાનર।**
**વિકાલે છે તને ઝાલ્યો જે ભાગે તે જ જીવશે॥'**

ચક્રધર કહે, એ કેમ? તે બોલ્યો:

### કથા ૧૦

કોઈ નગરમાં ભદ્રસેન નામે રાજા વસતો હતો. એને સર્વલક્ષણ-સંપન્ન રત્નવતી નામે કન્યા હતી. તેનું હરણ કરવા એક રાક્ષસ ઇચ્છતો હતો, પણ ચોકીપહેરાને લીધે એનું કાંઈ ચાલતું નહોતું. એક વાર રાક્ષસ ઘરખૂણે ઊભો હતો, ત્યાં રાજકન્યાએ સખીને કહ્યું. 'સખી, જો, આ વિકાલ વેળાએ મને નિત્ય પજવે છે એ દુરાત્માને રોકવાનો કાંઈ ઉપાય છે?' આ સાંભળીને રાક્ષસે વિચાર કર્યો: 'જેમ હું તેમ બીજો કોઈ વિકાલ નામનો આનું હરણ કરવા આવે છે, એટલે ઘોડા વચ્ચે ઘોડાનું રૂપ ધરી હું જોઉં કે એનું રૂપ ને પ્રભાવ કેવા છે.' આમ રાક્ષસ ઘોડો થઈને ઊભો ત્યાં મધરાતે એક ઘોડા-ચોર આવ્યો. એણે બધા ઘોડા જોયા તો રાક્ષસ એને બધા ઘોડામાં ઉત્તમ લાગ્યો; તેથી એ તેના ઉપર ચઢ્યો. રાક્ષસને થયું, કે 'આ વિકાલ મને ચોર જાણીને મારવા આવ્યો છે, એટલે હવે કરવું શું?' આમ વિચાર કરે છે ત્યાં તો ચોરે એના મોઢામાં લગામ નાખીને ચાબૂક માર્યો, એટલે ભયભીત થઈને એણે દોટ મૂકી. દૂર ગયા પછી ચોરે લગામ ખેંચીને એને ઊભો રાખવા માંડ્યો, તેમ તેમ એણે તો વધારે વેગ કર્યો, ને ઊભો ન રહ્યો, એટલે ચોરે વિચાર્યું 'ઘોડા આમ ખેંચેલી લગામ ગણકારે નહિ એવા ન હોય. આ કોઈ અશ્વરૂપી રાક્ષસ હશે. એટલે જો ધૂળવાળો પ્રદેશ આવે તો ત્યાં પડતું મૂકું નહિ તો આજ જીવ જ જાય એમ છે' આમ વિચારે છે ને ઇષ્ટદેવતાનું સ્મરણ કરે છે ત્યાં ઘોડો એક વડ નીચે આવ્યો, એટલે ચોર ઝાડની ડાળીએ વળગી પડ્યો. આમ છૂટા પડેલા બેયને પરમઆનન્દ થયો. એ વડ ઉપર રાક્ષસનો મિત્ર એક વાનર રહેતો હતો. એણે ત્રાસ પામેલા રાક્ષસને જોઈને કહ્યું, 'મિત્ર, ખોટા ડરથી આમ શું પલાયન કર્યું? આ માણસ તો તારું ખાજ છે.' વાનરનું વચન સાંભળી સ્વરૂપ ધારણ કરી રાક્ષસ લથડતો લથડતો પાછો વળ્યો. વાનરે આને બોલાવ્યો છે એમ જાણી ચોરે વાનરની લટકતી પૂંછડી



ત્યાં ઘોડો એક વડ નીચે આવ્યો, એટલે ચોર ઝાડની ડાળીએ વળગી પડ્યો

# પારીસથી કરાચી

## વીસ દિવસમાં સાત દેશોના કરેલા પ્રવાસનું રોચક વર્ણન

લેખક
ખ્વાજા અહમદ અબ્બાસ
અનુવાદક
ઈમામુદ્દીન દરગાહવાળા

[ 'બૉમ્બે ક્રૉનિકલ'ના તંત્રીખાતાના અંગભૂત, નામી હિન્દી પત્રકાર, લેખક ને વિવેચક, ખ્વાજા અહમદ અબ્બાસની સ્વદર્શી કલમે આલેખાએલા આ રસભર પ્રવાસ-અહેવાલ, તેમની રસિક પ્રવાસડાયરીના અંતિમભાગનાં થોડાંક પૃષ્ઠોનો અનુવાદ છે. એમણે એમાં પોતાની વિશિષ્ટ શૈલીએ પારીસથી કરાચી સુધીના ખુશ્કી માર્ગે કરેલા પ્રવાસનું બયાન કર્યું છે.]

પારીસ
૫મી નવેમ્બર ૧૯૩૮

સમુદ્રમાર્ગે તો સૌ કોઈ હિન્દ પાછા ફરે છે હું ખુશ્કીના રસ્તે જઈ રહ્યો છું સાંજના ૭ વાગે પારીસથી ટ્રેન રવાના થઈ બાદ વધારે ન હતી. એક ખૂણામાં ભરાઈને સૂઈ ગયો. રાતના બારેક વાગ્યા ત્યાં એક કર્કશ અવાજે જગાડી દીધો: 'હાઈલ હિટલર!'

મેં આંખો ઉઘાડી જોયું તો એક જર્મન ફોજી અફસર ગણવેશ પહેરી મૂછો પર તાવ દેતો ખોફનાક ઊભો છે, અને 'હાઈલ હિટલર', 'હાઈલ હિટલર'ના પોકાર કરી રહ્યો છે. વર્તમાન જર્મનીમાં પ્રત્યેક શખ્સના દિમાગ અને દરેક માણસની જીભ પર હિટલર સવાર છે. સલામ-અલેક, નમસ્તે, ગુડનાઈટના બદલે સૌને 'હાઈલ હિટલર' જ કહેવું પડે છે જેનો અર્થ 'હિટલર ઝિન્દાબાદ' સમજો. હું 'હિટલર ઝિન્દાબાદ' શા માટે કહેત? મેં અફસરની સલામનો ઉત્તર 'મહાત્મા ગાંધીજીકી જય'થી વાળ્યો. તે સમજ્યા કે એ જ મારા દેશની પ્રથા હશે, એટલે કંઈ વાંધો લીધો નહિ અને પાસપોર્ટ જોવા માગ્યા સામાનની તપાસ લીધી તો તેને બારે નવાઈ લાગી કે મારી પાસે એટેચી કેસ (જેમાં થોડાક ખમીસ, રાત્રે સુવા માટેના બે પાયજામા અને લખવા વાંચવાની સામગ્રી હતી) અને ટાઈપ રાઈટર સિવાય કોઈ ચીજ જ નહોતી 'મારો બાકીનો સામાન મેં કાર્ગો જહાજથી રવાના કરી દીધો છે, નહિતર આ રેલ્વે મુસાફરીમાં ભારે હાડમારી પડત'

લગભગ અર્ધો કલાક પર્યંત ગાડી જર્મનીની સરહદ પર થોભેલી રહી, અને લશ્કરી અમલદારોએ બારે સખ્તીથી અને અધિરાઈપણે પ્રવાસીઓના પાસપોર્ટો તથા સામાનનું નિરીક્ષણ કર્યું આ મુલ્કમાં પ્રવેશતાં જ જણાઈ ગયું કે અહીં લશ્કરી શાસન છે અને પરદેશીઓને ઘૃણા તથા તિરસ્કારની દૃષ્ટિએ જોવામાં આવે છે.

### નાઝી શહેર

મ્યુનિચ, ૬ઠ્ઠી નવેમ્બર

સવારે સાડા છ વાગ્યે ગાડી અહીં પહોંચી મેં જર્મન ઇંગ્લિશ ડિક્શનેરીની મદદથી સ્ટેશનની હોટેલમાં નાસ્તો કર્યો અને સામાન સ્ટેશન પર જ મૂકીને શહેર જોવા નીકળી પડ્યો. દરેક જગ્યાએ ધ્વજો, દરેક જગ્યાએ સ્વસ્તિક ચિહ્ન, દરેક જગ્યાએ હિટલરના ચિત્રો!

મ્યુનિચ શહેર જૂનું પણ સાફસુથરું અને ખૂબસૂરત છે રવિવાર હોવાના કારણે આજે શહેર પર નિઃશબ્દતા છવાએલી છે. ઠંડી સખત છે, પણ આકાશ સ્વચ્છ છે અને તડકો નીકળેલો છે. હજારો વર્ષોથી આ નગર જર્મન સંસ્કૃતિ અને કલાનું પારણું રહ્યું છે. અહીંની ઐતિહાસિક ઈમારતો, આર્ટ ગૅલેરીઓ અને બગીચાઓ જોવાલાયક




આ વર્ણનમાં આવતા શહેરોમાં થઈને જતો પ્રવાસનો માર્ગ દર્શાવતો નકશો

છે પરંતુ મ્યુનિચ આજે નાઝી બર્બરિયતનું પારણું હોવાની હેસિયતે જાણીતું છે મેં પેલી ભોંયરામાં આવેલી શરાબ-પીઠ જોઈ, જ્યાં હિટલરે પ્રવચનો કરી પોતાની નાઝી પાર્ટી સ્થાપી હતી નાઝીઓએ આ શહેરમાં કેટલી યે વાર કત્લેઆમનું બજાર ગરમ કર્યું છે, અને પરમ દિને એવા જ કોઈ 'પરાક્રમ'ની યાદનો પ્રસંગ ઊજવવામાં આવનાર છે, એ જ માટે આખા શહેરને નાઝી ધ્વજો અને ચિહ્નોથી સજાવવામાં આવ્યું છે પ્રત્યેક સ્થળે ગણવેશ પહેરેલા ફોજી અફસરો અને નાઝી પાર્ટીના સભ્યો અકડતા દૃષ્ટિગોચર થાય છે. હું એક આર્ટ ગૅલેરી જોવા ગયો. તે ચિત્રકલાના નાદર અને અપ્રાપ્ય નમૂનાઓથી ભરપૂર હતી, પરંતુ તેને જોનાર ત્યાં મારા સિવાય માત્ર એક જ બીજો માણસ હતો, જે શિકલથી યહૂદી ચિત્રકાર દેખાતો હતો.

### હિંદી વિદ્યાર્થીઓ

ફરતો ફરતો હું વિદ્યાર્થીઓની એક હૉસ્ટેલમાં જઈ ચડ્યો. અહીં તલાશ કરી ચાર હિંદી વિદ્યાર્થીઓને શોધી કાઢ્યા. પ્રથમ તો તેઓ ઉત્સાહથી મળ્યા, પરંતુ થોડીક વારમાં જ્યારે તેમને માલમ પડ્યું કે હું 'બૉમ્બે ક્રૉનિકલ'નો પ્રતિનિધિ છું, ત્યારે એ બધાને કોઈએ કોટ

કામ યાદ આવી ગયું ! એણે કહ્યું મારે પુસ્તકાલયે જવાનું છે, બીજો બોલ્યો : ક્ષમા કરજો, આપ એવા ખોટા નિવેગે આવ્યા છો, જ્યારે મારે મારા પ્રોફેસર પાસે મળવા જવાનું છે, નહિતર આપને અવશ્ય શહેરની સહેલ કરાવત બેત્રણ છોકરા રહી ગયા તે મારી પાસે હિટલર અને નાઝી શાસનની તારીફ કરવા લાગ્યા જ્યારે મેં તેમના દૃષ્ટિબિન્દુનું ખંડન કર્યું અને હિટલરના અત્યાચારોનું વર્ણન કર્યું ત્યારે તેઓ ખૂબ ગભરાયા, અને કોઈ ને કોઈ બહાનું કાઢી ઊભા થઈ ગયા માગ આ હમવતનોએ મને એકલો મૂકયા બાદ મેં કેટલાક અમેરિકન છાત્રો સાથે મેળાપ કર્યો. તેમાના પણ કેટલાક હિટલરના સમર્થક હતા, પરંતુ એ જ કારણે તેમણે મારો બહિષ્કાર કર્યો નહિ બલ્કે દરેક રીતે મને સહાય કરી, અને સાથે આખી શહેર દેખાડયું.

સાંજે એક મોટર બસમાં પરાની સહેલ કરવા ગયો. મ્યૂનિચની સમીપ જ એક પર્વત પર Berchtesgaden નામનું નાનું રમ્ય ગામડું છે. અહીં હિટલરનો પેલો બનલો જોયો જ્યાં ચૅમ્બર્લેઈન સાહેબે જર્મન ખૂનખાર હાકેમ સાથે પેલી નામચીન સંધિ કરી હતી

**વીએના** વીએના, ૯મી નવેમ્બર

**રા**ત્રે મ્યૂનિચથી રવાના થઈ સવારે વીએના પહોંચ્યો એક જમાનામા આ શહેર યુરોપની સૌથી મોટી સલ્તનતનું પાટનગર હતું એ વખતે ઑસ્ટ્રિયાના શહેનશાહ અર્ધ યુરોપ પર શાસન કરતા આજે ઑસ્ટ્રિયા હિટલરના જર્મનીનો એક પ્રાન્ત માત્ર છે વીએના પર એ જ રીતે બર્લિનથી હુકુમત કરવામા આવે છે, જેવી રીતે દિલ્હી પર લંડનથી ' વીએના પ્રાચીન ઐતિહાસિક ઇમારતોથી ભર્યું પડ્યું' છે. કદમે કદમે વિરાટ મહેલો, શાનદાર ઇમારતો, બગીચાઓ, બાગવાઓ અને બીજાં ઐતિહાસિક સ્મારકો નજરે પડે છે હજી નવા વર્ષ સુધી દુનિયાના ખૂણેખૂણેથી પ્રવાસીઓ વીએનાને જોવા આવતા હતા આ શહેરની અર્ધી વસ્તીનો આધાર એ પ્રવાસીઓના આગમન પર હતો પણ જ્યારથી ઑસ્ટ્રિયા હિટલરે કબજે લીધું છે ત્યારથી પ્રવાસીઓની સંખ્યા દિન પ્રતિદિન ઘટતી જઈ રહી છે એ સિવાય દેશના આર્થિક જીવન પર પણ જર્મન મૂડીવાદીઓ અને જર્મન હુકુમતનું વર્ચસ્વ સ્થાપિત થઈ ગયું છે ઑસ્ટ્રિયાની તે જ હાલત છે, જે યુરોપિયન હુકુમતોની એશિયાઈ અને આફ્રિકી વસાહતો તથા સંસ્થાનોની છે

**યહૂદી**

**વી**એનામા ઘણી દુકાનો બંધ પડેલી દેખાઈ એના પર મોટામોટા પોસ્ટર ચોડેલા હતાં, જે પરથી જણાતું કે રાજસત્તાએ બળજબરીથી એ બંધ કરાવી દીધી હતી, કેમકે એના માલેક યહૂદી હતા યહૂદીઓની થોડીક નાનીનાની દુકાનો હજી પણ છે, પરંતુ તેના ઉપર પણ પોસ્ટર લાગેલાં જ છે, જેમા જર્મન નસલના શહેરીઓને તાકીદ કરવામા આવી છે કે અહીં તેઓ કંઈ ખરીદે કે વેચે નહિ હું આપણા મિત્રને એક યહૂદીની દુકાનમા ચિત્રો ખરીદવા પેઠો જ્યારે બહાર નીકળ્યા ત્યારે એક બાબુવેશ ધારણ કરેલા નાઝી નવયુવાને મને ઘણા જ કડક શબ્દોમાં ધમકાવવો શરૂ કર્યો. પરંતુ આપણો તો 'જબાને યાર મન તુર્કી (મારા મિત્રની ભાષા તુર્કી) જેવો ઘાટ હતો. એટલે મેં તો જર્મન શબ્દકોશ કાઢ્યો, અને તેને 'હું જર્મન ભાષા બોલી શકતો નથી' એવા શબ્દો કહીને છુટકારો મેળવ્યો.

આગળ શહેરની સડકોને પડખે બન્ને તરફ ચાલનારાઓના વિરામ માટે વૃક્ષોના છાંયડામા પાટલીઓ પડેલી હતી આ પાટલીઓ પર પણ મોટામોટા અક્ષરોમા લખેલું હતું 'ફક્ત આર્યન નસલ (લોહી) ના લોકો માટે.' બીજો કોઈ આ પાટલી પર બેસી શકતો નથી. મેં જોયું કે એક વૃદ્ધ યહૂદણ, જે બજારથી શાકભાજી વગેરેનો ભારે થેલો ખભે ઊંચકીને ચાલી આવતી હતી તે થાકીને એક પાટલી પર બેસી ગઈ. તુરત જ એક સિપાઈએ આવી તેને ઉઠાડી મૂકી અને બીચારીને ધમકાવી મેં વિચાર્યું 'શું આ સુસંસ્કૃત યુરોપ ? શું આ જ જર્મન સંસ્કૃતિ ? હિંદુસ્તાનમા અમે સ્પર્શાસ્પર્શ અને નાતજાતના બંધનોને દૂર કરવાનો યત્ન કરી રહ્યા છીએ, ત્યારે અહીં જર્મનીમા નાઝી હુકુમત એ જ છૂતછાતને બીજે રૂપે અખત્યાર કરી રહી છે. એ તો મને ખબર જ છે કે નાઝીઓએ જર્મની અને ઑસ્ટ્રિયાના યહૂદીઓ પર કેવાકેવા જુલ્મો ગુજાર્યા છે. એમને કત્લ કર્યા છે; કેટલો યહૂદીઓથી ભરી દેવામા આવી છે; એમને ઘરબાર વિનાના કરી દીધા છે; એમની દુકાનો અને કારોબાર જપ્ત કરી લેવામા આવ્યા છે પણ તે છતાંયે આ વૃદ્ધાનું પાટલી પરથી ઉઠાડી મૂકવું મને એક અસહ્ય જુલ્મ સમું લાગ્યું વીએનામા મેં ઘણાં નયનરંજક દૃશ્ય જોયા (ખાસ કરી શહેરની બહાર બાગોનો દેખાવ અતિ મનોહર છે), પરંતુ મેં નક્કી કરી લીધું કે હવે કદિ વીએના નહિ જઉં, જ્યાં સુધી વૃદ્ધ યહૂદી સ્ત્રીઓને શહેરના માર્ગોના કિનારે પાટલી પર બેસવાની રજા નહિ મળે

**હંગેરી** બુડાપેસ્ટ, ૮મી નવેમ્બર

**વી**એનાથી બુડાપેસ્ટનું અંતર વધારે નથી વીએનાથી આગના રવાના થયો અને રાતના નવ વાગ્યે હંગેરીના સૌથી મોટા નગર બુડાપેસ્ટ પહોંચ્યો માર્ગમા એક પ્રવાસીએ એક હૉટેલનું નામ બતાવી દીધું હતું. તત્કાળ ટૅક્સી કરી ત્યાં ગયો. પણ દાખલ થયા પછી માલૂમ પડ્યું કે બહાદુરો શહેરના સૌથી મોટા અને મોંઘા હૉટેલમા પહોંચી ગયા છે ' પણ રાતનો ઉજાગરો હતો, એટલે આટલી મોડી રાતે બીજી કોઈ સસ્તી હૉટેલ શોધવાની હિંમત ન ચાલી એક નાનો રૂમ (લગભગ રોજના દસ રૂપિયે) ભાડે લીધો અને ભોજન કરી, સ્વચ્છ નરમ બિછાના પર જે સૂતો કે વહેલા વાગે સવારના નવ ! .

બુડાપેસ્ટ વાસ્તવમા એક નહિ પણ બે શહેર છે. ડાન્યૂબ નદીના એક તટ પર બુડા વસેલું છે, ને બીજા તટ પર પેસ્ટ. હંગેરીમા વિશેષત જિપ્સી લોકો આબાદ છે, જેની શીકલ–સૂરત ઘણે અંશે આપણા હિંદીઓને મળતી છે ભોજન પણ આપણી માફક ચટાકેદાર હોય છે.

આ શહેરનું ચિડિયાઘર (ઝૂ) સમસ્ત વિશ્વમા પ્રખ્યાત છે સાંજે નદીના કિનારા પર પણ અતિ રમ્ય વાતાવરણ હોય છે

હંગેરીનો સૌથી મોટો પ્રશ્ન હિંદની પેઠે જમીનદારીનો છે કેમ સમસ્તની જમીન પર મોટામોટા જમીનદારોના કબ્જો છે, જે ગરીબ ખેડૂતો પર તરેહવાર જુલ્મ કરે છે લાખો ખેડૂતોને થોડાક મોટા ખાનદાનોમા આવી ગઈ છે, અને બાકીની બધી વસ્તિ મુફલિસીની જિંદગી ગુજારે છે રાજકીય પરિસ્થિતિ એ છે કે હિટલર અને મુસોલિની બન્ને હંગેરીના રાજકીય નેતાઓ પાછળ પુષ્કળ નાણાં ખર્ચી રહ્યા છે, અને નાઝી તથા ફાસીસ્ટ પ્રચારકાર્ય જોરશોરથી થઈ રહ્યું છે હુકુમત નાઝી ઢબની છે, અને મજૂરો તથા કિસાનો ઉપર પુષ્કળ સખ્તી ગુજારવામાં આવે છે પણ તે છતાં યે જર્મની અને ઇટલીથી અલગ છે. યદિ એક તરફ નમે છે તો કદિ બીજી તરફ. હંગેરીને શિકાયત છે કે ગત યુદ્ધમા તેના કેટલાક પ્રાન્તો રૂમાનિયાને હવાલે કરી દેવામા આવ્યા હતા. જેની માગણી આજકાલ પ્રબળતાપૂર્વક થઈ રહી છે, અને હિટલર તથા મુસોલિનીના એજન્ટો એને એ દ્વારા પોતાનું કામ કાઢી રહ્યા છે.

**રૂમાનિયા** બુખારેસ્ટ, ૧૦મી નવેમ્બર

**બુ**ડાપેસ્ટમાંથી દિવસ ઢળ્યા પછી ગાડીમાં ટ્રેનથી રવાના થઈ, આજે સવારના રૂમાનિયાના સૌથી મોટા શહેર બુખારેસ્ટ પહોંચ્યો.

# પારીસથી કરાંચી

## વીસ દિવસમાં સાત દેશોના કરેલા પ્રવાસનું રોચક વર્ણન


લેખક
ખ્વાજા અહમદ અબ્બાસ

અનુવાદક
ઈમામુદ્દીન દરગાહવાળા


[ 'બૉમ્બે ક્રૉનિકલ'ના તંત્રીખાતાના અગ્રભૂત, નામી હિંદી પત્રકાર, લેખક ને વિવેચક, ખ્વાજા અહમદ અબ્બાસની રંગદર્શી કલમે આલેખાએલો આ રસભર પ્રવાસ-અહેવાલ, તેમની રસિક પ્રવાસડાયરીના અંતિમભાગનાં થોડાંક પૃષ્ઠોનો અનુવાદ છે. એમાંજે એમાં પોતાની વિશિષ્ટ શૈલીએ પારીસથી કરાંચી સુધીના અરસામાં કરેલા પ્રવાસનું બયાન કર્યું છે ]




આ વર્ણનમાં આવતા શહેરોમાં થઈને જતો પ્રવાસનો માર્ગ દર્શાવતો નકશો

પારીસ
૫મી નવેમ્બર ૧૯૩૮

સમુદ્રમાર્ગે તો સીધેસીધું હિન્દ પાછા જઈ શકું છું એ ખ્યાલમાં રમતો હું રહ્યો હતો. આજે સાંજના છ વાગે પારીસથી ટ્રેન રવાના થઈ ત્યારે મારા આનંદનો પાર ન હતો. એક ખૂણામાં સંકોચાઈને સૂઈ ગયો. રાતના બારેક વાગ્યા ત્યાં એક કર્કશ અવાજ સંભળાયો: 'હાઇલ હિટલર!'

મેં આંખો ઉઘાડી જોયું તો એક જર્મન ફોજી અફસર ગણવેશ પહેરી મૂછો પર તાવ દેતો ઓરડામાં ઊભો છે, અને 'હાઈલ હિટલર', 'હાઈલ હિટલર'ના પોકાર કરી રહ્યો છે. વર્તમાન જર્મનીમાં પ્રત્યેક રાજ્યના દિમાગ અને દરેક માણસની જીભ પર હિટલર સવાર છે. સલામ-અલેક, નમસ્તે, ગુડનાઈટના બદલે સૌને 'હાઈલ હિટલર' જ કહેવું પડે છે; જેનો અર્થ 'હિટલર ઝિન્દાબાદ' સમજો. હું 'હિટલર ઝિન્દાબાદ' શા માટે કહેત? મેં અફસરની સલામનો ઉત્તર 'મહાત્મા ગાંધીજી જય'થી વાળ્યો. તે સમજ્યો કે એ જ મારા દેશની પ્રથા હશે, એટલે કંઈ વાંધો લીધો નહિ અને પાસપોર્ટ જોવા લાગ્યો. સામાનની તપાસ લીધી તો તેને ભારે નવાઈ લાગી કે મારી પાસે એટલી કેસ (જેમાં થોડાંક ખમીસ, રાત્રે સૂવા માટેનાં બે પાયજામા અને લખવા વાંચવાની સામગ્રી હતી) અને ટાઈપરાઈટર સિવાય કોઈ ચીજ જ નહોતી! મારો બાકીનો સામાન મેં કાર્નોજહાજથી રવાના કરી દીધો છે, નહિતર આ રેલવે મુસાફરીમાં ભારે હાડમારી પડત.

લગભગ અર્ધોક કલાક પર્યંત ગાડી જર્મનીની સરહદ પર થોભેલી રહી, અને વરદી આમલદારોએ ભારે સખ્તીથી અને અવિનયીપણે પ્રવાસીઓના પાસપોર્ટો તથા સામાનનું નિરીક્ષણ કર્યું. આ મુલકમાં પ્રવેશતાં જ જણાઈ ગયું કે અહીં લશ્કરી શાસન છે અને પરદેશીઓને ઘૃણા તથા તિરસ્કારની દૃષ્ટિએ જોવામાં આવે છે.

### નાઝી શહેર

મ્યુનિચ, ૬ઠ્ઠી નવેમ્બર

સવારે સાડા છ વાગ્યે ગાડી અહીં પહોંચી. મેં જર્મન હિન્દુસ્તાની ડિક્શનેરીની મદદથી સ્ટેશનની હોટલમાં નાસ્તો કર્યો અને સામાન સ્ટેશન પર જ મૂકીને શહેર જોવા નીકળી પડ્યો. દરેક જગ્યાએ ધ્વજો, દરેક જગ્યાએ સ્વસ્તિક ચિહ્ન, દરેક જગ્યાએ હિટલરનાં ચિત્રો!

મ્યુનિચ શહેર જૂનું પણ સાફસુથરું અને ખૂબસૂરત છે. રવિવારના કારણે આજે શહેર પર નિઃશબ્દતા છવાએલી છે. ઠંડી ..., પણ આકાશ સ્વચ્છ છે અને તડકો નીકળેલો છે. હજારો વર્ષ પર જર્મન સંસ્કૃતિ અને કલાનું પારણું રહ્યું છે. અહીંની ... મોટી જૈલરીઓ અને બગીચાઓ જોવાલાયક છે. પરંતુ મ્યુનિચ આજે નાઝી બર્બરિયતનું પારણું હોવાની હેસિયતે જાણીતું છે. મેં પેલી ભોંયરામાં આવેલી શરાબ-પીઠ જોઈ, જ્યાં હિટલરે પ્રવચનો કરી પોતાની નાઝી પાર્ટી સ્થાપી હતી. નાઝીઓએ આ શહેરમાં કેટલી યે વાર કતલેઆમનું બજાર ગરમ કર્યું છે, અને પરમ દિને એવો જ કોઈ 'પરાક્રમ'ની યાદનો પ્રસંગ ઊજવવામાં આવનાર છે, એ જ માટે આખા શહેરને નાઝી ધ્વજો અને ચિહ્નોથી સજાવવામાં આવ્યું છે. પ્રત્યેક સ્થળે ગણવેશ પહેરેલા ફોજી અફસરો અને નાઝી પાર્ટીના સભ્યો અકડતા દૃષ્ટિગોચર થાય છે. હું એક આર્ટ જૈલરી જોવા ગયો તે ચિત્રકળાના સુંદર અને અપ્રાપ્ય નમૂનાઓથી ભરપૂર હતી, પરંતુ તેને જોનાર ત્યાં મારા સિવાય માત્ર એક જ બીજો માણસ હતો, જે શિકલથી યહૂદી ચિત્રકાર દેખાતો હતો.

### હિંદી વિદ્યાર્થીઓ

ફરતોફરતો હું વિદ્યાર્થીઓની એક હોસ્ટેલમાં જઈ ચડ્યો. અહીં તલાશ કરી થોડા હિંદી વિદ્યાર્થીઓને શોધી કાઢ્યા. પ્રથમ તો તેઓ ઉત્સાહથી મળ્યા, પરંતુ થોડીક વારમાં જ્યારે તેમને માલૂમ પડ્યું કે હું 'બૉમ્બે ક્રૉનિકલ'નો પ્રતિનિધિ છું, ત્યારે એ બધાને કોઈ ને કોઈ

બીજે દિવસે ત્રીજા પ્રહરે પાંચ વાગ્યે અમે સીરિયાની સરહદ પર પહોંચ્યા. અમારા વર્ગમાં અર્ધો ડઝન શામીઓ (સીરિયનો) ઘૂસી આવ્યા ને છત સુધી સામાન લાદી દીધો તત્કાળ મને હિંદની યાદ આવી ગઈ આ સીરિયનોમાં પુરુષો તો યુરોપિયન લેબાશપર તુર્કી ટોપી પહેરેલા હતા, પણ સ્ત્રીઓ તો નખશિખ યુરોપિયન બલ્કે ફ્રેન્ચ વસ્ત્રોમાં મઢાએલી હતી. રંગ ગોરો હોવાના કારણે તેઓ તદ્દન ઇટાલિયન અથવા સ્પૅનિશ દેખાતી હતી. રાત્રે આઠ વાગ્યે ગાડી હલબ (એલેપ્પો) પહોંચી. એ સિરિયાનું મોટું શહેર છે, અને એક યુગમાં પોતાના અરીસાઓ માટે જગવિખ્યાત હતું.

સવારે બે નવયુવકો સાથે મુલાકાત થઈ. એક ઇરાકી છે, જે ઇંગ્લાંડથી શિક્ષણ પૂરું કરી આવી રહ્યો છે બીજો સીરિયન છે, જે ફ્રાન્સમાં હવાઈ જહાજનું કામ શીખી પાછો આવ્યો છે ઇરાકીએ મને કહ્યું કે જોકે આ મુલ્ક આઝાદ છે, પરંતુ નામમાત્ર. હજી લગી બ્રિટનની અસર કાયમ છે ઇરાકમાં જેટલું તેલ નીકળે છે તેના ઇજારા બ્રિટિશ કંપનીઓને મળેલા છે, અને બસરા, બ્રિટિશ વાયુમાર્ગનું વિરાટ કેન્દ્ર છે સીરિયન યુવાન પાસેથી માલૂમ પડ્યું કે જોકે ફ્રેન્ચો સ્વયં પોતાને લોકશાસનવાદી પ્રજા કહે છે, પરંતુ સિરિયા ઉપર તેઓ એટલી જ સખ્તાઇપૂર્વક હુકુમત કરે છે, જેટલી બ્રિટાનિયાવાસીઓ પોતાના સંસ્થાનો અને અંકુશ હેઠળના દેશોમાં

સવારે નવ વાગ્યે નીલકુચક પહોંચ્યા રેલની લાઈન અહીં ખતમ થઈ ગઇ. અહીંથી કર્કુક સુધી મોટરથી જવું પડશે, અને પછી ત્યાંથી બગદાદ માટે રેલ મળશે.

### ઈરાકમાં પ્રવેશ

તીલકુચકથી રવાના થવાના એક કલાક બાદ અમે સીરિયાની સરહદ વટાવી ઈરાકમાં દાખલ થયા. સડક તો શું, પણ આ રેગિસ્તાન (રણ) માં મોટરોના અવરજવરથી એક કાચો રસ્તો બની ગયો છે. તે ઉપર જ ઉછળતા-કૂદતા અમે જઇ રહ્યા છીએ સાંજ પડતા મોસલ પહોંચ્યા. રાત્રે ડાક બંગલામાં થોભ્યા મોસલ એક નાનો કસ્બો છે, જ્યાં ઈરાકીઓની અફસોસજનક દરિદ્રતાના દર્શન થાય છે

બીજે દિવસે સવારે એક મોટી લારીમાં રવાના થયા, જે ખાસ રેગિસ્તાનની સફર કરવા માટે જ બનાવવામાં આવી છે અંદર પીવાના પાણીનો પૂરતો જથ્થો રાખવામાં આવ્યો, કેમકે માર્ગમાં ક્યાંય સારૂં પાણી મળતું નથી. બેચાર ગામડાં નજરે પડ્યાં, જ્યાં મોસલ કરતા યે વિશેષ મુફલિસી જણાઇ

સંધ્યા સમયે કર્કુક પહોંચ્યા. અહીં તેલના ઝરા છે અને એ કારણે અંગ્રેજોની સારી વસતિ છે. બ્રિટિશ મૂડીવાદની છાવણીઓ વિશ્વના ક્યા ખૂણામાં નથી ?

### બગદાદ

રાતના કર્કુકથી રવાના થઇ ટ્રેન પરોઢિયે બગદાદ પહોંચી શહેરને જોઇને તો ભારે નિરાશા સાંપડી અરેબિયન નાઇટ્સના કિસ્સાઓ વાંચ્યા બાદ બગદાદની વર્તમાન દશા જોઈ એની ખાતરી થતી નથી કે આ તે જ શહેર છે!

### કરબલા

બગદાદથી એક મોટર ભાડે લઈ હું કરબલા જવા રવાના થયો માર્ગ રણમાંથી પસાર થાય છે. દુનિયાની સૌથી મોટી ટ્રૅજેડી, એટલે કરબલાના બનાવનું દૃશ્ય આંખો સમક્ષ આવી ગયું. આ તે જ મેદાન છે, જેમાં ન્યાય અને અન્યાયની લડાઇ થઈ હતી અહીં જ બોતેર ખુદાપરસ્તોએ જાલિમ ડિક્ટેટરી અને તેના લશ્કરોનો મુકાબલો કર્યો હતો. કાશ! કે દુનિયાના ડિક્ટેટર અને અત્યાચારી શાસકો એ બનાવથી બોધ ગ્રહણ કરને!

કરબલામાં બહુધા યાત્રાળુઓ હિન્દુસ્તાનીઓ જ નજરે પડ્યા. ઇમામ હુસયન (સ. અ.)ના રોજા પર એટલી ગિરદી હતી કે ખભેથી ખભા અડી જતા હતા. ખુદ્દામ (પુરોહિતો)ની તે જ હાલત જોઇ જે હિન્દુસ્તાનમાં અજમેર વગેરેના મુજાવરોની છે.

### બસરા

રાત્રે બગદાદથી રવાના થઇ રેલ વહેલી સવારે બસરા પહોંચી એ ઈરાકનું સૌથી મોટું બંદર હોવા ઉપરાંત બ્રિટિશ હવાઈ માર્ગનું જબરદસ્ત મથક પણ છે. ઇંગ્લંડથી હિંદ, ઑસ્ટ્રેલિયા વગેરે જે હવાઇ જહાજ જાય છે તે બધાં અહીં થોભે છે ગઇ લડાઈના જમાનામાં ઘણા હિંદીઓ અંગ્રેજ ફોજોની જોડે અહીં આવ્યા આવ્યા હતા અને તેમાંથી સારી સંખ્યા હજી યે અહીં આબાદ છે. બસરામાં સામાન્યરીતે હિંદુસ્તાની ભાષા બોલી અને સમજી જાય છે અને બંદરગાહ પર બહુધા દુકાનો હિન્દુસ્તાનીઓની જ છે.

ત્રીજા પ્રહરે જહાજ રવાના થયું. આ કરાચી-બસરા લાઇનનું નાનું જહાજ છે જે મોટા મોટા જહાજો પર હું યુરોપ અને અમેરિકામાં પ્રવાસ કરી ચૂક્યો છું તેના મુકાબલામાં બિલકુલ રમકડા જેવું માલૂમ પડે છે. બગદાદ પહોંચતા પહોંચતાં રૂપિયા તદ્દન ખલાસ થઇ થઈ ગએલાં એટલે મેં ડેકની ટિકિટ ખરીદી છે મારી પાસે એક કામળા સિવાય બીજું કોઈ બિછાનું નથી એક થેલો લઇ લીધો છે. પરંતુ ભલું થાય કેટલાક મહેરબાન સહપ્રવાસીઓનું કે તેમણે પોતાની પથારીઓમાંથી તકિયા, ચાદર, શેતરંજી, બધાની સોઇ કરી આપી. હવે હું મજેહથી પગ પ્રસારી સૂઇ શકું છું

આ પ્રવાસમાં કોઇ ઉલ્લેખનીય ઘટના બની નથી, સિવાય કે મારા અમેરિકન મિત્રો જેઓ આ જહાજથી બેહરીન જઇ રહ્યા છે અને પહેલા વર્ગમાં પ્રવાસ કરી રહ્યા છે તે બહુધા મને મળવા આવતા રહે છે. કાલે રાત્રે તેમણે જહાજના કપ્તાન પાસેથી રજા મેળવી પહેલા વર્ગના ભોજનખંડમાં મને ખાણા પર નોતર્યો હતો, જેથી અંગ્રેજ મુસાફરોને ભારે સૂગ ચઢી હતી.

આ જહાજમાં સફર કર્યાથી માલૂમ પડ્યું કે હિંદુસ્તાની હાજીઓ અને યાત્રાળુઓને જહાજની મુસાફરીમાં કેટલી અગવડોનો સામનો કરવો પડે છે. હું જે ડેક પર છું તેની લંબાઇ સાઠ ફીટ અને પહોળાઇ પચાસેક ફીટ હશે. આટલી જગ્યામાં લગભગ સાઠ મુસાફરોએ પોતાનાં બિછાના પાથરેલા છે ત્રણ ઘોડા, પાંચ ઘેટાં અને ડઝનબંધ મરઘા છે; હૉટેલ ને રાંધણિયું છે; ને એ ઉપરાંત બહુધા મુસાફરોનું ભોજન સગડીઓ પર રંધાતું રહે છે! સ્વિટ્ઝર્લેન્ડમાં મેં જોયું હતું કે ઢોરોના તબેલા કેટલા સ્વચ્છ ને હવાદાર હોય છે! અમે હિંદુસ્તાનીઓને ઢોરો કરતાં યે બદતર સમજવામાં આવે છે. અને અફસોસ એ છે કે આપણને ઢોરોની માફક રહેવાની ટેવ પણ પડી ગઈ છે! એથી જ તો મારા દેશના ઘણાખરા પ્રવાસીઓને આ જગ્યાની સંકીર્ણતા ને ગંદકીનો ખ્યાલ જ નથી. ફરિયાદ તો કયાં?

હિંદના કિનારા પર ઊતરવા પૂર્વે જ આ જહાજ પર હિન્દુસ્તાનનો નાનો શો નમૂનો મળી ગયો!

### પુન: હિંદુસ્તાન

૨૪મી નવેમ્બર

આજે સવારે કરાચીની બંદરગાહ પર જહાજે લંગર નાખ્યું પોલીસવાળાઓએ પાસપોર્ટનું નિરીક્ષણ કર્યું, સામાનની તલાશી લીધી ઘણા સવાલો કર્યા: નામ? બાપનું નામ? ધંધો? ક્યા હેતુસર આ પ્રવાસ કર્યો? કરાચીમાં ભાષણ તો કરશો નહિ ને?

હવે ક્યાં શકા છે કે હું હિંદુસ્તાન વાપસ પહોંચી ગયો છું?



# મધુકરી

**સંભાળજો ભાઈ . . .**

'સંભાળજોભાઈઅચિંત્યથાયના'
એવુ કહીને સહુ તો જતા રહ્યા,
આશીષ દીધી નહિ; કંકુની યે
ટીલી કરી નાહિ લલાટની પરે.
સંભાળતો ને તુજ માર્ગ શોધતો
અજાણને સ્નેહથી જોઈ લેતો
તારેજ માર્ગે પળતો રહ્યો હુ તો.

તને યદિ આશીષ અંતરે દીધી,
સંભાળ લીધી યદિ તેં જ તારી,
ને લોહી તારી મહીં ફકળે યદિ
તો કંકુની યે ન જરૂર ભાઈ

ધાર્યુંથતુ ચોક્કસ ધાર્યુંજો યદિ,
ને ધાર્યુંજો હો કરવાની આગથી;
ને ધારણાના તુજ ધ્યેય પામે
જવા કરે યત્ન તુ જોડવાને
અને અકસ્માત તુ લક્ષમા ન લે

ભગીરથ મહેતા

## સાહિત્યાચાર્ય વામન મલ્હાર જોશી

મરાઠી ભાષાના સમર્થ સાહિત્યકાર, તત્ત્વજ્ઞાની, નિપુણ વિવેચક, સાધુચેતા અધ્યાપક, સર્વશ્રેષ્ઠ નવલકથા-લેખક અને ભારતીય મહિલા કૉલેજ (એરંડવન) પૂનાના પ્રાચાર્ય વામનરાવ મલ્હાર જોશી ગઈ તા. ૨૦મી જુલાઈએ સ્વર્ગધામી થયા છે એમના તિરોભાવથી મરાઠી વાઙ્મયના એક આદર્શ કૃતિકાર, મનીષી અધ્યાપક અને સાધુવૃત્તિના લોકસેવકનુ સ્થાન ખાલી થઈ ગયુ છે

એમનો જન્મ કોંકણ પ્રદેશના કોલાબા જિલ્લાના ગોરેગાવ નામે ગામમા ઈ. ૧૮૮૩ના જાન્યુઆરીની ૨૧મી તારીખે અત્યંત ગરીબ બ્રાહ્મણ કુટુંબમા થયો હતો એમને બીજા બે ભાઈ અને ચાર બહેનો હતા; જેમાના મોટા ભાઈ મહાદેવ મલ્હાર જોશીએ જુનાગઢ બહાઉદ્દીન કૉલેજના સંસ્કૃતના વિદ્વાન અધ્યાપક તરીકે કાઠિયાવાડના આજના અનેક તરુણોમા સાહિત્ય અને સંસ્કારિતાના ઉત્તમ બીજ રોપ્યા હતા. બીજા ભાઈ નારાયણરાવ આજે મુંબાઈના ખ્યાતનામા કામદાર નેતા (એન. એમ. જોશી) તરીકે સૌને સુપરિચિત છે

વામનરાવના બાળપણના સંસ્કાર અને શિક્ષણ એમના મોટા ભાઈ પ્રોફેસર મહાદેવ મલ્હાર જોશી ઉર્ફે અણ્ણાસાહેબ જોશી (એમ એ)ની તત્ત્વાવધાનતામા, અહમદનગર પૂના વગેરે સ્થળોમા થઈ અણ્ણાસાહેબ જોશી સંસ્કૃત સાહિત્યના પારગામી પંડિત હતા મૅટ્રિકથી તે એમ. એ. સુધીની દરેક પરીક્ષામા બધા જ પુરસ્કારો અને શિષ્યવૃત્તિઓ પ્રાપ્ત કરનાર એ બંધુના પ્રોત્સાહન વડે શ્રી વામનરાવે પણ સંસ્કૃત ભાષા અને સાહિત્યમા સારી પ્રવીણતા મેળવી હતી પૂનાની ડેક્કન કૉલેજમાં બી. એ અને એમ એ ની પરીક્ષાઓ માટે ઐચ્છિક વિષય તરીકે વામનરાવે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો વિષય લીધો હતો, અને એમા એમણે એટલુ બધુ પ્રાવિણ્ય મેળવ્યુ હતુ કે ફરગ્યુસન કૉલેજના સંચાલકોએ એમને પોતાની કૉલેજમા તત્ત્વજ્ઞાનના અધ્યાપક માટે આમંત્રણ આપ્યુ હતુ. પરંતુ એમના ભાગ્યાકાશમા એના કરતા પણ ઉજ્જ્વળ રાષ્ટ્રભક્તિનું કાર્ય લખાએલુ હતુ

વામનરાવ જ્યારે ડેક્કન કૉલેજમા જ્ઞાનોપાસના કરી રહ્યા હતા ત્યારે જ સદ્‌ગત પ્રોફેસર વિષ્ણુ ગોવિંદ બીજાપુરકર ઉર્ફે આચાર્ય અણ્ણાસાહેબ બીજાપુરકર (મહારાષ્ટ્રમા રાષ્ટ્રીય કેળવણીના પ્રથમ પુરસ્કર્તા અને 'સમર્થ વિદ્યાલય' નામક રાષ્ટ્રીય સંસ્થાના પ્રતિષ્ઠાતા)ની ગુણદર્શી દૃષ્ટિ એમના ઉપર ગઈ અને અણ્ણાસાહેબે એમને સેવાયજ્ઞમાં દીક્ષિત થવા માટે મનાવી લીધા ફલતઃ, એમ એ ની પરીક્ષા પાસ કરતા પૂર્વે જ વામનરાવ સમર્થ વિદ્યાલયના અધ્યાપક અને 'સમર્થ' પત્રના તંત્રી બની ગયા વામનરાવે સ્વીકારેલો આ જીવનપંથ ધ્યેયવાદી હતો અને તેથી જ કષ્ટમય પણ હતો જ સમર્થ વિદ્યાલય જેવી રાષ્ટ્રસેવી સંસ્થાનુ ભવિષ્ય કેવુ છે અને પોતાની આ જીવનનૌકા આગળ જતાં કેવી ભેખડ સાથે અથડાઈ જશે એ વાતની લેશમાત્ર આગાહી રાખ્યા સિવાય ઉદીયમાન તારુણ્યના એ દિવસોમા રાષ્ટ્રભક્તિનો માર્ગ એમણે સ્વીકાર્યો એ ચાહત તો પોતાના આદરણીય જ્યેષ્ઠ બંધુની જેમ કોઈ સરકારી અથવા અર્ધસરકારી કૉલેજમા તત્ત્વજ્ઞાનના પ્રોફેસર બની સુખી અને સંતવ્ધર્યુ જીવન મેળવી શકત પણ રાષ્ટ્રભક્તિની ધગશથી પ્રેરાઈ સુખાસીન વિદ્યાવિલાસ કરતા ત્યાગપૂર્ણ



## મહારાષ્ટ્રના સત્યશોધક

'મહારાષ્ટ્રના સૉક્રેટીસ' કહેવાતા પત્રકાર તેમજ ગ્રંથકાર શ્રી વામન મલ્હાર જોષીનું થોડા જ સમય પર થએલુ અવસાન માત્ર મહારાષ્ટ્રનો જ નહિ પણ દેશસમસ્તનો શોકનો વિષય બનવો જોઈએ છે કારણ કે મહાન પત્રકાર અથવા મહાન ગ્રંથકારના કરતા પણ એક મહાન સત્યશોધકનું એ અવસાન હતુ. પોતાને હાથે ભવિષ્યમા સાહિત્યક્ષેત્રમાં અપ્રતિમ કામગીરી થવાની હોવાની તેમણે પોતાના ચોકસઠમા જન્મદિને આપેલી આશા આમ હતાશ કરીને નેહકાઈ ગઈ છે અને મુંબાઈથી તા ૧ લી જુલાઈના રોજ પૂના આવતા આગગાડીમાં જ ચઢેલો તાવ તેમને માટે કૃતાંત પુરવાર થયો છે.

ગયા વીસ બાવીસ વર્ષ થયા શ્રી વામનરાવ પોતાની શિક્ષણ તેમજ સાહિત્ય વિષયક પ્રવૃત્તિને લઈને પ્રજાની નજર સામે રહ્યા હતા. વિચારપ્રવર્તક અને ધ્યેયનિષ્ઠ લેખન-પ્રવૃત્તિને લઇને પોતાનું વિશિષ્ટ સ્થાન એમણે સ્થાપ્યુ હતુ તત્ત્વજ્ઞાનના દરિયામા ડૂબકી મારીને પોતે મેળવેલા રત્નો જેમ મહારાષ્ટ્રની પ્રજાને તેમણે નજરાણું ધરેલું, તેમ માનવ અંતઃકરણમા પણ ડૂબકી મારીને નિરનિરાળી ભાવનાની મનોકૃતિ તેમણે દર્શાવી આપેલી. શુચિર્ભૂત મનોવૃત્તિ અને પ્રસાદપૂર્ણ શૈલી ધરાવતા શ્રી વામનરાવ શ્રેષ્ઠ સાહિત્યકાર અને પરમચિંતક હોવા ઉપરાંત નિ સ્વાર્થી સમાજસેવક તથા સ્ત્રીશિક્ષણના એક જ્યોતિર્ધર પણ હતા.

એમની સાહિત્યસેવા બહુ વિશાળ નહિ છતા તલસ્પર્શી હતી એમનું સમગ્ર સાહિત્ય જીવનમુલક દૃષ્ટિનો ઉત્તમ આવિર્ભાવ કરી રહે છે 'આશ્રમહરિણી,' 'રાગિણી,' 'નલિની', 'નીતિશાસ્ત્રપ્રવેશ' 'સોક્રેટીસશી સંવાદ', 'ઇંદુ કાળે આણિ સરલા ભોળે', 'સ્મૃતિલહરી' 'વિચારવિલાસ', 'વિસ્તવાશી ખેળ', નવપુષ્પ કરંડક', 'સુશીલેચા દેવ,' 'વિસ્ટ ઑવ ગીતા રહસ્ય' ઇત્યાદિ તેમની પ્રધાન સાહિત્યકૃતિઓ છે એકાદ કર્મઠ સનાતનીની માફક એમણે શબ્દબ્રહ્મની ઉપાસના આદરેલી, અને એક વીરની મ ફક પોતાના ધ્યેયને માટે તેઓ એકલા ઝૂઝતા રહેલા સમાજના અંતિમ કલ્યાણસાધક વિચારો જ રજૂ કરીને માનવ પ્રગતિમા સહાયભૂત થવાનો, એ સત્ત્વગુણી સાહિત્યકારની લેખિની, વાણી અને કૃતિએ જાણે સંકલ્પ કર્યો હતો

સ્વતંત્ર વાતાવરણ, એ વાતાવરણને પોષક પાત્રરચના, અભિજાત રસિકતા ને કલાત્મક વિલાસ છતા ઉચિત વિચારગાંભીર્ય સહિતની સંકલનાએ તેમની સઘળી નવલકથાઓને યશસ્વી ઠરાવી છે.

તર્કવાદી મહારાષ્ટ્રીઓ વામનરાવને 'સંશયવાદી' ગણાવે છે તેમનો આક્ષેપ એ છે કે તેઓ વાચકને પોતાનો અંતિમ મત ક્યાંયે નથી જણાવતા એવો જ આક્ષેપ આપણે ત્યા સ્વર્ગીય આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ પર ક્યાં નહોતો આવતો? પરંતુ 'Truth is not final, all truth is relative and the palace of truth has many mansions' એ વિધાન સ્વીકારીએ તો પછી અમુક જ પ્રકારનુ, પરંપરાનું કે સંપ્રદાયનુ ગઠન કરવાને બદલે સત્યપ્રાપ્તિના ધોરી માર્ગનું દર્શન એ જ વિશેષ પરોપકારી નથી ઠરતું ?

તેમાં યે વામનરાવને માટે તો પાસ્કલની આ ઉક્તિ સંપૂર્ણત. લાગુ પડે છે કે: 'Truth he searched with sighs'. સત્યની શોધ પાછળ જીવનની અનેક તડકીછાંયડીઓ એમણે અનુભવેલી, પરંતુ એમાંનો કોઈ અનુભવ તેમના ચિત્તની સ્વસ્થતાને ડોળાવી શક્યો નહોતો. 'મહારાષ્ટ્રના 'સોક્રેટીસ' એમને કહેવામાં આવે છે, પરંતુ મહારાષ્ટ્રીઓ એક વસ્તુ ભૂલી જતા હોય તેમ લાગે છે કે, વામનરાવનુ જીવન સોક્રેટીસની માફક 'બંડખોર' નહિ પણ શાંતિમય હતુ વળી સોક્રેટીસની માફક પોતાનાં મતવ્યો બીજાઓ પર લાદવાનો પણ પ્રયાસ એમણે કર્યો જણાતો નથી

પોતાના એકસઠમા જન્મદિવસના ઉત્સવ પ્રસંગે તેમણે કહેલા આ શબ્દો સૌકોઈ સાહિત્યકારોએ યાદ રાખવા યોગ્ય છે : 'જીવન અને તેજસ્વી સાહિત્ય માત્ર એ જ વ્યક્તિ સર્જી શકે છે જેનું જીવન પવિત્ર, ઉદાત્ત અને અંર્પણરત હોય જગતને કશો ફાયદો, કશો દૈવી સંદેશ આપવાને પ્રેરી રહેતી આત્મવૃત્તિનો એ સાહિત્ય આવિર્ભાવ હોય છે હૈદરાબાદના મારા કારાવાસમાં મને સાચા જીવનનો અનુભવ થયો; મારા વિચારોનુ પરિવર્તન થઈ ગયું; મારી લાગણીઓ કોમળ બની; મનુષ્યને હું મનુષ્ય તરીકે સમજતો થયો જગતભર માનવતા એક જ હોવાનો મેં સાક્ષાત્કાર કર્યો.'

—અશોક હર્ષ

---

રાષ્ટ્રીયભાવનાવાળા વિદ્યામંદિરમા જ્ઞાનદાનનુ પવિત્ર મિશન એમણે સ્વીકાર્યું

પરંતુ સમર્થ વિદ્યાલય અને એમની એ સૌ ચિરસ્થાયી બની શકી નહિ. આચાર્ય બીજાપુરકરના માલિકીપણા નીચે નીકળતા 'વિશ્વવૃત્ત' માસિકનું તંત્રીપદ શ્રી વામનરાવ પાસે હતુ તે અરસામા 'વિશ્વવૃત્ત'મા વિખ્યાત વૈદિક વિદ્વાન શ્રી પાદ દામોદર સાતવળેકરનુ 'વૈદિક મંત્રાની તેજસ્વિતા' એવા મથાળાવાળુ એક લખાણ પ્રસિદ્ધ થયુ. સરકારે એ લખાણને રાજદ્રોહી ગણ્યુ શ્રી સાતવળેકરને તો છોડી દેવામા આવ્યા, પરંતુ મુદ્રક અને પ્રકાશક તરીકે શ્રી વામનરાવને ત્રણ વર્ષની કઠોર કારાવાસની સજા મળી જેલમા એમની તબિયતને ભારે નુકસાન પહોચ્યું. હૈદરાબાદ (સિંધ)ની જેલમા તો એમને ઘંટી દળવાનું કામ સોંપાયુ હતુ

જેલમાથી છૂટીને એમણે જોયુ કે આખા દેશ ઉપર નોકરશાહીનો વેરી આતંક છવાએલો છે. સમર્થ વિદ્યાલયને સરકારે જપ્ત કર્યું છે અને 'વિશ્વવૃત્ત' છાપુ પણ બંધ થઇ ગયુ છે. પરંતુ વામનરાવે તો ગળથૂથીમા જ ધ્યેયનિષ્ઠાનો રસ પીધો હતો. એટલે લેશમાત્ર હતાશ થયા વિના એમણે તો ફરી પાછો પત્રકારનો જ ધંધો માંડ્યો કર્યો.

તે દિવસોમા શ્રી અચ્યુતરાવ કોલ્હટકર, શ્રી દાદાસાહેબ તુળજાપુર અને બાળાસાહેબ પટવર્ધનની ત્રિપુટી મુંબાઇથી 'સંદેશ' અને 'શ્રુતિબોધ' નામના બે સામયિક પત્રો કાઢતી હતી. આ બને પત્રોના સહયોગી તરીકે એમણે અંગ્રેજીમાં 'મેસેજ' નામનું પત્ર પણ શરૂ કર્યું વામનરાવ એ 'મેસેજ'ના તંત્રી નીમાયા અને ટૂંક વખતમા જ સુંદર અંગ્રેજી લખનાર પત્રકારોમા એમની ગણના થવા લાગી. પરંતુ 'સંદેશ' વગેરે પત્રો પણ સરકારી કોપદૃષ્ટિથી બચી શક્યા નહિ અલ્પ આયુષ્યમા જ એ ત્રણે પત્ર બંધ કરવાં પડ્યાં

તે દિવસોમા મરાઠી સાહિત્યમાં નામાંકિત પ્રકાશક અને લેખક સ્વર્ગસ્થ કાશીનાથ રઘુનાથ મિત્રના 'મનોરંજન' માસિકની ખૂબ ખ્યાતિ અને પ્રતિષ્ઠા હતી. વામનરાવ ત્યા ગયા અને એમાં નવલકથા લખવાનું શરૂ કર્યું. શ્રી કાશીનાથ મિત્રને મરાઠી વાઙ્મયના જે ઉત્કૃષ્ટ લેખકોનો સહયોગ મળ્યો હતો તેમાંં વામનરાવનું નામ આગળ પડતુ હતુ દૈનિક, અઠવાડિક અને માસિક પત્રો મારફત પણ સંગીન અને ઉચ્ચ કક્ષાનુ સાહિત્ય થઈ તૈયાર શકે છે એની સાબિતી માટે શ્રી અચ્યુતરાવ કોલ્હટકર, શ્રી. હરિભાઉ આપ્ટે અને વામન મલ્હાર જોશીનાં નામો સૂચવાતાં થઇ ગયાં હતાં 'મનોરંજન'માં વામનરાવની

'રાગિણી' નામક નવલકથા ધારાવાહી રૂપમાં છપાતી હતી, તે દિવસોમાં મરાઠી નવલકથાના ક્ષેત્રમાં શ્રી હરિભાઉ આપટેની આણ વર્તતી હતી. એમની નવલકથાઓ ખૂબ વંચાતી હતી. પણ મરાઠીના સુશિક્ષિત સંસ્કારવાહુઓ અને વિશ્વવિદ્યાલયમાં ઊંચી કેળવણી લેતા વિદ્યારસિકોને આપટેની રચનાઓ ગમતી ન હતી. ટૂંક મુદતમાં જ રાગિણી તરફ શિષ્ટ વાચકોનું ધ્યાન ખેંચાયું. મિત્રો આગ્રહ કરવા લાગ્યા કે માસિક મનોરંજનમાં આખી નવલકથા પૂરી થતા પૂર્વે જ એને પુસ્તક રૂપમાં પ્રસિદ્ધ કરો. ભાષાના અભિનવત્વ, વિચારોના સમતોલન અને સ્ત્રીસ્વભાવના માર્મિક આલેખનની દૃષ્ટિએ રાગિણી મરાઠી વાઙ્મયમાં અપ્રતિમ મનાતી. ત્યાર પછીના વીસ-બાવીસ વર્ષના ગાળામાં વામનરાવે आश्रम हरिणी, नलिनी, सुशीलेचा देव, इन्दु काळे व सरला भोळे આદિ નવલકથાઓ લખી (આશ્રમ હરિણી અને સુશીલેચા દેવનો ગુજરાતીમાં તરજુમો થઇ ચૂક્યો છે) અને પરિણામે મરાઠી સાહિત્યક્ષેત્રમાં વિચારપ્રધાન નવલકથાના રૂપમાં વામનરાવનો ખૂબ યશોવિસ્તાર થઇ ગયો. કારણ તેઓ સુકુમાર તરુણોની છીછરી પ્રેમગાથા રજૂ કરનારા કલ્પનાવિલાસી વાર્તાકાર ન હતા, તે તો હતા તત્ત્વજ્ઞાની, પ્રૌઢ વિચારક ને ખ્યાતિપ્રાપ્ત વિવેચક

'મેળેજ' પત્ર બંધ થયા પછી વામનરાવ લોકમાન્ય તિલકના અંગ્રેજી અઠવાડિક 'મરાઠા'ના તંત્રીમંડળમાં જોડાઇ ગયા સંસાર-સુધારા વિષે એમના વિચારો ઉગ્ર હતા તેથી 'કેસરી'ની સંસાર-સુધારા વિષેની સ્થિતિચુસ્ત પ્રણાલિકા એમને ગમતી નહિ પરન્તુ રાજદ્વારી બાબતોમાં એમને લોકમાન્યના વિચારો પ્રિય હતા 'મરાઠા'ની સેવા બજાવતા એમણે લોકમાન્યના યશસ્વી ગ્રંથ गीतारहस्य નુ મથન કરી A Gist of the Gita Rahasya નામનુ પુસ્તક લખ્યુ. એ વખતે એમણે ફરીથી પૂર્વીય અને પશ્ચિમી તત્ત્વજ્ઞાનનુ વિશેષ અનુશીલન કર્યું, જેના પરિણામરૂપે મરાઠીના ગંભીર સાહિત્યને 'नीतिशास्त्र'નો સુંદર ગ્રંથ એમણે આપ્યો. એ ઉત્કૃષ્ટ ગ્રંથનુ ગુજરાતી ભાષાંતર પણ થઈ ચૂક્યુ છે વિદ્વાનોમાં એ ગ્રંથની સારી પ્રતિષ્ઠા જામી. યુનિવર્સિટીના પ્રોફેસરોએ તો મુક્ત કંઠે કહ્યુ કે આ ચોપડી તો યુનિવર્સિટીની ઉચ્ચ કક્ષાઓમાં પાઠ્યગ્રંથ તરીકે રાખવા જેવી છે ત્યાર પછી વામનરાવે પ્લેટોના વિશ્વવિશ્રુત ગ્રંથ 'Dialogues of Socrates' (સૉક્રેટીસના સંવાદો)નુ મરાઠી ભાષાંતર કર્યું મરાઠીના દાર્શનિક સાહિત્યમાં ઉપરના બન્ને ગ્રંથોની સારી પ્રતિષ્ઠા છે તાત્ત્વિક વિષયો વામનરાવને ખૂબ ગમતા તેથી જ એમની રચનાઓમાં પ્રૌઢ વિચારોની સુવાસ સર્વત્ર અનુભવાય છે. એમના છૂટક લેખો અને નિબંધો विचारविलास નામથી પ્રસિદ્ધ થયા છે.

વામનરાવના સાઠ વર્ષના જીવનકાળને ત્રણ ભાગમાં વહેંચી નાખીએ, તો એ પ્રત્યેક ભાગ ઉપર ત્રણ મનીષી સત્પુરુષોના જીવનની જે સુંદર છાપ પડેલી તે એમના ચારિત્ર્યમાં અંકાએલી જણાય છે. એ ત્રણે સત્પુરુષોના નામ પણ અણ્ણાસાહેબ હતા! જીવનનાં પહેલા વીસ વર્ષોમાં એમના જ્યેષ્ઠ બાન્ધવ પ્રોફેસર અણ્ણાસાહેબ જોશીના સંસ્કૃત પાંડિત્યની છાપ એમની ઉપર પડી; ત્યાર બાદના વીસ વર્ષના ગાળામાં વામનરાવે આચાર્ય અણ્ણાસાહેબ વીજાપુરકરના શિષ્યત્વમાં રહી રાષ્ટ્રીય કેળવણીની પવિત્ર સાધના કરી, અને ત્રીજા ભાગમાં જે અણ્ણાસાહેબના ચરણોમાં એમણે પોતાની સેવાઓ અર્પણ કરી તે છે, સ્વનામધન્ય ગુરુવર્ય અણ્ણાસાહેબ કર્વે, ઉર્ફે આચાર્ય ધોંડો કેશવ કર્વે

હિંદમાં સ્ત્રીકેળવણી અને વિધવાવિવાહના મહાન ઉન્નાયક પ્રો૰ ધોંડો કેશવ કર્વેએ ૧૯૧૬માં ભારતીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરી હતી સ્વાધીન રૂપમાં રાષ્ટ્રીય કેળવણી અને માતૃભાષાનાં વાહન વડે ઉચ્ચ શિક્ષણના આ પ્રશંસનીય ઉપક્રમ માટે પ્રોફેસર કર્વેને બે કૃતવિદ્ય, ચારિત્ર્યશીલ અને કર્મઠ સહકર્મીઓ મળ્યા, તે છે ડૉ. હરિ રામચંદ્ર દિવેકર, ડિ લિટ્. (હાલ ઉજ્જયિનીની માધવ કૉલેજના પ્રિન્સિપાલ) અને બીજા આપણા ચરિત્રનાયક પ્રો. વામન મલ્હાર જોશી. પ્રોફેસર જોશીને પણ તે દિવસોમાં (૧૯૧૮) એક પુરુષાર્થી યુવકનો સહયોગ મળ્યો, જે પહેલા ૧૯૦૬માં સમર્થ વિદ્યાલયમાં એમના શિષ્ય હતા તે છે પ્રા પી કે ગોડે, એમ એ., હાલ તેઓ પૂનાની પ્રખ્યાત સંસ્થા ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિરના ક્યૂરેટર છે આ વિદ્વાનોના સહકારથી જ પ્રા. કર્વે પોતાની વિદ્યાપીઠમાં શિક્ષણના ધોરણને ઉન્નત બનાવી શક્યા હતા અને શિક્ષણના વાહનની સમસ્યાને સારીરીતે ઉકેલી શક્યા હતા ગુરુવર્ય કર્વેએ એક દિવસ પ્રો જોશીને કહ્યુ કે તમે ઓછા પગાર પર અનાથ મહિલાશ્રમના આજીવન સભાસદ બની જાઓ તરત વામનરાવે આનંદ અને ઉત્સાહ સાથે એ કાર્ય સ્વીકારી લીધુ

મહિલા વિદ્યાપીઠમાં કાર્ય કરતી વખતે વ્યવસ્થા અને શિક્ષણની દૃષ્ટિએ અનેક પ્રકારની ગૂંચો ઊભી થતી હતી; પણ તે સર્વેનો વામનરાવ પોતાની ધ્યેયનિષ્ઠા, સત્યતા, નિર્ભયતા અને ખેલદિલીથી નિકાલ લાવતા હતા અને પોતાના અધ્યાપનકાર્યમાં લેશમાત્ર પણ ઊણપ આવવા દેતા નહિ અધ્યાપક અને આચાર્ય બન્ને દૃષ્ટિએ તેઓ છાત્રોમાં લોકપ્રિય બની ગયા હતા આજે મહારાષ્ટ્રમાં શતશત શિષ્યો અને શિષ્યાઓ અશ્રુભીના નયનો વડે પોતાના એ માનીતા ગુરુવર્યને નિવાપાંજલિ આપી રહ્યા છે

સાહિત્યવિધાયક તરીકે એમને સન્માનવાના ઉદ્દેશથી તેર વર્ષ પૂર્વે મરાઠી સાહિત્ય-રસિકોએ ગોવામાં ભરાએલા મરાઠી સાહિત્ય-સમેલનના પ્રમુખ તરીકે એમની વરણી કરી હતી પ્રો જોશીની આકાંક્ષા તો વાનપ્રસ્થાશ્રમમાં શાંતિથી વિદ્યાદેવીની આરાધના કરવાની હતી, પણ એમની એ અભિકાંક્ષા અપૂર્ણ રહી ગઈ થોડા જ વખત બાદ તેઓ મહિલા કૉલેજના આચાર્યપદેથી નિવૃત્તિ લેવાના હતા, એવામાં મુંબાઈમાં એક નર્સિંગ હોમમાં ટૂંક માંદગી આવી ગઇ તા. ૨૦મી જુલાઇએ એ અવસાન પામ્યા

આમ એક એવા પુણ્યચરિત્ર, જ્ઞાનયોગી અને કર્મઠ મનીષીની ઇહલીલા સમાપ્ત થઈ, જેને માટે આજે મહારાષ્ટ્ર અને ભારતરાષ્ટ્ર બન્ને અભિમાન લઈ શકે તેમ છે એમના નિધન પર શ્રદ્ધાંજલિ અર્પણ કરતા પૂનાની મહારાષ્ટ્ર એજ્યુકેશન સોસાયટીના પ્રધાનાધ્યાપક શ્રી ચિરે ઠીક કહ્યુ છે કે 'Mr Joshi was great as a writer, greater as a teacher and greatest as a man in society'

—નરદેવ વિદ્યાલંકાર

## સ્કિપિંગ (રજ્જુ-કૂદન)માં નવો રેકૉર્ડ

ગઈ તા. ૨૫મી ઑગસ્ટના રોજ વાંકાનેરના ભાઈ ભગવતપ્રસાદ દુલેરાય જાનીએ, ત્યાંના નામદાર યુવરાજકુમારશ્રી પ્રતાપસિંહ, રાજ્યના અમલદારો તથા શહેરના સભાવિત ગૃહસ્થો ને વિદ્યાર્થીઓના એક મોટા પ્રમાણભૂત મેળાવડા સમક્ષ ૧૦૬ મિનિટમાં ૧૫૦૦૫ 'સ્કિપ' (દોરી-કૂદકા) કરીને એ કાર્યમાં પહેલા દુનિયાના રેકૉર્ડને તોડ્યો છે, એમ વાંકાનેરના શ્રી ફૂલચંદ જીવરાજ શાહ લખી જણાવે છે. આ હકીકતનો વિશેષ પરિચય તેઓ નીચે મુજબ આપે છે

'ભાઇ ભગવતપ્રસાદ જાની વાંકાનેરના વતની ૨૫ વરસની વયના બ્રાહ્મણ યુવાન છે. નાનપણથી જ વ્યાયામ તરફ તે રસ ધરાવે છે

# આ માસ ઇતિહાસમાં

## ઑગસ્ટ

રોમન કૅલેન્ડરમાં સુધારો થઇને હાલના રાહના બે મહિના જાન્યુઆરી અને ફેબ્રુઆરી તેમાં ઉમેરાયા તે પહેલાં જૂના કૅલેન્ડરની ગણત્રી પ્રમાણે વર્ષગણનામાં આ માસનો ક્રમ છઠ્ઠો આવતો હતો તેથી તેનું એ વખતનુ નામ પણ એજ અર્થવાળું હતુ 'સેક્સટિલિસ'. પાછળથી મહાન રોમન સમ્રાટ ઑગસ્ટસે પોતાના નામ પરથી તેનું આજનુ નામ ઑગસ્ટ પાડયુ; કેમકે આ મહિનો એના જીવનમા બહુ શુકનિયાળ નીવડેલો ત્યારથી નવા કૅલેન્ડરમા તેનું એ નામ ચાલુ છે.

---

**તા. ૩** આબરના યુદ્ધમા ચંદાસાહેબે ફ્રેન્ચોની મદદથી આર્કટના નવાબ અન્વરૂદીનને હરાવી પોતાની ગાદી પાછી મેળવી, ૧૭૪૯.
**તા. ૭** હૈદરાબાદના પ્રથમ નિઝામ, નિઝામઅલીનુ મૃત્યુ, ૧૮૦૩
**તા. ૧૩** સાહિત્યિક પ્રતિભાવાળા અંગ-પુત્ર અને કુશળ રાજકારણી પુરુષ રમેશચન્દ્ર દત્તનો જન્મ, ૧૮૪૮.
**તા. ૧૬** પહેલવહેલો અંગ્રેજ એલચી (જહાંગીરના દરબારમા આવેલો કૅપ્ટન હૉકિન્સ) હિન્દની ભૂમિ પર ઊતર્યો, ૧૬૦૮.
**તા. ૨૨** વીર આઇરિશ નેતા અને ત્યાના સ્વાતંત્ર્ય-યુદ્ધનો સરદાર માઇકેલ કૉલિન્સ ડબ્લિનમા ઝપાઝપીમા મરાયો, ૧૯૨૨
**તા. ૨૬** ચીનમાનુ આમૉય શહેર અંગ્રેજોએ કબજે કર્યું ૧૮૪૧, (અને ૧૮૪૨મા થએલી સંધિ મુજબ તે વેપાર માટે ખુલ્લું મૂકાતા અંગ્રેજોના વ્યાપારી હિત ત્યા મજબૂતથયા)
**તા. ૩૦** બંગાળની કવયિત્રી તરુલતા દત્તનુ અવસાન, ૧૮૭૭.

---

## સપ્ટેમ્બર

આ માસનું નામ મૂળ રોમન કૅલેન્ડરમા હતુ તે જ કાયમ ચાલ્યું આવે છે, અને તેનો અર્થ થાય છે 'સાતમો'; કેમકે જૂની વર્ષગણના માર્ચથી થતી તે ગણત્રીએ તેનો ક્રમ સાતમો આવતો. યુરોપમાં ખેતરના પાકની લણણી આ માસમા થતી હોવાથી સાર્લેમેનના કૅલેન્ડરમાં તે 'હાર્વેસ્ટ મન્થ'ના નામથી ઓળખાતો. ઍંગ્લોસૅક્સનો તેને 'ગર્સ્ટ-મૉનાથ' એટલે કે ઉઘાડો મહિનો કહેતા તે પણ એ જ અર્થમા; કેમકે લણણી થઈ જવાને લીધે આ માસમાં ખેતરો બધા ખુલ્લા થઈ જતાં

---

**તા. ૪** કર્નલ મૅન્સને અલીગઢ ઉપર હલ્લો કર્યો, ૧૮૦૩.
**તા. ૬** અરબી સમુદ્રમા ફારગી રંજાડ ભોગવનારા મુંબાઈ પાસેના નામચીન હરિયાઈ ચાંચીઆ આંગ્રેને જેર કરવા મુંબાઈની કાઉન્સીલે જીતમરનુ યુદ્ધ જાહેર કર્યું, ૧૭૨૭.
**તા. ૯** હિંદી સાહિત્યનો ઉત્કર્ષ સાધનાર ભારતેન્દુ હરિશ્ચન્દ્રનો જન્મ, ઈ. ૧૮૫૦
**તા. ૧૪** કલકત્તા અને મુંબાઈ વચ્ચે પહેલવહેલો ટેલીફોન વ્યવહાર શરૂ થયો,ઈ.૧૯૩૮
**તા. ૧૮** રીઝાશાહ પહેલવીના ગાદીત્યાગ પછી તેનો શાહજાદો શાહપોર ૨૨ વરસની વયે ઈરાનની ગાદીએ બેઠો, ૧૯૪૧.
**તા. ૨૨** મહાન વિદ્યુતશાસ્ત્રી મિશેલ ફેરાડેનો જન્મ, ૧૭૯૧.
**તા. ૨૪** ચીનમા આંતરવિગ્રહ શરૂ થયો, ૧૯૨૪.
**તા. ૩૦** હિંદુ સંસ્કૃતિના પ્રતીક સમા મહા વિદ્વાન અને મતમગ ચારિત્ર્યવાળા જસ્ટીસ કાશીનાથ ત્ર્યંબક તેલંગનો જન્મ ૧૮૫૦

---



આ બને માસના વ્યક્તિવિશેષ

**મિશેલ ફેરાડે**

જન્મ: ૨૨મી સપ્ટેમ્બર ૧૭૯૧
અવસાન: ૨૫મી ઑગસ્ટ ૧૮૬૭

વિજ્ઞાનના ક્ષેત્રમાં પોતે કરેલી શોધો અને સિદ્ધિઓ વડે જગતને તેના પ્રગતિમાર્ગમા જેમણે લાંબી ફાળો ભરાવી છે એ ઓ મહાન વિભૂતિઓમા ગણાતા આ નમ્ર વિજ્ઞાનીનુ નામ જનતાને કદાચ બહુ જાણીતુ નહિ હોય. પણ તેણે એવી ધરમૂળની પ્રાથમિક શોધો કરી છે કે જેને લીધે જ આજનાવીજળી-યુગની હસ્તી છે. ભયંકર અને દુઃસાધ્ય ગણાતા વીજળી જેવા કુદરતી બળને ઔદ્યોગિક અને ઘરગથુ કાર્યોમા ગુલામની જેમ જોતરનારી ડાયનેમોની શોધનો પાયો નાખનાર એ. ચુંબકબળોમાથી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન કરવાની તેની શોધ એ વિજ્ઞાનમા નવા યુગનો ઉદય ગણાય છે. એ શોધને આધારે જ પાછળથી તેના અનુયાયીઓએ વીજળીક પ્રવાહનો અખંડ ઉત્પાદક ડાયનેમો શોધી કાઢયો. વીજળીક બળ, વિદ્યુત્-પ્રકાશ, ટેલીફોન, તાર અને બીનતારી પદ્ધતિ, એ સઘળી શોધોનો એ આદિ પિતા તેની એ સિદ્ધિ જગતના ઇતિહાસમાં માનવજાતને પ્રાપ્ત કરેલી મહાન સિદ્ધિઓમાની એક ગણાય છે; કેમકે તેના સુ-ફળ માનવતા યાવચ્ચંદ્ર દિવાકરૌ ખાધા જ કરવાની છે

ઇંગ્લંડના એ મહાન રસાયનશાસ્ત્રી અને ભૌતિકશાસ્ત્રી મિશેલ ફેરાડેનો જન્મ ન્યૂઇંગ્ટનમા ઈ ૧૭૯૧ના સપ્ટેમ્બરની ૨૨મી તારીખે એક ગરીબ લુહારને ત્યા થયો હતો. મૂળ યૉર્કશાયરનો વતની તેનો બાપ રોજી રળવા લંડન આવેલો કપરી ગરીબીમાં ગાળેલા બાળપણમા મિશેલ માત્ર થોડુ લખતા વાંચતાં ને કામચલાઉ ગણિત માંડ શીખ્યો હશે, ત્યા તેને કુટુંબની સ્થિતિને કારણે ૧૩ વરસની કુમળી વયે રોટલો રળવા નીકળવું પડયુ, અને એક બુકસેલરને ત્યા તે નોકરીએ રહ્યો એક વરસ સુધી ત્યા દુકાનની સાફસૂફી ને આંટાફેરામાં ગાળ્યા બાદ તેના શેઠે તેને ચોપડીઓ બાંધવાનું કામ સોંપ્યુ અહીં મળતી ફુરસદના વખતમા તે બંધાવા આવતાં પુસ્તકો વાંચતો. વિજ્ઞાનને લગતાં-ખાસ કરીને રસાયણશાસ્ત્રને લગતા પુસ્તકોમા તેને બહુ રસ પડતો. તેનો શેઠ તેના પ્રત્યે માયાળુ ને ઉદાર હતો, અને વિજ્ઞાન ઉપર થતા 'શિલિંગ લેક્ચર્સ' સાંભળવા તેને રજા આપતો એવી રીતે, એકવખત કોઈ ઘરાકે તેને પ્રખ્યાત રસાયણશાસ્ત્રીસરહમ્ફ્રી ડેવી (જેણે કોલસાની ખાણના કારીગરોને સ્ફોટક ગૅસથી ચેતવે એવા દીવાનીશોધ કરી છે તે)ના ભાષણમા જવાની ટિકિટ મેળવી આપી. મિશેલે તે ભાષણો ખૂબ ધ્યાનપૂર્વક સાંભળ્યાં, એટલુ જ નહિ, પણ તેની અક્ષરશઃનોંધ લીધી, વચ્ચેવચ્ચે તેનેવગના પ્રયોગોની આકૃતિઓ પણ દોરી ને પછી એ નોંધ સર હમ્ફ્રી ઉપર મોકલીને સાથે, વિજ્ઞાનના ક્ષેત્રમા કામ કરવાની પોતાની ઇચ્છા દર્શાવતો કાગળ પણ બીડયાં. તેની નોંધો જોતાં જપ્રસન્ન થઇને સર હમ્ફ્રીએ તેને અઠવાડિયાના ૨૫ શિલિંગના પગારે પોતાની સાથે જ, ઇંગ્લંડની મોટામાંમોટી ને વિખ્યાત પ્રયોગશાળા રૉયલ ઇન્સ્ટીટ્યૂટ ઑવ સાયન્સમા,

પોતાના મદદનીશ તરીકે નીમ્યો. ફેરાડેની ઉંમર એ વખતે ૨૨ વરસની હતી તે દિવસથી જીવનપર્યંત એણે ત્યાં કામ કર્યું

૧૮૧૩ના ઑક્ટોબરમાસર હમ્ફ્રી ફ્રાન્સ, ઈટાલી અને સ્વિટ્ઝર્લૅંડની સફરે ગયા તેમાં ફેરાડેને મદદનીશ તરીકે તે સાથે લઇ ગયા; અને દેશદેશના વૈજ્ઞાનિકો તથા વિદ્વાનોની મુલાકાતથી ભરચક એ વરસની એ સફરમાં ફેરાડેએ રોજરોજની વિસ્તૃત અને ઉપયોગી રોજનીશી રાખી ખૂબ જ્ઞાનસંભાર ભેગો કર્યો.

સફરેથી પાછા આવ્યા બાદ તરત ૧૮૧૫ના મેની ૭મી તારીખથી રૉયલ ઇન્સ્ટીટ્યૂટમાં તેની નામગીરી કાયમ થઇ, અને તે દિવસથી તે લાગટ બાવીસ વરસ સુધી ત્યાં સ્વતન્ત્ર થઈને તેણે જે સ્થિર ને પ્રતિમાવતુ કામ કર્યું તેની સિદ્ધિઓ ને શોધોએ વિજ્ઞાનને લોકભોગ્ય કરી જનહિતકારી કાર્યોમાં યોજવાનુ મહદ્ કાર્ય કર્યું.

ઇન્સ્ટીટ્યૂટમાંની તેની કામગીરીના કાળના બે તબક્કા પડે છે. પહેલામાં તેણે રસાયણશાસ્ત્રમાં શોધો કરી તેમાં તેણે ક્લોરીનનો ખાસ અભ્યાસ કર્યો બે નવા કાર્બનના ક્લોરાઈડ તેણે શોધી કાઢ્યાં પણ આ ક્ષેત્રમાં તેની સૌથી મોટી શોધ તે લિક્વીફેકશન ઑવ ગૅસિઝ—વાયુને પ્રવાહી રૂપ આપવાની શોધ આ ઉપરાંત કાચની વરાળ બનાવવાની, પોલાદના તેમજ બીજા ધાતુમિશ્રણોના પ્રયોગો શોધવાની, ચશ્માના સખ્યાબંધ પ્રકારના કાચ બનાવવાની, બેન્ઝોલની શોધની,—એ કામગીરીઓ તેની મુખ્ય છે પણ બીજા તબક્કામાં થએલી ચુંબકત્વ અને તેના પ્રવાહોમાંથી વીજળી ઉત્પન્ન કરવાની તેની શોધોએ તો તેના રસાયણશાસ્ત્રના કામને ક્યાં યે ઢાંકી દીધુ

પ્રયોગશાળાના કામોમાં જેવી અદ્ભુત સિદ્ધિઓ તે સાધતો તેવી જ અદ્ભુત લાગણી તેના ભાષણોમાં પણ તે મેળવતો વિજ્ઞાનના ગૂઢ રહસ્યો તે એવી તો સરળ, વિશદ ભાષામાં શ્રોતાવર્ગને સમજાવી ગળે ઉતારતો કે સૌ મંત્રમુગ્ધ બની સાંભળી રહેતા

સ્વભાવે મધુર, કામ કરવામાં અત્યંત ખંતીલા અને બુદ્ધિના ઘણા જ નિર્મળ અને તેજસ્વી એ પુરુષે પોતાની શોધોના જે અપ્રતિમ વારસાથી જગતને નવાજ્યું છે તેના ફળરૂપ સુખ, સગવડ ને સમૃદ્ધિ આજે આખી દુનિયા માણી રહી છે; પરતુ તેણે તો તેની આખી જિંદગી સાદાઈ, ને અવિરત કામમાં જ ગાળી હતી ચાળીસ વરસની તેની એ અખંડ કામગીરીમાં તેણે ૧૬૦૦૦ ઉપરાંત પ્રયોગો કર્યા હતા; ને તેમાંથી નીકળેલા નવનીતે દુનિયાને જે જ્ઞાન અને જે મિલ્કત આપ્યા છે તેને લીધે દુનિયા આજે તેને 'પ્રયોગશાળાના ફીલસૂફ'ના બિરુદથી નવાજે છે.

એ સતત કામગીરીને અને સરકાર તરફથી તેને વાર્ષિક ૩૦૦ પૌંડનું પેન્શન, અને રાણી વિક્ટોરિયા તરફથી હૅમ્પ્ટનનાં લીલાં મેદાનો પર એક નાનકડું ઘર બેટ મળ્યાં, જ્યાં ૧૮૬૫માં તેણે નિવૃત્તિ લીધી એ છેલ્લાં વરસોમાં એની સ્મરણશક્તિ ધીમેધીમે નાશ પામતી ગઈ, અને બે વરસ બાદ, ૧૮૬૭ના ઑગસ્ટની ૨૫મીએ તે અવસાન પામ્યો.

POST CARD

Kumar Karyalaya

Sarangpur Darwaja

Ahmedabad

**અવળા અક્ષરે લખેલું કાર્ડ**

'કુમાર'ને શુભ ભાવનાઓ પાઠવતુ ઉપરનુ પોસ્ટકાર્ડ રાજકોટના ભાઈ જગદીશકુમાર ભટ્ટે, જેમ દેખાય છે તેમ જ રૂપમાં, અવળા અક્ષરે લખીને અમને મોકલ્યુ હતુ આ રીતે અવળા અક્ષરે લખવાની એમની ટેવ ઘણા વખતથી છે, અને કેવળ ગુજરાતીમાં જ નહિ, પરંતુ અંગ્રેજી (જેનો નમૂનો પણ ઉપલા કાર્ડમાં છે) હિન્દી અને સિંધી લિપિમાં પણ તે રોજની સ્વાભાવિક ગતિથી આમ અવળા અક્ષરે લખી શકે છે ઉપરાંત, ગમ્મતને ખાતર, પોતાના મિત્રમંડળમાં અવળી બોલીથી પત્રવ્યવહાર પણ કરે છે, જેમકે: 'ોભાત ત્રપ ળ્યોમ '='તમારો પત્ર મળ્યો' અને તે પણ ચાલુ સ્વાભાવિક ઝડપથી કુતૂહલ ઉપજાવનારી એમની આ શક્તિનો નમૂનો ઉપર અમે વાચકો આગળ રજૂ કરીએ છીએ અરીસા સામે ધરીને તેને સવળા રૂપમાં જોવાથી ખાતરી થશે કે એમના અક્ષરોનો મરોડ પણ સુંદર જ છે, અને અવળા લખાએલા છતાં તે મરોડદાર છે.

## અયત્નની પાતળમાં જરૂર
## ભરી જશે ભોજન ભાગ્ય આવી

—'સરોદ'—

વામનરાવ વસુ (મેજર બી. ડી. બસુ) સરકારી લશ્કરી નોકરીમાં હતા તે વખતે એક વેળા શહેનશાહના જન્મદિનની ઉજવણીને દિવસે એમણે દારૂ પીવાની ના પાડી એ પરથી કોઈએ મેણું માર્યું કે સરકારી નોકર થઈને શહેનશાહને બેવફા નીવડો છો? ત્યારે એમણે જવાબ આપેલો કે 'લૂણ તો મારા દેશનું જ ખાઉં છું, ને તેને હું પૂરેપૂરો વફાદાર છું.'

અનેકાર્થી શબ્દ: પટ=લૂગડું; શેતરંજ વગેરે રમવા માટે ખાના ચીતરેલું પાટિયું કે કપડું; પડદો; નદીની પહોળાઈ; વિસ્તાર, જમીનનો સાંકડો લાંબો પટ્ટો, ચીતરવા માટેનું પાટિયું કે કપડું—ફલક.

ગણિતગમ્મત ૧૪૨૮૫૭ એ એવી રકમ છે કે જેને ૧ થી ૬ સુધીના કોઈ પણ અંકથી ગુણતાં એના એ જ આંકડાઓ ગમે ત્યાંથી શરૂ થઈને એ જ ક્રમમાં આવ્યા કરે. જુઓ.

૧૪૨૮૫૭ × ૨ = ૨૮૫૭૧૪
૧૪૨૮૫૭ × ૩ = ૪૨૮૫૭૧
૧૪૨૮૫૭ × ૪ = ૫૭૧૪૨૮
૧૪૨૮૫૭ × ૫ = ૭૧૪૨૮૫
૧૪૨૮૫૭ * ૬ = ૮૫૭૧૪૨

પણ જ્યારે ૧૪૨૮૫૭ ને ૭ વડે ગુણશો ત્યારે ૯૯૯૯૯૯ આવશે!

(શીરાઝ ઈ બીવજી)

કહેવતોના અર્થ: 'માલ ગયો લૂંટી ગયા, ભરતિયું મારી છે ને?'—મુદ્દાની વસ્તુ ગુમાવવા છતાં તેના નકામા અવશેષોને આગ્રહપૂર્વક વળગી રહેવાની મૂર્ખાઈ માટે વપરાતી આ કહેવત વિષે એવી વાત છે કે ગામડાના એક વેપારીએ દેશાવરથી ઊતરેલો માલ લઈ આવવા ગુમાસ્તાને ભરતિયું આપીને મોકલ્યો. તે પ્રમાણે માલ બરોબર મેળવી લઈને પાછા વળતાં રસ્તામાં લૂંટારાએ માલ લૂંટી લીધો. એ વાત જાણતાં શેઠે ગુમાસ્તાને ઠપકો દેવા માંડ્યો કે તેં તરત વચ્ચે આવતા ગામમાં પોલીસને ખબર કેમ ન આપી? તે સાંભળી ગુમાસ્તો બોલ્યો, શેઠ, તમે નાહક ચિંતા કરો છો. એ માલ લઈને ચોરને આપણી પાસે પાછા આવ્યા વિના છૂટકો જ નથી; કેમકે માલનું ભરતિયું મારી પાસે છે ને? તેનો ભાવતાલ જાણ્યા વિના એ માલ વેચવાના હતા શી રીતે?' કહેવાની જરૂર નથી કે શેઠે એ અક્કલના પડીકાને તરત રજા આપી.

ઇરાનમાં તમે મોટરમાં મુસાફરી કરો તો તેનું ભાડું માઈલ પર નહિ, પણ ફર્સાંગ પર તમારે ચૂકવવું પડે. ફર્સાંગ એટલે એક કલાકમાં એક ખચ્ચર સામાન્યતઃ કાપે એટલું અંતર!

દુનિયામાં નાળિયેરોના ઉત્પાદન અને વપરાશમાં હિંદ સૌ પ્રથમ આવે છે.



ચપ્પુને કાટખૂણે ઉઘાડીને ચિત્રમાં દર્શાવેલો કાબૂ રાખી તેમાં પેન્સિલ-માં ખોસીને પછી તમે એક જ આંગળીના ટેરવા પર પેન્સિલની અણી રાખી પેન્સિલ-ચપ્પુ બંનેને તોળી રાકશો.

શેક કરવાની ગરમ પાણીની રબરની કોથળી—હૉટ વૉટર બૅગ—ને બેદરકારીથી એમ ને એમ મૂકી રાખવાથી તેનાં બંને પડખાં ચોંટી જઈને નકામી થઈ જશે. ઉપયોગ થઈ રહ્યે હમેશાં કોથળીમાંથી પાણી કાઢી નાખીને થોડીવાર નીતરવા માટે ઊંધી ટાંગી રાખવી, અને ત્યાર બાદ મોંએથી થોડી હવા અંદર ભરીને તેનો સ્ક્રૂ સજ્જડ બંધ કરી દેવો એથી તેના પડખાં ચોંટશે નહિ.

કબાટના કાચ તથા બારીમાં ઉપર માખીઓ બેસીને જે ડાઘ પડે છે. તે મેથીલેટેડ સ્પિરિટના પોતા વડે તે સાફ કરી કોરા લૂગડે લૂછવાથી ચકચકિત થઈ જશે; અને સ્પિરિટની વાસથી માખીઓ પણ નહિ આવે.

સોડા બાઈકાર્બ અને વેસેલીનનો મલમ કરીને તૈયાર રાખવાથી દાઝવા ઉપર તરત કામ લાગશે. દઝાયું હોય ત્યાં જાડો જાડો થર તરત લગાડી દેવાથી ફોલ્લો ઉપડશે નહિ.






ચિત્રરમત: ટપાલમાં આવેલા નકામા પોસ્ટકાર્ડ ઉપર આ બંને ચિત્રો ચોડીને પછી તેજ ચપ્પુ કે રેઝરની બ્લેડ વડે મોટા ચિત્રમાં ટપકટિયાળી લીટીથી બતાવેલા ગાળા કાપી કાઢો. ત્યારબાદ સસલાવાળા ચિત્રને ગોળાકારે કાપી તેની વચ્ચે તથા મોટા ચિત્ર વચ્ચે બતાવેલાં બિંદુઓમાં કાણાં પાડો. હવે બંને કાણાં બરોબર મળી રહે એ રીતે સસલાવાળો ગોળ મોટા ચિત્રની પાછળ ગોઠવીને તેની વચ્ચે ધાતુ કે જાડા કાગળની ખપતરીને રીવેટની માફક બેસાડી દો, એટલે રમકડું તૈયાર થયું. પાછળના ગોળને ઝડપથી ફેરવવાથી તેમાંના સસલા આગલા ચિત્રમાં ઝાડીમાંથી નીકળીને જંગલમાં પેસાનીકળ કરતાં જણાશે.



વૈયાકરણી વેતાળ ભટ્ટ

પ્રાચીન ગ્રંથમાં નીચે મુજબનો શ્લોક છે, અને તે પરથી વિક્રમની સભાના નવ રત્નો ગણાવામાં આવે છે. કાલિદાસ એ સર્વમાં શિરોમણિ હતા:

> धन्वन्तरी क्षपणकामरसिंह शङ्कु
> वेताळ भट्ट घटखर्पर कालिदासः
> ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
> रत्नानि वै वररुचिर्नव विक्रमस्य

(૧) ધન્વન્તરી–વૈદ્યપ્રવર; (૨) ક્ષપણક–બૌદ્ધ સાધુ, (૩) અમરસિંહ–જૈન પંડિત; (૪) શંકુ–સ્ત્રી વિદુષી; (૫) વેતાળ ભટ્ટ–વૈયાકરણી; (૬) ઘટખર્પર–વૈયાકરણી; (૭) કાલિદાસ–કવિકુલાવતંસ; (૮) વરરુચિ–બ્રહ્મર્ષિ નૈયાયિક, (૯) વરાહમિહિર જ્યોતિષ અને ખગોળના મહર્ષિ* જોકે ઇતિહાસના પ્રમાણોમાં હવે તો આ સર્વે જુદાજુદા સમયના ઠર્યાં છે; છતાં તેઓ ભારતની અપૂર્વ વિદ્યાવિભૂતિઓ હતી અને તેમના નામો ભૂતકાળની પ્રતિભાઓના આકાશમાં નક્ષત્રો સમાન ચમકી રહ્યાં છે એ તો નિર્વિવાદ છે. એ દૃષ્ટિએ પણ આજે વિક્રમની દ્વિસહસ્રાબ્દિ (બે હજાર વર્ષની જયંતી) પ્રસંગે એ નવ રત્નોનું દર્શન–સ્મરણ અનુચિત નહિ લેખાય ર. મ. રા.

(*હિંદી માસિક 'વિક્રમ'ને આધારે)

(બાકીના પાંચ રત્નોના આલેખન આવતે અંકે)



જળધોધ

એન. ડી. પંચાલ



'હજી એક રમત વધુ—'

ચિત્રકાર • શ્રીમતી રૂમી એચ. એન. દાવાસ




**ટપાલની ટિકિટો પર ખેતીનાં સાધનો**

(શ્રી હરિલાલ જૅમ્રના સંગ્રહમાંથી)

પહેલી હાર–બળદ અને હળ હાંકવાની ત્રણ દેશની ટિકિટો (૧) વેસ્ટ ઇન્ડીઝ ટાપુઓમાંના ડોમીનીકન રીપબ્લિકની ટિકિટ, (૨) બ્રહ્મદેશની ટિકિટ; (૩) ઇક્વાડોર (દક્ષિણ અમેરિકા)ની ટિકિટ. બીજી હાર: (૧) વેસ્ટ ઇન્ડીઝમાંના ક્યૂબા ટાપુની ટિકિટ પર ખેતી કરતુ ખેડૂત દંપતી; (૨) બેલ્જિયન કોંગો (આફ્રિકા)ની ટિકિટ ઉપર ખેતીના ઓજારો; (૩) ઇરીટ્રિયા (આફ્રિકામાંના ઇટાલીના અમલ)ની ટિકિટ પર ઓજારોવાળું હળ, ત્રીજી હાર: (૧) જર્મનીની ટિકિટ ઉપર ઘોડાથી ચાલતુ ટ્રેક્ટર, (૨) યુ. એસ. અમેરિકાની ટિકિટ ઉપર ટ્રેક્ટર ચલાવતા ઘોડા; (૩) કૅનૅડાની ટિકિટ પર ટ્રૅક્ટર.

આવતી કાલનાં નાગરિકોનું માસિક કુમાર વર્ષ ૨૦મું અંક ૧૨મો ડીસેમ્બર ૧૯૪૩




# જોયો તામિલ દેશ

કવિ : સુન્દરમ્

'સુશોભનકાર' શ્રી કૃષ્ણલાલ શેઠ

• ગાર્ડ્શવિકીડિત •

૧

જોયો તામિલ દેશ, વેશ અડવો, શ્યામાંગ જાણે બળ્યો
દાઝ્યો ભાખર, નિત્યતપ્ત ધરણી આ તામ્રવર્ણી પરે
સ્રષ્ટાની દગ દેખવે મગન જ્યાં સૌન્દર્ય દેશોત્તરે—
ત્યારે ફેરવવું ચુક્યો, તદપિ ના એ અંતરેથી ટળ્યો.



૨

ના ના અંતરથી ટળ્યો, ઉર ઠર્યો એને વધુ, તપ્ત એ
ભૂમિને હૃદયે સુશીત જલનો શીળો સુનીલાંચલ
અર્પ્યો રત્નપ્રવાલભૂષિત રૂડો લ્હેરંત શો ચંચલ!
ને એ પ્રીતમસ્પર્શથી ધરણીને રોમાંચ, શો દસ તે!



૩

કેવી દોત સુતપ્ત ભૂમિરમણી આ નાથ-આશ્લેષથી;
રોમાંચે પુલક્યુ મદા ઉર ઝુલે આ વૃક્ષરાજી બની,
ફૂટે કંઠ મધ્યા, ભાર્યાં ઉર-ઉરો, શી સ્નેહસૌદામિની
પૃથ્વીને પટ નર્તતી પ્રકૃતિની કો દિવ્ય આશીષથી!



૪

જોયો તામિલ દેશ, લેશ હરખ્યું ના મદ્ય મારું ઉર,
આવી ઉન્મદ રૂપની ધરતીનાં કાં દીન આવાં શિશુ—
દારિદ્ર્યે હત, વસ્ત્રવંચિત, નહીં એકે ય શક્તિ-ઇષુ.
ના વર્ષા ભરપૂર નીર નહિ વા રેલંત કોઈ પુર

૫

રે આ તામિલ દેશ. કેશ દઈને
લક્ષ્મી શું ચાલી ગઈ
ઊંચાં ઉત્તર હિમ હર્મ્યે વસવા?
ના ચોલ કે પાંડ્ય કો
એને સ્વાત્મપરાક્રમે નિજ વશે
લેવા રહ્યો, જાડ્ય કો
જાગ્યું; છો ઉતર્યા બપોર, પણ રે
સન્ધ્યાની લાલી ચગે?



૬

તો યે શ્યામલ રાતમાં જનઉરે
ઝંખા નહીં લુપ્ત થૈ,
શ્રીની, શ્રીપતિની, પ્રબોધ-રંગની,
સૌન્દર્યની, જ્ઞાનની
વેદી દીપ્ત રહી કયહીં લઘુ કયહીં
મોટી, મહા યામિની
તારાભૂષણથી વિભૂષિત બની,
આહ્લાદિકા મત્ત થૈ.



૭

જોયો તામિલ દેશ બેસી ઘરમાં
કે માર્ગમાં ખેતરે,
જોયાં પ્રાંગણ સ્વસ્તિકે સુભવતાં
માંગલ્ય નિત્યે ધરી,
જોયાં તોરણ દ્વારનાં રસવતા
ભાસ્કર્યની શ્રી ભરી
જોયાં ગોપુરવ્યોમમાં સ્થિર ખડાં
ભક્તિ શું ભવ્યાંતરે!



૮

જોયો તામિલ દેશ, કેશ રમણી
ગૂંથતી શી કોડથી,
શ્યામાંગે રસતી હરિદ્રલિપને,
એકાદ યે પુષ્પથી
લાધે ગર્વ વસંતની પ્રગટતી
શોભા, કશી ઓપતી
ઓઢે તાજુલ રાગ, કર્ણ ધરતી
શા હીરકો લાડથી!



કોઈ પ્રવીણ અને યોગ્ય વિદ્યાર્થિનિરૂ ૨૦૦ની પ્રવાસી શિષ્યવૃત્તિ જાહેર થઈ છે. શ્રી મહાજન પંડિત નામે એક અભ્યાસ કરતા કલાકારને ખાસ કમિટીએ તે માટે પસંદ કર્યાં છે. એ શિષ્યવૃત્તિની મદદથી ઉમેદવારે ગોસાઈટીની સૂચના પ્રમાણે હિન્દના જોવાલાયક સ્થળની મુલાકાત લઈ સ્કેચ અને અભ્યાસ રજૂ કરવાના રહેશે.

આ પ્રદર્શનની બીજી વિશેષતા એ હતી કે મુંબાઈ તેમજ ગુજરાતના કેટલાક શ્રીમંત કલારસિકોએ તેના આશ્રયદાતા બની રૂ. પાંચથી છ હજારની ખરીદીઓ કરી આથી કલાકારોનો જનતા સાથે સંપર્ક વધ્યો. પ્રદર્શનનું ઉદ્ઘાટન કરતા ન્યાયમૂર્તિ સર રુસ્તમ વકીલે કહ્યું હતું કે પ્રજામાં કલારસિકતા કેળવવાને શિશુવયથી જ કલાના સંસ્કાર આપવાની અતિશય જરૂર છે અને તે કાર્યને યુનિવર્સિટી તરફથી પ્રતિષ્ઠા મળવી ઘટે છે.

સોસાયટીના ચાલુ વર્ષના પ્રમુખ શ્રી રવિશંકર રાવળે એ સમયે જ પ્રવચન કર્યું હતું તે આ સાથે આપવામાં આવ્યું છે

આ સોસાયટી આજે રૂ ૨૧૦૦૦ જેટલું સ્થાયી ફંડ ધરાવે છે. ૧૯૪૩ના જૂન સુધી તેના રૂ ૫૦૦ ભરનાર ૧૪ પેટ્રન હતા, ૧૦૭ કરતા વધારે આજીવન સભ્યો હતા ને ૩૯૦ જેટલા અન્ય વર્ગોમાં સભ્યો હતા; અને આ સંખ્યા વધતી જ ચાલે છે. સોસાયટીનો કલાગ્રંથસંગ્રહ સમૃદ્ધ ને ઉપયોગી છે સંસ્થા તરફથી અભ્યાસવર્ગો, પર્યટનો, વ્યાખ્યાનો, મુલાકાતો ને વાર્ષિક સમારંભો દ્વારા સામાજિક સંપર્ક અને કલાપ્રચારના કાર્યો આખા વર્ષ દરમિયાન ચાલુ રહે છે વાર્ષિક પ્રદર્શન હવેથી દર વર્ષે ભરવામાં આવશે. ને સાથે શાળાઓ, પરાંઓ અને પ્રાંતની અન્ય કલાસંસ્થાઓ જોડે સહકાર ને પ્રચાર સાધવાની યોજનાઓ વિચારાઈ રહી છે. મુંબઈમાં વસતા કલાપ્રેમીઓ ને કલાર્થીઓ માટે તો આ સંસ્થા એક ઉપયોગી કેન્દ્ર બની રહી છે. તેનું સરનામું સૅન્ડહર્સ્ટ બિલ્ડિંગ, સૅન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ–૪, એ પ્રમાણે છે

## ગુર્જર સંસ્કૃતિના અવશેષો

ગુજરાતના પુરાણા મંદિરો, મૂર્તિઓ, આલેખનો, સિક્કાઓ, રાજાઓ વગેરેના અવશેષો આપણી પુરાણી સંસ્કૃતિના ઘણા રસમય અને અનેરા સ્વરૂપો રજૂ કરે છે અને એવી વસ્તુઓને લગતા સરકારી તથા દેશી રાજ્યોના અહેવાલો-વાર્ષિક રીપોર્ટોમાં તેની મોંઘી સામગ્રી મળી આવે છે પ્રજા જો એમાં રસ લેતી બની શકે તો પોતાના દેશ માટે અભિમાન ને પ્રેમ ઉત્પન્ન કરે એવી ઘણી વાતોનું જ્ઞાન પામે ઇતિહાસનું અને સમયસમયના લોકવ્યવહારનું સાચું દર્શન પામવાને એ અભ્યાસ અનિવાર્ય ને ઉપયોગી છે.

વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતા તરફથી આ વિષયમાં બહુ ખર્ચ ને મહેનતે દર વર્ષે એમના રાજ્યમાં મળી આવેલા અવશેષોનો સચિત્ર ને માહિતીપૂર્ણ રીપોર્ટ બહાર પાડવામાં આવે છે. તે અંગ્રેજી ભાષામાં હોય છે, પરંતુ એમાંનાં ચિત્રોની સ્વચ્છતા, સુંદરતા ને વિવિધતા ખાતર પણ તેને માટે કરેલો ખર્ચ નકામો નહિ લાગે હાઈસ્કૂલો-કૉલેજોને લાયબ્રેરીઓમાં તે ઉપયોગી સંગ્રહ બની રહેશે એ ખાતાનો સ ૧૯૩૯–૪૦નો રીપોર્ટ ગુજરાતના અનેક પ્રકારના સંશોધકોને લગતી સામગ્રી પૂરી પાડે છે એમાં નીચેની વસ્તુઓ છે (૧) અમરેલી પ્રાંતના ગોહિલવાડ ટીંબામાંથી મળી આવેલા સમ્રાટ કુમારગુપ્તના સમયના (ઈ. ૪૧૩ના) સિક્કાઓ. ત્યાંથી આ ખાતાને કુલ ૨૦૦૦ સિક્કાઓ મળેલા, જેમાંના ત્રણ રુદ્રસેન બીજાના, એક તેના પુત્ર વિશ્વસિંહનો ને બીજો ક્યાંયે નહિ મળેલો એવો, રુદ્રસેન ત્રીજાનો છે વળી એ જ ભૂમિમાંથી પ્રાચીન આભૂષણો મળી આવ્યાં છે, જેમાંનાં કેટલાંક અખંડ ને સુંદર નકશીકામવાળા છે (૨) ડભોઈના પ્રાચીન કિલ્લાની સુંદર છબિઓ (૩) પાટણના સહસ્રલિંગ તળાવની ભૂમિ પરના ખોદકામના વિસ્તારમાંથી મળેલા અવશેષો; રાણી વાવ (૪) સિદ્ધપુર તથા કલોલ વગેરે સ્થળોની પ્રાચીન જૈન મૂર્તિઓ, જે જહાંગીરના સમયના શ્રી વિજયસિંહ સૂરિ વિષે સંવત ૧૬૮૧ની સાલ બતાવે છે;–એ બધા ઉપર મહત્ત્વપૂર્ણ વિવેચના અને વિગતો સાથે (૫) ઓખામંડળના જૂનાં મંદિરોના અવશેષો. (૬) વડોદરા રાજ્યના જૂનાં ભીંતચિત્રો વિષેની નોંધો અને રંગીન ચિત્ર–જેની પ્રતિકૃતિ આ અંકના મુખચિત્ર તરીકે આપી છે

ટાઈપમાં છપાયેલા સામગ્રી ભરપૂર, પ્રમાણભૂત માહિતીથી ભરપૂર, તેમજ ૧૪ મોટી ચિત્રપ્લેટો અને એક રંગીન ચિત્રથી સુશોભિત ચાળીસ પાનાનું આ પુસ્તક તેમાની ઉપયોગી સામગ્રી જોતા રૂા. ૨–૦–૦ (પાકું પૂંઠું ૨-૧૫-૦) ની કિંમતે મોંઘું ન કહેવાય. ઇતિહાસપ્રેમીઓને અને કલારસિકોને તે વસાવવા લાયક છે. ર. મ. ર.

# સાહિત્યકારો અને કલાકારોનાં ઠઠ્ઠાચિત્રો

### આલેખક : વ્યંગકલાકાર 'ચકોર'

વડોદરામાં ભરાએલા પંદરમા સાહિત્ય-સમેલનને પ્રસંગે, જાણીતા વ્યંગકલાકાર શ્રી 'ચકોરે' આપણા કેટલાક અગ્રણી સાહિત્યકારો તથા કલાકારોના ઠઠ્ઠાચિત્રોનો એક નાનો સમૂહ પોતાની અનોખી ઢબે તૈયાર કર્યો છે એમાં એમણે તે તે પ્રત્યેક સાહિત્યકારનાં વિશિષ્ટ મુખલક્ષણો બહુ સચોટરીતે ઉતારવા સાથે તેના આલેખનમાં કંઈક ખૂબીભરી રચનાઓ પણ કરી છે આ સાથે એ આખો સમૂહ રજૂ કર્યો છે, જે, અમારી ખાતરી છે કે, સાહિત્ય સંમેલનના પ્રદર્શનનીમાફક આઅંકનું પણ એક ખાસ આકર્ષણ થઈ પડશે.

પ્રત્યેક સાહિત્યકારના ઠઠ્ઠાચિત્ર નીચે જ તે તે વ્યક્તિની લાક્ષણિકતા દર્શાવતું એકેક સંજ્ઞાચિત્ર–પ્રતીક–તેમણે આલેખ્યું છે, જે, તે તે વ્યક્તિઓને ઓળખવામાં મદદ રૂપ થઈ પડશે. આ નીચે અમે ક્રમવાર તેમની ઓળખ તો આપીએ જ છીએ; પરંતુ તે વાચતાં પહેલાં તમે આપમેળે ઓળખવાનો પ્રયત્ન કરી જોશો તો આનંદ આપશે. ચિત્રો નીચે મૂકેલા ક્રમવાર તેમની ઓળખ નીચે મુજબ: (૧) આ કૉલમને મથાળે: શેઠ વિદ્યાબહેન–એમની નીચેની ખુરશી, તેમનું પ્રસ્તુત સંમેલનનું પ્રમુખપદ દર્શાવે છે, (૨) સામેના પાને શ્રી બલવન્તરાય ઠાકોર મૂછો, ચશ્મા અને લચી પડેલાં ગલોફાંવાળા એમના ચેહરાની

(અનુસંધાન આગળ પૃ ૨૭૪મે)

સાહિત્યકારો અને કલાકારોનાં ઠઠ્ઠાચિત્રો

(ઓળખ માટે જુઓ સામેનું પાનું)




૨




૩




૪




૫




૬




૭




૮




૯



૧૦

# સર ઑરેલ સ્ટાઇન

કે સી આઇ.ઈ, પીએચ ડી , ડી લિટ , ડી એસસી , ડી ઓ એલ , એફ બી એ.

**-ભૂતકાળની સંસ્કૃતિઓનાં સંશોધન અને તેને માટેની સાહસ-સફરો પાછળ જીવનનો ભેખ લેનાર ત્રિખંડખ્યાત પુરાતત્ત્વવિદ**



મધ્ય એશિયાની શોધખોળના કરતાં વધુ દુષ્કર છતાં વધુ સંમોહજનક સંશોધનકાર્ય બીજું ભાગ્યે જ હશે. દૂર-દૂરના એ વણશોધાયેલા પ્રદેશોના સંશોધકોનો મોટો ભાગ હંગેરિયન હતો એ પણ નોંધપાત્ર બીના છે તિબેટ સૌ.મા ક્ષોમા કોરોને આકર્ષેલો, (જુઓ 'કુમાર'ના ૯૯મા અંકમાં આવેલું એનું ચરિત્ર) જ્યારે તુર્કસ્તાનને આર્મીનિયસ વામ્બેરીને પરંતુ સૌમાંથી વધુ સંસ્કારદીક્ષા પામેલો અને વામ્બેરીથી વધુ વિદ્વત્તાપૂર્ણ એક હંગેરિયન આજ સુધી મધ્ય એશિયાના રહસ્યોની પ્રાપ્તિ અર્થે મથી રહેલો. ઈ ૧૯૦૩થી બ્રિટિશ નાગરિકત્વ ધરાવી રહેલા એ અદ્ભુત સંશોધક સર ઑરેલ સ્ટાઇનનું તા. ૨૬મી ઑક્ટોબરે કાબૂલ મુકામે અવસાન થયું.

સત્તરસો વર્ષથી મધ્ય એશિયાનાં રેતાળ વેરાનોમાં દફનાઈ ગએલી વસાહતો એણે ખોદી કાઢેલી; બે હજાર વર્ષથી ગુમ થએલો ચીનના રેશમનો વાણિજ્યમાર્ગ એણે શોધી કાઢેલો, તિબેટનાં હિમાચ્છાદિત ગિરિશૃંગો એણે ખૂંદી કાઢેલા અને રોમના સીઝરોના સમયના દટાઈ ભૂત બનેલાં ઉદ્યાનોમાં પણ તેણે વિહાર કરેલો પાંચ ફૂટ અને ચાર ઇંચની જ ઊંચાઇનો, છતાં આજના વિરાટ યુગ-પુરુષોમાંનો તે એક હતો એના જીવનની રંગદર્શિતા બીનહરીફ જ રહેલી છે, અને જૂલે વર્ન કે એચ જી વેલ્સની અપાર્થિવ કલ્પનાઓ પણ એના જીવનની પાર્થિવ વાસ્તવિકતા સામે ઝાંખી પડી જાય છે

હંગેરિયન માબાપના એ સંતાનનો જન્મ ઈ. ૧૮૬૨મા બુડાપેસ્ટ મુકામે થએલો. ભાષાઓ અને લિપિઓ પ્રત્યેનો તેનો પ્રેમ ડ્રેસડનના શાળા જીવનમાં જ ઝળકી ઊઠેલો, અને પછી બુડાપેસ્ટ, વિયેના ને ટુબિંગેનમાં એ વિકાસ પામ્યો પૂર્વ વિષેનું જ્ઞાન વધારવા ઈ. ૧૮૮૬મા તે ઑક્સફર્ડ તથા લંડન ગએલો. ત્યાંથી પાછા ફરીને લશ્કરી જીવનનો એક લાંબો ગાળો વિતાવ્યા બાદ તે પાછો ઇંગ્લંડ ગયો અને ત્યાં એશિયાની ભાષાઓ, ઇતિહાસ અને પુરાતત્ત્વનો અભ્યાસ આદર્યો.

આમ એશિયા અને તેનું પુરાતત્ત્વ એ એના જીવનનું ધ્યેય બની રહ્યું મધ્યએશિયામાં એણે શોધી કાઢેલી 'સહસ્ર બુદ્ધની ગુફાઓ'-ની એની શોધસફર અદ્વિતીય જ રહી છે. નકશા પર ન ચડેલા એ રેતાળ વેરાનમાં એને અનેક સાહસોનો સામનો કરવો પડેલો પાણીનું નજીકમાં નજીકનું સ્થાન ત્યાંથી ૧૨ દિવસની મુસાફરી જેટલું આઘું હતું ૨૦,૦૦૦ ફૂટની ઊંચાઈનાં બરફથી થીજેલા શિખરો પર એના પગના આંગળા ઠરી ગએલા, અને એ માટેની દાક્તરી સારવારની સગવડ તો એક મહિનાની મુસાફરી માગી લે તેમ હતી. એક ઘાટ પસાર કરતા ઘોડો લપસી પડ્યો ને સ્ટાઇનનો એક પગ ખોડંગાઈ ગએલો, ને ત્યારે વસતિથી એ સેંકડો માઇલ દૂર હતો. ઇરાની અખાતના ઉજ્જડ કાંઠા પર મછવાની મુસાફરી માથામેંની ગણાય, છતાં એક નાના બુસ્સા મછવામાં તે એકલો નીકળી પડેલો . . .

આવો હતો એ અદ્ભુત સંશોધક દેખાવમાં એ કદે કંઇક નાનો અને સ્વભાવે શાંત હતો, પરંતુ એની કાળી આંખોમાં એના આત્માનો પ્રભાવ ઝળકી રહેતો અને એના કપોલો પર બાલ્યકાળની સુરખી સદા રમતી રહેતી. હોઠમાં ભવા સાથે બુદ્ધિપ્રતિભાની કેડી પાડતી મુખરેખાઓ તથા મૂછના અને મસ્તકના રૂપેરી વાળ " ની આર્ય ક્રમાની સાબિતી આપતા, જ્યારે એનાં દૃઢ જડબાં એની નિશ્ચય ભાવ વૃત્તિની પ્રતીતિરૂપ હતા

એને ગાળી શકવા બહુ ઓછા લોકો ભાગ્યશાળી નીવડેલા. દુનિયાના કયા ભાગમાં એની રખડપાટો ચાલુ હશે એ કહી શકવું મુશ્કેલ હતું નકશા પર ન ચડેલા પ્રદેશો નકશા પર આણ્યાને જ એ જંપતો એનું ઘર કયું ? કાશ્મીરની એક પહાડી ગુફા 'અને એ ઘર' મા પણ પોતાના સંશોધનકાર્યનો વૃત્તાંત લખવા પૂરતો જ એ રોકાતો, ૬૦૦૦ માઇલની ઊંચાઇએ આવેલું તેનું એ ઘર ક્યાં હતું એ આ એકાંત સ્થાનથી દુનિયા સદા અજાણ રહેતી શ્રીનગરની નજીકમાં એ ક્યાંક આવેલું છે એટલો જ તેનો પત્તો જગતને હતો. -

બુડાપેસ્ટમા ભણતી વખતે ઍલેક્ઝાંડરના ગ્રીક રાજ્ય વિષે વાચવામાં આવે, અને તે તુર્કસ્તાનમાં ક્યાંક ગુમ થયું હોવાની હકીકત એક વિદ્યાર્થીને આવા જ્હેગતનું કાર્ય પ્રત્યે પ્રેરે એ નવાઈ જેવું નથી ? સ્ટાઇનને એ વખતે જાણે અંતરનો અવાજ આવેલો કે, "આ, ઑક્સસ નદીની દક્ષિણે, પહાડી હારોને પેલે પાર એ શોધી કાઢ એ લુપ્ત સામ્રાજ્ય તારી જ રાહ જોઈ રહ્યું છે."

અંતરના એ અવાજે ૧૧ જ વર્ષના એ કિશોરની કલ્પનાને સળગાવી દીધેલી પરંતુ એને લાગ્યું કે પૂર્વ સબંધેના કશા પણ સંશોધનકાર્ય પહેલા ભારતીય ભાષાઓનો અભ્યાસ જરૂરી હતો અને એટલા પરથી ૧૫ વર્ષની વયે તો સંસ્કૃત ભાષાનો અભ્યાસ શરૂ કરી દીધેલો.

સંસ્કૃત તથા જૂની ફારસી ભાષાનું જ્ઞાન મેળવ્યા પછી તેણે હિંદ પ્રત્યે દૃષ્ટિ દોડાવી અને લાહોરની ઓરીએન્ટલ કૉલેજના પ્રિન્સિપાલ તથા સ્થાનિક યુનિવર્સિટીના રજિસ્ટ્રારના સ્થાને તે આવ્યો. અહીં આવીને પુરાતત્ત્વખાતું ખોલવાની તેણે કરેલી વાતને તો અહીંની સરકારે હસી જ કાઢી અને તેને કેળવણીના ક્ષેત્રમાં મૂકેલો, ટીં ઞ.

## મધ્ય એશિયાનાં કારમાં રેતાળ મેદાનો અને તિબેટનાં હિમાચ્છાદિત ગિરિશૃંગો ખૂંદીખૂંદીને પુરાતન કાળની સંસ્કૃતિનું મોંઘું જ્ઞાન જગતને શોધી આપનાર આજનો એક વિરાટ યુગપુરુષ

અધ્યાપનની અને કામની વૈતરું પાછળ તેનો બહુ સમય જતો, છતાં પોતાનું લક્ષ્ય એ નહોતો ચૂક્યો. પોતાની સઘળી ફુરસદ રજાઓ સંશોધન વિષયક રખડપાટોમાં જ એ પૂરી કરતો.

હિંદમાં આવ્યો ત્યારથી કાશ્મીરના પ્રેમમાં તે પડેલો, જે તેના મરણ પર્યંત કાયમ રહેલો. અહીં આવ્યા પછીનાં પ્રથમ દસ વર્ષના અભ્યાસના પરિણામરૂપે તેણે 'The Chronicle of the Kings of Kashmir' ગ્રંથ બહાર પાડ્યો. આ ગ્રંથે તેની વિદ્વત્તાની પ્રતિષ્ઠા કરી અને હિંદ સરકારે પણ ભારતીય પુરાતત્ત્વ તથા ભાષાઓમાં એને રુચિ રહેલી જોઈ સનાયત કર્યો. ઉપર્યુક્ત ગ્રંથ એ બારમી સદીમાં લખાએલા 'રાજતરંગિણી'નો મહત્ત્વ અનુવાદ છે.

ત્યાર બાદ તરતમાં જ તેની કારકીર્દિમાં પલટો આવ્યો. ચીનાઇ તુર્કસ્તાનના વતનીઓ પાસેથી હિંદ સરકારને કેટલાક હસ્તલિખિત ગ્રન્થ ગ્રંથો મળી આવેલા જેમાં મધ્ય એશિયાની પ્રાચીન સંસ્કૃતિનો ઉલ્લેખ હતો. એ ઉપરાંત કેટલી પુરાવસ્તુઓ પણ મળી આવેલી. સ્ટાઇને ધાર્યું, 'અલબત્ત, એ સંસ્કૃતિ રણની રેતીમાં બંદરાએલી હશે, માટે જમીનને ખોદી કાઢવી જોઇએ!' એણે સરકારની મંજૂરી માગી. સરકારે તે આપી અને સંશોધનકાર્યનું સઘળું ખર્ચ ઉપાડવા ઉપરાંત બાર મહિના સુધી તેને શિક્ષણની ફરજથી મુક્ત કર્યો.

અને આ રીતે, ઈ. ૧૯૦૦માં ૩૮ વર્ષનો ઑરેલ સ્ટાઇન તેની મહાન શોધસફરોમાંની પહેલી સફરે ઊપડ્યો.

તકલામાકન રણમાં એણે પદ્ધતિપૂર્વક ચલાવેલાં ખોદકામ પછી, આજથી ૧૯ થી તે ૧૧ સદી પહેલાના અવશેષો તેને મળી આવ્યા. વિવિધ ભાષાઓમાં લખાએલી કેટલીક હાથપ્રતો પણ મળી અને ભીંતચિત્રોની પણ ભાળ લાગી. પ્રાચીન કાળમાં બૌદ્ધ ધર્મના એ પ્રદેશના અસ્તિત્વ ઉપર આથી અપૂર્વ પ્રકાશ પડી શક્યો. માનવ ઇતિહાસના લુપ્ત પ્રકરણોને આ રીતે પ્રકાશમાં આણ્યા બદલ આખા જગતે તેને વધાવી લીધો.

સ્ટાઇને કેટલાક નિષ્ણાત સહકારીઓ શોધીને એ હસ્તપ્રતો ઉકેલી તે પર એક ગ્રંથ રચ્યો. ત્યાર બાદ હિંદ સરકારે ફરી પાછો તેને મધ્ય એશિયાના રણોમાં મોકલતાં તેણે બીજા વિશેષ અવશેષો શોધી કાઢ્યા અને તે ઉપરાંત ઈસુની પહેલી સદીમાં ચીનની સરહદનું રક્ષણ કરતો કિલ્લો પણ શોધી કાઢેલું. એણે લખ્યું છે તે મુજબ મધ્ય એશિયાનાં રણો ન્યુબીઆ કે અરબસ્તાનનાં રણો જેવાં 'tame deserts' નહિ, પણ 'real deserts' છે. એવા પ્રદેશોમાં રઝળી રઝળીને તેણે ખોદી કાઢેલા અવશેષો ને હાથ કરેલ હસ્તપ્રતો, ચિત્રો, ભરતકામ, રેશમી વસ્ત્રો, શિલ્પ, માટીકામ, જુદાજુદા આલેખો, હથિયારો વગેરે એની અપ્રતિહત સાહસવૃત્તિની યશગાથા રૂપ છે.

ચીનના રસ્તાનો પ્રાચીન વાણિજ્યમાર્ગ શોધવાનું એણે માથે લીધું. રસ્તામાં પાણી મળે નહિ એવાં સ્થળોએ મરણ પરવા નહોતા. નકશા પર નોંધ કરતાં લાંબે રસ્તે અને મોતનો સામનો કરીને પણ ઉત્તરે એણે ૨૦૦૦ વર્ષથી ગુમ થએલો એ માર્ગ શોધી કાઢ્યો.

ઈ. ૧૯૦૦-૦૧ની એની પહેલી સફર ખોતાન અને એના પડોશને વરની હતી. ઈ. ૧૯૦૬-૦૮ની બીજી સફર એને પહેલાના કરતાં ઉત્તર તરફ પૂર્વમાં વધુ દૂર સુધી લઈ ગઈ હતી. ઈ. ૧૯૧૩-૧૬ માં એ એશિયાનું આંતર જોવા ગએલો અને ત્યાંથી પાછા ફરતાં ઈરાન અફઘાનિસ્તાનની સરહદ પર એ સંશોધનકાર્યની સમાપ્તિ કરેલી. એ સૌમાં રો-માંચક પ્રસંગ તો ઈ. ૧૯૦૭ના મેમાં સહસ્રબુદ્ધની ગુફામાંથી એને હાથ લાગેલું આખું પુસ્તકાલય છે. અનેક પ્રાચીન ભાષાઓ અને લિપિઓમાં લખાએલાં એ પુસ્તકો ઉપરાંત રેશમ પર ચીતરાએલાં અમૂલ્ય ચિત્રો પણ એને હાથ લાગેલાં. એ એક જ ગુફામાંથી એણે પ્રાપ્ત કરેલી સામગ્રીથી બ્રિટિશ મ્યૂઝિયમના ૨૪ પટારા પુસ્તકોથી તથા પાંચ પટારા ચિત્રોથી ભરાઈ ગયા હતા.

આ ત્રણ ઐતિહાસિક શોધસફરોએ સાબિત કરી આપ્યું કે હિંદનો એ શિક્ષણાધિકારી જગતનો એક મહાન પુરાવિદ્ હતો. ઇ. ૧૯૧૨માં તેને નાઇટહૂડ બક્ષવામાં આવ્યું અને રૉયલ જીઓગ્રાફિક સોસાયટી તથા રૉયલ એશિયાટિક સોસાયટીએ એને સુવર્ણચન્દ્રકો આપ્યા. પોતાની એ ત્રણ મહાન શોધસફરો પર 'Ancient Khotan', 'Serindia', 'Innermost Asia' વગેરે ૧૧ ગ્રંથો એણે લખ્યા છે જે એટલા તો દળદાર છે કે ૧૨ ઘનફૂટ જગ્યા રોકે છે. સંપૂર્ણ ચોકસાઇ અને સંયમપૂર્વક લખાએલા એ ગ્રંથો બારીક વિગતો આલેખતા અનેક નકશા તથા અસંખ્ય ચિત્રોથી ભરપૂર છે.

એની ત્રીજી શોધસફરનો અહેવાલ ચાલતો હતો ત્યાં જ સિકંદરની સવારીનો માર્ગ શોધી કાઢવાનો મનસૂબો એણે કર્યો, અને ૬૫ વર્ષની વયે બલુચિસ્તાન તથા સરહદ પ્રાંતના કોઈ ગોરા આદમીએ કદી પગ પણ મૂક્યો ન હોય એવા પ્રદેશો ખૂંદવા માંડ્યા. ઘણાને માટે એટલી પાકી વય એ નિવૃત્તિનો સમય, પરંતુ સર ઑરેલને માટે તો ટેનિસનના 'યુલિસિસ'ની માફક—

'Old age hath yet his honour and his toil
Some work of noble note may yet be done'

એ પંક્તિઓ જ જાણે નિર્માણ થએલી. સિકંદરે ઘેરેલાં અને જીતેલાં અનેક નગરો અને દુર્ગોની એણે ભાળ મેળવી.

ઈ. ૧૯૩૦માં ૬૭ની વય છતાં તે કાશ્મીરની ઉત્તરે ઊપડ્યો. એ પછીની વખતે એ મધ્ય એશિયામાં પહોંચ્યો, પણ યુદ્ધમાં રોકાએલા ચીને તેને સંશોધનની મંજૂરી ન આપી. સઘળી તૈયારી છતાં દમ્લક પરંતુ આક્રમણ છોડી દેવાની ફરજ પડતાં નેપોલિયને જેમ ઈંગ્લિશ તરફ કૂચ કરેલી, તેમ સ્ટાઇને, મધ્ય એશિયા પરનું એ નિરધારેલું 'આક્રમણ' મુલતવી રાખી દક્ષિણ ઈરાન તરફ કૂચ કરી.

ત્યારબાદ હિંદ સરકારના પુરાતત્ત્વખાતા તરફથી અરબી સમુદ્રને કાંઠે બલુચિસ્તાન તથા મકરાનમાં તેને સંશોધનકાર્ય સોંપવામાં આવેલું, જેમાં ૩થી ૪ હજાર વર્ષ પહેલાના અવશેષો એણે શોધી કાઢેલા.

જગતે જેટલું સન્માન આપેલું એના પ્રમાણમાં ભૂતકાળનું અનેકગણું જ્ઞાન જગતને શોધી જનાર આ શોધસફરીની પ્રેરણાને પહેલવહેલો સત્કાર આપનાર હતું ઑસ્ટ્રિયાનું સામ્રાજ્ય, છતાં તેનું સંશોધન તો એનાથી અત્ર લગી ન જ થઇ શક્યું, અને એ જ તેના જીવનનું એક માત્ર દર્દ હતું એમ કહીએ તો ચાલે. એના જ શબ્દોમાં એ દર્દ વ્યક્ત કરીને વિરમવું ઠીક સમજાશે—

'હું કદી ઑસ્ટ્રિયા ન પહોંચી શક્યો ! કારણ ? તે હિંદ અને રશિયાની વચ્ચે અફઘાનિસ્તાનમાં આવેલું છે, અને રાજકીય સંયોગો ત્યાંના કોઇપણ સંશોધનકાર્યની આડે આવે છે. જોકે એ લુપ્ત સામ્રાજ્યની વિચારપૂર્વક કલ્પનાએ જ મારી પુરાસંશોધનવૃત્તિને ઉત્તેજી, છતાં ત્યાં પહોંચવા હું કદી સમર્થ નથી થયો. ૬૦થી યે વધુ વર્ષ થયાં સાહસો રચ્યાં, છતાં મારા માટે એ પ્રતિબદ્ધ ભૂમિ જ રહી.'

અશોક હર્ષ

# બાથંબાથ . . . વાઘ સાથે

## જે મરવાને તૈયાર થાય છે તેને જીવવાનો માર્ગ ઈશ્વર કાઢી જ આપે છે

મધ્ય પ્રાંતમાં નાગપુર પાસે ચાંદાનું જંગલ છે. જંગલ એ કોઇ પણ પ્રદેશની શોભા છે. વાળ વિનાનું બોડકું માથું નથી શોભતું, તેમ વનરાઈ વિનાનો દેશ પ્રકૃતિલીલાહીન બનીને ઉજ્જડ અને વેરાન ભાસે છે. આપણી બુદ્ધિ સભ્ય બની ત્યારથી વનશ્રીનો નાશ થતો ચાલ્યો. ગુજરાતમાં તો પાવાગઢ-ગિરનારના ડુંગરાળ ભાગ સિવાય બે ઝાડ પણ સાથે જોઇ શકાતાં નથી.

ચાંદાના જંગલમાં હિંસક પ્રાણીઓ ઘણાં છે. જંગલ પણ ઘાડું અને મોટું છે. વાઘના ઉપદ્રવો તો વર્ષમાં ઘણી વાર બન્યા કરે છે. એ જંગલ સોંસરી થઈને એક સડક નીકળે છે. માણસોની અવર-જવર તે પર રહ્યા કરે છે.

વાઘ ઉસ્તાદ પ્રાણી છે. લાંબા દિવસના અનુભવે તે સમજી ગયો છે કે આ સડક માણસોનો રાહ છે. બનતા સુધી વાઘ માણસોના ટોળા ઉપર હુમલો નથી કરતો. તે સમજે છે કે 'ઝાઝા નબળા લોકથી' વેર કરવામાં હાનિ થવાની. એટલે સડક નજીક લપાઇને બેસી જાય. કોઈ એકલદોકલ દેખે કે તૂટી પડે. આવા બનાવ ઘણા બને છે.

એક દિવસ ચાંદાના એક યુવક વિદ્યાર્થીને એ સડક ઉપરથી જવાનું હતું. જતા પહેલાં દરેક મુસાફર વાઘના ભયનો ખ્યાલ કરી જ લે છે. પણ વિદ્યાર્થીને ભય જેવું નહોતું. તેને સાઇકલ ઉપર જવાનું હતું. સાધન સરસ હતું. કદાચ વાઘ ભેટી જશે તોપણ પોતાને પહોંચી નહિ શકે એવો એને વિશ્વાસ હતો.

આ વિશ્વાસભેર તેણે તો સાઈકલ મારી મૂકી. સપાટાભેર જંગલ પાસે આવી પહોંચ્યો. સાઈકલ એ વર્તમાન જગતમાં ખરેખર એક ઉપયોગી સાધન છે. પ્રજા કોઇ રાજામહારાજાઓની 'જ્યુબિલી' મને-કમને ઊજવે છે, એના કરતાં સાઈકલના શોધકની જયંતી જરૂર ઊજવવી જોઇએ. બને તો સાઈકલના શોખીનો ફાળો કરીને એના શોધકનું બાવલું મુંબઈમાં 'હિંદદ્વાર' ની સામે જ ઊભું કરે.

યુવાન જંગલમાં પેઠો. એનું ચિત્ત પાવડાન ઉપર જોર લગાવવામાં જ કેન્દ્રિત હતું. બંને બાજુ ઘાટાં ઝાડની જાણે ભીંત. સામે, ધીમેધીમે સાંકડી થઈને દૂર દૂર જોડાઈ જતી સીધી સડક. ઉપર કે પાછળ જોવાની એને ફુરસદ કે સ્વસ્થતા નહોતી. પૂર ઝપાટે સાઈકલ દોડી જતી હતી.

પણ ઉફ્! સામે જ વાઘ''!

મસ્ત ચાલે, ડોલતે માથે, ધીમા ડગ ભરતો સડક ઉપર ચાલ્યો આવે. સાઇકલ ઉપરથી ઊતરીને પાછા જવા જેટલો વખત નહોતો. બે ફેરા પેંડું ફરે કે વાઘની બગલમાં જ જઇ પડાય! મોતના એ ફિરસ્તાનો સામનો જેવોતેવો નથી. પીંજરામાં પૂરેલા એ પ્રાણીને જોઇને પણ રોમાંચ થઇ આવે છે, ત્યારે અહીં તો સાક્ષાત્કાર હતો!

યુવાનના મનમાં એ વખતે જે ત્વરિત ગડમથલ થઇ હશે તેની કલ્પના કરવા જેવું છે. કેવા આંદોલનોથી એનું મગજ ભરાઈ ગયું હશે! સાઇકલ આગળ ચલાવીને વાઘની પાસે પહોંચવું એ કેમ બને? એ તો એક દુસ્સાહસ જ કહેવાય. એવું સાહસ કરનારા 'વીર' કે 'જડ' બહુ જ ઓછા.

યુવાન માટે એક જ માર્ગ હતો: સાઇકલ ઉપરથી ઊતરી જઇને પાછો ફરે. તેમ કરવા માટે પૂરતો સમય નહોતો, છતાં તેમ કર્યા વિના છૂટકો પણ નહોતો. વિદ્યાર્થી છાતીપડો હતો. હિંમત સંઘરવા જેટલી શક્તિ છાતીમાં હતી. આવે પ્રસંગે ઘણાં કમજોર 'દિલડાં' ઉપાય અજમાવવા જેટલી પોતાનામાં હોય તે શક્તિ પણ ભયના ખ્યાલથી ખોઇ બેસે છે. ડર વ્યાપ્યો કે કાયરતા સવાર થઇ જ છે. ડરને ને એને ભાઇબહેનનો સંબંધ. જ્યાં ડર ત્યાં કાયરતા પેસવાની જ. અને એ જ્યાં હોય તો માર પણ ખાવાનો હોવાનો જ.

યુવાનને સાઇકલ ઉપરથી ઊતરી જવાનું વધારે યોગ્ય લાગ્યું. સાઇકલની ગતિ રોકી લીધી. કુદકો મારીને નીચે ઊતર્યો. પણ જેવો સાઈકલ ફેરવવા જાય, ત્યાં રાહ રોકાયો!

વાઘ આવી પહોંચ્યો. મોમાં આવેલો કોળિયો છટકી જવા દેવો એ ભૂખથી પીડાતાને કેમ રૂચે? વિદ્યાર્થી સમજી ગયો, કે વાઘદાદા હવે છોડે એમ નથી. શાંત રહીને, નાસતા કે સામે લડીને પ્રાણ તો ખોવાનો જ છે. એકેય રસ્તે ઊગરવાની તો આશા જ નથી. કાયરને રડીને કે નાસતાંનાસતાં જ જીવ ખોવો આવે છે, બળવાન હૃદયના હિંમતવાન માણસો સામનો કરીને જ જીવ આપે છે. સહેલાઇથી દુશ્મનને પોતાનો ભોગ આપવો એ પુરુષને ન શોભે.

યુવાને સામનો કરવાનો નિરધાર કરી લીધો. હૈયે હિંમત હતી. શરીરમાં જોર ભલે હોય કે ન હોય, પણ હિંમત એ સાચું બળ છે.

વાઘ માર્ગ રોકીને સામે આવ્યો કે તરત વિદ્યાર્થીએ સાઈકલ ફેંકી દીધી અને વાઘ સામે મોં કરીને ઊભો રહ્યો. વાઘની પણ ઇચ્છા જાણે દાવ ખેલવાની હોય તેમ લાગ્યું. તેણે ન તો ઉતાવળ કરી કે ન ઝટ હુમલો કર્યો. કુસ્તીનો દાવ ખેલવા પેંતરા લેતો હોય તેમ ધીમેથી સામે આવ્યો. વિદ્યાર્થીને હવે વાઘની બિહામણી કે પાશવી આકૃતિનો ડર નહોતો. એના મનથી તો અત્યારે તે પોતાનો સમોવડિયો કોઈ હરીફ જ હતો.

પાછલે બે પગે શરીર ટેકવીને વાઘે કમાનની માફક શરીર કુદાવી વિદ્યાર્થી પર તરાપ મારી. વિદ્યાર્થીનું જાણે મોં જ ઝડપી લેવું હોય એમ લાગ્યું. પણ જેવો એ અંગ પર આવ્યો કે વિદ્યાર્થીએ દૃઢ બની, ત્વરા ને સ્ફૂર્તિથી તેના ગળાની આસપાસ બંને હાથ વડે સાણસાની માફક ચીપ દીધી. વાઘનું મોં તો છેટે રહી ગયું, પણ એના પંજા પ્રહાર કરવામાં શાના ચૂકે? વિદ્યાર્થીના ખભા અને હાથ ઉપર તેના તીણા નખ ભોંકાઇને ઊઝરડા લેવા લાગ્યા. કોટ ને પહેરણ ફાટી ગયાં અને લોહીના રેલા ચાલ્યા. પણ વિદ્યાર્થી રજમાત્ર ચસ્યો નહિ. તે તો મજબૂત હાથે વાઘનું ગળું પકડીને ઊભો જ રહ્યો. મૂકી દે કે પોતાનું માથું વાઘના મોમાં ગયું જ હતું!

કુસ્તીનો જાણે દાવ જામ્યો હતો. ન વાઘ પાછો હટે કે ન વિદ્યાર્થી ગળું છોડે. બંને દૃઢ બનીને, પગ ખોડીને, સામસામું જોર દેતા હતા. પણ વાઘને પક્ષે એક વાતનો ફાયદો હતો. પંજા વડે તે વિદ્યાર્થીને ઘાયલ કરતો જતો હતો. વિદ્યાર્થી તો જાણે બધું જ ભૂલી ગયો. પોતે જીવશે કે મરશે એવી એને ચિંતા જ નથી. એ તો દાંત કચકચાવીને ગળું પકડી બેઠો. વાઘ પણ મનમાં સમજતો હશે કે આ માનવી વિચિત્ર મળ્યું'

વિદ્યાર્થીનું શરીર હવે લોહીથી ભીંજાઈ ગયું. આ સ્થિતિ લાંબો વખત ચાલે જ નહિ. વાઘના તીણા નહોર છરીનું કામ કરે છે. તે

જેડે પણ માણસને તે હાર કરી શકે.

વાઘે હવે દાવ બેસી ઓચિંતો ઝટકો માર્યો! વિદ્યાર્થીના હાથ ઢીલા પડ્યા. વાઘનું ગળું છૂટી ગયું ભયંકર દશા થઈ! વાઘ હવે તો ખરેખરો ક્રૂર બન્યો હતો. તેની આંખમાંથી આગ વરસતી હતી. છૂટ્યો એવો જ ત્રાટક્યો. પણ વિદ્યાર્થીએ વાર બચાવી લીધો. વાઘ કૂદ્યો એવું જ પોતે સ્થાન બદલી નાખ્યું હતું ને બગલમાં જતો રહ્યો. વાઘનો દાવ ખાલી ગયો.

પણ એથી એ છોડે એમ ક્યાં હતો? એણે આ વખતે આક્રમણનું સ્થાન બદલ્યું. વિદ્યાર્થીની જાંઘ પકડી લીધી. પણ સદ્ભાગ્યે ધોતિયાને લીધે ઉપરની ચામડી જ મોંમાં આવી દાંત ઊંડા ન જઈ શક્યા. વિદ્યાર્થીએ તરત એનું માથું પકડીને ધક્કો માર્યો. પણ વાઘ જેવું પ્રાણી એવા ધક્કાથી હટે? તરત એણે વિદ્યાર્થીના શરીર પર બીજી તરાપ મારી. એમાંથી બચવા વિદ્યાર્થી ઝડપથી પાછો હટ્યો. પણ પાછળ મટકનો કાંટો હતો. પગ ઠોકર ખાઈ ગયો શરીર કાબૂમાં ન રહ્યું ધબ દઈને નીચે પડ્યો!

શિકાર નીચે પડ્યો, હવે વાર શાની? ગર્જન થતાં વાઘે મોટી ફાળ ભરીને શિકાર દબાવવાનો પ્રયત્ન કર્યો. પણ વિદ્યાર્થીએ પડ્યાં પડ્યાં જ, હતું તેટલું બળ કરીને જોર જોર ઝટકાથી બંને પગની લાત મારી. બરાબર વાઘના મોં ઉપર જ લાત વાગી. એ લાતમાં શક્તિ પણ ભરેલી હતી. વિદ્યાર્થીનું ખરેખરું બળ ઠલવાયું વાઘ જરા હટી ગયો તરત જ ચપળતાથી વિદ્યાર્થી ઊભો થઈ ગયો.

એ ઊભો થતાની સાથે જ વાઘે હવે ધૂંધવાઈને હુમલો કર્યો પહેલાંના જેવી જ સ્થિતિ થઈ. વાઘના બંને પંજા ફરી ખભા ઉપર આવ્યા. વિદ્યાર્થીએ તરત ગળું પકડી લીધું પણ આ વખતે પકડ જરા બગલમાં આવી વાઘ વધારે બળ કરે તો મોંને પહોંચી જાય પંજાના પ્રહાર તો તેણે ચાલુ કરી જ દીધા. લોહીથી હવે વિદ્યાર્થી નીતરવા લાગ્યો શક્તિ પણ ઓછી થવા લાગી અને વાઘનો જ વિજય થશે એમ લાગ્યું.

એ જ વખતે સંજોગવશાત્ એક મોટર એ રસ્તે નીકળી. પાંચ સાત માણસો નાગપુર તરફ જતા હતાં તેમણે વિદ્યાર્થીની વાઘ સાથેની કુસ્તી જોઈ પાસે આવીને તેમણે મોટર થંભાવી દીધી. પારી ઍટલેન્ટ ફનહિ; વાઘને હુમલો કરતા વાર લાગે એટલું દૂર! વાઘ લડતો હતો વિદ્યાર્થી સાથે, પણ જીવ લઈ બેઠો હશે આ મોટર વાળીઓનો'



# પૃથ્વી પર જીવન કેમ પાંગર્યું [૭]

આજથી લગભગ કરોડ વરસ ઉપર આપણી પૃથ્વી ઉપર જીવસૃષ્ટિની પહેલી ઉત્પત્તિ થવા માંડી ત્યારથી લઈને તે જે ક્રમમાં વિકસીને આજના સ્વરૂપે પહોંચી ત્યાંસુધીના ક્રમવિકાસના જુદાજુદા યુગ વૈજ્ઞાનિકોએ પાડ્યા છે એમાં ગયા હપતામાં આપણે, આજથી ત્રીસ લાખ વરસ ઉપર થએલા ઇઓસીન યુગ નામના નવમા યુગ સુધીનો પરિચય કર્યો તે એમાંના પ્રાણીઓએ ધીમેધીમે વિકસતા જઈને જે નવો પલટો લીધો તેનું સ્વરૂપ, આજથી લગભગ બાર લાખ વરસ પરના માયોસીન યુગમાં કેવું હતું તે આ ચિત્રમાં બતાવ્યું છે

એ યુગ બેસતાબેસતામાં તો પૃથ્વીની હવા સારીપેઠે ઠંડી પડી ગઈ હતી અને તેના પર રંગબેરંગી ફૂલોના છોડ પણ પ્રગટવા લાગ્યા હતા આ યુગનું મુખ્ય પ્રાણી તે તલવાર જેવા દંતશૂળ વાળા વાઘ જિરાફ હજી પ્રગટ્યા ન હતા, પણ જિરાફ જેવી લાંબી ડોકવાળા ઊંટ અસ્તિત્વમાં આવ્યા હતાં (જુઓ ઉપલે હાથે ખૂણે). હાથીકુળનાં પ્રાણીઓ હવે આજના હાથીને મળતું સ્વરૂપ લેતા જતા હતા; તેમની સૂંઢ લાંબી થતી જતી હતી અને તેમાંના ટેટ્રાબેલોડોન નામના હાથીને તો તેના લાંબા નીચલા જડબામાં વધારાના દંતશૂળ હતા (ઉપલે હાથે ખૂણે). આજના સસલા જેવું, પણ કદમાં તેનાથી ઘણું મોટું, એવું ટેક્સોડન્ટ નામનું પ્રાણી પણ પ્રગટ્યું હતું (નીચલે હાથે ખૂણે) માનવીના આદિ વડવાઓ આ યુગમાં પ્રગટવા માંડ્યા અને એમાંની પ્રોપ્લિઓપિથિકસ નામની જાત આજના ગિબન વાંદરાને મળતી જ હતી આજના બગલાને મળતાં પક્ષી પણ આ યુગમાં નવા પ્રગટ્યાં

હવે છેલ્લા યુગની વાત આવતા અંકે

(Courtesy, World of Wonder)

## 'કુમાર'ના ગ્રાહકો અને હિતચિંતકોને

જણાવતાં અમને આનંદ થાય છે કે કુમાર કાર્યાલયને લિમિટેડ કરવાની યોજના માટે મધ્યસ્થ સરકારની મંજૂરીની જરૂર હતી તે મળી ગઈ છે અને એ દિશામાં અમે કામકાજ ફરી ચાલુ કરી દીધું છે. એટલે એ યોજનામાં ભાગ લેવા ઇચ્છતા જે જે 'કુમાર'પ્રેમીઓ મજકુર મંજૂરીને અભાવે આજ સુધી રાહ જોઈ રહ્યા હોય તેમને તેમાં પોતાનો હિસ્સો પુરાવવા વિનતિ છે.

કોની હિમ્મત કે વિદ્યાર્થીની મદદે જાય?

પણ એક વાનું તો થાય; અને તે બૂમો પાડવાનું. ઘણી વખત ભયથી પણ બૂમો પડાઈ જાય છે. ગમે તેમ, પણ મોટરવાળાઓ જોરથી બૂમો અને હાકોટા પાડવા લાગ્યા. ભૂંગળા ઉપરાંત, મોટરના યંત્રનો ચિત્રવિચિત્ર ઘોંઘાટ પણ વધારી દીધો અને એક્ઝૉસ્ટ પાઇપના ધડાકા કરવા માંડ્યા.

આ એકસામટા ઘોંઘાટ, બંદૂક જેવા ધડાકા અને હાકોટા સાંભળ્યા પછી, શિકારના લોભમાં પોતાના જીવ ઉપર આફત વહોરી લેવાની ભૂલ વાઘ જેવો ડાહ્યો જીવ કરે નહિ. વિદ્યાર્થીને છોડી એ પલાયન કરી ગયો. પાછળ નજર કરવાયે રોકાયો નહિ.

મોટર નજીક આવી. વિદ્યાર્થી લોહીલોહાણ થઈ ગયો હતો. તેની બધી શક્તિ ખરચાઇ ગઈ હતી

મોટરમાં તેને નાનપુર લઇ ગયા અને તરત જ સારવાર માટે દવાખાનામાં દાખલ કર્યો

૧૯૩૫ના જુલાઈ મહિનાની આ વાત

જીવરામ જોષી

## ઠઠ્ઠાચિત્રોની સમજણ

(અનુસંધાન પાછળ પૃ. ૨૫૮થી)

લાક્ષણિકના સ્પષ્ટ ઓળખાય છે.—આધુનિક કવિતા યુગમાં પૃથ્વી છંદના પ્રવર્તાવનાર લેખે નીચે પૃથ્વીનું ચિહ્ન, (૩) કાકાસાહેબ કાલેલકર—નિસર્ગવિહારનું સૌન્દર્ય ભોગવનાર અને પાનાર સાહિત્યકાર અને ચિંતક, (૪) શ્રી કનૈયાલાલ મુનશી, એમના આલેખનમાં (એમના નાકની દાંડીથી શરૂ થઇને ટોપીની પાછળ સુધી) એમના નામાક્ષરો 'મુનશી' વડે જ એમની લક્ષણમુદ્રા ઉઠાવી છે.—નીચે, ગુજરાતની અસ્મિતાનું દ્યોતક એમના માસિક 'ગુજરાત' પર આવતું હતું તે એમાં યોજેલું સંજ્ઞાચિત્ર, (૫) શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક એમના ઉપનામ 'શેષ'ને અનુલક્ષીને સાપોલિયા જેવા વળાંકવાળી એક જ રેખાથી એમની મુદ્રા આલેખી છે,—નીચે 'સ્વૈરવિહારી' 'શેષ'ની સંજ્ઞા; (૬) શ્રી 'ધૂમકેતુ' (ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી), એમના માથાના અને મૂછના વાળમાં ખુલ્લી પડેલી ચાંપડીનું, દાઢી તથા નાકમાં ખડિયા અને કલમનું, તથા એમની લાક્ષણિક ઢબે ચડેલી રહેતી ભમર નીચે વળ ખાધેલા ધૂમકેતુ તારકનું આલેખન કરીને એમની મુદ્રા ઉઠાવી છે;—નીચે 'તણખા'—એમની ખ્યાતિદા બનેલા એમના વાર્તાસંગ્રહોનું સૂચન; (૭) શ્રી ઝવેરચંદ મેઘાણી, જેમની આંખો, ઝુલ્ફાં અને પાઘડી એમને એકજ વખત જોનારના મનમાં પણ સચોટ છાપ આપી દે છે;—નીચે મૂકેલો પાળિયો અને ધૂપદાન, તે એમણે સંશોધીને સર્જન કરેલી કાઠિયાવાડની શૌર્યકથાઓ અને લોકસાહિત્યના દ્યોતક છે; (૮) શ્રી રવિશંકર રાવળ—એમના નામાક્ષરો ર. મ. રા. વડે એમના ચહેરાની વિશિષ્ટતા આણી છે, એમના હંમેશના ઊભા કૉલરને ખૂબીથી ચિત્રકારની પૅલેટનું રૂપ આપીને માંહે પીંછી ખોસી એમના કલાકાર હોવાની સંજ્ઞા મૂકી છે,—ઉપરાંત, નીચેના પ્રતીકમાં પણ, પદ્મધારી હાથ એ ગુજરાતના જીવનમાં એમણે આણેલા કલાના પુનરુજ્જીવનનું સૂચક છે; ચોંડિયાવરના ધ્વજવાળો કલમના આકારનો ભાલો એ 'કુમાર' માસિક ની એમની પ્રવૃત્તિનો સૂચક છે; (૯) શ્રી કનુ દેસાઈ: કલ્પનાઓ ભર્યું મોટું મસ્તક ધારી રહેલું નાજુક ગળું અને અણિયાળી ચિબુક, લહેકાદાર વળાંકને ટેડી ટોપી વડે ઓળખાતા એ કલાકારની નીચે એમના આલેખનોમાં સદા હાજર જણાતા સુશોભનો કમળ અને દીપક; (૧૦) શ્રી રસિકલાલ પરીખ (કલાકાર)ને એક જ વાર જોનાર એમના કપાળ પરથી લહેકા સાથે પડતી વાળની લટોની લાક્ષણિકતાથી એમને તરત ઓળખી કાઢશે; એમનાં ચિત્રો નીચે જોવામાં આવતી ત્રિકોણની સંજ્ઞા એમનાં ભવાં અને આંખની રચનાથી દર્શાવી છે,—નીચે પીછીમાં લટકતું પાણીનું ટીપું અને તે પર બેસવા આવતું પંખી એ એમના ઘણાખરાં ચિત્રોમાં નજરે પડતાં હોવાથી એમના સૂચક ચિહ્ન તરીકે આલેખ્યા છે.

## ફાઉન્ટનપેનની બ્લ્યુબ્લૅક શાહી બનાવવાની રીત

[અનુસંધાન આગળ પૃ. ૨૭૭થી] ક્રિયા થઇને એક નવો જ પદાર્થ—આયર્ન ટૅનેટ બનશે. એનો રંગ પ્રથમ ઝાંખો વાદળી હશે, પણ જેમ જેમ હવાની તેના ઉપર અસર થતી જશે તેમતેમ દ્રાવણ કાળું થતું જશે. આ પ્રસંગે જો દ્રાવણમાં તેજાબ નાખેલો ન હોય તો આયર્ન ટૅનેટના રજકણ થઈ જાય અને તેથી શાહી બને નહિ.

હીરાકસીનું દ્રાવણ નાખ્યા પછી એમાં ફીનૉલ કે આકરો દેશી દારૂ ઉમેરો. આ દ્રાવણને ઓછામાં ઓછું પંદર દિવસ રહેવા દો, જેથી બધું દ્રાવણ કાળું થઈ જશે. ત્યાર બાદ કોઇ સ્વચ્છ કપડાને ચારપાંચ પડવાળું કરીને એમાંથી દ્રાવણ ગાળી નાખો. દ્રાવણમાં થોડાં રજકણ જતાં હોય તો એ ફરીથી ગાળી નાખવું હિતાવહ છે.

આ ગાળેલા દ્રાવણમાં ઍસિડ ગ્રીનો વાદળી રંગ પાણીમાં ઓગાળીને ઉમેરો ને પછી બરાબર હલાવો, એટલે શાહી તૈયાર થશે. શાહી લખતી વખતે પેન ઉપર જામી જતી હોય તો થોડું ફીનૉલ કે દારૂ વધારે નાખવો. ઉપરના દ્રાવણમાં રંગ નાખ્યા પછી એટલે કે શાહી બનાવ્યા પછી એ દસ દિવસ બાદ વાપરવાથી, ફરી શકાય એવી બ્લ્યુબ્લૅક શાહી બનશે. ઉપરનાં પ્રમાણો લઇને જો રા શેર શાહી બનાવવી હોય તો ખર્ચ બાર આનાથી એક રૂા સુધીનું આવશે, જ્યારે બજારમાંથી આટલી જ શાહીના ૩ા દશ રોકડા પડે. ગોરધનભાઈ હા. પટેલ

# કસોટી

સામાન્ય જ્ઞાનની અને બુદ્ધિની કસોટી કરતા આ નીચેના પ્રશ્નોના ઉત્તર આ પૃષ્ઠને છેડે આપેલા છે, પરંતુ ત્યા તે શોધવા માટે ઉતાવળ કરતા પહેલા તમારી પોતાની મેળે તેના ઉકેલ શોધવા મહેનત કરશો, તો તમે કેટલા અંશે સફળ થઈ શકો છો તેનુ માપ જાણી શકશો.

(૧) મારી ઉંમર, મારાથી ચાર વર્ષ મોટા ભાઈની ઉંમરના ચાર ગણા તથા મારાથી ચાર વર્ષ નાના ભાઈની ઉંમરના ચારગણા વચ્ચે જે તફાવત આવે એટલી છે તો મારી ઉંમર કેટલી?

(૨) પાણી ભરેલી એક કૂંડીમા લાકડાની નાની રમકડાની હોડી તરે છે, એ હોડીમા એક લોઢાનુ વજન પણ મૂકેલુ છે હવે એ વજન હોડીમાથી કાઢીને જો પાણીમા મૂકીએ તો પાણી ઊંચે ચડે, સરખી સપાટીએ રહે કે તેની સપાટી ઘટે.



(૩) આ કુકડીના ઇડાં વેર વીખેર પડેલા છે તેના ઉપરથી પસાર થતી એવી ત્રણ સીધી લીટી દોરો કે જે દરેક ઇંડામા થઈને પસાર થાય

(૪) હિંદુસ્તાનમાં સિક્કાઓનું ચલણ પરદેશીઓએ દાખલ કર્યું હોય તો કોણે? ગ્રીકોએ? ઇરાનીઓએ? ચીનાઓએ? કોઈએ નહિ?

(૫) ત્રણ બિલાડી ત્રણ મિનિટમા ત્રણ ઉંદર મારે, તો ૧૦૦ બિલાડીને ૧૦૦ ઉંદર મારતા કેટલો વખત લાગે?

(૬) એક સંશોધકે કહ્યુ કે તેને મળેલા એક પુરાણા સિક્કા ઉપર ઈ. સ. પૂર્વે ૯૪૩ એવું કોતરેલું હતુ એ સાચી વાત હશે કે ખોટી?

# ૧૯૪૪નું કૅલેન્ડર મોઢે

કોઈ પણ આખા વર્ષનુ કૅલેન્ડર મોઢે રાખવાનો ઉપાય એ છે કે તે વર્ષના બાર મહિનામાના દરેક મહિનાની પહેલી તારીખે કયો વાર આવે છે તે યાદ રાખવું.

૧૯૪૪ના બારે મહિનાની બાર પહેલી તારીખોના બાર વાર યાદ રાખવામા મદદરૂપ થાય એવા બે ખોખાં (Formula) આ નીચે આપ્યા છે:

(૧) શનાજી મંત્રીથી બુદ્ધા, શનાજી સોમના ગુરુ, શરા, રવિભા બુદ્ધિના શૂરા, શનાજી મંગીથી

(૨)

| | | | |
|---|---|---|---|
| | ૭ | ૩ | ૪ |
| | ૭ | ૨ | ૫ |
| | ૭ | ૩ | ૬ |
| | ૧ | ૪ | ૬ |
| ૨ | ૩ | ૪ | ૧ |
| − | | ૩ | ૯૭ |
| ૧ | ૯ | ૪ | ૪ |

આમાનું પહેલું ખોખુ વધારે સારુ છે, કારણ કે એક તો તે પદ્યમાં હોવાથી ઝટ મોઢે થઈ જશે, અને બીજુ, તેમા દરેક મહિનાનો પહેલો વાર તરત સૂચવાય છે આ શ્લોકમા બાર શબ્દ છે અને તે દરેક શબ્દ ૧૯૪૪ ના જાન્યુઆરીથી માંડી ડીસેમ્બર સુધીના દરેક મહિનાની પહેલી તારીખે આવતા વારને મળતુ નામ સૂચવે છે.

બીજા ખોખામા, એ જ પ્રમાણે ૭૩૪ વગેરે પહેલા બાર આકડા બાર મહિનાની પહેલી તારીખના વારનો નંબર સૂચવે છે (૧=રવિ, ૨=સોમ, ૩=મંગળ એમ શનિ સુધી.) જેમને આકડાઓ ઝટ યાદ રહેતા હોય તેમને આ ખોખુ અનુકૂળ પડશે

કોઈ પણ વ્યક્તિ પોતાને માટે પોતાનુ સ્વતંત્ર ખોખું પણ આ પ્રમાણે બનાવી શકે. —'કૅલેન્ડરકાર'

# વિકસતું વિજ્ઞાન

વૉશિંગ્ટનથી સમાચાર મળ્યા છે કે યુદ્ધ પછી રેડિયોના એવા વિવિધ પ્રકારના ટચુકડા સેટ તૈયાર કરવામા આવશે કે જે અંધોના શરીર પર બાંધી શકાય અને તેઓ બહાર જાય ત્યારે તેની સ્વિચ ચાલુ કરતા, તેમાથી નીકળનાર સંગીત જેવો સૂર તેમને ખબર આપ્યા કરશે કે તેઓ કોઈક ચીજની પાસે પહોંચનાર છે તેથી તેઓ બચીને ચાલે!

પરંતુ અમેરિકાના રેડિયો ડિપાર્ટમેન્ટના વડા મિ રે એલ્સના બયાન મુજબ યુદ્ધ પછી રેડિયો દ્વારા સૌથી વધારે અને મહત્ત્વની સેવા તો વાયુમા લેવામા આવશે. આજે વાયુમા અથડાવાથી જે ઘટનાઓ અને અકસ્માતો બનવા પામે છે, તે આ નવા પ્રબંધથી મહદ અંશે અટકી જશે.

યુદ્ધ પછી જનતાના ઉપયોગ માટે એક હવાઈગાડી (Aerocar) બનાવવાનુ વિચારવામા આવ્યુ છે, જે રાજમાર્ગો પર કલાકના સિત્તેર માઈલની ગતિથી દોડશે, અને ટ્રાફિક-ટ્રૉવરો ઉપર ધૃણાત્મક દૃષ્ટિ નાખતી કલાકના સો માઈલની ગતિથી હવામા ઊડશે' હવાઈ જહાજોની ડિઝાઇન બનાવનાર મશહુર કારીગર મિ વિલિયમ સ્ટુવર્ટ કહે છે કે આ હવાઈ-ગાડીમા ત્રણ મુસાફરો બેસી શકશે, અને એનું વજન સુમારે પંદર સો પાઉન્ડ એટલે હાલની પ્રચલિત હલકી મોટરો કરતા અર્ધુ જ હશે. તેની પાછળ જે ફેરવનાર યંત્રનો ભાગ (કિંવા પ્રોપેલર અથવા પંખો) લાગેલો હશે, તે સડક ને વાયુ, બંનેમાં આ ગાડીને ચલાવશે. જ્યારે આ ગાડીને જમીનથી અધ્ધર આકાશમા લઈ જવી હોય ત્યારે ડ્રાઈવર એના પાત્રીસ ફૂટના અલાહેદા થનારા પડખાં નિયુક્ત સ્થાને સાંધી દેશે, એટલે એ જ ગાડી જે જમીન પર ત્વરિત ગતિથી દોડતી હશે, તે જોતજોતામા હવામાં ફરાંટા ભરવા માંડશે

મિ સ્ટુવર્ટના કહેવા પ્રમાણે બીજા હવાઈ જહાજોમા પણ એવા યાંત્રિક ભાગો લગાડવામા આવશે, કે જ્યારે આવશ્યકતા પડે ત્યારે તેને હવામાંથી ઉતારી મોટરકારનું કામ લઈ શકાય એવું રૂપ સ્વરૂપ પણ ઉક્ત હવાઈ ગાડી મુજબ જ રહેશે ઈ સ દ

## કસોટીના જવાબ

(૧) ૩૨, (૨) સપાટી ઘટે; કારણ કે વજન જ્યારે હોડીની અંદર હતુ ત્યારે પોતાના 'વજન' જેટલા પાણીની જગ્યા રોકતુ હતુ, પણ પાણીની અંદર મૂક્યુ ત્યારે પોતાના 'કદ' જેટલી જગ્યા રોકવા લાગ્યું. કદ ઓછુ જ હોય, તેથી સપાટી નીચી ઊતરે. (૩) બાજુની આકૃતિ મુજબ; (૪) કોઈ પરદેશીએ ચાલુ નહિ કરેલું, ભારતવાસીઓએ પોતે જ તેનો આવિષ્કાર કરેલો; (૫) ત્રણ જ મિનિટ, (૬) ખોટી; કારણ કે ઇસવી સનની સાલ શરૂ થયા પહેલાં એનું નામ પણ કોણ જાણતુ હોય કે 'ઈ સ પૂર્વે' લખે? સનનું નામ તો પાછળથી પડ્યુંહોય.



છે એ ઘણા નહિ જાણતા હોય. આવી નિદ્રાકર્ષક દવાઓ માટે ડૉ રાઇઝિંગ કહે છે, કે 'બીજાં ઝેરો જેટલી જ એ શરીર પર ઝેરી અસર કરતા હોઈ અનિવાર્ય હોય તેવા જ પ્રસંગે અને કુશળ ડૉક્ટરની નજર તળે જ તેનો ઉપયોગ કરવો.

આવી દવાઓ કરતા તો બહેતર છે કે ઊંઘ્યા પહેલા ૯૮ થી ૧૦૨ ડિગ્રી સુધી ગરમ કરેલા પાણીનું સ્નાન કરવુ પરંતુ દરરોજ માટે એ ઉષ્ણ સ્નાન પણ સારું નથી. ચામડીની સ્પર્શગ્રાહ્યતા એથી ઘટી જાય છે. એથી ઉલટુ, ઠંડા પાણીનું સ્નાન બળવર્ધક છે

વળી ખોરાક, સૂવા અગાઉ ઓછામાઓછા ત્રણ કલાક પહેલા લઈ લેવો જોઇએ, અને તે પણ બપોર કરતા હલકો હોજરીની ગરબડ ઘણી વખત અનિદ્રાનુ મોટું કારણ હોય છે સૂવાના ખંડમા હવાની અવરજવર પણ પુષ્કળ હોવી જોઇએ જરૂર પડે તો થોડુક વધુ ઓઢી લેવુ, પણ હવાને અટકાવવાનો અથવા તો માથે ઓઢીને કે મો ખુલ્લુ રાખીને ઊંઘવાનો પ્રયાસ કદી ન કરવો શયનખંડનુ ઉષ્ણતામાન સરેરાશ ૬૦ થી ૭૦ અંશ આસપાસ રહે એ ઈચ્છનીય છે

આંખોનું વધુપડતુ ખેંચાણ, ધૂમ્રપાન, કબજિયાત, અતિશય શ્રમ ને ઉદ્વેગ સાથે અનિદ્રાનો ભય પણ ઘણી વખત અનિદ્રા ઉપજાવે છે એવું લાગે તો શરૂઆતમા અરધા ગ્લાસ ગરમ પાણીમા અરધીથી એક ચમચી બાઇકાર્બોનેટ ઑવ સોડા લેવું અને છતા ફાયદો ન થાય તો યોગ્ય સારવાર લેવી, પણ બજારૂ દવાઓથી તે મટાડવાનો પ્રયાસ કદી ન કરવો.

બીજી એક ભૂલભરેલી માન્યતા પણ આપણામાના ઘણા ધરાવતા હોય છે, અને તે એ કે પહેલે દિવસે ઉજાગરો કર્યો હોય તો બીજે દિવસે ભરપૂર ઊંઘ લીધી હોય તો જ શરીર ઠેકાણે આવે પણ એમા કઇ વજૂદ નથી. માત્ર નવ કલાકની ઘસઘસાટ ઊંઘ સાઠ કલાકની ચડેલી ઊંઘનો બદલો વાળી આપે છે અતિનિદ્રા પણ અત્યાહાર જેટલી જ ત્યાજ્ય છે એ ન ભૂલવું

આ તો બધો ઊંઘ સાથેનો આપણો શારીરિક સબંધ થયો. પરતુ મનને પણ તેની સાથે કંઈઓછો સબંધ નથી ઇન્દ્રિયોની કાર્યશક્તિ પણ ઊંઘમા અજબ પ્રકારની રહે છે. ગમે તેવી ઘસઘસાટ ઊંઘમા આપણે પડ્યા હોઇએ, પણ ત્યારે કોઈ પરિચિત અવાજ ગમે તેટલા જોરશોરથી થતો હશે છતા આપણે જલદી જાગી નહિ ઊઠીએ, પણ જરા સરખો યે અપરિચિત અવાજ થયો કે તરત આપણી આખ ખુલી જવાની.

ઊંઘમાં વિચાર કે તર્ક જેવુ કંઇ રહે છે કે નહિ તે આપણે કહી શકતા નથી ઘણા માણસો ઊંઘમા ને ઊંઘમા ઊભા થઈ ઘણી પ્રવૃત્તિઓ કરે છે, છતા જાગ્રતાવસ્થામા એ બધુ વિસરી જાય છે એવા દાખલા મળી આવે છે. આ વિશિષ્ટ પ્રકારને વિજ્ઞાનની ભાષામા 'Somnambulism' કહે છે. વિજ્ઞાનીઓએ તેની તપાસ પણ હાથ ધરી છે જોકે હાલ તો કુદરત ઊંઘ કેમ આણે છે એ જ પ્રક્રિયા જાણવા તે મથે છે તેમણે મગજની અંદર રહેલુ નિદ્રાકેન્દ્ર શોધી કાઢ્યુ છે મજ્જારજ્જુ (brain stem) અને તેના બાહ્યાવરણ—thalamus ની વચ્ચે તે આવેલુ છે આ યંત્રતંત્રનો એક છેડો તે પિટ્યૂટરી ગ્રંથી એને કશી ક્ષતિ પહોંચી હોય તો ઊંઘ નથી આવતી વિજ્ઞાનીઓ આ ભાગને કૅલ્શિયમ ક્લોરાઇડના ઇન્જેક્શનો આપી ઊંઘ આણી શક્યા છે ને પોટાશિયમ ક્લોરાઇડના ઇન્જેક્શનોથી અનિદ્રા પણ જન્માવી શક્યા છે છતા વિજ્ઞાનીઓ માને છે કે ઊંઘની યાંત્રિકતા એ ભાગમા જ પર્યાપ્ત નથી એ તો માત્ર જાગૃતિ ને સુષુપ્તિ વચ્ચેની નિયામક કળ છે જોકે નિદ્રા એકલી શારીરિક પ્રક્રિયા છે જ નહિ એ માનસિક અને કંઇક અંશે મનાતીત પ્રક્રિયા પણ છે

આ 'મનાતીત'નો અર્થ એટલો જ કે આપણા જાગૃત મજ્જાતંત્ર (voluntary nervous system) ની નહિ પણ પ્રાથમિક અથવા પ્રસુપ્ત મજ્જાતંત્ર (primitive nervous system અથવા sympathetic system) ની એ પ્રક્રિયા છે આ પ્રાથમિક મજ્જાતંત્ર આપણા પાછળથી વિકાસ પામેલા મગજની આજ્ઞા ઉઠાવે છે, એટલુ જ નહિ પણ ભય ક્રોધ વગેરે લાગણીઓથી શરીર પર થતી પ્રતિક્રિયાઓથી તે તેને રક્ષણ આપે છે

પરતુ આ પ્રાથમિક મજ્જાતંત્રનો એક બહુ અલ્પ ભાગ 'parasympathetic' તરીકે ઓળખાય છે, અને ઝુરિચના પ્રો. ડબ્લ્યુ. આર હેસના કહેવા મુજબ ઊંઘની પ્રક્રિયા માટે મુખ્યત્વે એ જ ભાગ જવાબદાર છે. આગળ ઉપર આપણે જે ભાગને ઇન્જેક્શનો આપવાનું કહી ગયા તે આ જ ભાગને. કેટલાક વળી માને છે કે શરીરમાથી નીકળતો કોઈ ઊંઘજનક સ્રાવ જ ઊંઘ આણતો હોવો જોઇએ બર્લિનના ફ્રૅન્ડેક ને બાયર એ બે વિજ્ઞાનીઓના અખતરામા એ માલૂમ પણ પડ્યુ છે કે ઊંઘ દરમિયાન પિટ્યૂટરી ગ્રન્થીમાનો પદાર્થ મજ્જારજ્જુ (brain stem) ના કોઈ ભાગમા ઠલવાઈ જઇ તે ખાલી બની જાય છે, જ્યારે જાગવાની થોડી પળો પહેલા તે પાછી ભરાઈ જાય છે જો કે હજુ અંતિમ નિર્ણય પર આવવા માટે બીજી સાબિતીઓની જરૂર રહે છે

ઊંઘ સાથે આપણને સ્વપ્નનો સવાલ પણ ઊઠ્યા વિના નથી રહેતો જો કે બહુ સ્વપ્ના તો અપચાને કારણે જ આવે પણ નૈસર્ગિક આવતા સ્વપ્નાને એ કોટિમા મૂકી શકાય તેમ નથી ઘણાનો અનુભવ હશે કે જાગ્રતાવસ્થામા કરવાં અશક્ય એવાં ઘણાં કાર્યો આપણે સ્વપ્નાવસ્થામા કરીએ છીએ મૉદ્રસ્લે તો કહે છે કે જો સ્વપ્નમા કરવામા આવતા ગુનાઓની સજા કરવામા આવે તો એવો કોઇ પણ શખ્સ નહિ નીકળે કે જે સજાને પાત્ર ન થાય ' આનુ કારણ એક જ છે આપણી ઘણી લાગણીઓ ને આવેશોને આપણે જાગ્રતાવસ્થામાં દબાવી મૂકીએ છીએ, પણ નિદ્રાવસ્થામા આપણો એ દાબ જતો રહી તેમને પૂરતી છૂટ મળે છે વળી એવા યે ઘણા આવેશો છે જે સ્વપ્નાવસ્થામા જ પોતાનો વેગ શોધે છે

આવી બધી લાગણીઓમાં સૌથી આગેવાન લાગણી ભયની છે તેના બે કારણો છે એક તો બીજી બધી લાગણીઓ કરતા તે વધુ પ્રબળ છે તે, અને બીજુ, બધી લાગણીઓમા વધુમાં વધુ દાબી રખાતી લાગણી એ છે સ્વપ્નમા તો ઘણી વખત ઠેઠ બાળપણની દબાવી મૂકેલી લાગણીઓ ને વૃત્તિઓ પણ બાળાતરે માર્ગ શોધે છે. પણ આપણે તો અત્યારે ઊંઘ સાથેના સપર્ક જોડે જ સબંધ હોઇ આટલેથી પતાવી લઈશુ બાકી સ્વપ્ન અને સુષુપ્ત માનસનુ આખુ એક શાસ્ત્ર ઊભુ થયુ છે

'અનિકેત'

ગુરુએ શિષ્યને બોધ આપ્યો કે ભૂતમાત્રમાં પરમાત્મા છે. શિષ્ય એ સાભળી વેર જતો હતો, ત્યા રસ્તે હાથી સામો આવતો હતો મહાવતે તેને ખસી જવાનુ કહ્યુ પણ પોતામા તેમજ એનામા પરમાત્મા છે એવી દૃઢ સમજથી શિષ્ય ખસ્યો નહિ, તેથી તેને સૂંઢ વડે પકડીને હાથીએ દૂર ફેંક્યો શિષ્યને વાગ્યુ. એણે તો માત્ર ગુરુના બોધનો સ્થૂળ અર્થ ગ્રહ્યો હતો એણે ગુરુને જઇને ઉપરનો બનાવ કહી, પરમાત્મા રૂપ હાથીએ ગુજારેલી આફત વર્ણવી, ત્યારે ગુરુએ જવાબ આપ્યો કે 'મહાવતમા પણ પરમાત્મા છે એમ સમજીને તેં એનું કહ્યુ કા ન માન્યુ?

(શ્રી રામકૃષ્ણ પરમહંસ)

# હારજીત

હાસ્યવિનોદ પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો. નિમંત્રિત મંડળી શ્રીખંડપુરી પર સારીરીતે હાથ મારી રહી હતી.

ઉનાળો તાજેતરમાં શરૂ થતો હોઈને કંઈક ઉકળાટ થતો હતો તેથી, અને મિષ્ટાન્ન જમતાંજમતાં થતા શ્રમને દૂર કરવાના ઉદ્દેશથી વીજળીના પંખાઓએ પોતાનો ઘરઘરાટ શરૂ કર્યો હતો.

રેડિયોમાંથી કર્ણપ્રિય સંગીત કાન ઉપર આવતું હતું અને તેથી પ્રત્યેક જણ ખુશ થતો દેખાતો હતો.

મંડળીના મન સુપ્રસન્ન રહે તે હેતુથી ઊંચી જાતની અગરબત્તી સળગાવીને પત્રાવળી આગળ ગોઠવેલી હતી તેની મધુર સુવાસ વાતાવરણમાં ભળી જતી હતી.

અત્યંત ઝગઝગાટથી પ્રકાશતા વીજળીના દીવાઓ ઝીણા ટમટમાટથી બળતી અગરબત્તીના નાના જીવની દરકાર ન કરતા હોય એમ લાગતું હતું. બડા દિમાગથી મંડળીને પ્રકાશ આપવાનું કામ તેઓ કરતા હતા. તેઓ કોઈ પણ પ્રકારનો ઉચ્ચાર કરતા નહોતા, તોપણ તેમની વિલક્ષણ કડકાઈ અને અતિશય ભભરાટ ત્યાં પડતા પ્રકાશના ધોધમાં પ્રતીત થતી હતી.

પાછળ આવતા ડબાઓને ગતિ આપવા માટે જે પ્રકારનું અભિમાન આગગાડીનું એન્જિન બતાવે, તેવું અભિમાન આ દીવાઓ, લોકોને હાથપગ ચલાવવાની ગતિ આપવાની મદદ કર્યા બદલ લેતા હતા. તે દિવસે તેઓનો રૂઆબ કૈં ઓર જ હતો. એમનો એ ભભકો ને ઠાઠમાઠ જોઈને તેમને અહંકારનો જાણે કેફ ચડ્યો જ હતો.

તેમાના કેટલાકના ગાલ એકદમ લાલ ચણોઠી જેવા દેખાતા હતા, કેટલાક જાડુડા કોટ ચડાવ્યા હતા, જ્યારે કેટલાકના દેહ પર સફેદ સ્વચ્છ 'શર્ટ' શોભતા હતા. તેમની દૃષ્ટિ અતિ નિશ્ચલ હતી. કંઈક ગૂઢ મનોવ્યાપારમાં તેઓ મશગુલ થઈ ગયા હોય એવું સ્પષ્ટ માલૂમ પડી આવતું હતું. તેઓએ આગલા દિવસો યાદ કર્યા.

દિવેલિયું, દીવી, મીણબત્તી, ચીમની-ફાનસ, અને પેટ્રોમૅક્સનાં ચિત્રો તેમની દૃષ્ટિઆગળ તરવરવા લાગ્યાં. એમની કલ્પના આવતાં તેઓ મૂછમાં હસવા લાગ્યા અને વિચારો ઊભરાયા.

'અંગમાં બિલકુલ શક્તિ નહિ.' મોઢાની ફૂંક લાગતાવેંત તેમનો જીવ જાય,' ટમટમક બળતી દીવી યાદ આવતાં એક જણે વિચાર્યું.

'બેડોળ, સ્થૂળ, અંગમાં સૌજન્યનો અંશ પણ નહિ.' પેટ્રોમૅક્સની યાદ આવતાં બીજાએ વિચાર્યું.

'અપશુકનિયાળ પગલાંની શકીરાડ, જેવી, દમ વગરની!' સફેદ મીણબત્તીની મૂર્તિ નજર આગળ ખડી થતાં ત્રીજો વિચારવા લાગ્યો.

'ચહેરો તદ્દન ફિક્કો, શરીરમાં બિલકુલ દમ નહિ.' ચીમની-ફાનસ માટે ચોથાએ વિચાર્યું.

'સખત ઝંઝાવાતને પણ અમે દાદ દઈએ નહિ.' પોતાના સામર્થ્યનો વિચાર મનમાં દૃઢ થતાં બધા વિચારવા લાગ્યા.

'ટાપટીપ, સ્વચ્છતા, તત્પરતા, આ ગુણોના જોર ઉપર આપણે નામ કાઢ્યું છે, અને તેમને હરાવ્યા છે.' પોતાની વિલક્ષણ લોકપ્રિયતાને માટે અભિમાન ધરીને દરેક જણ વિચારવા લાગ્યો. એ વખતે અભિમાનનો જાણે તેમને કેફ ચડવા લાગ્યો. દીવી અને મીણબત્તી જેવા ક્ષુદ્ર જીવ સાથે પોતાની તુલના કરવાના પ્રયત્ન કર્યા બદલ કેટલાક તો અતિશય શરમાવા લાગ્યા.

વિજયના ઉન્માદમાં તેઓ આમ ચકચૂર હતા. ઉપહાસ અને તિરસ્કારની મિશ્ર છટા તેમના ચહેરા પર સ્પષ્ટપણે અંકાએલી હતી.

ત્યાં તો . . . . કંઈક કડાકો થયો.

પંખાઓનો ઘરઘરાટ ધીમેધીમે બંધ પડ્યો. લોકોની દોડાદોડ શરૂ થઈ. તોફાની લોકો કીકિયારી કરવા લાગ્યા.

અંતે મીણબત્તીએ એ દીવાનખાનામાં પહેલો પ્રવેશ કર્યો. તેની તેજથી ભરેલી શાંત મુદ્રા જોઈને લોકો શાંત થયા.

પછી દીવીઓ છટાથી ઝૂલવા લાગી. ચીમની અને ફાનસ પણ ચમકવા લાગ્યાં.

આવા કટોકટીના વખતે પેટ્રોમૅક્સને પણ પાછળ રહેવું વ્યાજબી લાગ્યું નહિ. યથાશક્તિ મદદ કરવાના ઉદ્દેશથી તેણે પણ પ્રકાશવું શરૂ કર્યું.

મીણબત્તી, દીવી, ચીમની, ફાનસ અને પેટ્રોમૅક્સ બધા હાથ જોવા લાગ્યા. વીજળીના દીવાઓ નીચી મૂંડી કરી ઊભા હતા. પોતાનો આવો ફજેતો થવા માટે તેઓ ઘણા જ ઓશિયાળા દેખાતા હતા. થોડી જ મિનિટો પહેલાં તેમના ચહેરા ઉપર ચમકતું તેજ હવે સદંતર લોપ થયું હતું.

**પીતામ્બરદાસ રામજીભાઈ ભારદ્વાજ**

(શ્રી શ. કૃ. આઠવલેની એક લલિતકથા ઉપરથી)

## પેગમ્બરી ચમત્કાર

એક શખ્સ પેગમ્બર હોવાનો દાવો કરતો ને કહેતો કે 'હું હજરત ઈબ્રાહીમનો અવતાર છું.' તેને ખલીફા મામૂન સમક્ષ ખડો કરવામાં આવ્યો. ખલીફાએ કહ્યું, 'હજરત ઈબ્રાહીમ અનેક ચમત્કારો કરી બતાવતા, તારામાં તેમાંનો એકે ચમત્કાર દેખાડવાની શક્તિ છે?' અને પછી આગળ બોલ્યા, 'ચિતા સળગાવીને ઈબ્રાહીમને તેમાં ફેંકવામાં આવ્યા હતા તો પણ તેના શરીરને કંઈ ઈજા નહોતી પહોંચી; ઉલટો, અગ્નિ ફૂલોના ઢગલામાં બદલાઈ ગયો હતો. તેથી મારો મત એમ પડે છે કે અગ્નિ પ્રગટાવી તને તેમાં હોમી દઈએ. જો તું જીવતો રહે તો તું પેગમ્બર સાચો.'

પેલો માણસ બોલ્યો, 'એ તો બહુ આકરો ચમત્કાર ગણાય. તેના કરતાં કોઈ સહેલો ફરમાવો.' ખલીફાએ કહ્યું, 'ત્યારે હજરત મૂસાનો એકાદ ચમત્કાર દેખાડ. હજરત મૂસા પોતાની લાકડી જમીન ઉપર ફેંકતા અને તુરત જ તેમાંથી સાપ બની જતો. અથવા લાકડીને દરિયામાં ફટકારતા કે તુરત જ દરિયાના બે ભાગ પડી જતા. આમાંનું કંઈક કરી બતાવ.' પેલા માણસે કહ્યું, 'એ કામ પણ મુશ્કેલ ગણાય. તેના કરતાં વધારે સહેલું કામ સોંપો.'

ખલીફાએ કંટાળીને કહ્યું, 'હવે છેવટે હજરત ઈસા જેવો તો એકાદ પ્રસંગ કરી બતાવ. તે મુએલા માણસને જીવતો કરી શકતા.' પેલો ધૂતારો તુરત બોલી ઊઠ્યો, 'તે વાત બરાબર છે. તેવો ચમત્કાર હું જરૂર કરી બતાવું. આપ મને પરવાનગી આપો તો આ સામે બેઠેલા આપના કાજીનું ગળું હું કાપી નાખું અને ત્યારપછી મારી શક્તિથી આપના દેખતાં હું તેને સજીવન કરી દઉં.' કાજી બૂમ પાડી ઊઠ્યા, 'ના રે ભાઈ! કાજી તરીકે હું ફેંસલો આપું છું કે પેગમ્બર જેવા ચમત્કારો કરવાની તમે શક્તિ ધરાવતા હોવાથી પેગમ્બર તરીકેનો તમારો દાવો હું મંજૂર રાખું છું!'

(ફારસી ઉપરથી)

**હિંમતલાલ લીલાધર ગાંધી**

એક મારવાડી વેપારી પોતાના છોકરાને ધંધાનું શિક્ષણ આપતો હતો. 'ઘરાકને ચીજમાં બરાબર રસ પડી જાય અને એ કિંમત પૂછે એટલે કહેવું કે 'દસ રૂપિયા' અને પછી જરા અટકીને તેની સામે જોવું. જો એ સાંભળીને તે ભડકતો ન લાગે તો પછી આગળ બોલવું કે 'સોનાનાં; અને દસ રૂપિયા કાચનાં. .' અને ત્યાં જરાક જ વાર અટકવું ને તેના સામે ઝડપથી જોઈ લેવું; ને જો એથી પણ તે ચમકતો ન લાગે તો પછી તરત જ હળવેથી ઉમેરવું: 'દરેક નંગના.'

# ફાઉન્ટનપેનની બ્લ્યુબ્લેક શાહી

## બનાવવાની રીત



ફાઉન્ટનપેન રાખવાનો શોખ જાણીતો છે અને આજે તો એની ઉપયોગિતા પણ અનિવાર્ય થઈ પડી છે. આ પેનો માટે જનતા સમક્ષ તરેહતરેહની રંગબેરંગી આકર્ષક શાહીઓ આકર્ષકને અનેરી ઢબથી મૂકવામાં આવે છે આમાંથી દરેક પોતાને અનુકૂળ રંગની શાહી વાપરે છે એ બધા રંગમાં સૌથી વિશેષ વાદળી શાહી વપરાય છે ને ત્યારપછી બ્લ્યુ-બ્લૅક (કાળી-ભૂરી) શાહી આવે છે

છતાં પેનો વાપરનાર ઘણાને ખબર નહિ હોય કે વાદળી, લીલી કે લાલ શાહી વાપરવાથી, વર્ષો બાદ, ફાઉન્ટનપેનની ટાંક પર રાસાયણિક અસર થવાથી તે થોડીથોડી ખવાતી જાય છે, તેથી જેમ જેમ ટાંક વપરાતી જશે તેમતેમ અક્ષરો જાડા પડતા જશે જ્યારે બ્લ્યુ-બ્લૅક શાહી વાપરવાથી આ પરિણામ આવતું નથી, કારણકે બ્લ્યુ-બ્લૅક શાહી સ્ટીલની ટાંકને બીલકુલ અસર કરતી નથી વળી આ શાહી પાણીમાં પણ દૃઢ હોય છે, એટલેકે પાણીમાં એ ધોવાઈ જતી નથી. આ સિવાયની શાહીઓ પાણીમાં ધોવાઈ જાય છે. એટલે પેનની સર્વ પ્રકારની શાહીઓમાં આ બ્લ્યુ-બ્લૅક શાહી અમૂલ્ય પેનો માટે સર્વશ્રેષ્ઠ અને ઉચ્ચતમ છે અને એ જ વાપરવાની ભલામણ થઈ શકે આ શાહીમાં એક ગુણ એ છે કે લખતી વખતે અક્ષરો વાદળી રંગના પડશે પણ જેમજેમ એ હવાના સંસર્ગમાં આવતા જશે તેમતેમ કાળા થતા જશે.

અમૂલ્ય પેનો વાપરનારાઓ માટે આવી એક ઉત્તમ પ્રકારની, લખાણ ઉપર પાણી પડે છતાં જાય નહિ એવી શાહી બનાવવાની પદ્ધતિ આ લેખમાંથી મળી શકશે કેટલાક એવા હશે, જેમને ચાલુ પરિસ્થિતિ જોતાં બજારની વેચાતી શાહી ન જ પાલવાય આવાઓ માટે અને નિતનવીન પ્રયોગોના રસિયા કુમારો માટે આ પ્રયોગ રસપ્રદ અને ઉપયોગી થઈ પડશે કેટલાક પેનની શાહી કેવી રીતે બનતી હશે એ સ્વભાવિકરીતે જ જાણવાની ઇંતેજારી રાખે એવાઓને પણ આ પ્રયોગ ઉપયોગી થઇ પડશે આ પ્રયોગ દરેક સામાન્ય માણસ પણ સફળતાથી કરી શકશે; વિફળતાનો એક અંશ પણ આ પ્રયોગોમાં નથી અને પોતાની જાતે જ બનાવેલી શાહી વાપરવામાં પછી તો કંઈ ઓર જ મઝા પડે છે!

**હીરાકશી:** હીરાકશીનું નામ તો દરેકે સાંભળ્યું જ હશે. એને અંગ્રેજીમાં ફેરસ સલ્ફેટ (ગ્રીન વાઇટ્રીઑલ પણ) કહે છે બજારમાં એ ગાંધીની દુકાનેથી સસ્તામાં મળે છે. ચાર છ આને શેર મળશે શાહી બનાવવામાં હીરાકશીની પહેલી જરૂર પડે છે

**માયાનો આત્મા:** બ્લ્યુ-બ્લૅક શાહી બનાવવામાં બીજા અગત્યના પદાર્થો ટૅનિક ઍસિડ અને ગૅલિક ઍસિડ છે (બંને માયાનું સત્વ છે) તે કોઇ પણ રસાયણ-વિક્રેતાને ત્યાંથી મળી શકશે (ટૅનિક ઍસિડ ન મળે તો માયા વેચાતા લઇને તેને ભૂકો કરીને પાણીમાં ઉકાળીને દ્રાવણ ગાળી નાખ્યા પછી વાપરે તો પણ ચાલે) હીરાકશી આ પદાર્થો સાથે સંયોજિત થાય છે એટલે એક નવો જ પદાર્થ બને છે, જેને અંગ્રેજીમાં આયર્ન ટૅનેટ કહે છે. શાહીમાં મોટો ભાગ આનો જ હોય છે.

**બાવળનો ગુંદર:** આ શાહીમાં બાવળનો ગુંદર પણ અમુક પ્રમાણમાં વાપરવામાં આવે છે. શાહીમાં જોઈતા પ્રમાણમાં ગુંદર નાખવાથી, લખતી વખતે પેનમાંથી શાહી એકદમ કાગળ ઉપર ઊતરી પડતી નથી. વળી ગુંદર શાહીને કાગળ ઉપર ફેલાઈ જતી અટકાવે છે. આ કારણેથી ગુંદર નાખવો આવશ્યક છે

**તેજાબ:** હીરાકશી અને માયાના સત્વમાંથી બનાવેલી શાહીઓમાં થોડા પ્રમાણમાં તેજાબની પણ જરૂર છે. તેજાબ નાખેલો ન હોય તો શાહીમાંના આર્યન ટૅનેટ ઉપર હવાની જલદી અસર થવાથી એમાં એ પદાર્થના તથા રંગના રજકણો ઉત્પન્ન થાય છે. આ ઉપરાંત શાહી રગડા જેવી થઇ જાય છે, જે ફાઉન્ટનપેન માટે નાલાયક ઠરે છે. આ ક્રિયા અટકાવવા માટે શાહીમાં થોડા મીઠાના જલદ તેજાબ (હાઇડ્રોક્લોરિક ઍસિડ) ની કે ગંધકના જલદ તેજાબ (સલ્ફ્યુરિક ઍસિડ)ની જરૂર પડે છે તેજાબ વગરની શાહી બનાવવી અશક્ય છે એમ આજે સાબિત થયું છે

**રક્ષક:** શાહી એ ઉદ્ભિજ (Organic—ઑર્ગૅનિક) પદાર્થ હોવાથી એમાં માઇક્રૂઝ, બૅક્ટેરીઆ વગેરે જંતુઓ જલદી પડવાનો ભય રહે છે. આ જંતુઓ શાહીની સ્થિતિ ફેરવી નાખીને એમાં રજકણો લાવી દે છે, જેને પરિણામે તે પેન માટે ઉપયોગની રહેતી નથી. આ અટકાવવા માટે આજની શાહીઓમાં એના રક્ષણ માટે ફીનૉલ (કાર્બોલિક ઍસિડ) વપરાય છે શાહીમાં ફીનૉલ નાખવાથી તેમાં જંતુઓ પડતા નથી અને તેથી એ ઘણો લાંબો વખત રહી શકે છે. ફીનૉલની જગ્યાએ સ્પિરિટ કે દેશી દારૂ પણ વાપરી શકાય

**રંગ:** તેજાબી વર્ગનો (ઍસિડ ક્લાસનો) કોઇ પણ વાદળી રંગ હોય તો ચાલી શકે. શાહી માટે સૉલ્યુબલ બ્લ્યુ કે પેટન્ટ બ્લ્યુ ઉત્તમ છે આ રંગ કોઇ પણ રંગ વેચનારને ત્યાંથી મળી શકશે

**ઉપરના પદાર્થોનાં પ્રમાણ:**

| | | |
|---|---|---|
| ૨૩૫ | ભાગ | ટૅનિક ઍસિડ—માયાનું સત્વ. |
| ૭૫ | ,, | ગૅલિક ,, ,, |
| ૫ | ,, | મીઠાનો જલદ તેજાબ (હાઇડ્રોક્લોરિક ઍસિડ) |
| ૧૦ | ,, | બાવળનો ગુંદર |
| ૩૦ | ,, | હીરાકશી (ફેરસ સલ્ફેટ) |
| ૨૫ | ,, | ઍસિડ વર્ગનો વાદળી રંગ |
| ૨ | ,, | ફીનૉલ (દારૂ કે સ્પિરિટ હોય તો ૮-૧૦ ભાગ) |
| ૬૩૭ | ભાગ | પાણી |

પ્રથમ ટૅનિક ઍસિડ અને ગૅલિક ઍસિડને કોકરવરણા પાણીમાં ઓગાળો અને ગુંદરને ઠંડા પાણીમાં ઓગાળો. ટૅનિક અને ગૅલિક ઍસિડનું દ્રાવણ ઠંડુ પડે ત્યારે ગુંદરના દ્રાવણને એમાં મેળવી દઈ તેમાં ઉપર મુજબનો મીઠાનો (જલદ) તેજાબ ઉમેરો. હવે ઠંડા પાણીમાં ઓગાળેલી હીરાકશીને ઉપરના દ્રાવણમાં મેળવી દો એટલે દ્રાવણનો રંગ તરત જ બદલાઈ જશે દ્રાવણમાં ટૅનિક ઍસિડ અને હીરાકશી બંને વચ્ચે રાસાયણિક [અનુસંધાન પાછળ પૃ. ૨૫૪મે]



# માધુકરી

તમે કારાગારે?
અમારી આંખોનું મધુર હીર જ્યારે હરી ગયું,
અમો પંગૂકેરું ચરણબળ જ્યારે ખૂટી રહ્યું,
અમારી છાતીનું ધમણ પણ નિઃશ્વાસભરિયું,
અરે! જ્યારે ધીખે આગ જઠરબહ્નિ અનશને,
અને અંધારામાં ગહન વિણઆધાર ડૂબતા
અમે અંતે સર્જ્યાં અંધ-કુટિલસ્વાર્થી વિષયનાં
અરણ્યોમાં જ્યારે નિજનિજ હુંકારે ભટકિયે,
—સુગંધિ, ત્યારે, હે!
તમે કારાગારે?

—હસિત હ. બુચ

રીઝર્વ બૅંકના પહેલા હિંદી ગવર્નર

**શ્રી ચિંતામણ દ્વારકાનાથ દેશમુખ, સી. આઇ. ઈ.**

અતિ ટૂંક વખતમાં જેમની (પહેલા હિંદીની) સહીવાળી કરન્સી નોટો આપણા હાથમાં ફરતી થશે તે શ્રી ચિંતામણ દ્વારકાનાથ દેશમુખને વિષે આપણામાંના ઘણા આજ સુધી અનભિજ્ઞ છે. અનેકવિધ શાખામાં પ્રસરેલી બુદ્ધિમત્તા અને વિશાળ જીવનક્ષેત્રમાં ઉભરાતી પ્રતિભાથી દીપતા આ ભારતીય નરરત્નનો પરિચય હિંદી જનતાને ગૌરવ અને અભિમાન ઉપજાવે એવો છે. રીઝર્વ બૅંક ઑફ ઇન્ડિયા, એ ભારતીય અને આંતરરાષ્ટ્રીય નાણાંવ્યવહારમાં અત્યંત મહત્ત્વની સંસ્થા છે અને આ સંસ્થાના તેઓ સર્વોચ્ચ અધિકારી–ગવર્નર–બન્યા છે એ સર્વથા ઉચિત જ છે, કેમકે એક અતિશય કુશાગ્રબુદ્ધિના અર્થવ્યવહારનિપુણ તરીકે દેશપરદેશમાં તેમની ખ્યાતિ છે. ગયા ઑગસ્ટમાં એમની નિમણૂક જાહેર થઈ ત્યારે એમના પર અભિનંદનોના તારોનો તો જાણે વરસાદ વરસ્યો હતો અને એમને અભિનંદનપત્રો મોકલનારામાં બૅંક ઑફ ઇંગ્લંડ અને બૅંક ઑફ ચાયના જેવી જગનામી સંસ્થાઓના સંચાલકો હતા; ઇંગ્લિશ, અમેરિકન, ઑસ્ટ્રેલિયન અર્થશાસ્ત્રપ્રવીણો હતા.

આજે રીઝર્વ બૅંકના પહેલા હિંદી ગવર્નરપદે નીમાનાર એ દેશમુખ પ્રથમથી જ આવા પ્રકારના સર્વોચ્ચ માનના અધિકારી થતા આવ્યા છે. તેમના માતાપિતાના તે સૌથી મોટા પુત્ર. ૧૪મી જાન્યુઆરી ૧૮૯૬ના રોજ તેમનો જન્મ. છત્રપતિ શિવાજીની રાજધાની રાયગઢની બાજુમાં નાતે નામનું ગામડું તેમનું જન્મસ્થાન, અને કોલાબા જિલ્લામાં આવેલું રોહે ગામ એ એમના દેશમુખ કુટુંબનું વસતિસ્થાન. તેમના પિતા શ્રી દ્વારકાનાથ પંતને પહેલેથી જ શિક્ષણ માટે ખૂબ ધગશ હતી. એ પોતે પણ નાનપણથી જ શિક્ષણ માટે પૂના જતા રહ્યા હતા અને ત્યાંથી હાઇકોર્ટ પ્લીડર થઈ આવેલા. કોલાબા જિલ્લામાં જ અને મોટે ભાગે રોહેમાં જ તે છેવટ સુધી વકીલાત કરતા રહેલા.

પુત્રને પણ ઉચ્ચ શિક્ષણ આપી જગમાં નામ કરે એવો કરવાની તેમની તીવ્ર લાલસા હતી અને પુત્રે તેમની તે ઈચ્છા પૂર્ણપણે સિદ્ધ કરી. પુત્ર નાનપણથી જ પ્રતિભાવાન હતો, એટલે પિતાનો વિચાર તેને આઇ. સી. એસ. કરવાનો હતો પણ દેશમુખ જેવા મધ્યમવર્ગના કુટુંબ પાસે આઈ. સી. એસ. જેવું શિક્ષણ લેવા જેટલા પૈસા ક્યાંથી હોય? શિષ્યવૃત્તિઓ, પારિતોષિકો વગેરેના જોર પર દેશમુખે હિંદુસ્તાનમાં મળતું વિદ્યાર્જન તો કરી લીધું. વિલાયત જઈને માત્ર શિષ્ય-



(બ્લૉક : હિલોમિંડરના સૌજન્યથી)

વૃત્તિ પર નભાય નહિ, એટલે તે માટે ઠીકઠીક કરજ કરવું પડ્યુ હતુ. પણ ગમે તેમ કરી દેશમુખે પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પાડી વર્ગમાં પહેલો નંબર ભાઈએ કદી છોડ્યો નહોતો, અને ૧૯૧૨ મા મૅટ્રિકના પરિણામમાં પણ તે પહેલા જ આવ્યા. સંસ્કૃતમા સર્વથી અધિક ગુણ મળવાથી જગન્નાથ શંકર શેઠની બહુમાનભરી સ્કૉલરશિપના તે પાત્ર થયા એ સિવાય બે બીજી સ્કૉલરશિપો પણ હાથ કરી. તે વખતે તેમનું વય સોળ વર્ષનુ માત્ર હતુ પણ એ વિષયમા ખરી વાત તો એમ હતી કે આ પરીક્ષા તેમણે ૧૩મે વર્ષે જ પાસ કરી હોત, પરંતુ તે કાળે સોળ વર્ષ પહેલા મૅટ્રિકની પરીક્ષા આપી જ ન શકાય એવો ધારો હતો, એટલે ત્રણ વર્ષનો તો સમય પરીક્ષા ગૃહના દ્વારે બેસીબેસી એમણે પૂરો કર્યો

ઇન્ટર ઈઅર આર્ટ્સની પરીક્ષામા પણ તે પહેલા આવ્યા ને મુબાઈ યુનિવર્સિટી તેમજ એલ્ફિન્સ્ટન કૉલેજની મળી એકદર ચાર સ્કૉલરશિપો પટકાવી ઈન્ટરમા પણ તે પહેલા વર્ગમા પહેલા આવ્યા અને યુનિવર્સિટી તેમજ કૉલેજના મળી ત્રણ પારિતોષિક જીત્યા

૧૯૧૫ની સાલ એટલે ગયા મહાયુદ્ધનો મધ્યવયનો કાળ. જે વખતે યુદ્ધના વટોળમાં આખો યુરોપ સપડાયો હતો, તે વખતે દેશમુખ ઇગ્લડ જવા નીકળ્યા. આજે મુબાઈ હાઇકોર્ટના ન્યાયાધીશપદે આવેલા નામદાર ન્યાયમૂર્તિ ગણપતરાવ રાજાધ્યક્ષ પણ તે જ વખતે ઇગ્લડ ગએલા. ત્યાં અત્યત નિકટ સહજીવન ગુજરતા એ બને વચ્ચે થએલી મૈત્રી આજ પણ અખડ છે

દેશમુખે કૅમ્બ્રિજ યુનિવર્સિટીની જીસસ કૉલેજમા બી.એ મા પોતાનુ નામ દાખલ કરાવ્યું અને નૅચરલ સાયન્સ (પ્રકૃતિવિજ્ઞાન) ના વિષયમાં ટ્રાઇપૉસ મેળવ્યો વનસ્પતિશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર એ સર્વ વિષયોમા તે પહેલા આવ્યા અને ત્યાથી પણ અનેક શિષ્યવૃત્તિ અને ઈનામો તેમણે મેળવ્યા બી. એ. પસાર કર્યા પછી તે આઇ સી એસ નો અભ્યાસ કરવા લાગ્યા તેમનો આઇ સી. એસ નો યશ પણ સુવર્ણમઢ્યા ઉપર સુવર્ણકળશ ચઢે એવો ઉજ્જવલ અને વૈભવપૂર્ણ છે ઇ ૧૯૧૮મા એ પરીક્ષામા પણ પહેલા આવી તેમણે એકદરે ૩૫૨૦ ગુણ મેળવ્યા અક્ષરો માટે કપાએલા ૬૦ ગુણનો એમા સમાવેશ થયો હોત તો સખ્યા વધી પડત

આ જ અરસામા દેશમુખને પોતાની જીવનસગિની પણ મળી ગઇ. મિસ રોઝીના સિલ્કૉક્સ નામના તરુણી સાથે તેમને પરિચય થયો હતો આવા સ્નેહસબધનુ રૂપાતર વિવાહબધનમા કરવુ એ સરળ નથી. પોતાના તરફથી પરસ્પરને જન્મભર સુખ મળશે એવી ખાત્રી બને જણને હતી; છતા કુટુબ, સમાજ, સસ્કૃતિ વગેરે બાબતો વિચારવા જેવી હતી દેશમુખે તેને પોતાની, પોતાના સમાજની અને દેશની પરિસ્થિતિ ઝીણવટથી સમજાવી હતી અને બને પક્ષે સારાસારનો વિચાર કરીને જ લગ્નબધન સ્વીકારી લીધુ હતુ

દેશમુખના આ વિવાહની જાણ ઇગ્લડમા રહેતા હિંદી સમાજને થઇ ત્યારે સર્વને આશ્ચર્યનો એક વિલક્ષણ ધક્કો લાગ્યો પોતે ભલા અને પોતાનો અભ્યાસ ભલો, એવી એકમાર્ગી વૃત્તિના દેશમુખે અંગ્રેજ તરુણી સાથે વિવાહ કર્યો એ વાત કેટલાકને તો ખરી જ નહોતી લાગતી અને થોડા વખત પછી ઘણાકે તો આ લગ્ન તરફ પોતાની નાપસદગી પણ દર્શાવેલી એક ન્યાયમૂર્તિ રાજાધ્યક્ષ અને આજે હિંદી સરકારના એક અર્થસલાહકાર બનેલા શ્રી જ વી જોશી જેવા તેમના નિકટના મિત્રોને તો આમા કઈજ નાપસદ કરવા જેવુ લાગ્યું ન હતુ અને ખરેખર, ગયા વીસ-બાવીસ વર્ષનો કાળ દેશમુખ પતિપત્નીએ અતિ ઉત્કટ પ્રેમભાવે વીતાવ્યો છે તેમનુ વૈવાહિક જીવન નમૂનેદાર ગણાય એવુ છે. એમને પ્રિમરોઝ નામની એક પુત્રી છે જે હાલ શિક્ષણાર્થે ઇગ્લડમા રહે છે તેને મળવા શ્રીમતી દેશમુખ ૧૯૩૯ના એપ્રિલમા ગએલા, પણ તે આવે તે પહેલા સપ્ટેમ્બર માસમા લડાઈ જાગી એટલે ત્યાં જ રહી પડ્યા ૧૯૪૦ના એપ્રિલમા તેમને હિંદુસ્તાન તેડી લાવવા દેશમુખ ઇગ્લડ ગએલા, પણ તેવામા જ ફ્રાન્સ પડ્યુ અને ઇટાલી યુદ્ધમા પ્રવેશ્યુ, એટલે પ્રવાસ જોખમી બની ગયો અને પોતે એકલા જ પાછા આવ્યા હવે થોડા જ વખત પછી કુટુંબ એકઠુ થશે

આઇ. સી. એસ. થઇને ૧૯૨૦મા દેશમુખ હિંદુસ્તાન આવ્યા કે તરત મધ્યપ્રાતમા નિમણુક થઈ નોકરીમા જોડાતાવેંત જ તેમણે હિંદી અને સંસ્કૃત ભાષા પરના પ્રભુત્વ માટે ૩૫૦૦ રુપિયાની બક્ષિસો દોઢ વર્ષમા જ મેળવી. જાણે કે પારિતોષિકો ઝડપવાનુ તેમને વ્યસન જ પડ્યુ ન હોય ! ઘણાયને લાગે છે કે દેશમુખને પ્રાપ્ત થએલી આ પ્રખર બુદ્ધિમત્તાની બક્ષિસ દૈવી છે ! પણ તે પોતે કોઈકોઈ વાર કહે છે કે એમા દૈવી કશુ નથી. આળસ ન કરતા હું એકસરખુ કામ કરતો રહ્યો છુ પદ્ધતિસર અને નિયમિતપણે પોતાનુ કામ બરોબર બજાવવું એ મારુ કર્તવ્ય સમજુ છુ અને ખરેખર, એ જે શ્રમ કરે છે તે જોતા અને આજસુધી ચીવટથી જાળવી રાખેલો એમનો વિદ્યાનો વ્યાસગ જોતા લાગે છે કે તેમણે પોતાની બડતવ તપશ્ચર્યાના બળ ઉપર જ પોતાની સિદ્ધિ મેળવી લીધી છે હાઈસ્કૂલમા હતા ત્યારે પ્રો. રા કૃ લાગુ જેવા ગુરુ એમને મળી ગયા એ એક વિરલ સદ્ભાગ્ય હતુ. કેટલાક વર્ષ તો લાગુના ઘરમા જ (દેશમુખના શબ્દોમા કહીએ તો ગુરુકુળમા જ) એ અભ્યાસ કરતા રહ્યા હતા લાગુનુ શિક્ષણ અને શિસ્ત બને અતિશય કડક ગણાતા, પણ એ કડક શિસ્ત દેશમુખે પાળી અને ગુરુઆજ્ઞા સદા શિરસાવદ્ય માની તે પ્રમાણે વર્તવામા તેણે કદી કસૂર નહોતી કરી અંગ્રેજી, સંસ્કૃત, ગણિત ઇત્યાદિ વિષયોમા ચૌદ-પંદર વર્ષે જે અસાધારણ પ્રભુત્વ મેળવ્યુ તે એ ગુરુની દેખરેખ નીચે કરેલા આત્યંતિક પરિશ્રમના જોમ પર જ.

અને અડગ વ્યાસગ એ પણ એમનો બીજો ગુણ છે અમુક વાત કરવી એવુ મનમા ઠર્યું, કે રાતદિવસ તેના ચિંતન અને અભ્યાસમા દેશમુખ લાગુ જ રહેતા. ભલે સાદી જ વાત હોય હાઈસ્કૂલમા ભણતા તેના ભાઈથી એકાદ દાખલો થાય નહિ ત્યારે તરત તે પોતે કરી આપતા, અને કદી તેટલો વખત ન હોય તો મનમા રાખી મોટરમા જતાજતા તેનો જવાબ લાવે અને પછી ટેલિફોનમા કહે, 'જો સાભળ ભાઈ, એ દાખલો બેસી ગયો છે. કેમ જવાબ આવ્યો તે કહું છુ '

વચગાળામા તેઓ કેટલાક દિવસ કલકત્તામા હતા રવીન્દ્રનાથ ટાગોર જેવા કવિવરે જે ભાષાનો વૈભવ પરાકોટી પર ચડાવ્યો તે બગાળી ભાષા આપણે શીખવી જોઇએ, એવુ તેમણે વાર્યું, અને પછી ત્રણ મહિનાની મુદતમા તો એ ભાષામા પુષ્કળ પ્રગતિ કરી નાખી; એટલે સુધી, કે ૧૯૪૧મા તે કવિવર ટાગોરને મળ્યા તે સમયે તેમની સાથે બગાળીમા જ તેમણે વાત કરી અને એવા શ્રેષ્ઠ કવિને પોતે મળવા ગયા ત્યારે ખાલી હાથે નહિ એ- અતિશય સુદર સસ્કૃત કાવ્ય રચીને તેમણે કવિશ્રીને વધાવ્યા ટાગોરને તે કાવ્યોપહાર એટલો ગમ્યો કે એ બોલ્યા: 'દેશમુખ, તમે મને ફરીફરી મળતા જ રહેશો તો મને બહુ આનદ થશે.'

આજે તેમનુ સસ્કૃત ભાષાનૈપુણ્ય અત્યંત પ્રશસનીય છે શાકુન્તલ, મેઘદૂત આદિના શ્લોકો આજે પણ અખડ ધારે એક પણ ક્ષતિ વિના બોલી જવા એમા એમને મન કાઇ વિસાત નથી વાતવાતમા તે સંસ્કૃતમાં સુદર ભાષણ પણ રચી શકે છે.

'જ્યાં જાઉં ત્યાં મને ભાષા અને સાહિત્યના વિષયમાં મૂળથી જ શોખ છે' એમ તેમણે એક વાર કહ્યું હતું. સરકારી નોકરી અને તેમાં યે અને બૅંકિંગ જેવા વિષયોનો તેમને વધારે સંબંધ રહ્યો, એટલે સહજરીતે જવાબદારીનાં કામો આડે સાહિત્ય તરફ લક્ષ આપવાને સમય મળવો શક્ય નહિ. એમ છતાં તેમણે વિવિધ ભાષાઓમાં સારો પરિચય પ્રાપ્ત કર્યો છે. તેમની લાયબ્રેરીમાં નજર નાખીએ તો સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, બંગાળી, હિંદી, અંગ્રેજી, ફ્રેન્ચ અને જર્મન ભાષાઓ માં જાણે એનો જેવી એકમેકને વળગીને બેઠેલી જણાશે. હિંદી ભાષા તો તેઓ અસ્સલ હિંદી ઢાંકથી બોલે છે. મુંબાઇમાં આવીને ખપ પૂરતું ગુજરાતી પણ શીખી લીધું. ફ્રેન્ચ અને જર્મન ભાષા તેમણે ક્યારે શીખી લીધી તે તો તેમને જ ખબર છે.

દેશમુખે કેટલાક સંસ્કૃત ગ્રંથો રચ્યા છે, થોડીઘણી મરાઠી કવિતા પણ કરી છે; પણ સંસ્કૃત તરફ તેમનું અધિક વલણ છે. તેમણે કાલિદાસના મેઘદૂતનો સમશ્લોકી સમવૃત્ત મરાઠી અનુવાદ કર્યો છે. ફક્ત ખાનગી પ્રચાર માટે તેની થોડીક જ નકલો છપાવી હોવાથી તેમના સ્નેહી સ્વજનોને જ એ વાંચવા મળ્યો છે; પણ અનેક વિદ્વાન પંડિતોએ આ ભાષાંતર સુંદર અને સરસ હોવાની ગવાહી આપી છે.

આર્થિક વ્યવહાર અને અર્થશાસ્ત્ર જેવા રૂક્ષ વિષયો સાથે જેનો પ્રતિદિનનો સંબંધ, એવા દેશમુખને વાઙ્મય ઉપર જ આવો ઉત્કટ પ્રેમ છે એમ નહિ, તે ઊંચા કલારસભિજ્ઞ પણ છે. હિંદી કલાકારોનો ઉત્કર્ષ અને બહુમાન થાય એવી તેમની પ્રબળ આકાંક્ષા છે. હમણાં જ થોડા વખત પર 'આર્ટ સોસાયટી ઑફ ઇન્ડિયા'ના પ્રદર્શનના તેઓ મુખ્ય આશ્રયદાતા બન્યા અને પોતાના અન્ય સ્નેહી મિત્રોને પણ તેમાં જોડ્યા, એટલું જ નહિ પણ થોડી કલાકૃતિઓની પસંદગી કરી પોતાના સંગ્રહ માટે ખરીદી.

આવા સર્વતોમુખી નરપ્રવરને કારણે ભારતીય જનતાનું મુખ સમુજ્જ્વલ બન્યું છે. —ર. મ. શ.

(મરાઠી માસિક 'કિર્લોસ્કર'માંના શ્રી વ્ય. ન. કુલકર્ણીના લેખ ઉપરથી)

## ધાઉ

તોતિંગ એન્જિનો, ભવ્ય તૂતકો, આધુનિક યંત્રો કે નકશા વગર જૂની ઢબનાં વહાણો આજે પણ હિંદી મહાસાગર ખૂંદીને હિંદ અને પૂર્વ આફ્રિકાના કાંઠા વચ્ચે અવરજવર કરી રહ્યાં છે. આફ્રિકાને કાંઠે પશ્ચિમની પ્રજાઓમાંથી પહેલો પગ મૂકનાર પોર્ટુગીઝો હતા; પણ તેઓનાયે આગમન પહેલાં ઘણાં વર્ષોથી આ વહાણો એ રસ્તે આવજા કરતાં હતાં, અને આજે પણ જંગબાર, મોમ્બાસા અને ઈરાની અખાત વચ્ચે આવજા કરી રહ્યાં છે.

આ વહાણોને 'ધાઉ' કહે છે. સદીઓ પૂર્વે જેવા તેમના દેખાવ અને બાંધણી હતાં, તેમાં આજ સુધીમાં ન જેવો જ ફરક પડ્યો છે. આજનાં ઝડપી યાંત્રિક વાહનો આગળ વેપારી પ્રગતિની દૃષ્ટિએ આ ધીમાં અને સાધનવિહીન ધાઉ ક્યારનાં બંધ પડી જવાં જોઈએ, છતાં તેઓ પૂર્વેના સ્થપાએલા માર્ગ ઉપર એટલી જ અચળતાથી આજે પણ અવરજવર કરી રહ્યાં છે!

ઈરાની અખાતથી દર વર્ષે જંગબાર કે મોમ્બાસા નાંગરતાં આ વહાણો ભાગ્યે જ દસ ટનથી વધુ વજનનાં હશે. તેમના નાવિકો સાગરના શૂરા સપૂતો હોય છે. એકવાર ફોર્ટ જેસસના બારામાં માલદીવથી આવેલું એક વહાણ જોવા હું ખાસ ગયો હતો. તેનો કૂવાથંભ નાળિયેરીના થડનો હતો; તેના સઢ સાદડીઓના બનેલા હતા, પાણી ભરી રાખવા માટે સાધારણ કદના કેટલાક બાટલાઓ હતા, જે પણ વહાણ બંદરમાં પહોંચ્યું ત્યારે ખાલી થઈ ગયા હતા. તેના ખલાસીઓએ એ સફર પહેલી જ વાર કરી હતી, છતાં કંઈ પણ અસાધારણ બન્યું ન હોય તેમ તેઓ આનંદી લાગતા હતા! આવું સાહસ પશ્ચિમના કોઈ નાવિકોએ બતાવ્યું હોત તો તેના સમાચાર છાપાંઓમાં મોટાંમોટાં મથાળાં હેઠળ પ્રગટ થાત. પરંતુ પૂર્વે એ પૂર્વ જ છે.

માલદીવના વહાણવટીઓ અવારનવાર ટોળે મળીને પ્રવાસ ખેડે છે. આવો કાફલો મધ્ય દરિયામાં ઘણીવાર નજરે પડે છે. રાત્રિએ સૌથી આગળ અને ડાબી તરફનાં છેવાડનાં વહાણો મશાલ સળગાવીને વચ્ચેનાં વહાણોને એકત્ર રાખે છે. માલદીવના કેટલાક વહાણવટીઓએ આધુનિક યંત્રોની નકલ કરેલી છે ને એનો ઉપયોગ પણ કરી રહ્યા છે, પરંતુ હજી આરબો, સ્વાહિલીઓ ને અન્ય હિંદીઓ કને એવાં સાધન નથી. છતાં તેઓ હજારો માઇલોનો પ્રવાસ કરી રહ્યા છે.

એ કેમ બની શકે? પશ્ચિમના લોકોને મન આ એક ભેદભરેલો પ્રશ્ન છે. તેનો સંતોષકારક ઉત્તર કોઈ પણ આપી શકતું નથી. તેઓ માનવા લાગ્યા છે કે પૂર્વના નાવિકો અનુમાન અને અનુભવ પર આવા લાંબા પ્રવાસો ખેડે છે અને નસીબ યારી આપતું હોય તો જ ધારેલે સ્થળે પહોંચે છે, નહિતર મહાસાગરના પેટાળમાં અદૃશ્ય થઇ જાય છે. પરંતુ આ નાવિકો ખાલી અનુમાન પર આટલો લાંબો પ્રવાસ નથી ખેડતા. તેઓ પાકા, ખડતલ ને અનુભવી હોય છે. તારાઓ જોઈને કયા તારા નીચે કયું સ્થળ આવેલું છે તે તેઓ સહેલાઈથી કહી શકે છે.

પશ્ચિમના વહાણવટીઓને જ્યારે સૌથી પહેલો આરબ વહાણવટીઓનો ભેટો થયો ત્યારે તેઓએ આરબો પાસે લોહચુંબકવાળી સોયો જોઈ હતી, જે વડે તેઓ દિશા નક્કી કરતા હતા, પરંતુ આજે આપણે સેંકડો આરબ ધાઉ જોઈએ છીએ, જેઓ કશા પણ સાધન વિના સાગરોની લાંબીલાંબી સફરો ખેડી રહ્યા છે.

સૂર્ય, તારા ને ઋતુઓનો અનુભવ એ વહાણવટીઓના ભોમિયા છે. સૂર્યના ઉદય ને અસ્ત વેળાના દેખાવ પરથી દિવસ અને રાત્રિની ભીની અથવા સૂકી હવાની તેઓ ગણત્રી કરી શકે છે. કૂજાઓમાં માત્ર પાણી હોય તો પછી પવન અને ઝંઝાવાત વહાણને ગમે તેમ દૂર લઈ જાય તેથી આ વહાણવટીઓ ગભરાતા નથી; સાથે અનાજ હોય તો અઠવાડિયાની ઢીલ એ તો સાવ સામાન્ય બનાવ છે.

દરિયામાં ભૂત, પિશાચ અથવા શયતાન રહે છે એવી વાતમાં આરબ વહાણવટીઓ માનતા નથી, અથવા જેઓ માનતા હોય તેઓ ડરતા નથી. 'બની આદમ' એટલે મનુષ્ય 'અશરફુલ મખ્લુકાત' એટલે ખુદાની પેદાશમાં સૌથી સર્વોત્તમ છે તો પછી તેને કોનો ડર છે? આરબ વહાણવટી હિંમતપૂર્વક એ શબ્દો ઉચ્ચારશે અને ખરેખર તેઓને એવી કોઇ વાત ડરાવી શકતી નથી.

હિંદી નાવિકો દરિયાપીરને નાળીએર, ફૂલ, ઇત્યાદિ ચડાવીને, સ્વાહિલીઓ પદ્ધમ અને ગીતો વડે ને આરબો અલ્લાહો અકબર ને 'બિસ્મિલ્લા, હિર રહમાનિ ર્ રહીમ'નો ઉચ્ચાર કરીને સફર શરૂ કરે છે.

હજીએ એવાં વહાણો બંધાય છે જેમાં લોખંડનું નામ સરખું ન હોય. આ તરફનાં એવાં વહાણના નાવિકો એવો ખ્યાલ ધરાવે છે કે દરિયામાં ક્યાંક એવો પહાડ છે કે જેની બાજુમાંથી થઇને નીકળનાં વહાણોનું દરેક લોખંડ એ પહાડ તરફ ખેંચાઇ જાય છે અને તેની સાથે અથડાઈને વહાણનાં પાટીએ પાટીઆં છૂટાં પડી જાય છે! અરેબિયન નાઇટ્સમાં આવી જ એક વાર્તા છે. શું એ વાર્તાની શરૂઆત આફ્રિકાના પૂર્વ કાંઠા તરફથી થઇ હશે? બનવાજોગ છે કે સંખ્યાબંધ વહાણો ગુમ થઈ જવાનાં કારણો ન મળવાને અંગે આવી વાર્તા ઉત્પન્ન થઈ હોય; પરંતુ આખાં લાકડાંમય વહાણ ચોક્કસ ટકાઉ નીવડે છે એ શક વગરની વાત છે.

'જ્યાં જાઉં ત્યાં મને ભાષા અને સાહિત્યના વિષયમાં મૂળથી જ શોખ છે' એમ તેમણે એક વાર કહ્યું હતું. સરકારી નોકરી અને નાણાંયે અને બૅંકિંગ જેવા વિષયોનો તેમને વધારે સંબંધ રહ્યો, એટલે મજૂરીને જવાબદારીનાં કામો આડે સાહિત્ય તરફ લક્ષ આપવાને સમય મળવો શક્ય નહિ એમ છતાં તેમણે વિવિધ ભાષામાં સારો પરિચય પ્રાપ્ત કર્યો છે તેમની લાયબ્રેરીમાં નજર નાખીએ તો સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, બંગાળી, હિંદી, અંગ્રેજી, ફ્રેન્ચ અને જર્મન ભાષાઓ મા જાણે બેનો જેવી એકમેકને વળગીને બેઠેલી જણાશે હિંદી ભાષા તો તેઓ અસ્સલ હિંદી ઢાઢથી બોલે છે મુંબઈમાં આવીને ખાસ પૂરતું ગુજરાતી પણ શીખી લીધું ફ્રેન્ચ અને જર્મન ભાષા તેમણે ક્યારે શીખી લીધી તે તો તેમને જ ખબર છે.

દેશમુખે કેટલાંક સંસ્કૃત કાવ્યો રચ્યાં છે, થોડીઘણી મરાઠી કવિતા પણ કરી છે; પણ સંસ્કૃત તરફ તેમનું અધિક વલણ છે તેમણે કાલિદાસના મેઘદૂતનો સમશ્લોકી સમવૃત્ત મરાઠી અનુવાદ કર્યો છે ફક્ત ખાનગી પ્રચાર માટે તેની થોડીક જ નકલો છપાવી હોવાથી તેમના સ્નેહી સ્વજનોને જ એ વાંચવા મળ્યો છે; પણ અનેક વિદ્વાન પંડિતોએ આ ભાષાંતર સુંદર અને સરસ હોવાની સાક્ષી આપી છે.

આર્થિક વ્યવહાર અને અર્થશાસ્ત્ર જેવા રુક્ષ વિષયો સાથે જેનો પ્રતિદિનનો સંબંધ, એવા દેશમુખને વાઙ્મય ઉપર જ આવો ઉત્કટ પ્રેમ છે એમ નહિ, તે ઊંચા કલારસભિજ્ઞ પણ છે. હિંદી કલાકારોનો ઉત્કર્ષ અને બહુમાન થાય એવી તેમની પ્રબળ આકાંક્ષા છે હમણાં જ થોડા વખત પર 'આર્ટ સોસાયટી ઑવ ઇન્ડિયા'ના પ્રદર્શનના તેઓ મુખ્ય આશ્રયદાતા બન્યા અને પોતાના અન્ય સ્નેહી મિત્રોને પણ તેમાં જોડ્યા, એટલું જ નહિ પણ થોડી કલાકૃતિઓની પસંદગી કરી પોતાના સંગ્રહ માટે ખરીદી

આવા સર્વતોમુખી નરપ્રવરને કારણે ભારતીય જનતાનું મુખ સમુજ્જ્વલ બન્યું છે —ર. મ. રા.

(મરાઠી માસિક 'કિર્લોસ્કર'માંના શ્રી વ્ય. ન. કુલકર્ણીના લેખ ઉપરથી)

### ધાઉ

નૌતિક એન્જિનો, ભવ્ય તૂતકો, આધુનિક યંત્રો કે નકશા વગર જૂની ઢબનાં વહાણો આજે પણ હિંદી મહાસાગર ખૂંદીને હિંદ અને પૂર્વ આફ્રિકાના કાંઠા વચ્ચે અવરજવર કરી રહ્યાં છે. આફ્રિકાને કાંઠે પશ્ચિમની પ્રજાઓમાંથી પહેલો પગ મૂકનાર પોર્ટુગીઝો હતા; પણ તેઓનાયે આગમન પહેલાં ઘણાં વર્ષોથી આ વહાણો એ રસ્તે આવજા કરતાં હતાં, અને આજે પણ જંગબાર, મોમ્બાસા અને ઈરાની અખાત વચ્ચે આવજા કરી રહ્યાં છે

આ વહાણોને 'ધાઉ' કહે છે સદીઓ પૂર્વે જેવા તેમના દેખાવ અને બાંધણી હતાં, તેમાં આજ સુધીમાં ન જેવો જ ફરક પડ્યો છે. આજનાં ઝડપી યાંત્રિક વાહનો આગળ વેપારી પ્રગતિની દૃષ્ટિએ આ ધીમાં અને સાધનવિહીન ધાઉ ક્યારનાં બંધ પડી જવાં જોઈએ, છતાં તેઓ પૂર્વના સ્થપાએલા માર્ગ ઉપર એટલી જ આગળતાથી આજે પણ અવરજવર કરી રહ્યાં છે!

ઈરાની અખાતથી દર વર્ષે જંગબાર કે મોમ્બાસા નાંગરતાં આ વહાણો ભાગ્યે જ દસ ટનથી વધુ વજનનાં હશે તેમના નાવિકો સાગરના શૂરા સપૂતો હોય છે એકવાર કોલમ્બોના બારામાં માલદીવથી આવેલું એક વહાણ જોવા હું ખાસ ગયો હતો તેનો કુવાથંભ નાળિયેરીના થડનો હતો; તેના સઢ સાદડીઓના બનેલા હતા; પાણી ભરી રાખવા માટે સાધારણ કદનાં કેટલાંક બાટલાઓ હતાં, જે પણ વહાણ બંદરમાં પહોંચ્યું ત્યારે ખાલી થઈ ગયાં હતાં, તેના ખલાસીઓએ એ સફર પહેલી જ વાર કરી હતી, છતાં કંઈ પણ અસાધારણ બન્યું ન હોય તેમ તેઓ આનંદી લાગતા હતા! આવું સાહસ પશ્ચિમના કોઈ નાવિકોએ બતાવ્યું હોત તો તેના સમાચાર છાપાંઓમાં મોટાંમોટાં મથાળાં હેઠળ પ્રગટ થાત પરંતુ પૂર્વ એ પૂર્વ જ છે.

માલદીવના વહાણવટીઓ અવારનવાર ટોળે મળીને પ્રવાસ ખેડે છે. આવો કાફલો મધ્ય દરિયામાં ઘણીવાર નજરે પડે છે. રાત્રિએ સૌથી જમણી અને ડાબી તરફનાં છેવાડેનાં વહાણો મશાલ સળગાવીને વચ્ચેના વહાણોને એકઠાં રાખે છે. માલદીવના કેટલાક વહાણવટીઓએ આધુનિક યંત્રોની નકલ કરેલી છે ને એનો ઉપયોગ પણ કરી રહ્યા છે, પરંતુ હજી આરબો, સ્વાહિલીઓ ને અન્ય હિંદીઓ કને એવાં સાધન નથી. છતાં તેઓ હજારો માઈલોનો પ્રવાસ કરી રહ્યા છે.

એ કેમ બની શકે? પશ્ચિમના લોકોને મન આ એક ભેદભરેલો પ્રશ્ન છે. તેનો સંતોષકારક ઉત્તર કોઈ પણ આપી શક્યું નથી. તેઓ માનવા લાગ્યા છે કે પૂર્વના નાવિકો અનુમાન અને અનુભવ પર આવા લાંબા પ્રવાસો ખેડે છે અને નસીબ પાધરાં હોય તો જ ધારેલે સ્થળે પહોંચે છે, નહિતર મહાસાગરના પેટાળમાં અદૃશ્ય થઈ જાય છે. પરંતુ આ નાવિકો ખાલી અનુમાન પર આટલો લાંબો પ્રવાસ નથી ખેડતા તેઓ પાકા, ખડતલ ને અનુભવી હોય છે તારાઓ જોઈને ક્યા તારા નીચે કયું સ્થળ આવેલું છે તે તેઓ સહેલાઈથી કહી શકે છે.

પશ્ચિમના વહાણવટીઓને જ્યારે સૌથી પહેલો આરબ વહાણવટીઓનો ભેટો થયો ત્યારે તેઓએ આરબો પાસે લોહચુંબકવાળી સોય જોઈ હતી, જે વડે તેઓ દિશા નક્કી કરતા હતા, પરંતુ આજે આપણે સેંકડો આરબ ધાઉ જોઈએ છીએ, જેઓ કશા પણ સાધન વિના સાગરોની લાંબીલાંબી સફરો ખેડી રહ્યા છે

સૂર્ય, તારા ને ઋતુઓનો અનુભવ એ વહાણવટીઓના ભોમિયા છે. સૂર્યના ઉદય ને અસ્ત વેળાના દેખાવ પરથી દિવસ અને રાત્રિની ભીની અથવા સૂકી હવાની તેઓ ગણત્રી કરી શકે છે કૂબાઓમાં માત્ર પાણી હોય તો પછી પવન અને ઝંઝાવાત વહાણને ગમે તેમ દૂર લઈ જાય તેથી આ વહાણવટીઓ ગભરાતા નથી; સાથે અનાજ હોય તો અઠવાડિયાની ઢીલ એ તો સાવ સામાન્ય બનાવ છે.

દરિયામાં ભૂત, પિશાચ અથવા શયતાન રહે છે એવી વાતમાં આરબ વહાણવટીઓ માનતા નથી, અથવા જેઓ માનતા હોય તેઓ ડરતા નથી. 'બની આદમ' એટલે મનુષ્ય 'અશરફુલ મખ્લુકાત' એટલે ખુદાની પેદાશમાં સૌથી સર્વોત્તમ છે તો પછી તેને કોનો ડર છે? આરબ વહાણવટી હિંમતપૂર્વક એ શબ્દો ઉચ્ચારશે. અને ખરેખર તેઓને એવી કોઈ વાત ડરાવી શકતી નથી.

હિંદી નાવિકો દરિયાપીરને નાળીએર, ફૂલ, ઇત્યાદિ ચડાવીને, સ્વાહિલીઓ પડઘમ અને ગીતો વડે ને આરબો અલ્લાહો અકબર ને 'બિસમિલ્લા, હિર રહમાનિ રહીમ'નો ઉચ્ચાર કરીને સફર શરૂ કરે છે

હજીએ એવાં વહાણો બંધાય છે જેમાં લોખંડનું નામ સરખું ન હોય. આ તરહનાં એવાં વહાણના નાવિકો એવો ખ્યાલ ધરાવે છે કે દરિયામાં ક્યાંક એવો પહાડ છે કે જેની બાજુમાંથી થઈને નીકળતાં વહાણોનું દરેક લોખંડ એ પહાડ તરફ ખેંચાઈ જાય છે અને તેની સાથે અથડાઈને વહાણનાં પાટિયાં પાણીમાં છૂટાં પડી જાય છે! અરેબિયન નાઈટ્સમાં આવી જ એક વાર્તા છે. શું એ વાર્તાની શરૂઆત આફ્રિકાના પૂર્વ કાંઠા તરફથી થઈ હશે? બનવાજોગ છે કે સંખ્યાબંધ વહાણો ગુમ થઈ જવાનાં કારણો ન મળવાને અંગે આવી વાર્તા ઉત્પન્ન થઈ હોય; પરંતુ આખા લાકડાનું વહાણ ચોક્કસ ટકાઉ નીવડે છે એ શક વગરની વાત છે.

# આ માસ ઈતિહાસમાં

## ડીસેમ્બર

જૂના રોમન કૅલેન્ડરમાં જ્યારે દસ જ માસ હતા ત્યારે આ માસ છેલ્લો દસમો હતો તેથી તેનું નામ (લૅટિન શબ્દ ડીસેમ = દસ ઉપરથી) ડિસેમ્બર કહેવાતું, જે હજી પણ, બાર માસનું વર્ષ થયા છતાં ચાલુ જ રહ્યું છે. યુરોપમાં આ માસે બરફિયાળો હોવાથી તેને બરફાળ માસ, ધુમાડિયો માસ વગેરે નામો મળેલાં. સૅક્સનો તેને 'વિન્ટર મૉનાથ' એટલે શિયાળાનો માસ અને 'હેલીગ મૉનાથ' હોલી મન્થ એટલે પવિત્ર મહિનો પણ કહેતા, કેમકે ઇશુખ્રિસ્તની જન્મજયંતી નાતાલ આ માસમાં આવે છે. આજે યે જર્મનો આ માસને 'ક્રિસ્ટમૉનાટ' કહે છે.

તા. ૧ પારસીઓએ પહેલવહેલો હિંદને કિનારે પગ મૂક્યો, ઈ. ૭૧૫.

તા. ૯ નિઝામના મહેસૂલી વડા અને અલીગઢ યુનિ.ની પ્રવૃત્તિના એક અગ્રણી, નવાબ મોહસીન–ઉલ–મુલ્કનો જન્મ, ઈ. ૧૮૩૭. ગરીબ માબાપને ઘેર જન્મી, ઈસ્ટ ઇંડિયા કંપનીમાં કારકુન તરીકે જીવન શરૂ કરી ઈટાવાના તહેસીલદારપદે પહોંચનાર એ સૈયદ મેહદીઅલીને સર સાલાર જંગે ચૂંટી નિઝામની નોકરીમાં ઝડપી લીધેલા, જ્યાં તેને દરબાર સાથે નવું નામ મળ્યું. ૧૮૯૩માં નિઝામની નોકરીમાંથી નિવૃત્ત થઈ ૧૯૦૭માં મૃત્યુ થયું ત્યાં સુધી એમણે અલીગઢ યુનિવર્સિટીની પ્રવૃત્તિમાં જ પોતાનો બધો વખત આપેલો.

૧૨ અંગ્રેજ અમલ નીચે હિંદની રાજધાની કલકત્તાથી ખસેડી દિલ્હીમાં લાવવામાં આવી, ઈ. ૧૯૧૧.

૧૬ નૉર્વેજિયન દરિયાખેડુ સાહસવીર રોઆલ્ડ આમુન્ડસેને દક્ષિણ ધ્રુવ શોધી ત્યાં પહેલો પગ મૂક્યો, ઈ. ૧૯૧૧.

૨૨ કવિવર ટાગોરની વિશ્વભારતી વિદ્યાપીઠની શાંતિનિકેતનમાં સ્થાપના, ઈ. ૧૯૧૧.

૨૫ મહામના, ભારતભૂષણ પં૦ મદનમોહન માલવીયજીનો જન્મ, ઈ. ૧૮૬૧.

૨૯ 'આઇરિશ ફ્રીસ્ટેટ'નો અંત આવી તેનું આયર્લૅંડનો 'આયર'ના નામથી નવજન્મ થયો, ઈ. ૧૯૩૭.

૩૦ ૧૮૫૭ના બળવામાં અંગ્રેજ સેનાપતિ સર કૉલિન કૅમ્પબેલને હાથે નાનાસાહેબનો પરાજય થયો અને તે અદૃશ્ય થયા.

### આ માસની વ્યક્તિવિશેષ

### બાબુ રાજેન્દ્રપ્રસાદ

પોતાના ઉચ્ચ ત્યાગ અને મહાન સેવાઓથી 'બિહારના ગાંધી'નું બિરુદ પામનાર એ સેવામૂર્તિનો જન્મ બિહાર પ્રાંતના જીરાદેઈ નામના ગામડામાં ૧૮૮૪ની ત્રીજી ડીસેમ્બરે થયો. એમના વડવાઓએ જુદાં જુદાં સંસ્થાનોમાં દીવાનગીરી કરેલી. પિતા મુનશી મહાદેવ સહાય એ નાના ગામમાં વૈદ હતા.

છસાત વર્ષની ઉંમરે એક મોલવીને ત્યાં ફારસી ભણવા બેઠા અને પછી છપરા જિલ્લાની મુખ્ય શાળામાં દાખલ થયા. એમની બુદ્ધિ નાનપણથી જ તેજસ્વી હતી, અને એ એટલા અભ્યાસરત રહેતા કે શારીરિક વિકાસ તરફ બીલકુલ લક્ષ રહ્યું નહિ. આજનું એમનું દમપીડિત સુકલકડી શરીર એનું જ પરિણામ છે.

૧૯૦૨ની કલકત્તા યુનિવર્સિટીની એન્ટ્રન્સ પરીક્ષામાં બેઠેલા ૨૦ હજાર વિદ્યાર્થીઓમાં બિહારના ખૂણાના ગામડાનો આ વિદ્યાર્થી પહેલો આવ્યો. કૉલેજકાળમાં એમણે બીજી પ્રવૃત્તિઓમાં પણ મન પરોવવા માંડ્યું, જેમાં છાપાઓના લેખો, સભાઓ અને ભાષણો ઉપરાંત ધાર્મિક જ્ઞાનપ્રચાર માટે સ્થપાએલી 'ડૉન સોસાએટી'નું કાર્યક્ષેત્ર મુખ્ય બન્યું અને તેના મુખપત્ર 'ડૉન' માસિકનું સંપાદન પણ એમણે કરવા માંડ્યું.

૧૯૦૬માં પહેલા વર્ગમાં બી. એ. પાસ થઈ ૫૦ રૂપિયાની સ્કૉલરશિપ અને ૧૨ સોનાના ચાંદ મેળવી એમણે બિહારનું નામ ઊજળું કર્યું અને એમ. એ. તથા એલએલ. બી.નો અભ્યાસ શરૂ કર્યો. આ વખતે તેમને વિલાયત જવાની ઉત્કટ ઈચ્છા થએલી, પરંતુ પિતાની માંદગી અને માતા તથા મોટાભાઈની નારાજીને માન આપી અટકી જવું પડ્યું. એથી એમનું મન ભાંગી ગયું અને સામાન્ય નંબરે તે એમ. એ. પાસ થયા.

શરૂમાં મુઝફ્ફરપુરની ભૂમિહાર બ્રાહ્મણ કૉલેજમાં પ્રોફેસર તરીકે અને પછી પ્રિન્સિપાલ તરીકે કામ કર્યું, પણ શિક્ષણકાર્યમાં બહુ રસ પડ્યો નહિ, એટલે ૧૯૧૦માં વકીલાતની પરીક્ષા પાસ કરી. આ જ અરસામાં



ગોખલેજીએ એમની કારકિર્દીથી આકર્ષાઈ એમને પોતે સ્થાપેલી સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાએટીમાં જોડાવા આગ્રહ કર્યો, પણ કેટલીક કૌટુંબીઓની ઈચ્છાને માન આપી તે ઊર્મિઓ દાબી દેવી પડી અને કલકત્તે જઈ એમણે વકીલાત શરૂ કરી. ત્યાં એમનું કાર્ય એટલું દીપી આવ્યું કે લૉર્ડ સિંહા, ડૉ. સર રાસબિહારી ઘોષ, દેશબંધુ દાસ, હસન ઇમામ વગેરે જેવા મહારથી ધારાશાસ્ત્રીઓ પણ ચકિત થયા અને ધન તથા કીર્તિ એમને ચરણે આવ્યાં. ને પછી એ પટણા હાઇકોર્ટમાં આવ્યા ને ત્યાં તો ધનના ઢગલા થવા લાગ્યા. પણ એ 'બધું ઘરમાં' ન રહેતાં ગરીબ વિદ્યાર્થીઓના અભ્યાસ પાછળ, નિરાધારોની રોજી માટે અને બીજાં સેવાકાર્યોમાં વહેવા લાગ્યું, ને એટલે સુધી કે ૧૯૨૦ના અસહકાર વેળાએ એમણે માસિક કેટલા હજારની પ્રૅક્ટિસ છોડી તે વખતે એમની પૂંજી પૂરી પચ્ચીસ રૂપિયાની યે નહોતી!

પટણા હાઇકોર્ટમાં એ વકીલાત કરવા આવ્યા એ જ વર્ષે બ્રજકિશોરબાબુએ ચંપારણના ખેડૂતોની પાયમાલી અંગે ઉગ્ર આંદોલન શરૂ કર્યું. તેની તપાસ અર્થે ગાંધીજી ત્યાં ગયા, અને એમાં રાજેન્દ્રબાબુએ જે સહાય એમને કરી તેને લીધે તેઓ પરસ્પરના નિકટ પરિચયમાં આવ્યા. ગાંધીજીના વિભૂતિતત્ત્વે એ કાળે કરેલી અસરે રાજેન્દ્રબાબુનો જીવનપ્રવાહ રાજકારણ તરફ વાળ્યો.

ત્યાર પછીનું એમનું જીવન મુખ્યત્વે એમના પ્રાંતના સેવાકાર્યો પાછળ અને ઉત્તરોત્તર વધતી જતી રાજકીય પ્રવૃત્તિમાં જ વીત્યું છે. ઈ. ૧૯૧૩, ૧૯૨૩, ૧૯૩૦ અને ૧૯૩૪માં બિહાર પર ઊતરેલા મહાપૂર, દુષ્કાળ અને ધરતીકંપ જેવા દૈવી સંકટોમાં એમની અખંડ, અવિરત, નિરપેક્ષ સેવા અજોડ બની છે.

હિંદી ભાષાના તેઓ ઉમદા સેવક છે. પટણા યુનિવર્સિટી સ્થાપવામાં અને તેમાં માધ્યમ તરીકે હિન્દી દાખલ કરાવવામાં રાજેન્દ્રબાબુએ લીધેલો શ્રમ બિહારના શિક્ષણના ઇતિહાસમાં નોંધપાત્ર છે. ૧૯૨૦ના અસહકાર પછી એમણે રાય બહાદુરનો ઈલકાબ ત્યજી દીધો અને બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી. ૧૯૩૪ની મુંબાઈ કૉંગ્રેસનું પ્રમુખપદ આપીને દેશે એમની રાજકીય સેવાઓની સર્વોચ્ચ કદર કરી અને કૉંગ્રેસના અગ્રગણ્ય નેતાઓમાં એમને સ્થાપ્યા.

એ એટલા તો સાદા, નમ્ર, સહૃદયતાના પ્રેમાળ અને ઉદાર છે કે એમને 'અજાતશત્રુ' કહી શકાય. એમના સૌજન્ય અને સેવાના ગાન આજે બિહારને આંગણે આંગણે થાય છે.

## માઈક્રોફોન ઘેર બનાવો

નાનપણમાં આપણામાંના ઘણાએ દીવાસળીના ખોખાંની મદદથી ટેલિફોન બનાવી વાતચિત કરવાનો પ્રયત્ન કર્યો હશે. એ પ્રયત્ન બિલકુલ હાસ્યજનક હતો એમ કહી શકાય નહિ, કેમકે એની પાછળ પણ પદાર્થવિજ્ઞાન (physics)નો સિદ્ધાંત તો રહેલો હતો. તેમાં આપણે હવાને બદલે દોરીને માધ્યમ (medium) બનાવી વાત કરતા હતા. પણ એ જાતનો ટેલિફોન ઘરમાં ગોઠવી શકાય નહિ, કેમકે તેમાં અવવાશ મુશ્કેલીઓ ઘણી છે.

ટેલીફોનનાં મુખ્યત્વે બે વસ્તુઓની જરૂર હોય છે: એક તો અવાજ મોકલવાનું યંત્ર, જેને ટ્રાન્સમિટર અથવા માઇક્રોફોન કહેવામાં આવે છે તે, અને બીજું અવાજ ઝીલવાનું યંત્ર, જેને ઈયરપીસ અથવા રિસીવર કહેવામાં આવે છે તે. પ્રથમ આપણે માઈક્રોફોન કેમ બનાવવું એ વિચારીએ. તૈયાર માઇક્રોફોન ઘણી જાતના આવે છે, અને કેટલેક તો ઘણા વખત સુધી સારૂં કામ આપે છે, પણ તે દરેકના ગજવાને પોસાય તેવાં હોતા નથી. તેથી આપણે સાદામાં સાદું માઈક્રોફોન કેમ બનાવવું તે જોઈએ.

પ્રથમ એક ૨×૬ ઈંચ લાંબો-પહોળો સમચોરસ દેવદારના પાટિયાનો ટુકડો લો. હવે એ જ માપનું એક પ્લાઈવૂડનું પાટિયું લો. આ પાટિયું ત્રણ પ્લાઈનું હશે તો સારૂં કામ આપશે. હવે દેવદારના પાટિયાની વચમાં બે ડગળીઓ મારી, તેની વચ્ચે પ્લાઈવૂડના પાટિયાને ઊભું કરો. આટલું કર્યાં પછી, ક્યાંયથી સાધારણ કદની બે જૂની ટૉર્ચસેલ (બૅટરીઓ) લાવો, અને તેને સાચવીને તોડી, અંદરથી કારબનના સળિયા (carbon rods) કાઢી લો. ચોરસ બૅટરીમાંથી કાઢેલા કારબ રૉડ પણ ચાલી શકશે. આવા બે કારબન લો. [illegible] પ્લાઈવૂડના પાટિયાની બરાબર વચમાં, એક એક ઈંચને અંતરે, અંદર એ કારબન બરાબર ફિટ આવે તેવા બે કાણાં પાડો, અને તેમાં બન્ને કારબન બેસતા કરો. જે કારબન તમે આ રીતે બેસાડો તેની વિજળીની બાજુઓ કાઢી લીધેલી ન હોવી જોઈએ. હવે એક ત્રીજું કારબન લો અને તેને બંને છેડે ઘસીને અણીદાર બનાવો. પછી જે બે કારબન તમે પ્લાઈવૂડમાં બેસાડેલા હોય તેમાં સારસીથી થોડાક ખાડા પાડો અને તેમાં બન્ને બાજુએ અણીવાળો આ ત્રીજો કારબન બેસાડી દો. આ તમારૂં માઈક્રોફોન તૈયાર થયું. આવા માઇક્રોફોનની સફળતાનો ઘણોખરો આધાર બે કારબનના ડેલિકેટ અઢિન ઉપર છે એ ધ્યાનમાં રાખવું.

હવે તેમાંથી કનેક્શન લેવા માટે, કારબનની વિજળીની બાજુઓમાં એક એક ફૂટના બે ફ્લેક્સિબલ વાયર રખું કરો, અથવા સજ્જડ વીંટીને બાંધો. જો તમારે ત્યાં રેડિયો હોય તો એના બે પિકઅપ લગાડવાના કાણાંમાં આ બે તાર ખોસી દો. પછી માઈક્રોફોનની નીચેના પાટિયા ઉપર એક ઘડિયાળ મૂકશો તો ઘડિયાળનો અવાજ અનેકગણો મોટો થઈને રેડિયોમાં સંભળાશે. જો બધું સમજપૂર્વક કર્યું હશે તો માઈક્રોફોનની આગળ બોલેલું રેડિયોમાં સાંભળી શકાશે. જોકે દરેક માઇક્રોફોન રેડિયોમાં જોડતાં પહેલાં વચમાં ટ્રાન્સફૉર્મર મૂકવું પડે છે, એટલે ટ્રાન્સફૉર્મર મૂક્યું હોય તો વધુ સારૂં કામ આપે.

('વીજળીની દુનિયા') —પ્રબોધચંદ્ર મા. વૈદ્ય

## લડાયક ઉંદરો

ઉંદરની જુદીજુદી અનેક જાતો થાય છે, પણ તેમાં હેમ્સ્ટર (Hamster) નામે ઓળખાતી જાત એકમૂળ છે. યુરોપમાં ડાન્યૂબના કિનારાના પ્રદેશમાં તથા એશિયામાં સાઈબીરિયામાં એ મળી આવે છે. ખાવું અને લડવું એ બે જ કાર્યો વચ્ચે જાણે એની જિંદગી વહેંચાઈ ગઈ છે. પોતાના માર્ગમાં આવતા ગમે તે પ્રાણી સાથે, તેની બલિષ્ઠતાનો કશો ખ્યાલ કર્યાં વિના, તે બાખડી પડે છે; અને એક વાર રણમેદાને પડ્યા પછી પાછી પાની તો કરી જ નહિ એવા વીરસિદ્ધાંતને એ વરેલો હોઈને, ટુકડેટુકડા થઈ જતાં સુધી એ લડ્યે રાખે છે. માણસને પણ એ ચાટથો કે વળી એની ફાડ મૂકે જ ઢીલી પડવાની. પાડા જેવડા કદાવર પ્રાણીનો પણ જરા ભય તેને નથી લાગતો. કોઈ સામે મળ્યું તો પોતાના ગલોફા ફુલાવીને તે એકદમ ઊભો થઈ જાય છે અને સીધો તેના પર ધસી જાય છે. માત્ર બીજાં પ્રાણીઓ સાથે જ નહિ પણ પોતાના જાતભાઈઓ સાથે પણ તે હમેશાં જંગ મચાવતો રહે છે.

—'પ્રપૂ'

## કેટલાંક પરિમાણો

એક અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રીએ નીચેનો કોઠો તૈયાર કર્યો છે:

| પરિમાણના આંકડા | માપની વસ્તુ કે પદાર્થનું નામ |
|---|---|
| .૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૬ તસુ | વિદ્યુદ્કણ—'ઇલેક્ટ્રોન' |
| .૦૦૦,૦૦૦ ૦૦૦,૦૦૬ તસુ | ... ... |
| ૦૦૦,૦૦૦,૦૦૦૬ તસુથી / .૦૦૦,૦૦૦,૦૬ તસુ સુધી | પરમાણુ—'ઍટમ' |
| .૦૦૦,૦૦૬ તસુ | સાબુના પરપોટાનું પડ |
| .૦૦૦૬ તસુ | ટિસ્યુપેપરની જાડાઈ |
| .૦૬ તસુ | ... ... |
| ૬.૩ તસુ | સાધારણ ઈંટની લંબાઈ |
| ૬૩૩૬ તસુ= .૧ માઈલ | સાધારણ ઘરની પહોળાઈ |
| ૧ માઈલ | ... ... |
| ૧૦૦ માઈલ | અમદાવાદથી ભરૂચ જેટલું |
| ૧૦,૦૦૦ માઈલ | પૃથ્વીનો વ્યાસ |
| ૧૦,૦૦,૦૦૦ માઈલ | ૪૦ વાર પૃથ્વીની પ્રદક્ષિણા |
| ૧,૦૦,૦૦૦ ૦૦૦ માઈલ | પૃથ્વી ને સૂર્ય વચ્ચેનું અંતર |
| ૧૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માઈલ | સૂર્યમંડળનો વ્યાસ |
| ૧,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માઈલ | .. ... |
| ૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માઈલ અર્થાત્ ૧૬ પ્રકાશ-વર્ષ | પાસેમાં પાસેના તારાનું અંતર |
| ૧૭૦૦ પ્રકાશ વર્ષ | સ્થાનિક તારાગણનો વ્યાસ |
| ૧,૯૦,૦૦૦ પ્રકાશ-વર્ષ | 'કૉસમૉસ'—વિશ્વનો—વ્યાસ |
| ૧,૯૦,૦૦,૦૦,૦૦૦ પ્રકાશ વર્ષ | ૧૦૦ તસુના વ્યાસવાળું દૂરદર્શક યંત્ર જ્યાં લગી જોઈ શકે તેથી ૬ ગણું અંતર |
| ૧૯૦,૦૦૦,૦૦૦,૦૦૦ પ્રકાશ-વર્ષ | આઇન્સ્ટાઇનના બ્રહ્માંડનો વ્યાસ |

(કૌમુદી) —કાન્તિલાલ પંડ્યા

## નવાં પુસ્તકો

**આણંદની ખેતીવાડી સંસ્થા** તરફની બે પુસ્તિકાઓ: Independence in Inheritance of the Loose Smut Reaction and Lemma Colouration in an Oat Cross, અને The Second Annual Report એ વિષયમાં રસ ધરાવનારને માટે ઉપયોગી છે. **હાસ્યમંગલ:** રમૂજી ટુચકાઓનો સંગ્રહ લેખક-રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક-બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા, ૦-૧૨-૦, **ધરતીને ખોળે:** ટૉલ્સ્ટૉયની 'એક માણસને કેટલી જમીન જોઈએ?' એ નામની જાણીતી કથા વાર્તાનો શ્રી ચુનીલાલ વર્ધમાન શાહે કરેલો સ્વતંત્ર અનુવાદ-પ્રકાશક, શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, હજીરાની પોળ, સાંકડીશેરી, અમદાવાદ

# આ માસ ઈતિહાસમાં

## ડીસેમ્બર

જૂના રોમન કૅલેન્ડરમા જ્યારે દસ જ માસ હતા ત્યારે આ માસ છેલ્લો દસમો હતો તેથી તેનુ નામ (લૅટિન શબ્દ ડાસેમ=દસ ઉપરથી) ડિસેમ્બર કહેવાયુ, જે હજી પણ, બાર માસનું વર્ષ થયા છતા ચાલુ જ રહ્યુ છે યુરોપમા આ માસે ભરશિયાળો હૈવાથી તેને બરફાળ માસ, ધુમાડિયો માસ વગેરે નામો મળેલા સૅક્સનો તેને 'વિન્ટર મૉનાથ' એટલે શિયાળાનો માસ અને 'હેલીગ મૉનાથ' હોલી મન્થ એટલે પવિત્ર મહિનો પણ કહેતા, કેમકે ઇશુખ્રિસ્તની જન્મજયતી નાતાલ આ માસમા આવે છે આજે યે જર્મનો આ માસને 'ક્રિસ્ટમૉનાટ' કહે છે

**તા. ૧** પારસીઓએ પહેલવહેલો હિંદને કિનારે પગ મૂકયો, ઈ ૭૧૫

**તા. ૯** નિઝામના મહેસૂલી વડા અને અલીગઢ યુનિ ની પ્રવૃત્તિના એક અગ્રણી, નવાબ મોહસીન-ઉલ-મુલકનો જન્મ, ઈ. ૧૮૩૭ ગરીબ માબાપને ઘેર જન્મી, ઈસ્ટ ઈંડિયા કપનીમા કારકુન તરીકે જીવન શરૂ કરી દીવાનના તહેસીલદારપદે પહોચનાર એ સૈયદ મેહદીઅલીને સર સાલાર જંગે ચૂંટી નિઝામની નોકરીમાં ઝડપી લીધેલા, જ્યા તેને દરજ્જા સાથે નવુ નામ મળ્યુ ૧૮૯૩મા નિઝામની નોકરીમાંથી નિવૃત્ત થઈ ૧૯૦૭મા મૃત્યુ થયુ ત્યા સુધી એમણે અલીગઢ યુનિવર્સિટીની પ્રવૃત્તિમા જ પોતાનો બધો વખત આપેલો.

**તા. ૧૨** અંગ્રેજ અમલ નીચે હિંદની રાજધાની કલકત્તાથી ખસેડી દિલ્હીમા લાવવામા આવી, ઈ ૧૯૧૧.

**તા. ૧૬** નૉર્વેજિયન દરિયાખેડુ સાહસિક રોઆલ્ડ આમુન્ડસેને દક્ષિણ ધ્રુવ સર કરી ત્યા પહેલો પગ મૂકયો. ઈ. ૧૯૧૧.

**તા. ૨૨** કવિવર ટાગોરની વિશ્વભારતી વિદ્યાપીઠની શાંતિનિકેતનમા સ્થાપના, ઇ ૧૯૨૧.

**તા. ૨૫** મહામના, ભારતભૂષણ પં૦ મદનમોહન માલવીયજીનો જન્મ, ઈ ૧૮૬૧

**તા. ૨૯** 'આઇરિશ ફ્રીસ્ટેટ'નો અંત અને સ્વતંત્ર આયર્લૅંડનો 'આયર'ના નામથી નવજન્મ થયો, ઇ ૧૯૩૭.

**તા. ૩૦** ૧૮૫૭ના બળવામા અંગ્રેજ સેનાપતિ સર કૉલિન કૅમ્પબેલને હાથે નાનાસાહેબનો પરાભવ થયો અને તે અદૃશ્ય થયા

### આ માસની વ્યક્તિવિશેષ

### બાબુ રાજેન્દ્રપ્રસાદ



પોતાના ઉચ્ચ સ્થાન અને મહાન સેવાઓ વડે 'બિહારના ગાંધી'નુ બિરુદ પામનાર એ સેવામૂર્તિનો જન્મ બિહાર પ્રાતના જીરાદેઈ નામના ગામડામા ૧૮૮૪ની ત્રીજી ડીસેમ્બરે થયો. એમના વડવાઓએ જુદા જુદા સસ્થાનોમા દીવાનગીરી કરેલી પિતા મુનશી મહાદેવ સહાય એ નાના ગામમા વૈદ હતા.

છસાત વર્ષની ઉમરે એક મૌલવીને ત્યા ફારસી ભણવા બેઠા અને પછી છપરા જિલ્લાની મુખ્ય શાળામા દાખલ થયા એમની બુદ્ધિ નાનપણથી જ તેજસ્વી હતી, અને એ એટલા અભ્યાસરત રહેતા કે શારીરિક વિકાસ તરફ બીલકુલ લક્ષ રહ્યુ નહિ આજનુ એમનુ દમપિડિત સુકલકડી શરીર એનુ જ પરિણામ છે

૧૯૦૨ની કલકત્તા યુનિવર્સિટીની એન્ટ્રન્સ પરીક્ષામા બેઠેલા ૨૦ હજાર વિદ્યાર્થીઓમા બિહારના ખૂણાના ગામડાનો આ વિદ્યાર્થી પહેલો આવ્યો કૉલેજકાળમા એમણે બીજી પ્રવૃત્તિઓમા પણ મન પરોવવા માડ્યુ, જેમા છાપાઓના લેખો, સભાઓ અને ભાષણો ઉપરાત ધાર્મિક જ્ઞાનપ્રચાર માટે સ્થપાએલી 'ડૉન સોસાયટી'નુ કાર્યક્ષેત્ર મુખ્ય બન્યુ અને તેના મુખપત્ર 'ડૉન' માસિકનુ સપાદન પણ એમણે કરવા માડ્યુ

૧૯૦૬મા પહેલા વર્ગમા બી એ. પાસ થઈ ૯૦ રૂપિયાની સ્કૉલરશિપ અને ૧૨ સોનાના ચાદ મેળવી એમણે બિહારનુ નામ ઊજળુ કર્યુ અને એમ એ તથા એલએલ બી. ના અભ્યાસ શરૂ કર્યા આ વખતે તેમને વિલાયત જવાની ઉત્કટ ઈચ્છા થએલી, પરતુ પિતાની માદગી અને માતા તથા મોટાભાઈની નારાજીને માન આપી અટકી જવુ પડ્યુ એથી એમનુ મન ભાગી ગયુ અને સામાન્ય નબરે તે એમ એ. પાસ થયા.

શરૂમાં મુઝફ્ફરપુરની ભૂમિહાર બ્રાહ્મણ કૉલેજમાં પ્રોફેસર તરીકે અને પછી પ્રિન્સિપાલ તરીકે કામ કર્યુ, પણ શિક્ષણકાર્યમા બહુ રસ પડ્યો નહિ, એટલે ૧૯૧૦મા વકીલાતની પરીક્ષા પાસ કરી. આ જ અરસામા ગોખલેજીએ એમની પારખશક્તિથી આકર્ષાઈ એમને પોતે સ્થાપેલી સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીમા જોડાવા આગ્રહ કર્યો પણ ઘરની કુટુબીઓની ઇચ્છાને માન આપી તે ઊર્મિઓ દાબી દેવી પડી અને કલકત્તે જઈ એમણે વકીલાત શરૂ કરી. ત્યા એમનુ કાર્ય એટલું દીપી આવ્યુ કે લૉર્ડ સિંહા, ડૉ સર રાસબિહારી ઘોષ, દેશબધુ દાસ, હસન ઇમામ વગેરે જેવા મહારથી ધારાશાસ્ત્રીઓ પણ ચકિત થયા અને ધન તથા ખ્યાતિ એમને ચરણે આવ્યા તે પછી એ પટણા હાઈકોર્ટમા આવ્યા ને ત્યા તો ધનના ઢગલા થવા લાગ્યા પણ એ 'બહુ ઘરમા' ન રહેતા ગરીબ વિદ્યાર્થીઓના અભ્યાસ પાછળ, નિરાધારોની રોજી માટે અને બીજા સેવાકાર્યોમા વહેવા લાગ્યુ, તે એટલે સુધી કે ૧૯૨૦ના અસહકાર વેળાએ એમણે માસિક ૬ હજારની પ્રૅક્ટિસ છોડી તે વખતે એમની પૂંજી પૂરા પદર રૂપિયાની યે નહોતી!'

પટણા હાઈકોર્ટમાં એ વકીલાત કરવા આવ્યા એ જ વર્ષે વ્રજકિશોરબાબુએ ચપારણના ખેડૂતોની પાયમાલી અગે ઉગ્ર આંદોલન શરૂ કર્યુ તેની તપાસ અર્થે ગાધીજી ત્યા ગયા, અને એમા રાજેન્દ્રબાબુએ જે સહાય એમને કરી તેને લીધે તેઓ પરસ્પરના નિકટ પરિચયમા આવ્યા ગાધીજીના વિભૂતિતત્ત્વે એ કાળે કરેલી અસરે રાજેન્દ્રબાબુનો જીવનપ્રવાહ રાજકારણ તરફ વાળ્યો.

ત્યાર પછીનુ એમનુ જીવન મુખ્યત્વે એમના પ્રાતના સેવાકાર્યો પાછળ અને ઉત્તરોત્તર વધતી જતી રાજકીય પ્રવૃત્તિમા જ વીત્યુ છે ઈ ૧૯૧૭, ૧૯૨૬, ૧૯૩૦ અને ૧૯૩૪મા બિહાર પર ઊતરેલા બધાપૂર, દુષ્કાળ અને ધરતીકપ જેવા દૈવી સકટોમાં એમની અખડ, અવિરત, નિરપેક્ષ સેવા અજોડ બની છે

હિંદી ભાષાના તે ઉત્કટ સેવક છે. પટણા યુનિવર્સિટી સ્થાપવામા અને તેમા માધ્યમ તરીકે હિન્દી દાખલ કરાવવામા રાજેન્દ્રબાબુએ લીધેલો શ્રમ બિહારના શિક્ષણ ઇતિહાસમાં નોધપાત્ર છે ૧૯૨૦ના અસહકાર પછી એમણે રાય બહાદુરનો ઈલકાબ ત્યજી દીધો અને બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી ૧૯૩૪ની મુંબઈ કૉંગ્રેસનું પ્રમુખપદ આપીને દેશે એમની રાજકીય સેવાઓની સર્વોચ્ચ કદર કરી અને કૉંગ્રેસના અગ્રિમ નેતાઓમા એમને સ્થાપ્યા.

એ એટલા તો સાદા, નમ્ર, સાધુવૃત્તિના પ્રેમાળ અને ઉદાર છે કે એમને 'અજાતશત્રુ' કહી શકાય એમના સૌજન્ય અને સેવાના ગાન આજે બિહારના આબાલવૃદ્ધ ગાયછે



**કોઈ પ્રકાશ ન લે કે લે, એ ચિંતા ન કરે દીવો,**
**નિજ ધર્મે દઢ રહી, બળી પરકાજ મરે મરજીવો.**



—રમણલાલ સોની

રશિયામાં જમીનદારો પોતાના ખેડૂતોને ગુલામ જેવા ગણી નિર્દયતા ગુજારતા એ કાળમાં એ જુલમ નિવારવા માટે બિશપ ટીખન નામનો પાદરી પ્રિન્સ વાયોનેસ્ક નામે એક અત્યાચારી જમીનદાર પાસે તેને સમજાવવા ગયો. પણ વાતચિતમાં જ જમીનદાર સાહેબનો મિજાજ ગયો અને તેણે બિશપને એક થપ્પડ ખેંચી કાઢી બિશપે તેને પગે પડીને કહ્યું કે " અતિથિ અને વળી પાદરીને મારવાનો આ જે અપરાધ આપથી થયો તેનો યે દોષ તો મારો જ છે, કેમકે હું આપને ગળે ઊતરે એટલી સારીરીતે ઉપદેશ આપી શક્યો નહિ માટે મને ક્ષમા કરો ! " પાદરીને મારવાના અપકૃત્યથી મનમાં તો પ્રિન્સ પસ્તાતો જ હતો, તે આ અદ્ભુત શાંતિ અને નમ્રતા જોઈ ગળગળો થઇ પાદરીને પગે પડ્યો, અને તે દિવસથી એ જમીનદારના ખેડુતો રશિયાભરમાં સુખીમાં સુખી ગણાતા થયા એટલી સારી એની વર્તણૂક થઈ ગઈ

અનેકાર્થી શબ્દ દર=દરેક, બારણું કે દરવાજો; ભાવ, કિંમત; જ્યાં ભેજ કે ખાર થાય તે જગ્યા, કોઈ પ્રાણીએ જમીનમાં રહેવા માટે કરેલુ કાણું, છિદ્ર, બોણુ

કહેવત કેમ પડી : 'વાણિયાની બગલમાં પાંચશેરી' અથવા 'કોથળામાં પાંચશેરી' બહાર જાહેર ન થાય એ રીતે બાંધે ભરમે પણ અચોટ કરવા કામ માટે અથવા મર્મના વચન માટે વપરાતી આ કહેવત વિષે એવી વાત છે કે બજારમાં કોઇ વાણિયાની દુકાને માલ લેવા જનાર એક મિયાંને વાણિયાએ છેતરતા, મિયાએ તેની ચોરી પકડી સરમારમાં જાણ કરવા ધસડવા માંડ્યો પણ ત્યાં તો આજુબાજુના વાણિયાએ ભેગા થઈ તેને ઘેરી લીધો, ને મિયાંભાઈ સામા થતા સૌ એક પટામાં કાટલા નાખી મારવા માંડ્યો પેલા વાણિયાએ તો રીસે બગલમાં એક કોથળામાં પાંચશેરી નાખીને તેને કુટવા માંડ્યો મિયાંભાઇએ મહા મુશીબતે ભાગીને ફરિયાદ કરી, પણ વાણિયાઓએ ચાલાકી કરીને મૂઢ માર જ માર્યો હોઇને તેની ક્યાંય નિશાની ન હોવાથી ફરિયાદ ચાલી નહિ

દુનિયામાં પહેલવહેલી વીમાની પૉલિસી ૧૮૫૩ના જુનની ૧૮મી તારીખે વિલિયમ ગિબન્સ નામના શખ્સને અપાએલી.

તમારા ઓરડાની બારીના માપને અનુકૂળ થાય એવુ પાટિયુ બે મજાગરાંથી બારીના ચોકઠાંના નીચેના ભાગમાં જડી દો. (મજાગરાના સાધા નીચે આવે તેમ ) પછી ચિત્ર પ્રમાણે હુક, દોરી અને કડીઓ લગાડી દો, એટલે ઓઢુંવળુ ઢળતુ રાખી શકાય, અને ખોલીને નીચે પાડી નાખવાથી બીલકુલ જગ્યા ન રોકે એવુ સુંદર મેજ તૈયાર થશે નીચેની આકૃતિમા આપેલું તેનું આલેખન આખી રચના સમજાવી રહે છે.




ગણિત ગમ્મત

$(૧^{૨}+૨^{૩})-(૧+૨)^{૨}=૦$
$(૨^{૨}+૩^{૩})-(૨+૩)^{૨}=૨\times૩$
$(૩^{૨}+૪^{૩})-(૩+૪)^{૨}=૪\times૬$
$(૪^{૨}+૫^{૩})-(૪+૫)^{૨}=૬\times૧૦$
$(૫^{૨}+૬^{૩})-(૫+૬)^{૨}-૮\times૧૫$
$(૬^{૨}+૭^{૩})-(૬+૭)^{૨}=૧૦\times૨૧$
$(૭^{૨}+૮^{૩})-(૭+૮)^{૨}=૧૨\times૨૮$
$(૮^{૨}+૯^{૩})-(૯+૧૦)^{૨}=૧૪\times૩૬$
$(૯^{૨}+૧૦)-(૯+૧૦)^{૨}=૧૬\times૪૫$
$(૧૦^{૨}+૧૧)^{૩}-(૧૦+૧૧)^{૨}=૧૮\times૫૫$

અને એમ આગળ —કા ભ જોશી

કાકડી અપચો ને તાવ લાવે છે એ માન્યતાથી ઘણાં તે ખાતા ડરે છે રાત્રે કાકડીને સમારી રાખી, ઉપર થોડુ મીઠું છાંટી ખારિયુ બનાવી રાતભર રાખી મૂકવું ને સવારે એમાંથી ફૂટેલુ પાણી નીતારીને પછી તે ખાવી. હરકત નહિ કરે. અપચો કરનાર એ પાણી જ હોય છે



દૃષ્ટિભ્રમનો નમૂનો: ઉપરની આકૃતિમાં એક નજરે, જોતા ડાબી બાજુથી ચડવાનાં પગથિયાની હાર જણાશે, પણ દૃષ્ટિ એકાગ્ર કરીને પલટાતાં બીજી નજરે એજ પગથિયાં ઉલટી ગયાં હોય તેમ જમણી બાજુને ઉપલે ખૂણેથી ઊંધા લટકતાં જણાશે. આકૃતિને ઉલટાવીને જોવાથી પણ આ બને ભ્રમ માલૂમ પડશે.

ઑસ્ટ્રેલિયામાં સૌથી પ્રથમ જન્મેલા ગોરા છોકરાનું નામ સીબેર વાન ન્યુલાન્ડ જન્સ હતુ ને 'લાઇડન' નામના વહાણમાં ઈ. ૧૬૨૩ના જુલાઇની ૨૭મીએ જન્મેલો.

'ફ્રેન્ડલી આઇલૅન્ડ્ઝ' ટાપુઓના લોકો શાર્ક માછલીના દાંતનો નાણાં તરીકે ઉપયોગ કરે છે. લાલ અને ધોળા બે રંગના તે રાખે છે, અને ધોળાની કિંમત લાલ કરતાં બીમણી લેખાય છે.

ચિત્તો ઝડપીમાં ઝડપી પ્રાણી છે. તેની ઝડપ કલાકના ૬૦ માઇલ જેટલી હોય છે.

આબરૂની નુકશાનીનો કેસ ચાલતો હતો. આરોપીના વકીલે વિરૂદ્ધ સાક્ષીને પૂછ્યું 'આરોપીએ તમને શી ગાળ દીધી હતી ? કહો જોઇએ !'

સાક્ષી : (શરમાઇને) તે શબ્દ ભાણસો આગળ બોલાય તેવો નથી, સાહેબ ?

વકીલ : તો પછી જજ સાહેબને તો કાનમાં કહો !







દેશદેશનાં બાળકોના ચિત્રવિચિત્ર પોષાક ડાબી બાજુથી (૧) ચીન (૨) જપાનનાં બાળકો રેશમી કપડાં ને લાકડાના જોડા પહેરે છે. (૩) બરફ પર ચાલતાં ઉત્તર ધ્રુવ દેશનાં બાળકો.




## જાન્યુઆરીથી ડીસેમ્બર '૪૩ —— વાર્ષિક સાંકળિયું —— સળંગ અંક • ૨૨૯થી ૨૪૦

### મુખ્ય ચિત્રો



### કાવ્યો

## જીવનચરિત્રો

### ચરિત્રરેખા



### પરિચયરેખા



## વાર્તાઓ



## લેખો

### ઇતિહાસ અને પુરાતત્ત્વ



### બીજા લેખો

